# મહમૂદુલ ફતાવા




હઝરત મુફતી અહમદ ખાનપુરી સા. (દા.બ.)

સદર મુફતી, શયખુલ હદીષ જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ-સિમલક

સંપાદન

મુફતી અબ્દુલ કય્યુમ રાજકોટી

(સહાયક મુફતી)



પ્રકાશક

મકતબએ મહમૂદિય્યહ મહમૂદનગર

જામિઅહ ડાભેલ પાસે.

# મહમૂદુલ ફતાવા

**ભાગ ચોથો**

હઝરત મૌલાના મુફતી
અહમદ સાહબ ખાનપૂરી (દા. બ.)
સદર મુફતી, શયખુલ હદીષ
જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ–સિમલક

–: સંપાદક :–
મુફતી અબ્દુલ કય્યૂમ રાજકોટી

:: નોંધ ::
અલ ઈસ્લાહ માસિક
અને ઉમ્મીદ સાપ્તાહિક મેગેઝિનમાં
પ્રગટ થયેલ ફતાવાનો સંગ્રહ

:: પ્રકાશક ::
મકતબએ મહમૂદિય્યહ
મહમુદનગર, જામઅહ ડાભેલ પાસે

કિતાબનું નામ : મહમૂદુલ્ફતાવા
(ભાગ ચોથો)

લેખક : હઝરત મુફતી અહમદ સાહબ
ખાનપૂરી દામત બરકાતુહુમ

સંપાદક : મુફતી અબ્દુલ કય્યૂમ રાજકોટી
(મુઈન મુફતી મદ્રસા જામિઅહ
ઈસ્લામિય્યહ તાલિમુદ્દીન
ડાભેલ.)

પાના : ૬૨૧

પ્રકાશન વર્ષ : હિ. સ. ૧૪૩૪, ઈ.સ. ૨૦૧૩

કમ્પ્યૂટરાઈઝડ
બાય : મારિયા ગ્રાફિકસ, સીમલક
મો :– 98244 70079

–: મળવાનું સ્થળ :–

મકતબએ મહમૂદિય્યહ
મહમૂદનગર, જામિઅહ ઈસ્લામિય્યહ પાસે,
ડાભેલ – ૩૯૬૪૧૫.
જિ. નવસારી, ગુજરાત.

# મહમૂદુલ ફતાવાના ચોથા ભાગના વિષયો એક નજરમાં

મહમૂદુલફતાવાના ચોથા ભાગના મસાઈલની

# અનુક્રમણિકા

## (૪) કુર્આન અને તફસીર, આદાબ.



## (૫) હદીસ

## (૬) તબ્લીગ



## (૭) સિયાસત કિંવા રાજકારણ.



## (૮) પાકી–નાપાકી–વુઝૂ–ગુસલ

## (૯) નમાઝ



## (૧૦) ઈમામત

## (૧૫) રોઝા – એ'તિકાફ



## (૧૬) હજ્જ અને ઉમરહ

## (૧૭) નિકાહ

## (૧૯) લુકતહ કિંવા મળેલી વસ્તુ



## (૨૦) વકફ



## (૨૧) મસ્જિદ

## (૨૪) સંસ્થા



## (૨૫) બુયૂઅ કિંવા વેપાર

## (૨૬) મુઝારબત–ભાગીદારી



## (૨૭) સૂદ કિંવા વ્યાજ

## (૩૧) ઈજારહ

## (૩૨) ગસબ કિંવા છીનવી લેવું.

## (૩૩) અમાનત



## (૩૪) શુફઅહ કિંવા પડોશનો મિલ્કત ખરીદનો હક.



## (૩૫) કુર્બાની



## (૩૬) અકીકહ.

# (૧) ઈમાન–કુફ્ર

**૧. ઈસ્લામનો અર્થ. :–**

**સવાલ :–** ઈસ્લામનો અર્થ શું થાય છે ? અહીં ઈસ્લામનો અર્થ એટલે ડિક્ષનરીમાં લખેલો અર્થ તમે જે ડિક્ષનરીમાંથી જવાબ આપો તેનું નામ અને પાના નંબર પણ લખશો અને તેના અર્થ વિશે બરાબરથી સમજણ પાડશો .

**જવાબ :–** حامداً ومصلياً ومسلما લુગાતુલ–કુર્આન ભાગ–૧, પેજ નં. ૯૨ ઉપર, ઈસ્લામ શબ્દનો અર્થ લખ્યો છે. "તાબેદારી કરના, મુસલમાન હોના" "તફસીરે–મઆરિફુલ કુર્આન (ભાગ ૨, પેજ ૩૬) માં છે." ઈસ્લામ કે અસલી માઅના હય અપને આપકો અલ્લાહ તઆલા કે સુપુર્દ કર દેના. અવર ઉસકે તાબેએ–ફરમાન હોના, ઈસ મઅના કે એઅતેબારસે હર નબી–વ–રસુલ કે ઝમાનેમેં જો લોગ ઉન પર ઈમાન લાયે અવર ઉનકે લાયે હૂએ અહકામ મેં ઉનકી ફરમાં બરદારી કી વોહ સબ મુસલમાન અવર મુસ્લિમ કેહલાનેકે મુસ્તહિક થે. ઔર ઉનકા દીન દીને–ઈસ્લામ થા, ઈસી મઅના કે લિહાઝ સે હઝરત નુહ (અલ.) ને ફરમાયા

وامرت أن اكون من المسلمين .

ઔર ઈસી લીએ હઝરત ઈબ્રાહીમ (અલ.) ને અપને આપકો અવર

અપની ઉમ્મતકો ઉમ્મતે મુસ્લિમહ ફરમાયા.

ربنا واجعلنا مسلمين لک ومن ذريتنا امة مسلمة لک.

ઔર હઝ. ઈસા (અલ.) કે હવારિય્યીન ને ઈસી મઅના કે એઅતેબાર સે કહા થા :– ( واشهد باننا مسلمون ) ઔર બઅઝ અવકાત યેહ લફઝ ખુસુસીય્યત સે ઉસ દીન–વ–શરીઅત કે લીયે બોલા જાતા હય. જો સબસે આખિરમેં ખાતિમુલ અમ્બિયા સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ લેકર આયે. ઔર જીસને પિછલી તમામ શરાએઅ કો મન્સૂખ કર દીયા. ઔર જો કિયામત તક બાકી રહેગા. ઈસ મઅનાકે એઅતેબારસે યેહ લફઝ સિર્ફ દીને–મુહમ્મદી ઔર ઉમ્મતે–મુહમ્મદીયહ કે લીયે મખસુસ હોજાતા હય. જીબ્રઈલ (અલ.) કી એક હદીસ જો તમામ કુતુબે–હદીસ મેં મશહૂર હય, ઉસમેં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને ઈસ્લામકી યેહી ખાસ તફસીર બયાન ફરમાઈ હય". (મઆરિફુલ કુર્આન ભાગ–૨ પેજ–૩૬,૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. નબુવ્વત ની નિશાનીઓ. :–

**સવાલ :–** (૩) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને નબુવ્વત મળી તે પહેલાં તેમની નબી હોવાની નિશાનીઓ (બધીજ) વિસ્તારથી લખશો. દા. ત. ઝાડો પત્થરોનું સલામ કરવું હૃદયની ફેર બદલી, મોહરે નબુવ્વત.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً એ વિષય ઘણોંજ વિસ્તૃત છે. હઝ. મવ. અશરફ અલી સા. થાનવી (રહ.) ની "નશરૂત્તીબ" માંથી કેટલીક રિવાયતો રજુ કરૂં છું.

(૧) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો ઝુલો ફરીશતાઓના હલાવવાથી હાલતો હતો. (પેજ–૨૩)

(૨) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નું જયારે દુધ છોડાવવામાં આવ્યું તો દૂધ છોડાવાની સાથેજ સૌ પ્રથમ જે કલામ ફરમાવ્યું તે આ હતું.

الله أكبر كبيرا والحمد لله كثيرا وسبحان الله بكرة وأصيلا

(૩) હઝ. હલીમા (રદી.) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને દૂર જવા નહિં દેતાં. એક વખત એમની અજાણતામાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પોતાની દૂધ બહેન શીમા (રદી.) સાથે બપોર વેળા જાનવરો ચરતાં હતા ત્યાં ચાલ્યા ગયા. હઝ. હલીમા (રદી.) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને શોધવા નીકળ્યા. તો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને પોતાની બહેન સાથે જોયા. કહેવા લાગ્યાં, આવી ગરમીમાં એમને લઈ આવી. બહેને કહયું કે, અમ્મા મારા ભાઈને ગરમી જ નથી લાગી. મેં એક વાદળ નો ટુકડો જોયો જે એમના ઉપર સાયો કરી રહયો હતો. જયારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ થોભી જતા ત્યારે તે પણ થોભી જતો, અને જયારે આપ ચાલવા લાગતા ત્યારે એ પણ ચાલવા લાગતો (પેજ–૨૪)

(૪) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના સીના મુબારકને ચીરવાનો બનાવ ચાર વખત બન્યો છે. સૌ પ્રથમ જયારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમનું ત્રીજુ વરસ ચાલતું હતું. બે શ્વેત પોશાક વાળી વ્યકિતઓ એ આવી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને સુવડાવી આપનો સીનો ચીરી તેમાંથી કાંઈ કાઢી લઈ ગયા.આ બનાવ વેળા આપ

સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પોતાની દૂધ માં હઝ. હલીમા (રદી.)ને ત્યાં હતા. બીજી વખત જયારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની વય દસ વરસની હતી. આ બનાવ પણ વસ્તીની બહાર બન્યો હતો. ત્રીજી વખત જયારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ઉપર વહી શરૂ થઈ, ગારે–હીરામા, ચોથીવાર મેઅરાજની રાત્રે. (પેજ ૨૫,૨૬)હઝ. મવ. ઈદ્રીસ સાહબ કાંધલવી (રહ.) એ પોતાની કિતાબ " સીરતુલ–મુસ્તુફા સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ" માં સીના મુબારક ને ચીરવાના બનાવને વિગતવાર ટાંકયો છે. (જુઓ ભાગ પહેલો પેજ ૭૩ થી ૮૪)

(૫) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ જમણી છાતીથી જ દૂધ પીતા હતા. અને ડાબી છાતી પોતાના દૂધ ભાઈ માટે છોડી દેતા હતા, બાળપણમાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કયારેય કપડામાં મળ–મુત્ર નથી કર્યું. કયારેય આપનું સતર ન ખુલતું. સંજોગ વશાત અગર કપડું હટી જતું તો ફરીશતાઓ તુર્તજ સતર છુપાવી દેતા હતા. (પેજ–૨૬)

(૬) કેટલાક ઉલમાનું કહેવું છે કે મુહરે–નબુવ્વત પેદાઈશ સમયથી જ હતી, અને બની–ઈસરાઈલના આલિમો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને એના વડે જ ઓળખતા હતા. અને કેટલાકનું કહેવું છે કે સીનો ચાક કરવા પછી લગાવવામાં આવી. પહેલું કથન વધારે સહીહ છે. જેમકે કેટલીક રિવાયતોથી માલમ પડે છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો જન્મ જ મુહરે–નબુવ્વતની સાથે થયો અને શકય છે કે જે રિવાયતોમાં સીનો ચીરવા પછી મુહરે–નબુવ્વત લગાવવાનો ઉલ્લેખ છે, તે પહેલાં વાળી મહોરને જ પાક અને રીન્યુ કરવામાં આવી હોય (સીરતુલ–મુસ્તુફા સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ૧/૮૫).

(૭) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની વય જયારે બાર વરસની હતી ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પોતાના કાકા ખ્વાજા અબુ તાલિબની સાથે વેપારના આશયે સિરીયાનો પ્રવાસ ખેડયો. ત્યાં બહીરા રાહીબ સાથે જે વાત–ચીત થઈ અને તેણે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના ખાતર પુરા કાફલાની જે દઅવત કરી એ એક લાંબો કિસ્સો છે. તેમાં બહીરાનું કથન નકલ કરવામાં આવ્યું છે કે : તમે લોકો જયારે ખીણમાંથી નીકળ્યા ત્યારે દરેક ઝાડ અને પત્થર આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને સજદો કરતાં હતાં. (સીરતુલ–મુસ્તુફા ૧/૮૯, વિગતવાર કિસ્સો એમાં જોઈ શકાય છે.)ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. જે શાળામાં શિર્કવાળી પ્રાર્થનાઓ બોલાવવામાં આવતી હોય તેમાં બાળકોને મોકલવું કેવું છે ?

**સવાલ :–** અહિં સેન્ટ આંનોલ્ડસ નામની મિશનરી સ્કુલ આવેલી છે. પ્રાયમરી અને સેકન્ડરી વિભાગ ચલાવતી આ શાળા ગુજરાતી અને અંગ્રેજી માધ્યમમાં ચાલે છે. અત્રેના કેટલાક મુસલમાનો આ શાળામાં પોતાના બાળકોને ભણવા મુકે છે. કેમ કે આ શાળાનુ શિક્ષણ ખુબ સારૂ અને ઉચ્ચ ગુવત્તાવાળું છે. આ શાળામાં કેટલીક પ્રાર્થનાઓ અને પ્રતિજ્ઞાઓ એવી બોલવામાં આવે છે. જેમાંથી સદંતર ઈસાઈયત ટપકે છે. પ્રાર્થનાઓમાં JESUS IS GOD (LORD) ઈસા ખુદા છે. સંત ઓર્નાલ્ડ અમારા આશ્રય દાતા, જેવી સ્પષ્ટપણે ઈસાઈયતની તાલીમ આપતી કડીઓ ગવડાવાય છે. અમુક વાલીઓનું એવું કહેવું છે કે આ

શાળામાં ખુબ ઉમદા પ્રકારે વિદ્યાર્થીઓને શિક્ષણ અપાય છે. જે બીજે આપવામાં આવતું નથી. આથી અમો અમારા બાળકોને આ શાળામાં મોકલીએ છીએ. વળી તેઓ એવું કહે છે કે, જો કે આ શાળામાં પ્રાર્થનાઓમાં ઈસાઈયતના શબ્દો બોલવામાં આવે છે અને અમુક અંશે એની તાલીમ પણ આપવામાં આવે છે. પરંતુ અમે ઘરે બાળકોની ઈસ્લાહ કરીએ છીએ. અને ઘરે બાળકોને તેમની આ તાલીમ બાતિલ અને જુઠી હોવાનું સમજાવીએ છીએ. આથી અમારા બાળકો આ શાળામાં શિક્ષણ મેળવે તો વાંધો નથી. તો શું તેમનું આવું કરવું યોગ્ય છે. આ રીતે બાળકોને આવી શાળાઓમાં ભણાવવા ઈસ્લામી રૂએ જાઈઝ છે કે નહિં ? આ શાળામાં વિદ્યાર્થીઓ માટે ટાઈ પહેરવી ફરજીયાત છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما કુર્આને પાકમાં અલ્લાહ તબારક વ તઆલાનો ઈર્શાદ છે.

يـاأيهـاالـذين امنوا لاتتخذوا اليهود والنصارى اولياء بعضهم اولياء بعض ومن يتولهم منكم فانه منهم ان الله لايهدى القوم الظالمين.

**અર્થાત :–** એ ઈમાનવાળાઓ તમે યહુદીઓ અને નસરાનીઓને (પોતાના) દોસ્ત બનાવશો નહી. તેઓ (પોતેજ) એક બીજાના દોસ્ત છે અને જે માણસ તમારામાંથી તેઓ સાથે દોસ્તી કરશે, બેશક તે તેઓમાંથીજ હશે, બેશક અલ્લાહ તઆલા (આ વાતની) સમજ તે લોકોને નથી આપતો, જેઓ (તેમનાથી દોસ્તી કરીને) પોતાનું નુકશાન કરી રહયા છે. (સુરએ માઈદહ આયત નં. ૫૧) અને એક જગ્યાએ અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે.

يـاأيهاالذين امنوا لاتتخذوا بطانة من دونكم لا يالونكم خبالا ودوا مـاعـنتم قد بدت البغضاء من افواههم وما تخفى صدورهم اكبر قد

بينــا لكــم الايــات ان كـنتــم تـعقلون. هـاأنتم اولاء تحبونهم ولا يحبونكم الآية

**અર્થાત :-** એ ઈમાનવાળાઓ પોતાના(લોકો) સિવાય (બીજા મઝહબવાળાઓમાંથી) કોઈને ખાસ સંબધી નહિ બનાવો(કારણ કે) તેઓ તમને નુકશાન પહોંચાડવામાં કોઈ કચાસ રાખશે નહી.(અને દિલથી પણ) તમારૂ (દીની તેમજ દુન્યવી) નુકશાન થવાની તમન્ના રાખે છે.(તેઓના દિલોમાં તમારા વતી એટલું વેર ભરેલું છે કે) ખરેખર તે વેર (કેટલીક વાર) તેઓના મોઢેથી (અનાયાસે વાતચીત દરમીયાન) ટપકી પડે છે, અને જે કાંઈ તેઓના દિલોમાં છુપાયેલું છે,તે તો ઘણું વધું જ,અમે તેઓની વેરની નિશાનીઓ તમારી સામે બતાવી ચુકયા. અગર તમો બુધ્ધિ રાખો છો.(તો આ નિશાનીઓ વડે પારખી લીઓ) સાંભળો ! તમે તેઓ સાથે પ્રેમનું વર્તન કરો છો અને તેઓ તમારા સાથે જરા પણ પ્રેમ રાખતા નથી.(સુરએ આલે ઈમરાન આયત નં. ૧૧૮-૧૧૯)

ઉપરોકત આયતની તફસીરમાં હઝ. મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.)લખે છે કે, ઈસ્લામે પોતાની વિશ્વ વ્યાપી રહમતના છાંયડામાં જયાં મુસલમાનોને ગૈર મુસ્લીમો સાથે હમદર્દી, ખૈર ખ્વાહી, માનવતા અને ફાયદો પહોંચાડવાની ખાસ તાકીદ ફરમાવી અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બધી જ બાબતોમાં આ હુકમોને અમલી રૂપે રિવાજ આપ્યો ત્યાં જ ખાસ હિકમત મુજબ મુસલમાનોના પોતાના સંગઠન અને તેઓના મખસુસ ધર્મ ચિન્હો (શઆઈર) ની હિફાઝત માટે એવા આદેશો

પણ આપ્યા કે ઈસ્લામી કાનુનનો અસ્વીકાર કરનારાઓ અને તેનાથી બળવો પોકારનારાઓ સાથેના સંબંધો એક ખાસ સીમાથી આગળ વધારવાની મુસ્લીમોને ઈજાઝત આપી શકાય નહિં. કારણ કે એનાથી વ્યકિત તેમજ મિલ્લત બન્નેવ માટે નુકશાન અને ભય રહેલો છે. આ એક એવો સ્પષ્ટ અને સમજદારી ભર્યો યોગ્ય અને આવશ્યક આદેશ છે, જેના વડે વ્યકિત અને મિલ્લત બન્નેવનું રક્ષણ થાય છે. (મઆરિફુલ કુર્આન ભાગ–ર પેજ ૧૫૮)

આ ખુદાઈ આદેશ ઉપર આપણા પૂર્વજોએ ઘણી જ સખ્તાઈ પૂર્વક અમલ કર્યો. હ઼ઝરત ઉમર રદી. થી કહેવામાં આવ્યું કે અમારે ત્યાં ફલાણો ગેર મુસ્લીમ છોકરો ઘણો જ સારો લખનારો છે, તમે એને પોતાનો મુન્શી (મહેતાજી) બનાવી લ્યો તો સારૂં રહેશે. હઝરત ફારૂકે આઝમ રદી. એ જવાબમાં ફરમાવ્યું કે અગર હું એવું કરૂં તો મુસલમાનોને છોડીને અન્ય ધર્મવાળાઓને ખાસ સંબંધી બનોવેલા કહેવાશે, જે ખુદાઈ આદેશના વિરૂધ્ધ છે. (મઆરીફુલ કુર્આન ર/૧૫૯)

ધીરે ધીરે મુસલમાન કવમે આ ખુદાઈ આદેશ પ્રતિ બે–દરકારી બતાવી. જેના ભયંકર પરિણામો વિવિધ રૂપમાં મુસ્લીમ કૌમ ભોગવી રહી છે. નાના તેમજ મોટા બાળકોને તાલીમ આપી તેઓની તરબીયત કરવી મા–બાપની દીની ફરજ છે. તેઓનું દીલ અને દિમાગ, દરેક વસ્તુ કબૂલ કરવા માટે તૈયાર હોય છે. જેને લંઈ તેમની તાલીમ તરબીયતમાં ઘણીજ તકેદારી અને સાવચેતી જરૂરી છે. મુસ્લીમોમાં પણ જેઓ કઈક પ્રકારની બદ–અમલીમાં ફસાયેલા હોય તેનાથી બાળકને દુર રાખવાની શરીઅતે

તાકીદ ફરમાવી છે. ત્યાં સુધી કે 'માં' બદ ચલન હોય અને તેની એ બદચલનીને લઈ બાળકના માનસ પટ ઉપર ખોટો અસર પડવાનો ભય હોય તો તેની પાસે પણ બાળકને રાખવાની શરીઅત ઈજાઝત આપતી નથી. હાંલાં કે તેના અકીદાઓ દુરૂસ્ત છે. માત્ર અમલની કમજોરી છે. તો પછી એવા લોકો જેમના અકીદાઓ પણ દુરૂસ્ત નથી, બલ્કે જેઓએ પોતાના જીવનનો ધ્યેય ઈસ્લામ તેમજ મુસ્લીમોને નુકશાન પહોંચાડવાનો બનાવ્યો છે, અને પોતાના એ ધ્યેય ને સિધ્ધ કરવા માટે જે વિવિધ રીતો અપનાવે છે, તેમાંથી એક મીશન સ્કૂલ પણ છે. એ સ્કુલનું નામ જ બતાવે છે કે એનો ધ્યેય ઈસાઈય્યતની તબ્લીગ અને તેનો પ્રચાર–પ્રસાર છે. એવી સ્કુલોમાં પોતાના મઅસૂમ બાળકોને ભણવા માટે મુકવાનો મતલબ જ એ છે કે તેઓને ઈસ્લામ અને ઈસ્લામી તાલીમથી વંચિત રાખવા. સ્વભાવિક વાત છે કે ઉસ્તાદની લાગણીઓ અને તેના વિચારો શાગિર્દોના દિલો ઉપર પૂરે પૂરો અસર નાખે છે. જે ઈસાઈઓએ કુર્આન પાકની તફસીર અથવા હદીસની શર્હ લખી તે લખાણો તેઓની દિલી લાગણીઓથી ખાલી નથી, બલ્કે જે ડિક્ષનરીઓ લખી તેમાં પણ તેઓની અસરો મવજુદ છે. મોટા અને સમજદાર માણસ માટે પણ ઉસ્તાદની લાગણીઓથી બચવું મુશ્કેલ હોય છે. તો પછી નાના બાળકોની શી વિસાત ?

સવાલમાં પુછેલ શાળામાં ગવડાવામાં આવતી જે પ્રાર્થનાઓની નકલ આપે મોકલાવેલી છે. તેમાંની કેટલીક તો ખુલ્લમ ખુલ્લી શિર્કથી ભરપૂર છે. એવી પ્રાર્થના ગાવાથી માણસ ઈમાનથી નિકળી જાય છે. એ પ્રાર્થનામાં ઈસાઈ અકીદાઓનું સંપૂર્ણ પ્રતિબિંબ છે. એવી શાળાઓમાં બાળકોને મોકલવું ના જાઈઝ અને હરામ છે.

જે વાલીઓ એવી દલીલ કરે છે કે એ શાળાનું શિક્ષણ ઉમદા અને સારું છે. એટલે અમારા બાળકોને મોકલીએ છીએ, અને ત્યાં બાળકો ઉપર ઈસ્લામ વિરૂધ્ધ જે મહેનત થઈ રહી છે, ઘરે આવ્યા પછી અમે તેની ઈસ્લાહ કરીએ છીએ, તેઓની આ દલીલ બિલકુલ પોકળ અને મુર્ખતા ભરેલી છે. શરીરમાં થયેલ ઘાને રૂજાવવા માટે નું મલમ કોઈની પાસે હોય અથવા પાટા પિંડીનો સામાન હોય એનો મતલબ એ નથી હોતો કે કોઈ માણસ પોતાના શરીરને જાણી–બુજીને ઝખ્મી કરી તેનો ઈલાજ કરે. આ બધું માત્ર દુન્યાની મહોબ્બત અને તેને પ્રધાન્ય આપવાના કારણે છે. અલ્લાહ તબારક વ તઆલાનો ઈરશાદે હક છે.

بل تؤثرون الحيوة الدنيا والاخرة خيروابقى •

**અર્થાત :–** બલ્કે હકીકત એ છે કે તમે દુન્યવી જીવનને પ્રધાન્ય આપો છો. હાલાંક કે આખિરત તમારા માટે બેહતર અને હંમેશ બાકી રહેનારી છે. (સુરએ અઅલા)

જે લોકોએ પોતાના બાળકો ઉપરોક્ત શાળામાં દાખલ કરાવ્યા છે, તેઓ માટે જરૂરી છે કે તે શાળાના સંચાલકોથી મળી આવી પ્રાર્થના તેમજ આ રીતની તમામ પ્રવૃત્તિઓને તુરતજ સદંતર બંધ કરાવે અને જો તેઓ એ માટે તૈયાર ન હોય તો પોતાના બાળકોને તુરત જ ત્યાંથી હટાવી લીએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. અઝાબને હું પહોંચી વળીશ કહેવું :–

**સવાલ :–** એક ભાઈ જણાવે છે કે મને મસ્અલા મસાઈલ ફતવામાં કોઈ રસ નથી. ફકત એટલુંજ કહો કે કઈ કઈ બાબતથી

જહન્નમમાં કાયમી જવું પડશે ? બાકી ટેમ્પરરી કબરની સજા અને જહન્નમના અઝાબને હું પહોંચી વળીશ, તો આ અંગે શરીઅતે ઈસ્લામીનો આ ભાઈ માટે શું જવાબ છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً એ ભાઈની આ વાતો જહાલતથી ભરપુર અને ઈમાનથી ખારીજ કરી કુફ્રમાં દાખલ કરનારી છે. ગુનાહના તે કામો જેમનું ગુનાહ હોવું કતઈ–દલીલ (કિંવા કુર્આને પાક અથવા મુતવાતિર હદીસો)થી સાબીત હોય. તેમને હલાલ સમજવું કુફ્ર છે. ચાહે તે નાના (સગીરા) ગુનાહ હોય અથવા મોટા (કબીરા) ગુનાહ હોય. એ જ પ્રમાણે તેને મામુલી (સામાન્ય) સમજવું પણ કુફ્ર છે. કિંવા તેને મામૂલી અને સામાન્ય સમજી તેનું બે બાકીથી આચરણ કરે. અને જેવી રીતે જાઈઝ કામો ને નિડર બની કરે છે, તેવી જ રીતે એ કામોને કરે અને પવિત્ર–શરીઅતની ઠેકડી ઉડાવવું પણ કુફ્ર છે. કારણ કે આ બધા કૃત્યો નબીઓને જુઠલાવવાની નિશાનીઓમાંથી છે.(શર્હે–ફિકહે– અકબર પેજ ૧૩૮)

"ફતાવા કાઝી ખાન" માં છેઃ અગર પતિ–પત્નિમાં ઝઘડો લંબાયો તો પતિએ પત્નિને કહયું કે અલ્લાહનો ખવફ કર અને તેનાથી ડર, તેના ઉત્તરમાં પત્નિ બોલી કે હું અલ્લાહથી નથી ડરતી. ઈમામ શયખ અબુબકર મુહમ્મદ ઈબ્ને ફઝલી ફરમાવે છે કે અગર પતિએ તેણીને કોઈ સ્પષ્ટ ગુનાહના કામ ઉપર ઠપકો આપી અલ્લાહથી ખવફ કરવા માટે કહયું, તેના ઉત્તરમાં પત્નિ એ ઉપરોકત શબ્દો કહયા તો તેણી ઈસ્લામથી નીકળી ગઈ, અને પતિના નિકાહથી પણ. અને જો ધણીએ તેણીને કોઈ એવી વાત ઉપર ઠપકો આપ્યો હતો જેમાં અલ્લાહથી ડરાવવામાં નથી

આવ્યું (કિંવા કોઈ જાઈઝ કામ હતું.) તેણી કાફિર નથી બની, પરંતુ અગર ઉપરોકત ઉત્તર વડે તે (અલ્લાહના ડરને) મામુલી ઠેરવી રહી હોય તો પતિના નિકાહમાંથી નીકળી જશે. (ફતાવા કાઝીખાન. અલા હામિશિલ–હિન્દીય્યહ ૩/૫૭૨)

"ફતાવા આલમગીરી" માં છે કે "એક માણસે બીજાને કહયું, ગુનાહ નહિં કર, કારણ કે અલ્લાહનો અઝાબ ઘણો છે. તો બીજાએ ઉત્તર આપ્યો કે હું અઝાબને એક હાથમાં ઉપાડી લઈશ, તો એ માણસ કાફિર બની ગયો. (ફતાવા–આલમગીરી ૨/૨૬૦)ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨) અકીદહ

**૧. ખુદા તઆલાના દીદારનો દાવો :–**

**સવાલ :–** હું મવલાના મહમદ તલ્હા સા. મ.ઝી.થી બયઅત છું (મુરીદ છું) મારા શેખને તો આવો સવાલ કરવાની મારી હિમ્મત ન ચાલી પણ આપથી એ હિમ્મત કરી છે. શજરાથી મને માલમ પડયું કે આપનો (તલ્હાનો ) સિલસિલો ચિશ્તિય્યાહ છે. જે ખ્વાજા મુઈનુદ્દીન અજમેરી (રહ.) ના સાથેનો છે. શજરામાં આપ નું મુબારક નામ [illegible] છે. હવે મારા શેખે મને જે ઝીક્ર બતાવ્યા તે ઝાહીરી છે, કોઈને ન કહેવાય એવા નથી. જે આ છે. (૧) ત્રીજો કલમો (૨) દુરૂદ શરીફ (૩) અસ્તગફાર, હવે અહીં

મારા ગામે ઘણા લોકો પીરી મુરીદીવાળા છે. અને તે પોતાને એહલે સ.વલ. કહેવડાવે છે. જેઓ બરેલ્વી છે. તેમાના એક ભાઈ મને કહે છે કે તમારા પીરનો સિલસિલો ચિશ્તિય્યહ નથી અને ટૂંકમાં તમારા પીર એટલે કે દેવબંદના બધાજ પીરો અધૂરા છે એવું કહે છે. તો મેં એમને પુછયું કે કારણ શું ? તો એમણે કહયું કે તમારા પીરે તમને બાતીની ઝીક્ર બતાવ્યો ? મેં જવાબ આપ્યો નહિ. તેમણે કહયું એજ તો અધૂરતા છે. તેઓ કહે છે અમારા પીરે અમને એવો બાતીની ઈલ્મ બતાવ્યો છે જે કુર્આન અને હદીસ માં નથી. કુર્આન અને હદીસને અમે ઘણાંજ અદબ સહીત માનીએ છીએ. પણ એ ઈલ્મ ઝાહેરી છે. અને અમારા પીરે અમને બતાવેલો ઈલ્મ બાતીની છે. જે હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમેં હ. અલી રદી. તઆલાને આપેલો તેમણે એમને પછીના બુઝુર્ગને એમણે એમના પછી ના બુઝુર્ગને આપ્યો, ગરજ એ કે ચિશ્તિય્યહ બુઝુર્ગોમા સીના બસીના આ ઈસ્મે આઝમ ચાલ્યું આવે છે. એના જરીએ અમે અહીંજ ખુદાને જોઈ લઈએ છીએ. અને તેઓ મને કહે છે કે તમારે અહીં ખુદાને જોવો હોય તો અમારા પીરથી બેત થઈ જાવ અને ખુદાને અહીંજ જોઈલો, બીજી પણ ઘણી બધી વાતો કહે છે. જે અહીં હું રજુ કરતો નથી. અંતમાં આપને પૂછું કે શું આવો ઈલ્મ હશે જેનાથી અહીંજ ખુદાને જોઈ શકાય ? અને શું ઈસ્મે આઝમ (અલ્લાહનું મોટું નામ ) હકીકતમાં ચિશ્તિય્યહ બુઝુર્ગોમાં સીના બસીના ચાલ્યું આવે છે. દલીલ સહીત જવાબ આપશો. અલ્લાહ આપને બન્ને જહાનમાં કામયાબી અતા કરે. આમીન.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً ઈન્સાનને અલ્લાહ તઆલાનો દીદાર

થઈ શકે છે યા નહિ ? આ મસ્અલામાં અહલે સુન્નત વલ જમાઅતના તમામ ઉલમાનો અકીદો એ છે કે આ દૂન્યામાં અલ્લાહ તઆલાની ઝાતનો દીદાર અને ઝિયારત થઈ શકતી નથી. એજ કારણ છે કે હઝરત મુસા (અ.લ.) એ જયારે એ અરજ કરી કે (رب ارنی) રબ્બીઅરિની (અય મારા પરવર દિગાર મને પોતાનો દીદાર કરાવી દયો) તો જવાબ મળ્યો કે (لن ترانی) લનતરાની( આપ હરગીઝ મને જોઈ શકતા નથી) સ્પષ્ટ છે કે હઝરત મુસા (અલ.) જે અલ્લાહ તઆલાના 'કલીમ' છે તેવણને આ ઉત્તર મળે છે તો પછી બીજા કોઈ જીન અથવા માણસની શું મજાલ છે ? અલબત્ત આખેરતમાં મોમીનોને અલ્લાહ તઆલાનો દીદાર થવું સહીહ, કવી, મુતવાતિર હદીસોથી સાબિત છે. (મઆરિફૂલ કુર્આન ભાગ–૩ પે. ૪૧૧) " ઈમામ માલીક (રહ.) ફરમાવે છે કે, દુન્યામાં અલ્લાહ તઆલાનો દીદાર થતો નથી કારણ કે તે ઝાત હંમેશ બાકી રહેનાર છે. અને જે ઝાત બાકી રહેનાર હોય તેને ફાની આંખો વડે ન જોવાય. અલબત્ત આખેરતમાં જયારે બંદાઓને બાકી રહેનાર આંખો મળશે ત્યારે તેના વડે બાકી રહેનાર ઝાતનો દીદાર કરશે.(ફત્હુલ બારી ભાગ ૮,પેજ ૪૬૭) હદીસની પ્રખ્યાત કિતાબ મુસ્લીમ શરીફમાં નબીએ કરીમ (સલ.)નો ઈરશાદ મવજૂદ છે કે " જાણી લ્યો કે તમારામાંથી કોઈ પોતાના પરવર દિગારને (સગી આંખે) હરગીઝ જોઈ શકતો નથી જયાં સુધી મરણ નહિં પામે.(મુસ્લીમ શ. ભાગ–૨, પેજ ૩૯૯)

માટે જે માણસ એવો દાવો કરતો હોય કે મારી પાસે એવો ઈલ્મ છે જેના વડે હું અહિંજ ખુદાપાકને જોઈ લઉં છું, તે ઉપરોકત દલીલોના

આધારે જૂઠો છે. એવાઓની સોહબત દીન અને ઈમાનને બરબાદ કરનારી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. બર્થ–ડેના કાર્ડ અને મીઠાઈ વિગેરે ગેર–ઈસ્લામી અમલ છે.

**સવાલ :–** અમારા બાળકો મુસ્લિમ ટ્રસ્ટ દ્વારા સ્થાપવામાં આવેલ સ્કુલમાં ગુજરાતી મીડીયમમાં પ્રાયમરીમાં અભ્યાસ કરે છે. સદર ટ્રસ્ટ દીનદાર લોકો દ્વારા ચલાવવામાં આવે છે. જયાં મહદ અંશે માહોલ દીની છે તથા વહીવટ પણ અલ્લાહના ફઝલો કરમથી સારો છે.

દર વર્ષે અમારા બાળકોને, સ્કુલના ટીચરો તરફથી બાળકના જન્મ દીવસે બર્થ–ડે કાર્ડ આપવામાં આવે છે. જેમાં હેપી બર્થ–ડે વગેરે લખેલું હોય છે. જેના જવાબમાં અમુક બાળકો ચોકલેટ વિગેરે મીઠી વસ્તુઓ લઈને આવે છે. જેના લીધે અમારા બાળકો પણ અમારાથી આગ્રહ રાખે છે. તો,

(૧) બર્થ–ડે કાર્ડ આપવો/લેવો

(૨) ખાસ આ પ્રસંગે મીઠાઈ, ચોકલેટ, કેક વિગેરે વસ્તુઓ આપવી તથા લેવી.

શરઈ દ્રષ્ટીએ જાઈઝ છે કે નાજાઈઝ એ બાબતે વિગતવાર ખુલાસો આપવા મહેરબાની કરશોજી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૧) બર્થ–ડે મનાવવું ગેર– ઈસ્લામી કૃત્ય છે. હુઝુરે અકરમ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ તેમજ સહાબા (રદી.) તેમજ ત્યાર પછીના સાલેહ અસલાફે કિરામે પોતાની અથવા પોતાના બાળકોની સાલગિરહ મનાવી નથી. આ બધુ પશ્ચિમી

સંસ્કૃતીની દેણ છે. એ ટાણે કેક કાપવું, મીણબત્તી સળગાવવું અથવા બુઝાવવું અન્ય કોમોની અસરો છે. એટલે એવી રસ્મો અને રિવાજોથી બચવું જરૂરી છે.(કિતાબુલ ફતાવા ૬/૨૮૨, ફતાવા રહીમીય્યહ કરાચી ૧૦/૨૨૬)

બાળકોને બર્થ–ડે કાર્ડ આપવું પણ બર્થ–ડે મનાવવાનો જ એક ભાગ હોવાને લઈ ગેર ઈસ્લામી અમલ છે.

(૨) આ પ્રસંગે મીઠાઈ, ચોકલેટ, કેક વિગેરે વસ્તુઓ આપવી અને લેવી એ પણ બર્થ–ડે મનાવવાનો જ એક ભાગ હોવાને લઈ ગેર–ઈસ્લામી કૃત્ય છે. જેનાથી બચવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. કબ્રવાળાથી મદદ માંગવું :–

**સવાલ :–** ફઝાઈલે હજ્જ હઝરત શેખ મવ. મો. ઝકરિય્યા સા. (રહ.) ની તસનીફના નવમી ફસલ આદાબે ઝીયારતના પેજ નં. ૧૨૬,૪૦ કિસ્સા આપેલા છે, આ કિસ્સાઓમા છે કે કોઈ માણસ કોઈ હાજત માટે ગયો તો તેણે હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પાસે પોતાની હાજત (ખાવાની લાઈનથી તેમ પૈસાની લાઈનથી) માંગી, તે ત્યાંથી મળી ગઈ, મતલબ કે જનાબ સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પોતાની કબ્રમાં હયાત હોવાના કારણે તેમની સાથે હયાતીમાં જે મામલો હોય તેજ રીતે લોકોએ સવાલ કરેલ હાજતો પુરી કરેલ, પરંતુ ઈશ્કાલ એ ઉભો થાય છે કે તે વાકેઆમાં દરેક માંગનારે

સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમથી જ સવાલ કરેલ, એક પણ કિસ્સામાં અલ્લાહ પાસે માગેલ નથી. તેમ અલ્લાહ પાસે માંગી હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમનો વસીલો લીધેલ નથી. ફકત નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થી જ માંગેલ અને સવાલ કરેલ. તો આ બાબત તવક્કુલના ખિલાફ ન ગણાય ? તેમ અલ્લાહના ગેરથી માંગવાની મનાઈમાં ન ગણાય ? ટૂંકમાં આ બાબત કઈ શરઈ દલીલથી જવાઝની બાબત નિકળે છે. અમારે મસ્જીદમાં રમજાન બાદ ફઝાઈલે હજજની તાલીમ આમ મજમામાં થાય છે તો આ ચાલીસ કિસ્સા સાંભળી અમારા જેવા જાહીલ બે ઈલ્મ લોકો બીજી કબ્ર અવલીયા અલ્લાહ, ગૌસ–મુજદ્દીદની કબ્ર ઉપર ગલત અકીદો બાંધી; નકલ કરવા માંડે તો. આપને ફકત દીની જાનકારી માટે તશરીહ પૂછેલ છે. કિતાબ કે મુસન્નીફ ઉપર એતરાઝ કે મુખાલેફત નથી. પરંતુ દીની જાણકારી તેમજ કોઈ જાહિલ, ઉપર મુજબ સવાલ કરી બેસે તો તેની સફાઈ માટે પૂછેલ છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً વિવિધ વ્યકિતઓ અને વિવિધ સમયોના રૂએ આલમે બરઝખના રહેવાસીઓના હાલાત જુદા જુદા છે. એ વિષે એનો કોઈ કાયદએ–કુલ્લીયહ (આમ–સિધ્ધાંત) નથી, જેમાં તમામ મૃત વ્યકિતઓ ઉપર કોઈ આમ હુકમ લગાવી શકાય. અને એક વ્યકિત ઉપર બીજાને કયાસ કરી શકાય. (અહકામુલ કુર્આન ૩/૧૮૨) માટે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ સાથે જે બનાવો સંકળાયેલા છે, તેના ઉપર બીજા અવલીયા વિ.ને કયાસ કરી શકાય નહિ. ફતાવા મહમૂદીય્યહમાં છે કે "(દુઆમાં) અલ્લાહ તઆલાને સંબોધન કરવું

જોઈએ. કોઈ વલીને સંબોધી દૂઆ કરવી દુરૂસ્ત નથી. અલબત્ત જીવંત વલીથી દૂઆ કરાવવી દુરૂસ્ત છે. હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના (મુબારક) મઝાર ઉપર હાજર થઈ સંબોધન કરવું દુરૂસ્ત છે. કારણ કે હદીસ શરીફથી જણાય છે કે એને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ સાંભળે છે. (ભાગ–૫ પેજ ૨૮૦)

અવામમાં જે રીત કબ્રવાળાઓથી મદદ માંગવાની પ્રચલીત છે, તે હરામ બલ્કે શિર્ક છે. કારણ કે અવામ અકીદો રાખે છે કે કબ્રવાળાઓ હમારી આવાજ દરેક જગ્યાએથી સાંભળે છે. અને મુસ્તકીલ ઈલ્મ તથા કુદરત ધરાવે છે કે દરેક જગ્યાએથી હમારી દરેક રીતની મદદ કરી શકે છે. આ અકીદો શિર્ક છે. (ફ. મહમૂદીય્યહ ૫/૨૮૧)ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩) બિદઅતો અને રિવાજો (રુસૂમ)

**૧. મઝાર ઉપર ગલ્લાની વ્યવસ્થા કરવી :–**

**સવાલ :–** હમો ખલીફા સુન્નત જમાઅતનું એક કબ્રસ્તાન બેચર રોડ પર આવેલું છે. જે ચેરીટી કમીશ્નરમાં નોંધાયેલ છે. કબ્રસ્તાનમાં નાગલીયાપીર નામે દરગાહ આવેલી છે. આ દરગાહની બાજુમાંથી હાઈવે રોડ પસાર થાય છે. જેનો નકશો નીચે મુજબ છે.




હાલ દરગાહના ચારે બાજુએથી બાંધકામ કરેલ છે. તથા રસ્તા તરફ મઝાર શરીફની સામે દિવાલમાં ઉપરની બાજુએથી ઉંચાઈએ નાની બારી મુકેલ છે. તથા રસ્તા તરફ દરગાહનું બોર્ડ મારેલ છે. જે વાંચી સવાલીઓ જીયારત કરવા આવે છે. પરંતુ તેમની સંખ્યા ઓછી છે. તેથી ગલ્લાની આવક ઓછી થાય છે. તેથી જમાઅતવાળા એવું વિચારે છે કે, મઝાર શરીફની સામે દિવાલમાં નીચેની તરફથી પૂરી મઝાર શરીફ રસ્તે ચાલનારને દેખાય એ રીતે લોખંડની ગ્રીલ મુકવી કે જેથી ગલ્લાની આવક વધે.

ઉપરની વિગતો પરથી અમારો સવાલ એ છે કે આવક ના માટે મઝાર શરીફ, દરગાહને જીયારતગાહ બનાવવી જાઈઝ છે કે કેમ ? તથા બીજો પ્રશ્ન એ ઉભો થાય છે કે આ રીતે ગ્રીલ મૂકવાથી વલી અલ્લાહની કબરને જે પરદો થવો જોઈએ તે રહેતો નથી. તેથી બેઅદબી થાય છે. તદુપરાંત "અહિં દરગાહ છે " એવું લોકોની જાણમાં આવવાથી જહાલતને કારણે બીદઅતી કામો જેવા કે વલી (રહ.)થી મન્નત માનવું, ચઢાવો ચઢાવવો, હાજરી આવવી, સીજદો કરવો વગેરે કાર્યો વધી જવાનો સંભવ રહેલો છે. જે ગુનાહમાં ટ્રસ્ટી મંડળ શરીક થવાનો ભય રહેલો છે. તેથી આ

રીતે ગ્રીલ મૂકવી (આવક વધુ આવે એ નિય્યતથી) જાઈઝ છે કે કેમ ? તેનો જવાબ યોગ્ય કિતાબોના હવાલાથી હદીસની રોશનીમાં આપવા નમ્ર ગુજારીશ આપ સાહેબને કરવામાં આવે છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً બુઝુર્ગોના મઝાર ઉપર મુકવામાં આવેલ ગલ્લામાં લોકો જે રકમ નાખે છે તે પણ એ બુઝુર્ગોના નામની મન્નત રૂપેજ હોય છે. માટે એવી આવક મેળવવા માટે વ્યવસ્થા કરવી અને તેની સાથે–સાથે બીજા હરામ તથા ના–જાઈઝ કૃત્યોનો દરવાજો ખોલવો ના–જાઈઝ તથા ગુનાહિત કૃત્ય છે.(શામી ૨/૧૩૯) ટ્રસ્ટી મંડળને જોઈએ કે હરગીઝ હરગીઝ એવું ન કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. મોહર્રમની દસમી તારીખે નિકાહ :–

**સવાલ :–** મોહર્રમ મહિનામાં શાદી જેવી સુન્નત કે કયારેક તો સંજોગો અનુસાર શાદી ફર્ઝ, વાજીબ, સુન્નતનો પણ હુકમ રાખે છે તો પુછવાનું એ કે મોહર્રમ માં ૧૦–૧૧–૧૨ તારીખના નિકાહ કરવા કેવા છે ? શું દસમી તારીખના નિકાહ કરવાથી એહતેયાતન પરહેઝ કરવું જરૂરી છે કે પરહેઝ કરવું મના છે કે કેમ ? શું સહાબા રદી. તેમ તાબેઈન–તબે તાબેઈન–ગોસ– કુતુબ–અવલીયા અલ્લાહથી ૧૦ મી મહોર્રમના નિકાહ કરવું સાબીત છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً શરીઅતમાં નિકાહ માટે વરસનો કોઈ મહીનો અથવા મહીનાની કોઈ તારીખ નક્કી કરી નથી. કે તેનાથી મનાઈ પણ ફરમાવી નથી, માટે નિકાહ માટે વરસના બધાજ મહીના અને તારીખો

સરખી અને બરાબર છે. કોઈ મહીનો અથવા તારીખ નિકાહ માટે વધુ બા–બરકત અથવા મનહૂસ હોય એવું નથી. જે માણસ એવું સમજતો હોય તે ખોટું છે.

અરબમાં મશહુર હતું કે શવ્વાલના મહિનામાં નિકાહ ના–મુબારક હોય છે. હઝરત આઈશહ (રદી.) ફરમાવે છે કે મારા નિકાહ પણ શવ્વાલમાં થયો અને રૂખ્સતી પણ શવ્વાલમાં થઈ. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પાક બીવીઓમાં મારાથી વધુ નસીબવાળી અને હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની લાડલી કોણ હતી ?ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. શાદીમાં છોકરીવાળા તરફથી ખાવાનું ખવડાવવું :–

**સવાલ :–** આજ કાલની શાદીઓમાં જે છોકરીઓ વાળા ખવડાવે છે, તો તે ખાણું ખાવું તેમજ ખવડાવવું કેવું છે. ?

**જવાબ :–** حامدًا ومصليًا ومسلمًا શાદીના ટાણે છોકરીવાળાઓ તરફથી મહેમાનોને ખાવું ખવડાવવું અને તે ખાવું જાઈઝ છે. શરઈ રૂએ તે મના નથી. અલબત્ત ખવડાવનારની નિય્યત રસ્મો–રિવાજની પાબંદીની ન હોવી જાઈએ. દરેક દાવતમાં શરીઅત તરફથી એ માટે મુકર્રર કરવામાં આવેલ શર્તો તેમજ મર્યાદાઓની પાબંદી જરૂરી છે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. જે શાદીમાં ના જાઈઝ કામો થતાં હોય તેમાં જવું :–

**સવાલ :–** આજ કાલની શાદીઓ જેમાં આપ જાણો છો તે મુજબ

ઓરતોનું બે હયાઈ અને બે શરમીની સાથે બની ઠની ને આવવું થતું હોય છે. તેમાં જવું કેવું છે ? અને આવી શાદી આપણા રિશ્તેદારમાં હોય કે ભાઈને ત્યાં, બહેનને ત્યાં અને તેમાં ફટાકડા પણ ફોડાતા હોય અને ન જવામાં કતઅરહમી થતી હોય, તો શરીઅતની રૂએ જવું કે નહી જવું ? અગાઉથી આપણને જાણ કરવામાં આવી હોય કે અમારી શાદીમાં સામેવાળા નાચ–ગાન કરે કે ફટાકડા ફોડે કે ફોટા પાડે તો તમારે કંઈ કહેવું નહિ. તો એવા સમયે શરીઅત શું રેહબરી કરે છે? તેવણના; ઉપર મુજબના કહેવાથી અમોએ તેમને કહી આપ્યું કે, આવી શાદીમા અમો હાજર નહિ રહીએ, બાકી આપણી બીજી કોઈ નારાજગી નહિ. અને આપણા સંબંધો બાકી. ફકત આ શાદી પુરતા અમો હાજર નહિ રહીએ, અને ન તો તેવણે બોલચાલ બંધ કરી દીધી છે, તો તે માટે શરીઅતની રોશનીમાં રેહબરી કરશોજી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً જેને દાવત આપવામાં આવી છે, તેનું વ્યકિતત્વ એવું છે કે તેના શાદીમાં નહિં જવાથી શાદીવાળાઓને રંજ થશે, અને આશા છે કે તેઓ નાચ–ગાન વિગેરે શરીઅત વિરૂધ્ધ કામો બંધ કરીને પણ તેને શાદીમાં બોલાવશે અથવા તેનું વ્યકિતત્વ એવું છે કે તેના શાદીમાં ભાગ લેવાથી બીજા લોકોને દલીલ કરવાનો મોકો મળશે, અને બીજા લોકો પણ આવા કામો કરશે, તો એ બન્નેવ સુરતોમાં ત્યાં જવું જાઈઝ નથી. ચોખ્ખી ના પાડી આપે. અને સ્પષ્ટ રૂપે કહી દે કે આ નાજાઈઝ કામોને બંધ કરો તો આવીશ. નહિ તો નહિં આવું. અને જો તેનું વ્યકિતત્વ એવું નથી કે તે ભાગ લે યા નહિં લે કોઈને એની પડેલી નથી. તો શાદીના નાજાઈઝ કામોમાં ભાગ લેવો જાઈઝ નથી, અને જાઈઝ કામોમાં

જવાની ગુંજાઈશ છે, પરંતુ પોતાની શકિત મુજબ ના જાઈઝ કામોને રોકવાની કોશીશ હર હાલમાં જરૂરી છે. (ફ.મહમુદિય્યહ ૭/૩૧૫)

શરીઅતના ઉપર મુજબના હુકમ ઉપર અમલ કરવાને લઈ તે રિશ્તેદાર અગર બોલચાલ બંધ કરી આપે તો તેની જવાબદારી તેના શિરે રહેશે. આપ ગુનેહગાર નહિં ઠરો. તે છતાં આપે પોતાના તરફથી રિશ્તેદારીના હક્કો અદા કરવાની તકેદારી લેતા રહેવું. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૫. ડિલીવરી માટે છોકરીને તેના મા બાપને ત્યાં મોકલવું :–

**સવાલ :–** (૧) મારી શાદી થવાને બે વરસ થવા આવ્યા છે. મારા ત્યાં અલ્લાહના રહમ–વ–કરમથી છોકરી આવી છે, હવે પ્રશ્ન એ આવ્યો છે કે અમે મારી ઔરતને બોલાવીએ છીએ, દોઢ મહીનો ૧૭–૭–૨૦૦૧ના પુરો થઈ ગયો છે, પરંતુ મારા સાસરા તરફથી એવું જણાવવામાં આવ્યું છે કે સાત મહીના પછી મોકલીશું, અમારા થોડા આંતરિક ઝઘડા થયા હોય, તેઓ મારી ઔરત સાથે ફોન પર વાત પણ કરવા દેતા નથી, અને મારી ઔરત પણ મારી સાથે વાત કરતી નથી. આ સિલસીલો કરીબ મહીનાથી ચાલી રહયો છે, અહીં મેં ગામમાં મોલ્વી સાહેબને પુછતાં તેમણે જણાવ્યું કે જો ત્રણ મહીના આવીજ હાલતમાં ગુજરે તો તલાક થઈ જાય, તો આપનો શો અભિપ્રાય છે ? આવા રિવાજ જાઈઝ છે કે, છોકરીને સવા મહીને યા ત્રીજે મહીને યા પાંચમે મહીને સાસરે મોકલવી ? હદીષની રોશનીમાં જણાવશો કે ડિલીવરી પછી છોકરીને સાસરે કયારે મોકલવી? મારા સાસરા તરફથી મને ખુબ જ બદનામ કરાવાઈ

રહયો છે. તેથી મેં તમામ પ્રયત્ન છોડી દીધા છે. હું ઈન્શાઅલ્લાહ બે થી ત્રણ મહીનામાં સઉદી જઈ રહયો છું. અલ્લાહ ન કરે ત્યાં સુધી ના આવે તો પછી શું થશે ? મારા ગયા બાદ મારાથી બે વરસ પહેલાં નહી અવાય. તે માટે શું હુકમ છે. ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૧) આપના તરફથી આપની બીવી જે સુવાવડ માટે પોતાના મા બાપને ત્યાં ગઈ હતી, તેણીને બોલાવવામાં આવી રહી છે, તે છતાં તમારા સસરા સાત મહીના પછી મોકલવાની વાત કરે છે, તેનુ આ વલણ શરઈરૂએ ખોટું અને ગુનાહીત છે. સાથે જ તેઓ તમને તમારી બીવી સાથે ફોન ઉપર પણ વાત કરવા દેતા નથી, અને ખુદ તમારી બીવી પણ વાત કરતી નથી, આ બધુંજ શરીઅતની તાલીમથી વિરૂધ અને નાજાઈઝ છે. ડિલીવરી માટે છોકરીને તેના મા–બાપને ત્યાં મોકલવી માત્ર એક રીવાજી વસ્તુ છે. શરઈરૂએ એની કોઈ હેસીયત નથી. બલ્કે એને જરૂરી સમજવું ગુનાહીત છે. વળી ડિલીવરી પછી તેઓનું પોતાની છોકરીને રોકી રાખવું અને તમારા તરફથી માંગણી છતાં ન મોકલવું, એ પણ શરઈરૂએ ગુનાહીત કૃત્ય છે. આ બધુ છતાં અગર તેઓએ છોકરી કિંવા તમારી બીવીને તમારે ત્યાં ન મોકલાવી અને વાતચીત પણ ન કરવા દીધી અને એ હાલત ઉપર ત્રણ મહીના તો શું બલ્કે પુરી જીંદગી ગુજરી ગઈ તો એનાથી તલાક પડતી નથી. જે મોલ્વી સાહબે આપને એવું બતાવ્યું કે, આવી જ હાલતમાં ત્રણ મહીના ગુજરી જાય તો, તલાક પડી જાય છે, એ સહીહ નથી, અને આવી રીતે ખોટા મસ્લા બતાવવા મહાન ગુનાહિત કૃત્ય છે.

**સવાલ :–** (૨) અમારા એરીયા માં દર વરસે "દીવાસો"

નામનો આદીવાસીઓનો તહેવાર આવે છે. જેમાં તેઓ નારીયેળ રમે. તે રમતમાં એવું કે એક વ્યકિત નારીયેળ પકડે, બીજો નારીયેળ મારે, જે વ્યકિતનું નારીયેળ ફુટી જાય તે હારી જાય, અને જેનું નારીયેળ નથી ફુટેલું તેને તે ફુટેલુ નારીયેળ આપી દેવું. આ રમતમાં મેં નારીયેળની લારી રાખી હતી અને દશ ગુણ નારીયેળ વેચી ચાર દિવસમાં રૂા. ૫૦૦/– ની કમાણી કરી છે. આ કમાણી મારા માટે જાઈઝ છે? મેં ફકત નારીયેળ વેચ્યા છે. હું રમ્યો નથી. એક રીતે જોવા જઈએ તો ખરીદનાર વ્યકિત જુગાર રમે છે ?

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً (૨) આપના એ વેપારમાં શરઈરૂએ કોઈ બાધ નથી. આપના માટે એ કમાણી જાઈઝ અને હલાલ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬.નિકાહમાં છોકરીવાળા તરફથી ખાવાની દઅવત અને વહેવારનો હુકમ

**સવાલ :–** (અ)આજ કાલ આપણા સમાજમાં આ રિવાજ છે કે નિકાહમાં દુલ્હનના ઘરવાળાઓ તરફથી ખાવાની દાવત કરવામાં આવે છે. એનો શું હુકમ છે ? અને આ દાવતમાં ખાવાવાળાઓ વહેવાર પણ લખાવે છે. અને જો આપણે એમ કહીએ કે આ લોકોએ ન ઈચ્છતા પૈસા આપવા પડે છે, તો શંકાને કોઈ સ્થાન નથી. એટલા માટે કે, જો આ પૈસા ન આપે તો એના ઉપર લઅન–તઅન કરવામાં આવે છે, અને આંગળી ચીંધવામાં આવે છે.

(બ) આ ખાણું અમુક વખતે છોકરીના ઘરવાળા તેડાવાળાની

(જાનવાળાની) રિઆયતમાં ખવડાવે છે કે, જો ન ખવડાવીશ તો મારી છોકરીને ઝિંદગીભર મેણાં સાંભળવા પડશે. સ્પષ્ટ થયું કે તેઓ આ ખાણુ ખુશીથી નથી ખવડાવી રહયા. તો હવે પ્રશ્ન આ છે કે 'તેડા' માટે આવવાવાળાઓના ખાણા માટે શું બંદોબસ્ત હોઈ શકે ? અગર તેડાવાળાઓ બીજા શહેર કે ગામથી આવે, જો દુલ્હનના તેડા માટે માત્ર બે ત્રણ માણસ આવે તો એમની મહેમાન નવાઝી ખાતર દઅવત કરી શકાય છે?

જવાબ :– حامداً ومصلياً ومسلماً (અ) એ સહીહ છે કે વલીમો દુલ્હો અથવા તેના વાલીઓ કરે. પરંતુ જે લોકો છોકરીવાળાઓને ત્યાં મહેમાન આવે છે, અને તેમનો આશય, શાદીમાં શિર્કત કરવું છે, અને તેઓને બોલાવવામાં આવ્યા છે, તો ખાવું કયાં ખાય ? અને પોતાના મહેમાનને ખવડાવવું તો શરીઅત નો હુકમ છે. હુઝુરે પાક સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એની તાકીદ ફરમાવી છે. અલબત્ત છોકરાવાળાઓની જેમ મુકાબલા રૂપે વલીમો છોકરી પક્ષે સાબીત નથી. (ફતાવા મહમૂદિય્યહ ૧૭/૩૬૮).

વહેવાર ગેર મુસ્લિમોની રસમ હોય ત્યજવા પાત્ર છે. લોકોના મેણાં–ટોણાના ડરથી જે કાંઈ આપવામાં આવે છે તેનું લેવું હલાલ નથી. હદીસમાં છે કે, મુસલમાનનો માલ તેની દિલી રઝામંદી વગર હલાલ નથી. (મિશ્કાત પેજ–૨૫૫)

(બ) દુલ્હનને તેડવા બહારથી આવનાર દુલ્હા સાથે અગર ઘરના ખાસ માણસો બાપ–ભાઈ વિ. આવી ગયા છે, તો મેહમાન રૂપે તેમનું માનપાન જાળવી ખવડાવવું દુરૂસ્ત છે. મોટી બરાત બોલાવી કર્ઝ લઈ

ખવડાવવું, દુરૂસ્ત નથી.(ફતાવા મહમૂદીય્યહ ૧૫/૪૨૧). મતલબ કે બારાતમાં જરૂરત પુરતાં માણસો હોય અને તેમને ખવડાવે એમાં વાંધો નથી. બાકી દુલ્હા પક્ષવાળાઓનું વધુ સંખ્યામાં બારાતીઓ લાવવા પર આગ્રહ કરી; તેને ખવડાવવા માટે દુલ્હનવાળા ઉપર દબાણ કરવું જાઈઝ નથી. એનો હુકમ ઉપર (અ)માં લખેલ હદીસ મુજબ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. ઈસ્લામમેં "સોગવાર ઈદ " મનાનેકી ગુંજાઈશ નહિં.

**સવાલ :–** હમારે સમાજમેં ગુઝિશ્તહ સાલકી રમઝાન ઈદ કે બાદસે ઈસ સાલકી ઈદ કે દરમ્યાન કીસી ખાનદાનમેં કોઈ મવત (ઝનાનહ યા મરદાના) વાકિઅ હોતી હય તો વોહ ખાનદાન યા ફેમિલી કે લોગ રમઝાન ઈદ કો "સોગવાર ઈદ " કે તૌર પર મનાતે હય ઓર (૧) ઈદકી મુલાકાત કે લીયે વોહ અપને દુસરે રિશ્તેદારો યા મિલને વાલોંકે મકાન પર ખુદ નહીં જાતે. (૨) ઉનકે રિશ્તેદાર યા મિલને જુલને વાલે ઈદકે રોઝ ઉનકે મકાન પર "ફલાં શખ્સકી પહેલી ઈદ" હોનેકે સબબ બેઠને કે લિયે (યાની તઅઝિયત) કે લિયે આતે હેય. (૩) મૈયત વાલે ઘરમેં ઈદકે દિન ખાના નહીં પકાયા જાતા. બલ્કે રિશ્તેદાર ખાના લેકર આતે હય. (૪) મૈયત કે ઘર કે લોગ ઈદકે દીન નયા કપડા નહીં પહેનતે. બલ્કે પુરાના ધુલા હુઆ કપડા પહેનતે હંય. ઈસ કિસ્મકે ઔરભી કઈ ખુરાફાત અમલમેં લાએ જાતે હંય. રમઝાન ઈદ કા નિહાયત મુબારક દિન જીસે અલ્લાહ રબ્બુલ ઈઝઝત કી તરફસે "ઈન્આમ કા દિન" મુકર્રર કીયા

ગયા હય. ઓર ઈસ હદ તક કે ઉસ દિન કા રોઝહ રખના હરામ કરાર દિયા ગયા હય. ઐસે ખુશી ઓર ઈન્આમવાલે દિન કો "ઈદે સઈદ " કે બજાયે. " સોગવાર ઈદ" કે તૌર પર મનાના ઓર અલ્લાહકી અતા કરદહ નેઅમતો યાની નયા કપડા ઓર ખાને કો ઠુકરાના દીન કી રોશનીમે કહાં તક સહીહ હય ઔર ઈન બાતો કે બારે મેં ઈસ્લામ કે અહકામ કયા હંય? ઈસકી વઝાહત ફરમાએ.

જવાબ :– حامداً ومصلياً ومسلما ઈસી કિસ્મ કે એક સવાલ કે જવાબ મેં મુફતીએ ગુજરાત હઝ. મવ. મુફતી સૈયદ અ. રહીમ લાજપુરી સાહબ (ર.હ.) ને જો તફસીલ ફરમાઈ હય પેહલે ઉસકો પેશ કરતા હું. "સવાલમેં જો બાતેં દર્જ હંય, યેહ સબ ગેર શરઈ રુસૂમાત હય. શરીઅતમેં ઉનકી કોઈ હેસિયત નહિં હંય. બલ્કે શરીઅતમેં મમનુઅ હંય, ગયરોકા તરીકા હોગા. ઈસ્લામી તરીકા નહિં હય, લિહાઝા કાબિલે તર્ક હય, ઔરત કે લીએ અપને શવહર કે ઈન્તેકાલ પર ચાર માહ દસ દીન સોગ મનાને યઅની ઝયબો–ઝિનત તર્ક કરને કા હુકમ હય. ઓર શવહર કે અલાવા દુસરે રીશ્તેદારોં કી મવત પર તીન યવમ તક તર્કે ઝિનત કી સિર્ફ ઔરતો કો ઈજાઝત હય ઘર કે મર્દકા નયે લીબાસ કો તર્ક કરના યા અચ્છા ખાના પકાને સે એહતેરાઝ કરના દુરૂસ્ત નહિં હય. હદીસ મેં હય, હઝ. ઉમ્મે હબીબહ (રદી.) ઔર હઝ. ઝયનબ (રદી.) હુઝુરે પાક સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમસે રિવાયત કરતી હય કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ઈરશાદ ફરમાયા જો ઔરત અલ્લાહ તઆલા ઔર યવમે આખેરત પર ઈમાન રખતી હો ઉસકે લીયે હલાલ નહી હય કે કિસી મૈયત પર તીન દીન સે ઝિયાદહ સોગ કરે સિવાય શવહર કે, ઉસકે ઈન્તેકાલ પર

ચાર મહિને દસ દિન સોગ કરે. (બુખારી–મુસ્લિમ) (મિશ્કાત શરીફ પેજ–૨૮૮,૨૮૯)

નીઝ હદીસમેં હઝ. ઉમ્મે અતિય્યહ (રદી.) સે રીવાયત હય કે, રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ઈરશાદ ફરમાયા કે કોઈ ઔરત કીસી મૈયત પર તીન રાતો સે ઝિયાદહ સોગ ન કરે. અલબત્ત શવહર કે ઈન્તેકાલ પર ચાર મહીને ઔર દસ દીન સોગ કરે. ભપકેદાર રંગીન કપડે ન પહેને. સુરમાં ન લગાયે. ખૂશ્બૂ ન લગાયે. (મિશ્કાત શરીફ, ૨૮૯)

ઉમ્મુલ મોઅમીનીન હઝ. ઉમ્મે હબીબહ (રદી.) કે વાલીદે મુહતરમ કા ઈન્તેકાલ હો ગયા તો આપને તીન દીન કે બાદ ખૂશ્બૂ મંગવાઈ અવર ફરમાયા મુઝે ખૂશ્બૂ લગાને કી કોઈ હાજત નહિં હય મગર ચુંકે મેને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કો યેહ ફરમાતે હુએ સુના હય કે "જો ઔરત અલ્લાહ તઆલા ઓર યવમે–આખેરત પર ઈમાન રખતી હે, ઉસકે લિયે હલાલ નહિ હય કે, કીસી મય્યિત પર તીન દિન સે ઝિયાદહ સોગ કરે. (ચુંકે મેરે વાલિદ કે ઈન્તેકાલ કો તીન દિન હો ચુકે હંય, લીહાઝા ઈસ હદીસ પર અમલ કરને કી નિય્યત સે ખૂશ્બૂ લગા રહી હું )

ઉમ્મુલ મુઅમીનીન હઝ. ઝયનબ (રદી.)ને ભી અપને ભાઈ કે ઈન્તેકાલ કે તીન દીન બાદ ઈસી તરહ ખૂશ્બૂ લગાકર હદીસ પર અમલ ફરમાયા, મઝૂરહ દોનોં હદીસો ઔર ઉમ્મુલ મુઅમીનીન હઝ. ઉમ્મે હબીબહ (રદી.) ઔર ઉમ્મુલ મુઅમીનીન હઝ. ઝયનબ (રદી.) કે અમલે મુબારક સે વાઝેહ તોર પર સાબિત હુવા કે કિસીકે ઈન્તેકાલ પર તીન દિન

સે ઝિયાદહ સોગ મનાના જાઈઝ નહિં હય. લિહાઝા સુરતે મસ્ઉલહ મેં જબ ઈન્તેકાલ કો તીન દિન ગુઝર ચુકે હંય, તો અબ ઉસકે બાદ સોગ મનાના હદીસ કે ખિલાફ હય, લિહાઝા ઈદ યા ઔર કોઈ ખુશીકા મવકા આ જાયે તો ઉસ મૌકે પર ઐસા તરીકા ઈખ્તિયાર કરના જીસમેં સોગકી સુરત હો, જાઈઝ નહીં હોગા (ફતાવા રહીમીય્યહ જિલ્દ–૯, પેજ–૧૦૧,૧૦૨,૧૦૩) બેહિશ્તી ઝેવર મેં હય.

**મસ્અલહ :–** શવહર કે અલાવા કિસી ઔર કે મરને પર સોગ કરના દુરૂસ્ત નહિં. અલબત્તા અગર શવહર મના ન કરે તો અપને અઝીઝ પર ઓર રિશ્તેદાર કે મરને પર ભી તીન દિન તક બનાવ સિંઘાર છોડ દેના દુરૂસ્ત હય. ઈસસે ઝિયાદહ બિલકુલ હરામ હય. ઓર અગર મના કરે તો તીન દિન ભી ન છોડે.(૪/૩૧) ઉપરકી તફસીલ સે માલુમ હો ગયા કે, આપને અપને સવાલ મેં 'સોગવાર ઈદ' મનાને કે જીસ તરીકે ઓર રસ્મકા તઝકિરહ કિયા હય, ઈસ્લામમેં ઈસકી કોઈ ગુંજાઈશ નહિં હય. ઉનકા યેહ તરીકા ચંદ વુજૂહ સે શરીઅત કે ખિલાફ હય.

(૧) ઈસ્લામમેં સોગ મનાનેકા હુકમ બાલિગ ઓરત કે લીયે હય જબ ઉસકે શવહરકા ઈન્તેકાલ હો જાયે. શવહરકે અલાવહ દુસરે અઝિઝ યા રિશ્તેદારકી મૌત પર ઓરત કો સિર્ફ ઈજાઝત હય, વોહ ભી તીન દિન તક, ઉસકે બાદ નહિં, ઔર ઉસમેં શર્ત હય કે શવહર મના ન કરે તો ઈજાઝત હય. યેહ લોગ "સોગવાર ઈદ" કે નામ સે જો કુછ કર રહે હંય, ઉસમેં ઓરત ઓર મર્દ બાલિગ ઓર ના બાલિગ (મતલબ કે ઘર કે તમામ લોગ) સોગ મનાતે હંય, જીસકા ઈસ્લામમે કોઈ સુબૂત નહિં.

(૨) મૌત હોને કે તીન દિન બાદ ઐસા કરતે હંય, હાલાંકે (જૈસા ઉપર આ ચુકા) શવહરકે અલાવહ દુસરેકી મવત પર તીન દિન સે ઝિયાદહ બનાવ–સિંઘાર છોળને કી ઈજાઝત નહિ, બલકે હરામ હય.

(૩) ઈસ્લામને ઓરતકો શવહરકી મવત પર સોગ મનાનેકા જો હુકમ દિયા હય, ઉસ્મે બનાવ સિંઘારકી મુમાનઅત કી ગઈ હય. અચ્છા ખાના પકાને ઓર ખાને સે નહિં રોકા ગયા, યેહ લોગ ઉસ દિન ખાના હી નહિં પકાતે.

(૪) ઉસ દિન રિશ્તેદારોંકા ઉનકે ઘર બેઠને ઓર તઅઝિયત કરનેકી નિય્યતસે જાનાભી દુરૂસ્ત નહિં. કિસીકે ઈન્તેકાલ પર ઉસકે ઘરવાલોંકી તઅઝિયત કરના મસનુન જરૂર હય મગર ઉસકી હદ તીન દિન તક હય. તીન દિન કે બાદ મકરૂહ હય. હાં ! દોનો મેં સે કોઈ મવજુદ ન હો,તો બાદમેં ભી તઅઝિયતકી ગુંજાઈશ હય, યહાં તો હાલ યેહ હય કે, જિસ રિશ્તેદારકી મૌત પર યેહ કિયા જા રહા હય, ઉસકે જનાઝેમેં શરીક હો ચુકે હંય. ઉસકી તઅઝિયત ભી કર ચુકે હય.

(૫) જિસ દિન કિસી ઘરમેં મૌત હુઈ, સિર્ફ ઉસ એક દિન કે લિયે રિશ્તેદારોં ઓર પડોસિયોં કે લિયે મુસ્તહબ હય કે ઉનકે ખાનેકા ઈન્તેઝામ કરે ઓર ઝરૂરત મહસૂસ કરે તો સાથ બેઠકર ઈસરાર કરકે ઉનકો ખિલાએ (શામી) 'સોગવાર ઈદ' કે નામ સે જો કિયા જારહા હય ઉસમેં તો મરનેવાલે કી મૌત કો મુદત ગુઝર ગઈ ઓર આજ રિશ્તેદાર ખાના પકાકર લે જા રહે હંય યેહ, ઈસ્લામી તરીકા નહિં. બહર હાલ સવાલમેં પુછી ગઈ તમામ બાતેં ઈસ્લામી તઅલીમાત કે સરાસર ખિલાફ હંય, રસ્મો રિવાજ કે

અલાવહ ઉસકી કોઈ હયસીયત નહિં. મુસલમાનો કો ચાહીએ કે ઈસ તરીકે કો છોડે. બિરાદરી કે ઝિમ્મેદાર ઓર બડોંકો ચાહિયેકે ઈસ તરીકે કો ખતમ કરાએં. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

# (૪) કુર્આન અને તફસીર, આદાબ.

**૧. હિકમતનો ભાવાર્થ :**

**સવાલ :–** અકસર લોકો દીનના કામમાં તેમજ દીનમા હિકમતથી કામ લેવાનો મશ્વેરો આપે છે, પરંતુ જયાં બિદઅત રાઈજ હોય તેમ જે વસ્તુ સુન્નત–વાજીબ તેમ શરીઅત સાથે ટકરાતી હોય, તેને પણ હિકમતથી ચલાવી લેવી દુરૂસ્ત છે કે, ચશ્મપોશી કરી લેવી જોઈએ ? ખરેખર હિકમત કયા ઉસુલના તહેત જાઈઝ છે ?

**જવાબ :–** حامدا ومصليا ومسلما હઝ. મવ. મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.) એ પોતાની તફસીરમાં "રૂહુલ મઆની"ના હવાલાથી હિકમતનો ભાવાર્થ આ શબ્દોમાં બયાન કર્યો છે. " હિકમતથી મુરાદ તે બસીરત (દિલની સમજ) છે, જેના વડે માણસ હાલાત (અને સમય) ના તકાદાઓ જાણી તે મુજબ વાત ચીત કરે. સમય અને મવકો એવો પસંદ કરે કે સામેવાળા ઉપર બોજ ન હોય. નરમીની જગ્યાએ નરમી અને સખ્તીની જગ્યાએ સખ્તી ધારણ કરે અને જયાં એવું લાગે કે સ્પષ્ટ પણે કહેવામાં

સામેવાળાને શર્મીન્દગી થશે ત્યાં ઈશારાથી વાત કરે. અથવા કોઈક એવી રીત ઈખ્તિયાર કરે કે તેને શર્મીન્દગી ન થાય. અને ન તો તેના દિલમાં પોતાના ખ્યાલ ઉપર જમી રહેવાની ભાવના પૈદા થાય" (મઆરિફુલ કુર્આન ૫/૪૦૮) ઉપરોકત સ્પષ્ટીકરણથી સમજમાં આવી ગયું હશે કે હિકમત – ચશ્મપોશી નું નામ નથી. બલ્કે સુંદર અને દિલમાં ઉતરી જાય એવી રીતે પોતાની વાત રજુ કરવાનું નામ છે.

**૨. સુરએ કવસર બાબત શાયરે લખ્યું :–**

**સવાલ :–** (૨) સુરએ કવસર જયારે નાઝિલ થઈ ત્યારે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેને જાહેર જગ્યા પર લખાવી, તેની નીચે એક શાયર તેની શાનમાં એક પંકિત લખી જાય છે તે પૂરો કિસ્સો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً ઈસ્લામના ઉદયકાળમાં જયારે અરબ શાયરોના મોટાં કાવ્યો કાબા શરીફની દિવાર ઉપર લટકાવવામાં આવતાં હતા. એક સહાબીએ સૂરએ–કવસર લખીને કાબા શરીફની દિવાર ઉપર લગાવી આપી અને તે કાગળની નીચે બીજુ કાંઈ લખવા માટે ખાસી બધી જગ્યા પણ રહેવા દીધી. હર વરસ દૂર–દૂરથી આવનાર શાયરો આવી આવીને તેને ધ્યાનથી વાંચતા, અને ઘણી કોશીશ કરતા કે એના નીચે કાંઈ લખી આપે. પરંતુ અશકત રહેતા. છેવટે મોટા શાયરે (જેની ફસાહત–વાકયચાતુર્ય અરબમાં પ્રખ્યાત હતું) માત્ર આ વાકય લખ્યું. ـــہ

هذا كلام البشر

(અર્થાત :આ માણસનું કલામ નથી ) (ઉસૂલે–તફસીર પેજ ૭૪, કૃત : હઝ. મવ. મુહમ્મદ માલિક કાંધલવી રહ.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. દીની અખબારો, દુઆઓ લખેલ જુના કાગળોને શું કરે ?

**સવાલ :–** મારી પાસે જુના અલ–ઈસ્લાહ રીપોર્ટ બીજા રીપોર્ટો કાગળો જેમાં દુઆઓ લખેલી છે. અને બીજા દીની અખબારો વગેરે છે. તેને શું કરવું ? દફન કરવા કે કોઈ તળાવમાં બાંધીને દબાવી–ડુબાવી દેવા કે, શું કરવું ? તેનો જવાબ આપશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما એક પાક કપડામાં લપેટી, ખાડો ખોદી અને તે ખાડામાં કબરની જેમ બગલી બનાવી તેમાં મુકી પછી પથ્થર થી ઢાંકી, ઉપર માંટી વાળી દેવી, આ સુરત બહેતર છે અને વહેતા પાણીમાં (એવી જગ્યાએ જયાં તેની બે–અદબીનો ભય ન હોય) પણ નાખી શકો છો (દુર્રે મુખ્તાર શામી ૫/૨૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. ગુજરાતી લીપીમેં કુર્આન શરીફ લિખના :–

**સવાલ :–** હમારે યહાં એક મવલાનાને યે મસ્અલા બતાયા હે કે ગુજરાતી કે અંદર કુર્આન શરીફ ઔર તરજુમા પઢના હરામ હે. તો યહાં બહોત સે આદમીયોંને, જીન્કો અરબી નહિં આતીથી ઉનહોને કુર્આન શરીફ પઢના છોડ દિયા તો કયા યે મસ્અલા સહીહ હે ? કયા અગર અરબી નહિં આતી હો તો નહિં પઢ શકતે ? અચ્છે તરીકે સે ઈસ મસ્અલે કો સમજાવે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً ઈતના સમઝ લીજીએ કે કુર્આને પાક કો લિખને કા ભી એક ખાસ તરીકા હય, ઉસકે અલાવહ દુસરે તરીકે સે ઉસકો લીખના ભી જાઈઝ નહિં. ગુજરાતી રસ્મુલ ખત(લીપી) મેં લીખને સે કુર્આનકા વોહ રસ્મુલ ખત જો જરૂરી હય, વોહ છુટ જાતા હય. ઈસ લિયે ગુજરાતી લીપીમેં લિખના જાઈઝ નહિં, ઈસ મસ્અલેકી પુરી તફસીલ ફતાવા રહીમીય્યહ ઉર્દૂ ભાગ–૧ પેજ ૯૮ સે ૧૦૩ મેં મવજુદ હય, ઉસમેં પઢલે યા કીસીસે પઢવા કર સુન લે. યહ બાત યાદ રહે કે તરજુમા પઢના હરામ નહિં. ફકત વલ્લાહુ અ'અલમ.

## ૫. તિલાવત અને ઝિક્રની હાલતમાં સલામ :–

**સવાલ :–**(૪) ચાલતાં, કારમાં, મોટર સાયકલ પર (સફરમાં) હોય ત્યારે ઝિકરૂલ્લાહ, તિલાવતે કુર્આન, તસ્બીહાત પઢવાની આદત હોય છે. તે વખતે કોઈ મુસ્લિમ ભાઈને સલામ કરી શકાય ? તે વખતે કોઈ મુસ્લિમ ભાઈ સલામ કરે તો જવાબ આપવું કે નહીં ? સલામ ન કરે તો તેનો ખોટો અર્થ કરવામાં આવે. શરઈ રૂએ જવાબ આપશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً કોઈ જોરથી તિલાવત કરી રહયો હોય તેવાને સલામ કરવું મકરૂહ છે. તે છતાં અગર કોઈ સલામ કરે, તો તિલાવતથી ફારીગ થઈ અથવા આયત પુરી કરી જવાબ આપવો જોઈએ. (શામી ૫/૨૯૫)

## ૬. ચપ્પલના તળિયામાં 'અલ્લાહ' શબ્દ કોતરવું :–

**સવાલ :–** આજ કાલ સુરતના બજારોમાં એવી ચપ્પલો વેચાય છે

જેના તળીયા (સોલ)માં 'અલ્લાહ' લખેલું અરબી ભાષામાં સ્પષ્ટ પણે વાંચી શકાય છે. જેનો નમુનો આપની સામે રજુ કરી રહયા છે. તો આપ જવાબ આપશો.

**જવાબ :–** حامدًا ومصليًا ومسلمًا અલ્લાહ તઆલાની પવિત્ર ઝાત અને તેનાથી સંબંધ ધરાવતી ચીઝો તેમજ અલ્લાહના નામનો અદબ જાળવવો અને તેના નામની બે–અદબી તથા અપમાન થતું હોય, એવી દરેક પ્રવૃત્તિથી બચવું તેમજ એવી પ્રવૃત્તિઓ થતી અટકાવવું, એ દરેક મુસલમાનની ઈમાની ફરજ છે. અને કોઈ મુસ્લિમ પોતે એવી પ્રવૃત્તિ આદરતો હોય તો, તે ઈસ્લામના વર્તુળમાંથી નીકળી જાય છે. (ફતાવા આલમગીરી ૨/૨૫૮)

ચપ્પલના તળીયામાં 'અલ્લાહ' કોતરવું જયારે કે તે પગોમાં પહેરવામાં આવતી હોય, અલ્લાહનું પવિત્ર નામ પગોના નીચે આવવાથી એની પવિત્રતા ખંડીત થશે. એ ચપ્પલો પહેરીને માણસ મળ–મુત્ર તેમજ નાપાકી વાળી જગ્યાઓ ઉપર જાય છે. ત્યાં જવાથી અલ્લાહના નામનું જે અપમાન થાય છે તે સ્પષ્ટ છે. એક મુસ્લિમ માટે આ બાબત માનસિક તેમજ હાર્દિક આઘાત અને અલ્લાહની પવિત્ર ઝાત સાથે તેની આસ્થા ઉપર કઠોર ઘા હોવાને લઈ આ પ્રવૃત્તિને પોતાની યથા શકિત મુજબ રોકવું અને તે માટે પોતાની તમામ શકિતઓ કામે લગાડવું ઈમાની ફરજ છે. જેથી મુસ્લિમ સમાજને જોઈએ કે આ પ્રવૃત્તિને રોકવા માટે તમામ કાનુની પગલાઓ ભરે. અને ઈસ્લામના ધર્મ–ચિન્હો સાથે ચેડા કરનારાઓ વિરૂધ્ધ યોજના બધ્ધ ચળવળ, કાનૂની રાહે ચલાવી, તેમની આ પ્રવૃત્તિને

વહેલી તકે બંધ કરાવે.

એક મુસ્લિમ માટે આવી ચપ્પલ પહેરવી હરામ અને ના જાઈઝ છે. બલ્કે જાણી બુઝીને આમ કરવું તેને ઈસ્લામના વર્તુળથી બહાર કાઢે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૫) હદીસ

**૧. બુઝુર્ગની સાથે બદગુમાનીના ભયનો ઉકેલ. એક હદીસે કુદસી**

**સવાલ :–** કોઈ શખ્સને બે ત્રણ બુઝુર્ગોથી રાબ્તા પયદા કર્યા પછી પણ મુનાસબત, શયખના અફઆલ પર ભરોસો ન હોય તો તેવા શખ્સને ઈસ્લાહી તઅલ્લુક કટ કરી દેવો જાઈએ ? યા શું કરવું તે અંગે રેહબરી કરશો. તકવા નામની ગુજરાતી કિતાબના પાના નં. ૭૫, ૭૬, ૭૭ ની ઝેરોક્ષ કોપી મોકલી છે તેમાં હઝરતે હક ઈરશાદ ફરમાતે હય...... થી અલ્લાહ વાલોં કો તકલીફ દેનેવાલા બહોત જલ્દ મુબતલાએ કહર હો જાતા હય (મઅરિફતે ઈલાહિયહ). સદરે લખાણમાં વોહ કયા કરતા હય હમ કરતે હય ઔર ઉસકે કિસી ફેઅલકી શિકાયત હોતો હમસે કીજાએ હમારે વલી સે કુછ ન કહા જાએ તફસીલથી વિગતવાર જણાવશો.

**જવાબ :–** એવા માણસને અગર ભય હોય કે તે બુઝુર્ગની ખિદમતમાં જવાથી તેમના માટે દિલમાં બદગુમાની અને એ'તેરાઝ પૈદા

થશે તો તેણે નહિં જવું જોઈએ અને સાથેજ સલાતુત્તવબહ અને સલાતુલ હાજત પઢી ખૂબ રડી–કકળીને અલ્લાહ તઆલાથી દુઆ કરે કે અય અલ્લાહ ! મારા દિલમાં તારા નેક બંદાઓ વિષે જે બદગુમાની પયદા થાય છે તેનાથી તું મને નજાત અને છુટકારો આપ. અગર તું મને આનાથી છુટકારો નહિં આપે તો અય અલ્લાહ ! હું બરબાદ થઈ જઈશ અય અલ્લાહ ! તું દિલોનો માલિક છે. સૌના દિલ તારા કબ્જામાં છે. અય અલ્લાહ ! તુ મારા દિલની આ હાલત અને કેફિયત દુર ફરમાવ. એવી વ્યકિત માટે આજ એક ઉપાય છે. આપે મોકલાવેલ ઝેરોક્ષમાં એક હદીસે કુદસીની તશરીહ લખી છે. હદીસ ના શબ્દો આ છે. " જો આદમી મેરે કીસી વલીસે અદાવત ઔર દુશ્મની રખતા હય તો મૈં ઐસે શખ્સકો લડાઈ કા ચેલેન્જ દેતા હું " (બુખારી શરીફ)

માટે કોઈ બુઝુર્ગ સાથે દુશ્મનાવટ અથવા વેરભાવના હરગીઝ હરગીઝ નહિં રાખે અને ગયર–ઈખ્તિયારી રીતે બદગુમાની ઉત્પન્ન થાય તો તેને દિલમાં વગોવતો ન રહે. બલ્કે તુર્તજ તેને દુર કરી તવબહ કરી લીએ. અગર દિલમાં વગોવતો રહેશે તો ઉપરોકત હદીસ હેઠળ આવી જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. અહલે બયતના બારામાં એક હદીસ શરીફ :–**

**સવાલ :–** એક વ્યકિતએ હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો એક ઈરશાદ આ રીતે બયાન કરે છે કે " મૈં તુમ્હારે પાસ દો ચીઝેં છોડકર જાતા હું, એક કુરઆન ઔર દૂસરી મેરી આલ" તો "આલ" વાળી હદીસ

સહીહ છે? એક મોહબ્બીન સૈયદ બેઈલ્મ બેકલમ બેઅમલ પોતાની વગ જમાવવા આ ઈરશાદ વર્ણવી રહેલ હતો, વરના અમોએ કુરઆન અને હદીસ નું સાંભળેલ છે.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلما જી હાં એ હદીસ સહીહ છે. મિશ્કાતમાં સહીહ મુસ્લીમ શ. ના હવાલાથી એ રિવાયત નકલ કરવામાં આવી છે. જેનો તરજુમો જરૂરી સ્પષ્ટીકરણ સાથે રજુ કરૂં છું. "હઝરત ઝયદ બિન અરકમ (રદી.) ફરમાવે છે કે એક દિવસ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મક્કા અને મદીનાના દરમિયાન આવેલ એક તળાવ પાસે જેનું નામ "ખુમ" હતું હમને ખુત્બા વડે સંબોધન કર્યું (આ બનાવ હજજતુલ વદાઅથી વાપસીનો છે) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અલ્લાહ તઆલાની હમ્દો સના ફરમાવી, વઅઝ અને નસીહત ફરમાવી પછી ફરમાવ્યું, અય લોકો હું એક માણસ છું, તે સમય નઝદીક છે કે મારા રબનો એલચી (કિંવા મલકુલ–મવત) મારી પાસે આવે અને હું તેનું તેડું સ્વીકારૂં. અને હું તમારામાં બે મહાન વસ્તુઓ છોડીને જાઉં છું. પહેલી અલ્લાહની કિતાબ તેમાં હિદાયત અને નૂર છે માટે તમો અલ્લાહની કિતાબને લ્યો અને તેને (અકીદા તથા અમલમાં) મજબૂતીથી પકડી રાખો. તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અલ્લાહની કિતાબને મજબૂતીથી પકડવાની તરગીબ આપી. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું અને (બીજી વસ્તુ) મારા અહલે બયત છે. હું મારા અહલે બયતના બારામાં તમને અલ્લાહથી ડરાવું છું. હું મારા અહલે બયત વિષે તમને અલ્લાહથી ડરાવું છું. (કિંવા તમને ચેતવણી આપું છું કે તેઓની

હિફાઝત અને એહતેરામ અને મહોબ્બત તથા તેમનો ખ્યાલ રાખજો.)
(મિશ્કાત પેજ ૫૬૮ મિરકાત ૧૧/૩૭૬)

**૩. તઅવીઝ વિ.ની અસલ :–**

**સવાલ :**–સવિનય જણાવવાનું કે બયાને મુસ્તુફા ઓગષ્ટ ૨000 માસિક, પાનું નં. ૩૩માં "આ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ પોતાના નવાસાઓ હ્ઝ. હસન અને હુસેન (રદી.) માટે કલીમાતના તાવીઝ ઉપયોગ ફરમાવતા હતા." હદીસ શ.માં છે તેમ લખ્યું છે. કઈ હદીસમાં છે, જણાવશો.

આજ કાલ લગભગ દરેક સનદ યાફતા મુફતી, મોલ્વી, બાપુઓ મહારાજ તાવીઝ લાલ–પીળા, કાળા દોરા આપે છે. આ જાઈઝ છે? આ તાવીઝ–દોરા કયાંથી આવ્યા ? તેનો ઈતિહાસ અને સાચી હકીકત જણાવશો.

**જવાબ:**–حامداً ومصلياً ومسلما બયાને મુસ્તુફ "ઓગષ્ટ" ૨000 માં આવેલ એ લખાણ બુખારી શરીફની રીવાયતનો અક્ષરસઃ અનુવાદ છે.તે રિવાયત નીચે મુજબ છે.

عن ابن عباس قال كان النبى صلى الله عليه وسلم يعوذ الحسن و الحسين ويقول ان اباكم يعوذ اسماعيل و اسحاق،اعوذ بكلمات الله التامة من كل شيطان وهامة ومن كل عين لامة(بخارى شريف اصح المطابع ج/اول،ص/٤٧٧)

(બુખારી શ. અસહહુલ મતાબિઅ ભાગ–૧/૪૭૭)

આપે સવાલમાં દરેક સનદ યાફતા મોલ્વી, મુફતી માટે જે દાવો કર્યો છે કે તેઓ લાલ–પીળા, કાળા દોરા આપે છે, આપનો એ દાવો અમારી જાણ મુજબ એક પ્રકારનો આરોપ જ છે. રહયા બાપુઓ અને મહારાજા તો તેઓ તો સનદ યાફતા હોતા નથી. બલ્કે મહારાજનો શબ્દ તો ગેર–મુસ્લિમ માટે જ વપરાય છે. તેના કોઈ કૃત્ય માટે કઈ દલીલ આપ સમક્ષ રજુ કરવી ?

દમ કરવામાં અસલ રીત તો એ છે કે કુર્આને શરીફ અથવા અલ્લાહ તઆલાના નામો અથવા સિફતો પઢીને બીમાર ઉપર દમ કરવામાં આવે. અને હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી આ રીત ઘણી હદીષોમાં સાબિત છે. અલબત્ત મુઅવ્વઝાત લખવું અને બાળકો તથા બીમારોના ગળામાં તેને લટકાવવું અથવા લખીને ધોઈને બીમારને પાવું કેટલાક સહાબા તેમજ તાબિઈનથી સાબિત છે. મુસન્નફ ઈબ્ને અબી શયબહ ભાગ–૮ પેજ–૩૯માં રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે "તમારામાંથી કોઈ ઉંઘમાં ડરી જાય તો આ પઢે."

بسـم الـلـه أعـوذ بكلمات الله التامات من غضبه وسوء عقابه ومن شر عباده ومن شر شياطين وان يحضرونِ.

આ રિવાયતના નકલ કરનાર સહાબી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્નુલ્આસ રદી. પોતાની અવલાદમાં મોટાઓને આ કલિમાત શીખવાડતા હતા. અને નાનાઓના ગળામાં લખીને લટકાવતા હતા. મુસન્નફ ઈબ્ને અબી શયબહમાં જ મહાન તાબિઈ હઝ. સઈદ ઈબ્ને મુસય્યબ તેમજ અતા

ઈબ્ને રબાહ અને મુજાહિદ અને અબૂ જઅફર અને મુહમ્મદ ઈબ્ને સીરીન અને ઉબયદુલ્લાહ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરના હવાલાથી ટાંકયું છે કે તેઓ તાવીઝ લખવા અને તેને લટકાવવા, બાજુ ઉપર બાંધવાની ઈજાઝત આપતા હતા. અલ્લામહ ઈબ્ને તયમીય્યહ (રહ.) એ પોતાના ફતાવા ભાગ–૧૯ પેજ–૬૪ માં લખ્યું છે કે જિન્નના અસરવાળા તેમજ અન્ય બિમારો માટે પાક રોશનાઈથી કુર્આન તેમજ અલ્લાહનું ઝિક્ર લખી તેને ધોઈને પાવું જાઈઝ છે.અને દલીલરૂપે ઈમામ અહમદના હવાલાથી હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.) નો એક અષર નકલ કર્યો છે. જેમાં હમલવાળી ઔરતને સુવાવડમાં સહુલત થાય, તે માટે કેટલાક દુઆઈય્યહ કલિમાત અને કુર્આન પાકની આયતો લખી તેને ધોઈને પાવાનો ઉલ્લેખ છે.

જે કેટલીક હદીષોમાં મનાઈ આવેલી છે, તેનો સંબંધ મુશ્રિકોના મંતરથી છે, જેમાં તેઓ શયતાન વિગેરેથી મદદ માંગતા હતા, જેમ કે અબૂ દાઉદની રિવાયતમાં એનું વિગતવાર કારણ મવજુદ છે.(તકમિલએ ફત્હુલ મુલહિમ–૪/૩૧૭/૩૧૮ ટુંકાવીને) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. બાળકોને કપાળમાં કાજલ લગાડવાની અસલ :–

**સવાલ :–** નાના બાળકોને સ્ત્રીઓ નજર ન લાગે માટે જમણી કે ડાબી તરફ કપાળમાં "કાજલ" લગાડે છે શું શરીઅતની રૂએ યોગ્ય છે ? શિર્કનો ગુનોહ તો લાગુ નહિં પડે ? બાળકને નજર ન લાગે એ માટે સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો શું તરીકો છે. ?

જવાબ :–حامداً ومصلياً ومسلماً મિરકાત શર્હે મિશ્કાતમાં શર્હેસ્સુન્નહના હવાલાથી લખ્યું છે કે હઝ. ઉસ્માન (રદી.) એ એક ખુબસુરત છોકરાને જોઈને ફરમાવ્યું કે એની હડપચી (દાઢીના નીચેના ભાગ)ના ખાડાને કાળો કરી દીયો (મિરકાત ૮/૩૫૧).

હઝરત હિશામ ઈબ્ને ઉર્વહ (રહ.) ને જયારે પોતાની કોઈ વસ્તુ સારી લાગતી અથવા પોતાની વાડીમાં દાખલ થતા ત્યારે પઢતા હતા " માશાઅલ્લાહ લાકુવ્વત ઈલ્લા બિલ્લાહ" (મિરકત ૮/૩૫૧)હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ હઝ. હસન (રદી.) અને હઝરત હુસૈન (રદી.) ને (જયારે તેઓ બાળક હતા) આ દુઆ વડે હિફાઝત કરતા હતા" ઉઈઝુકુમા બિ–કલિમાતિલ્લાહિ–ત્તામ્મતિ મિન કુલ્લિ–શયતાનિવ–વ–હામ્મતિંવ–વ– મિન કુલ્લિ–અયનિલ લામ્મહ" અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવતા હતા કે તમારા બાપ (હઝ.ઈબ્રાહીમ અલ.) આ શબ્દો વડે હઝ. ઈસ્માઈલ (અલ.) અને હઝ. ઈસ્હાક (અલ.)ની હિફાઝત કરતા હતા. (બુખારી શરીફ)

હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જયારે કોઈ વસ્તુની નજર લાગવાનો ભય રહેતો હતો તો ફરમાવતા "અલ્લાહુમ્મ–બારિક ફીહી વલા તદુર્રહુ" (ઈબ્નુસ્સુન્ની) (કિતાબુલ–અઝકાર લિન્નવવી પેજ ૨૮૩) સુરએ ફલક અને સુરએ નાસ પઢી દમ કરવાથી પણ નજરથી હિફાઝત રહે છે. (હિસ્ને–હસીન–તેમજ કિતાબુલ્ અઝકાર) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૫. દિલમાં રાઈના દાણા બરાબર ઈમાન–અને ઘમંડ. બે હદીસો બાબત ખુલાસો.**

**સવાલ :–** જેના દિલમાં રાઈના દાણા બરાબર ઈમાન હશે તેને જન્નતની બશારત અને જેના દિલમાં રાઈના બરાબર ઘમંડ હોય તેને જહન્નમ નો ભય અલ્લાહના પ્યારા રસુલ હઝરત મુહમ્મદ મુસ્તુફા સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આપેલ છે આ બન્ને બાબત સમક્ષ રૂપે કેમ દર્શાવવામાં આવી છે ? તે જણાવશોજી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما જડી–બુટીઓ તેમજ દવાઓમાં આપે જોયું હશે કે દરેક જડી–બુટીની પોતાની એક આગવી ખાસિયત અને તાસીર હોય છે. જે પુસ્તકોમાં આ વિષય ચર્ચવામાં આવ્યો હોય છે, તેમાં દરેક જડી અને બુટીની ખાસિયત વર્ણવામાં આવી હોય છે, કે ફલાણી જડી ગરમ ખાસિયત ધરાવે છે. ફલાણી જડી ની ખાસિયત ઠંડી છે. ફલાણી બુટી કબજયાત પયદા કરે છે. જયારે ફલાણી બુટી ખુલાસા લાવનાર છે. દરેક જડી અને બુટીની આ જે જે ખાસિયતો અને તાસીર એ પુસ્તકોમાં લખાયેલી હોય છે, તે એની આગવી અને એકલીની ખાસિયત હોય છે. કિંવા અગર કોઈ વ્યકિત માત્ર તે જડીને એકલીને વાપરશે તો તેની એ તાસીર જાહેર થશે. દા.ત. કોઈક જડી માટે તેમાં લખ્યું છે કે એની ખાસિયત ગરમ છે તો એનો મતલબ એ છે કે અગર એ જડીને એકલી વાપરશો તો એની ખાસિયત ગરમ છે. પરંતુ અગર કોઈ માણસે તે જડી બુટી જેની ખાસિયત ગરમ લખવામાં આવી છે તેની સાથે બીજી જડી બુટી જેની ખાસિયત તે જ પુસ્તકમાં ઠંડી લખવામાં આવી છે. વાપરે તો હવે શું પરિણામ આવશે, તેનો ઉલ્લેખ તે પુસ્તકમાં નથી.તેના માટે જોવું પડશે કે એવી બે વિરોધાભાષી અને જુદી જુદી તાસીરવાળી બુટી ભેગી થઈ જાય તો શું

પરિણામ આવશે ? એ વિષય ઉપર પણ અન્ય પુસ્તકોમાં ચર્ચા કરવામાં આવી હોય છે.

અમ્બીયાએ કિરામ (અલ.) રૂહાની તબીબો હોય છે તેઓ પણ દરેક અમલની આગવી તાસીર અને અલગ ખાસિયત બતાવે છે. દા.ત. ઈમાનની ખાસિયત બતાવી કે તે અવશ્ય રીતે જન્નતમાં લઈ જશે, અને ઘમંડ બાબત બતાવ્યું કે તે જહન્નમમાં લઈ જશે, તો અહિંયા પણ ખરેખર તો દરેક અમલની આગવી ખાસિયત બતાવી છે. હવે અગર કોઈ વ્યકિતમાં બન્નેવ મવજુદ હોય તો તેના માટે શું હુકમ છે તેનો ઉલ્લેખ એમાં નથી. અલબત્ત એની થોડી ઘણી જાણકારી અન્ય કેટલીક હદીસો (જેમ કે હદીસે શફાઅત વિ.)થી મળે છે કે એવો માણસ પોતાના ઘમંડની સજા જહન્નમમાં ભોગવી જયારે પાક સાફ થઈ જશે ત્યારે જન્નતમાં મોકલવામાં આવશે. બાકી એની સંપૂર્ણ હકીકત ઉપરથી તો પરદો કિયામતના દિવસે જ ઉઠશે. (ફઝલુલ બારી ૨/૧૮૭,૧૮૮ ઉપરથી). ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૬) તબ્લીગ

## ૧. માત્ર તબ્લીગી નિસાબ (ફઝાઈલે અ'અમાલ)ની જ તઅલીમ કેમ ?

**સવાલ :–** અમારી મસ્જીદમાં અસરની નમાઝ બાદ ઈમામ સાહેબ (તબલીગી નીસાબ) નામની કિતાબનો તરજુમો કરી તઅલીમ

આપે છે. મતલબ કે દસ મીનીટ માટે જે કાંઈ પઢાય એ લોકોને પઢી સંભળાવે છે. અને આ સિલસિલો ઘણા તવીલ અરસાથી ચાલી રહયો છે. વચમાં " અલીફે" વાંધો ઉઠાવ્યો કે આ કિતાબ ઘણા લાંબા અરસાથી ચાલે છે માટે હવે કોઈ બીજી કિતાબ જેવી કે મુસ્લીમ શરીફ, બુખારી શરીફ જેવી હદીસની કીતાબનો દોર ચાલુ કરવો જોઈએ તો મોલ્વી સાહેબે મુસ્લીમ શરીફ ચાલુ કરી ને એક અઠવાડીયામાં બંધ કરાવી દીધી અને પાછી તબ્લીગી નિસાબ ચાલુ કરાવી તો અલીફનો સવાલ એ છે કે કઈ હદીસમાં લખ્યું છે કે ફકત " તબ્લીગી નીસાબ" એ એકજ કીતાબનો દોર ચાલે ? હાલાં કે તબ્લીગી નીસાબ પણ મોટી કીતાબોના આધારેજ લખાઈ છે. અને એમાં પણ બુખારી શરીફ અને મુસ્લીમ શરીફ અઈનુલ હીદાયા નો સહારો લીધેલ છે. અમારા ત્યાં ઉપર લખેલી કીતાબો પણ ઈસાલે સવાબ માટે વકફ કરેલી છે. જે આજે અલમારીમાં બંધ પડી છે. જેનો કસોજ ઉપયોગ થતો નથી. તો જેણે વકફ કરેલી છે તેના મરહુમોને સવાબ કયાંથી મળશે? આપણે કુર્આન શરીફ પછી બુખારી શરીફ અને મુસ્લીમ શરીફ હદીસોની મોઅતબર કિતાબો માનીએ છીએ. હવે અલમારીમાં બંધ પડી છે. તો એનો સવાબ મરહુમોને કયાંથી મળશે આનો જવાબ હદીસની રોશનીમાં આપશો.

**જવાબ :–** حامدًا ومصليًا ومسلمًا શું જે જે કિતાબો કોઈ વકફ કરનારાએ મસ્જીદ માટે વકફ કરી તે બધીજ કિતાબોની તાલીમ મસ્જીદમાં થવીજ જોઈએ? આપ આ વાત શરીઅતની કઈ દલીલના આધારે કરી રહયા છો ? પહેલાં તે દલીલ લખી જણાવશો. "અલીફ" પોતાની રીતે બુખારી શરીફ અથવા મુસ્લીમ શરીફ અથવા અઈનુલ હીદાયા પઢી તેનાથી

ફાયદો ઉઠાવવા ચાહતો હોય તો કોણે તેને રોકયો છે ? પરંતુ જે લોકો કોઈ પણ દીની કીતાબ પઢી તેનાથી ફાયદો ઉઠાવી રહયા છે. તેઓના નેક કામમાં દખલ કરવાની "અલીફ" ને શું ઝરૂરત પડી ? કોઈ પણ દીનની કીતાબની તઅલીમ આપ ચાલુ કરશો તો એજ પ્રશ્ન ઉત્પન થશે. બુખારી શરીફની તઅલીમ મોલ્વી સાહબ કરાવશે તો કેટલાક ("અલીફ" જેવા)એવું કહેશે કે બુખારી શરીફથી વધીને તો કુર્આન શરીફ છે. તેની તઅલીમ કેમ નથી કરાવતા ? કુર્આન શરીફની તફસીર શરૂ કરશે તો એવાજ કેટલા કહેશે કે લોકોને કુર્આન શરીફ પઢતાં તો સહીહ રીતે આવડતું નથી અને આપ તફસીર કરવા બેઠા છો. પહેલાં લોકોને કુર્આન શરીફના હુરૂફ સહિહ કરાવો. પછી તફસીર શીખવાડજો માટે "અલીફ"ની વાતો બાહય રૂપમાં ચાહે સુંદર અને ઉંચી લાગતી હોય પરંતુ ખરેખર તો શયતાની ધોકાબાજી છે. એ રીતે "અલીફ" અત્યારે જે કાંઈ તઅલીમી કાર્ય ચાલી રહયું છે, તેને બંધ કરાવવા માંગે છે. અલ્લાહ તઆલા દરેક ને સદબુધ્ધી આપે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. હાઈસ્કુલનાં પ્રિન્સીપાલ ઉપર જમાઅતમાં જવા માટે પ્રેસર કરવું.

**સવાલ :–** હમારે ત્યાં હાઈસ્કુલ આવેલી છે. જેમાં ૮ થી ૧૦ ધોરણ સુધીનો અભ્યાસ ચાલે છે. સદર હાઈસ્કુલના સંચાલક મંડળનો હું પ્રમુખ છું. હાઈસ્કુલમાં પાંચ શિક્ષકો છે, બધા જ મુસલમાન છે. તથા સંચાલક મંડળના સભ્યો પણ મુસલમાન છે.

હવે પ્રશ્ન એ છે કે હમારી હાઈસ્કુલના પ્રિન્સીપાલ સાહેબ

દઅવતો–તબ્લીગના કામ સાથે જોડાયેલા છે. બીજા એક શિક્ષક પણ જોડાયેલા છે, જેના લઈને મરકઝના જીમ્મેદારો એમને જમાઅતમાં જવા માટે વારંવાર પ્રેસર કરે છે. હાઈસ્કુલના પ્રિન્સીપાલ સા. ચાલુ સ્કુલે રજાઓ લઈને ત્રણ વાર તો ૪(ચાર) મહિના જમાઅતમાં જઈ આવેલા છે. બીજુ એ કે હમો એમને દર વર્ષે વેકેશનમાં જવાની છુટ આપીએ છીએ. વેકેશનના આગળના ૧૦ દિવસ અને વેકેશનના પાછળના ૧૦ દિવસ રજાઓની છુટ આપીએ છીએ. તેમ છતાં સ્કુલ ચાલુ હોય એવા સમયે પણ મરકઝના જીમ્મેદારો હમારા પ્રીન્સીપાલ સાહેબને જમાઅતમાં જવા ખુબ પ્રેસર કરે છે. જેથી તેઓ શ્રી જમાઅતમાં જવા મને રજાઓનો રીપોટ મોકલી આપે છે. હવે એક પ્રીન્સીપાલ કે જેમની આખી સ્કુલની જવાબદારી હોય છે, તેઓ શ્રી સ્કુલમાં ન હોવાથી સ્કુલની શું સ્થિતી થાય એ આપ હઝરત સમજી શકો છો. એમની જગ્યાએ બીજાને ચાર્જ આપવામાં આવે છે, પણ ઈન્ચાર્જ એ ઈન્ચાર્જ કહેવાય. ઈન્ચાર્જ માણસને કાંઈ પડેલી હોતી નથી.

હવે આવી પરિસ્થિતીમાં મારી સ્થિતી સુડી વચ્ચે સુપારી જેવી થાય છે. ના પાડવામાં દીલમાં એક ખટકો લાગે છે કે હું દીનના કામમાં આડખીલ બની રહયો છું. અને હા પાડવામાં પણ સ્કુલને અને વિદ્યાર્થીઓને ભારે નુકશાન થાય છે. હું જાતે પણ દઅવતો તબ્લીગના કામથી માનૂસ છું. બે વાર મેં પણ ૪(ચાર) મહીના આપેલા છે. પણ અહીંયા સ્કુલમાં મારા માટે પ્રશ્ન ઉભો થાય છે કે શું કરવું ?

જીમ્મેદારોની તો એક જ વાત છે કે, કોઈ પણ હિસાબે નીકળો, જેથી હવે મને પોતાને જ એવું થાય છે કે હું જ આ સંચાલક મંડળમાંથી છુટો થઈ જાઉં. જેથી મારા માટે કોઈ પ્રશ્ન જ ન રહે. તો શું આ પ્રમાણેનું

જીમ્મેદારોનું વલણ વ્યાજબી ગણાય ? પ્રિન્સપાલ અથવા કોઈ શિક્ષકનું આ પ્રમાણે ૪ મહિના માટે જમાઅતમાં જવું વ્યાજબી ગણાય ? હમણાં પણ એક શિક્ષકે ઈજતેમાંમાંથી જવા માટે ૪ મહીનાનો રીપોર્ટ મુકેલ છે. હવે વેકેશન પડશે. પણ વેકેશનથી આગળના ૨૦ દિવસ રજાઓના આપીશું. તો પણ વેકેશન પછી ૨ (બે) મહીનાની એમની ગેરહાજરી રહેશે. તો હવે શું કરવું, કાંઈ સમજ પડતી નથી. આપ હઝરાત મને આ બાબતે રેહબરી કરશોજી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً કોઈક સંસ્થા અથવા વ્યકિતનું કોઈ કામ મહેનતાણું લઈ કરવા માટે આપસમાં જે કરાર કરવામાં આવે છે. તેને શરીઅતની પરિભાષામાં "અકદે ઈજારહ" કહેવામાં આવે છે. અને એ પ્રમાણે કરાર કરી કામ અંજામ આપવાની જવાબદારી જે વ્યકિત પોતાના શીરે લે છે તેને શરીઅતની પરિભાષામાં "અજીર" કહેવામાં આવે છે. શરઈરૂએ આ પ્રમાણે કરાર કરી લેવાથી તે વ્યકિત ઉપર જરૂરી ઠરે છે કે જે કામની જવાબદારી આવા કરાર વડે તેણે સ્વીકારી છે તેને સંપૂર્ણ રીતે કરારમાં કરવામાં આવેલ શર્તો મુજબ પુરેપુરી બજાવે. જો તેમાં થોડી પણ ઉણપ રહેશે તો તેના તરફથી આચરવામાં આવેલ આ ઉણપ અને બેદરકારીને કુર્આન અને હદીસની પરિભાષામાં ખિયાનત અને કરાર તોડવું કહેવામાં આવે છે. કુર્આન અને હદીસમાં અમાનતની અદાયગી તેમજ કરારની પાબંદીની સખ્ત તાકીદ કરવામાં આવી છે. કુર્આને પાકમાં ઈમાનવાળાઓની કામિયાબી જે સિફતો અને ગુણો ઉપર અવલંબિત કરવામા આવી છે. તેનું વર્ણન કરતા અલ્લાહ તઆલા ફરમાવે છે.

والذين هم لأمنتهم وعهدهم راعون.

કિંવા (તે મોમીનો કામ્યાબ છે.) જેઓ પોતાની અમાનતો તેમજ પોતે કરેલ કરારનો ખ્યાલ રાખનારાઓ છે. (સૂરએ મુઅમીનુન આયત નં. ૮) એની તફસીર કરતાં હઝ. મુફતી મુહંમદ શફીઅ સા. (રહ.) લખે છે કે પાંચમી સિફત અમાનતના હકને અદા કરવું બતલાવ્યું છે. અમાનતનો શબ્દ દરેક તે વસ્તુનો સમાવેશ કરે છે જેની જવાબદારી કોઈ વ્યકિતએ ઉઠાવી હોય અને તે બાબત તેના ઉપર વિશ્વાસ અને ભરોસો કરવામાં આવ્યો હોય, ચાહે તેનો સંબંધ અલ્લાહના હકોથી હોય અથવા બંદાના, અલ્લાહના હકોથી સંબંધિત અમાનતમાં શરીઅતના બધા ફરાઈઝ અને વાજીબાતને અદા કરવું તેમજ હરામ તથા મકરૂહાતથી બચવું (અને આગળ જતાં લખે છે) મુલાઝીમને જે કામ સોંપવામાં આવ્યું છે અને એના માટે જેટલો સમય આપવાનું આપસમાં નક્કી થયું છે, તેમાં તે કામને પુરૂં કરીને હક અદા કરવો તેમજ નોકરી માટે જે સમય નક્કી કરવામાં આવ્યો છે, તેને તે જ કામમાં વાપરવું પણ અમાનત છે. કામની ચોરી અથવા સમયની ચોરી ખિયાનત છે. છટ્ટી સીફત કરારની પાબંદી વર્ણવામાં આવી છે. જે કરાર બે પક્ષો તરફથી કોઈ પણ કામ માટે કરવામાં આવે તેને પુરો કરવું ફર્ઝ છે, અને તેના વિરૂધ્ધ કરવું ગદ્દારી અને ધોકો છે. જે હરામ છે. (મઆરિફુલ કુર્આન ૬/૨૮૬)

હઝ. મવ. મુફતી મુહંમદ તકી ઉસ્માની (દા.બ.) ફરમાવે છે કે કોઈ માણસે કોઈ જગ્યાએ નોકરી સ્વીકારી અને એ નોકરીમાં આઠ કલાક ડયુટી આપવાનો કરાર થયો આ આઠ કલાક આપે સામેવાળાને વેચી આપ્યા, માટે આ આઠ કલાકનો સમય આપના પાસે સામેવાળાની અમાનત છે, જેની આપે નોકરી સ્વીકારી છે. જો આ આઠ કલાકમાંથી એક

મિનીટ પણ આપે કોઈ એવા કામમા ખર્ચ કરી જેમાં ખર્ચ કરવાની માલિક તરફથી ઈજાઝત ન હતી તો આ અમાનતમાં ખિયાનત છે. (ઈસ્લાહી ખુત્બાત ૩/૧૬૯)

અને કુર્આને પાકમાં બીજી જગ્યાએ અલ્લાહ તઆલાનો ઈરશાદ છે.

ان الله يأمركم ان تودوا الامنت الى اهلها.

અર્થાત :– બેશક અલ્લાહ તઆલા તમને એ વાતનો હુકમ આપે છે કે હકવાળાઓને તેમના હકો પહોંચાડી આપો.

હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે.

لا ايمان لمن لا امانة له ولا دين لمن لا عهد له.

અર્થાત :– જે માણસમાં અમાનતદારી નથી, તેમાં ઈમાન નથી અને જે માણસ કરારની પાબંદી નથી કરતો તેમાં દીન નથી. હઝ. અનસ (રદિ.) ફરમાવે છે કે "એવું ઘણું ઓછું બન્યું છે કે હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કોઈ ખુત્બો આપ્યો હોય અને ઉપર મુજબ ઈરશાદ ન ફરમાવ્યો હોય." (મઆરિફુલ કુર્આન ૨/૪૪૬) આપે સવાલમાં જે વિગત દર્શાવી છે, તેનાથી એ વાત સ્પષ્ટ છે કે જે ભાઈ હાઈસ્કુલમાં પ્રિન્સીપાલ છે, તેઓના તઅલીમી સમયમાં ચાર–મહિના માટે જમાઅતમાં જવાને લઈ સ્કુલનું તઅલીમી તેમજ વ્યવસ્થાકીય માળખું સખ્ત નુકશાન ઉઠાવે છે. જે વ્યકિત પણ તઅલીમી લાઈનથી સંબંધ ધરાવતી હોય તે આ હકીકતને ઘણી જ સારી રીતે સમજી શકે છે. સ્પષ્ટ છે જયારે તેમના આ રીતે ૪ માસમાં જવાથી હાઈસ્કુલના વ્યવસ્થાકીય તેમજ તઅલીમી માળખા ને

નુકશાન પહોંચ્યું તો તેઓ એ આ રીતે પોતાની ફરજ બજાવવામાં કોતાહી કરવાથી અમાનતમાં ખિયાનત અને કરારનું ઉલંઘન કર્યું કહેવાશે. જે શરઈરૂએ ઘણું જ વખોડવા પાત્ર અને ગુનાહિત હોવાની સાથે દઅવત–વ–તબ્લીગ જેવા પવિત્ર સિલસિલાને ટીકાપાત્ર બનાવનારૂં છે, જેથી મરકઝના જીમ્મેદારો તરફથી તેઓ ઉપર તઅલીમી વરસ દરમ્યાન જમાઅતમાં જવા માટે વારંવાર પ્રેસર કરવું, અને તેઓનું આ પ્રેસરમાં આવી આ રીતે નિકળવું બન્નેવ શરઈ રીતે દુરૂસ્ત નથી. અને આ એક એવી હકીકત છે કે કોઈ પણ સમજદાર– દીનદાર અને ઈસ્લામી તઅલીમથી જાણકાર તેનો ઈન્કાર કરી શકતો નથી.

સંચાલક મંડળના પ્રમુખ હોવાને નાતે શરઈરૂએ આપની પણ ફરજ બને છે કે તઅલીમી સમય દરમ્યાન તેઓના આ રીતે જમાઅતમાં જવાથી સંસ્થાના હિતને નુકશાન પહોંચતું હોય તો આપના તરફથી તેઓને આ રીતે જવાની સમંતિ આપવું પણ પોતાની ફરજની અદાયગીમાં કોતાહી અને ખિયાનત ગણાશે, કારણ કે આપના ઉપર સંસ્થાના સંચાલનની જે જવાબદારીઓ નાંખવામાં આવી છે, તેને પુરેપુરી અદા કરવું આપની જવાબદારી બને છે. અને તેમાં કમી તેમજ કોતાહી આપના માટે ગુનાહિત કૃત્ય ઠરે છે. હાલાંકે આ જવાબદારી આપ કોઈ મહેનતાણું લઈ નિભાવતા નથી, જયારે કે પ્રિન્સીપાલ સાહેબ પોતાની જવાબદારીની અદાયગી માટે મહેનતાણું પ્રાપ્ત કરી રહયા છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૭) સિયાસત કિંવા રાજકારણ.

**૧. સ્ત્રીનું ચુંટણી પ્રચાર માટે નીકળવું, ઉમેદવાર તરીકે ઉભું રહેવું .**

**સવાલ :–** ચુંટણીમાં સલાહિયત ધરાવનાર અગ્રણી વ્યકિતઓ (માણસો) હોવા છતાં કોઈ સ્ત્રી (નારી)ને કોઈ પણ રાજકીય પક્ષ તરફથી પ્રચાર અને ચુંટણી લડવા–ઉમેદવારી કરવા ઉમેદવાર તરીકે ટીકીટ આપી ચુંટણી લડાવવું શરીઅતની રોશનીમાં કેવું છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما સ્ત્રી જાતીનું સર્જનજ કુદરતે એવું કર્યું છે કે તેણીને માથાથી લઈ પગ સુધી સતર(કિંવા છુપાવવાની વસ્તુ) કહેવી જોઈએ. એટલા માટેજ શરઈ જરૂરત વગર એના ઘરથી બહાર નીકળવાને શરીઅતે ના–જાઈઝ ઠેરવ્યું છે. જેથી આ પાણીદાર મોતી નાપાક નજરોની વાસનાથી ધુંધળુ ન થાય. કુર્આને કરીમમાં ઈર્શાદ છે.

وقرن فی بیوتکن ولاتبرجن تبرج الجاهلية الاولى.

(અર્થાત) :– પોતાના ઘરોમાં ટકેલી રહો. અને પહેલા જાહિલિય્યત કાળની જેમ શણગાર કરીને નીકળો નહિં.) (સૂ. અહઝાબ ૩૩) પહેલા જાહિલિય્યત કાળથી મુરાદ ઈસ્લામ પૂર્વનો જમાનો છે. જયારે સ્ત્રીઓ બે પરદા બની બજારોમાં પોતાના સ્ત્રીત્વનું પ્રદર્શન કરતી હતી. પહેલો જાહિલિય્યત કાળનો શબ્દ વાપરી પેશીનગોઈ કરવામાં આવી કે માનવતા ઉપર એક અન્ય જાહિલિય્યત કાળ પણ આવી રહયો છે. જેમાં સ્ત્રીઓ

પોતાની કુદરતી વિશિષ્ઠતાઓને મોર્ડન જાહિલિય્યત ઉપર ભેટ ચઢાવશે. કુર્આનની જેમ હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પણ ઔરતો ને માથાથી પગ સુધી છુપાવવાની વસ્તુ કહી એના બહાર નીકળવાને ના–જાઈઝ ઠેરવ્યું. હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું ઔરત માથાથી પગ સુધી છુપાવવાની વસ્તુ છે. તેણી જયારે બહાર નીકળે છે.ત્યારે શયતાન તેની તાકમાં લાગી જાય છે. (તિરમીઝી શરીફ)

બદબાતિન લોકો જેઓ બુરી નજરથી ઔરતોને તાકે તેઓ બધા શયતાન છે..ગલીઓ, મહોલ્લાઓ અને બજારોમાં આવા શયતાનોની કમી નથી. એટલા માટે ઔરતને જોઈએ કે સખત જરૂરત વગર ઘરની બહાર ન જાય, ત્યાં સુધી કે નમાઝ માટે મસ્જીદોમાં પણ જવાની રજા નથી. એ સિવાય ઘણી હદીસો છે. જેનાથી સ્પષ્ટ થાય છે કે ઔરતો માટે પરદો જરૂરી છે.

કુદરતી અથવા શરઈ જરૂરતને લઈ ઔરતે ઘરની બહાર નીકળવું પડે તો તે માટે શરીઅતે આપેલા સૂચનો ઉપર અમલ જરૂરી છે. (૧) નજરો નીચી રાખે (સૂ. નુર) (૨) નિકાબ સાથે નીકળે (સૂ. અહઝાબ) (૩) શણગાર સાથે ન નીકળે (સૂ. અહઝ઼ાબ) (૪) મેલા કપડા અને સાદા બુરખામાં નીકળે (અબૂ દાવુદ). (૫) ખુશ્બૂ લગાવીને ન નીકળે (મિશ્કાત)

હઝરત હસન બસરી (રહ.) ફરમાવ્યા કરતા હતા કે " શું તમે પોતાની ઔરતો (અને મા, બહેનો, બેટીઓ) ને છુટ આપો છો કે તેણીઓ બજારમાં ફરે અને કાફિરોથી ઘસાઈને ચાલે, ખુદા નાશ કરે તેનો જે ગયરત ન રાખતો હોય (ઈહયાઉલ ઉલૂમ) મુસ્લીમ સ્ત્રીનું ચુંટણી પ્રચાર માટે

નીકળવું તેમજ ચુંટણીમાં ઉમેદવાર તરીકે ઉભા રહેવામાં શરીઅતે સ્ત્રીઓ માટે નક્કી કરેલ મર્યાદાઓનો ચોક્કસ રૂપે ભંગ થતો હોવાથી જાઈઝ નથી.(અહસનુલ ફતાવા ૮/૩૧ ઉપરથી) (કિફાયતુલ મુફતી ૯/૩૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. સામ્યવાદી પાર્ટીને વોટ આપવો :–**

**સવાલ :–** સ્થાનિક ચુટણીમાં ચાહે તે ગ્રામ પંચાયતની હોય યા નગર પાલિકાની હોય અથવા તો જીલ્લા પંચાયતની હોય અથવા તાલુકા પંચાયતની હોય અથવા વિભાનસભાની ચુંટણી હોય સ્થાનીક પોતાની કોમનો ફાયદો દેખાતો હોય, ગુજરાતના વાતાવરણને લઈને અને આપણી કોમનું હીત દેખાતું હોય તો શું કોઈ પણ પક્ષમાં રહીને કામ કરી શકાય કે નહી. અહીયાં ઘણા ભાઈઓનું માનવુ છે કે સામ્યવાદી પાર્ટીમાં રહી કામ કરવાથી તે માણસ કાફીરના દરજજામાં પહોંચી જાય છે. તો શું આ વાત સહીહ છે. યા ગલત ? આનો ખુલાસાવાર ઈસ્લામની રોશનીમાં જવાબ આપશો.

**જવાબ :–**حامدا ومصليا ومسلما સામ્યવાદની બુનિયાદ જ અલ્લાહ તઆલાના ઈન્કાર પર છે. સામ્યવાદી પાર્ટીના ઉમેદવારને વોટ આપવા બાબત કરવામાં આવેલ એક સવાલના જવાબમાં ફકીહુલ ઉમ્મત હઝ. મુફતી મહમૂદ સાહબ ગંગોહી (રહ.) લખે છે.:– "આ લોકશાહી દેશમાં વોટ.ઈસ્લામ અને કુફની બુનિયાદ પર આપવામાં આવતા નથી. અને એ બુનિયાદ ઉપર ઈલેકશન પણ થતું નથી. જે વ્યકિત બાબત આશા હોય કે

તે સહીહ ખિદમત કરશે, લાભ પહોંચાડશે, હકો અપાવશે. ઝુલ્મને રોકશે, તેને વોટ આપવામાં આવે. જે પાર્ટી બાબત એવી આશા હોય; તે પાર્ટીને વોટ આપવામાં આવે. જે લોકો પોતે મુસ્લીમ અને દીન તેમજ મઝહબના પાબંદ છે તેઓ અગર લાભકારક સમજીને કોઈક પાર્ટી અથવા વ્યકિતને વોટ આપે તો એવું નહિં કહી શકાય કે તે પાર્ટીના વિચારો અને અકીદાઓથી સંમંત છે" (ફતાવા મહમૂદિય્યહ જદીદ, મેરઠ ૨૦/૪૩૦)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૮) પાકી–નાપાકી–વુઝૂ, ગુસલ

**૧. ઈસ્તિન્જામાં કાયમ એક જ ઢેલું વાપરવું :–**

**સવાલ :–** પેશાબ કરી ઈસ્તિન્જા કરવા માટે કાયમ એક જ ઢેલું વાપરતા હોય તો શું એ ઢેલું નાપાક ગણાશે અને તેને વારંવાર વાપરી શકાય? એ ઢેલાથી ઈસ્તિન્જો કર્યો અને પાણી ન હોવાથી પાણીથી ઈસ્તિન્જો ન કર્યો પાછળથી પાણીથી ઈસ્તિન્જો કર્યો તો એ દરમ્યાન કપડું નાપાક થએલું ગણાશે.?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما અગર ઢેલાના એક ખૂણાથી ઈસ્તિન્જા કર્યો અને બીજો ખુણો વાપર્યો નથી તો ફરીવાર તે ખૂણાથી ઈસ્તિન્જા કરી શકાય છે.

એક વાર ઈસ્તિન્જા કર્યાથી ઢેલુ નાપાક થઈ ગયું જેથી તેને ફરી ન

વાપરે, મકરૂહ છે. તે છતાં એવા ઢેલાથી ઈસ્તિન્જા કરવાથી ઈસ્તિન્જા સહીહ થઈ જશે. અને ઈસ્તિન્જાની જગ્યા ઈસ્તિન્જાથી સાફ થઈ સુકાઈ ગઈ, અને પાછળથી પાણી વાપર્યું તો કપડું નાપાક થયેલું કહેવાશે નહિં.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. પગમાં પાટો બાંધ્યો હોય તો તયમ્મુમ કરી શકે ? :–**

**સવાલ :–** પડી જવાના કારણે પગમાં બે માસનો (પ્લાસ્ટર ઓફ પેરીસ) નો પાટો આવેલ હોય અને તે કારણે હલન–ચલન મુશ્કેલ હોય, પગ પણ પાટાના કારણે વજનદાર થઈ ગયો હોય, ડોકટરે હલન–ચલનની મના ફરમાવેલ હોય તેવી વ્યકિતને નમાઝ માટે વુઝુ કરવું મુશ્કેલ હોય શું તેવો વ્યકિત તયમ્મુમ ઉપર ગુઝારો કરી શકે ?

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً પાટાને લઈ ચાલવું–ફરવું મુશ્કેલ છે. પરંતુ વુઝૂતો મુશ્કેલ નથી. વુઝૂ કરીનેજ નમાઝ પઢે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. શકવાળો ગાદલો પાક છે :–**

**સવાલ :–** મારૂં સને ૧૯૮૭ ના જુલાઈ માસમાં એકસીડન્ટ થયેલ તેથી હું પથારીમાં હતો. તે વખતે પેશાબ વિગેરે પથારીમાં સાવચેતીથી કરવામાં આવતું હતું. છતાં પથારીમાં ગાદલો રૂવાળો બનાવેલો હોવાથી કદાચ નાપાકી રૂમાં લાગેલ હોય તેમ પુરેપુરો વહેમ છે. માટે આપની સલાહની જરૂર છે. મારા સારા થયા પછી ગાદલાની રૂ ને બહાર કાઢી તેને સુકવી અને પીંજાવી ને ભરેલ છે. પરંતુ રૂને ધોવામાં આવેલ

નથી. તો આ ગોદડું પાક કહેવાય કે કેમ ? આપ આ માટે પુરતી વિગતવાર સલાહ લખી મોકલશો.

**જવાબ :–** حامدا و مصليا و مسلما કોઈ પાક વસ્તુ જેની પાકી યકીની હતી, તેમાં જયાં સુધી નાપાકી લાગવાનો યકીન ન હોય ત્યાં સુધી તે નાપાક કહેવાશે નહિં. (અલ–અશબાહ વન્નઝાઈર) માટે આપે સવાલમાં જણાવેલ ગાદલો પાક છે. તેને વાપરવામાં કોઈ વાંધો નથી. તે છતાં તેનાં ઉપર નમાઝ પઢવાથી બચવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. ગોબર અને પાખાનાથી તૈયાર કરેલ ગેસનો ઉપયોગ :–

**સવાલ :–** હાલમા સાયન્સ ટેકનોલોજીથી એવી શોધ કરવામાં આવી છે કે ઈન્સાનના પાખાનામાંથી ગેસ પ્લાન્ટ તૈયાર કરવામાં આવે છે. તે ગેસ ચુલા વડે સળગી ખાવાનું રાંધી આપણે ખાઈ શકે છે અને આ ગેસથી લાઈટ પણ રોશની આપે છે. પાણી ગરમ કરી ગુસલ પણ કરી શકે છે. આ ગેસથી દારૂલ ઉલુમો, હોસ્ટેલો મકાનો વિ. સંસ્થાઓ ફાયદો ઉઠાવી શકે છે માટે આ રીતે ઈન્સાનના પાખાનામાંથી ફાયદો ઉઠાવવા માટે શું હુકમ છે ?

હાલમાં લોકો ભેંસના ગોબર માંથી પણ ગેસ પ્લાન્ટ બનાવી ખાવાનું રાંધે છે અને લાઈટ પણ સળગાવે છે, એનો પણ જવાબ આપશો.

**જવાબ :–** حامدا و مصليا و مسلما ગોબર અને પાખાના થી તૈયાર કરેલ ગેસ નો ઉપયોગ ચુલામાં સળગાવવા માટે અથવા બત્તીમાં રોશની માટે

દુરૂસ્ત છે. અલબત્ત એવી ગેસ બદબુદાર હોવાને લઈ મસ્જિદમાં વાપરવાથી ત્યાં બદબુ ફેલાતી હોય તો મસ્જિદમાં વાપરવી નહિં. (ફતાવા રહીમીય્યહ ૬/૩૩૬ ઉર્દૂ ઉપરથી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૫. કુત્તે કે નાકકી રેઝીશ પાક હય યા નાપાક ? :–

**સવાલ :–** મારા વાલેદ સાહબ હાલ નૈરોબી આફ્રિકા છે. ત્યાના એક માણસે એક સવાલ પુછયો હતો. જેની વિગત એવી છે કે તેઓ લંડનમાં સફર કરવા ગયા હતા. અને ત્યાં એરપોર્ટ પર એહતિયાતના તૌર પર કુતરાના નાક દ્વારા ચેકીંગ કરે છે. તો શું કુતરાના નાકમાંથી નીકળેલું લીંટ પાક છે કે નાપાક ?

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً કુત્તે કે નાક સે નીકલને વાલી રેઝીશ કે સિલસિલેમેં કોઈ સરીહ જુઝઈય્યહ તલાશ કે બાવજુદ નહિં મિલા. અલબત્તહ જાનદારો કે પસીને ઔર લુઆબ કે સિલસિલેમેં જો હુકમ દીયા જાતા હે. વહી હુકમ નાકકી રેઝીશ કે સિલસિલેમે સમજમેં આતા હે. લુઆબ ઓર પસીને કે સિલસિલેમેં યે તસરીહ મવજુદ હે કે યેહ દોનો ગોશ્ત સે પૈદા હોતે હે. ઈસ લીએ અગર ગોશ્ત નાપાક હે તો ઈન દોનો પર ભી નાપાકી કા હુકમ જારી હોતા હય. કુત્તે કે લુઆબ ઓર પસીને પર નાપાકીકા હુકમ ઈસ લીયે જારી કીયા ગયા. મજકૂરહ બાલા ઉસુલ કો સામને રખતે હુએ કહા જા સકતા હય કે નાકકી રેઝીશ ભી ગોશ્ત હીસે પૈદા હોતી હય. ઈસ લીયે ઉસકોભી વહી હુકમ દીયા જાયેગા. ફીક્હ કી ઈબારતેં દેખલેં (હિદાયહ ૧/૪૫/હલબીકબીરી–૧ ૬૭)

અલ્બત્તહ ઈતના યાદ રહે કે સિર્ફ કુત્તે કે સામાન કો સુંઘને કી વજહસે ઉસ જગહ કી નાપાકીકા હુકમ લગાયા નહી જાયેગા. હાં અગર ઉસકે સુંઘને કે બાદ ઉસ જગહ પર કોઈ તરી મહસુસ કી ગઈ તો વહ જગહ નાપાક શુમાર હોગી. (હિંદિય્યહ ૧/૪૮) ફકત વલ્લાહુ તઆલા અઅલમ.

## ૬. મસાની બીમારીવાળો માણસ કેવી રીતે તહારત હાસીલ કરે ?

**સવાલ :–** ઘણા સમયથી મને મસા (પાઈલ્સ)ની તકલીફ છે. હવે જયારે પણ હું બૈતુલ ખલાથી ફારિગ થવા પછી ઉભા થતાં અથવા બૈતુલ ખલાથી બહાર નીકળ્યા પછી પાંચ પંદર કદમ ચાલ્યા પછી અથવા ચાલ્યા પછી બેસતા અથવા રૂકુમાં જતાં કહેવાનો મતલબ આ છે કે બૈતુલ ખલાથી ફારિગ થવા પછી આટલી ક્રિયા કરતાં ગમે ત્યારે પૈશાબના ઝાંપ નિકળે છે. પણ ટીપું એની જગ્યાએથી તપકતું નથી, પણ પેશાબની જગ્યા ઉપર ફેલાય છે. હવે મારી મુંઝવણ એ છે કે આવી હાલતમાં હું નાપાક થઈ જાઉ છું યા પાકીમાં રહું છું. શું હું નમાઝ પઢી શકું ? ઘણી વખત એવું પણ બને છે કે મને થાય છે કે પેશાબનો કતરો નીકળ્યો છે, પણ માલુમ કરતા ખબર પડે છે કે કતરો નીકળ્યો નથી અને તપાસ નહી કરૂં તો શક રહયા કરે છે, કે પેશાબનો કતરો નીકળ્યો હશે ? આવી હાલતમાં પણ હું ઘણા વરસથી નમાઝ પઢું છું, કારણ કે જો હું નમાઝ નહી પઢું તો પણ મને પોતાને થયા કરે છે, કે ખાલી કારણ વગર નમાઝ છોડી. બસ એજ વિચાર આવ્યા કરે છે, અને જો હું ઉપર બતાવ્યા કારણ સર નમાઝ છોડું તો પછી વરસના બારે

માસ નમાઝ પઢવાની ઈચ્છા હોવા છતાં નમાઝ છોડવી પડે. અને હું નમાઝ છોડવા નથી માંગતો. પણ મારા દિલને ઈત્મીનાન થાય એવો જવાબ આપશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً આપે નમાઝ છોડવાની જરૂરત નથી, બલ્કે આપ બૈતુલખલાથી ફારિગ થયા પછી પેશાબની જગ્યાએ કપડાનો ટુકડો અથવા રૂ અથવા ટીશ્યુ મુકીદો, ત્યાર પછી આપના લખવા મુજબ થોડીવારે જયારે પેશાબની ઝાંપ નીકળી જાય અને ત્યાર પછી ઈત્મીનાન થઈ જાય કે હવે ફરી એ ઝાંપ નહી નીકળે, ત્યારે કપડાનો પેલો ટુકડો અથવા રૂ અથવા ટીશ્યુને ત્યાંથી હટાવી લઈ પછી વુઝુ કરી નમાઝ પઢી લો. આપની નમાઝ સહીહ અદા થઈ જશે. શક કરવાની જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૯) નમાઝ

## ૧. ઉભા રહીને નમાઝ પઢવું અશકય હોય તો નમાઝ કેવી રીતે પઢે ?

**સવાલ :** (૧)મુજે પેરમેં સંધીવા કી તકલીફ હય. એક્ષ–રે કી રિપોર્ટ કે મુતાબિક ડોકટર કા કહેના હય કે આપકી હડ્ડી ઘિસ ગઈ હય ઓર આપકે પેરમેં જયાદા ખરાબી આ ચુકી હય. મુઝે ચલને મેં ભી બહોત તકલીફ હોતી હય. ઝયાદા વકત ખડેભી નહી રેહ સકતા. ઈસ બિના પર મે તકરીબન ૩ (તીન) સાલસે બેઠકર હી "નમાઝ" પઢ લેતા હું. પલાઠી વાલકર બેઠકર મે સજદહ ભી કર લેતા હું. લેકીન અત્તહીયાતમેં બેઠ નહી

પાતા. પલાઠી વાલકરહી નમાઝ પળ્હ સકતા હું.

કુછ વકત પહેલે ઈસીકે મુતઅલ્લિક એક પરચા મેને પળ્હા થા જીસમેં બતાયા ગયા થા કે કયામ ફર્ઝ હય, ફર્ઝ છુટને પર નમાઝ નહી હો શકતી. તો મેને ખડે હોકર તીન વકત કી નમાઝ પળ્હી (ઘર)મેં, કયુંકે ખડે રેહકર નમાઝ પઢને સે પલાઠી લગાને કે વકત પાંવકો બહોત ઝયાદા ફેલાના પડતા હય. અગર મેરે બાજુમેં કોઈ નમાઝ પળ્હે તો ખડે રેહકર નમાઝ નહી પળ્હ શકતા. ઓર ઘર પર મેને ૩ (તીન) વકતકી નમાઝ પળ્હી તો મુઝે તકલીફ બહુત બળ્હ ગઈ. ડર લગતા હય હડ્ડીમેં નુકશાન આ જાએગા. ઓર ઈસ તરહ નમાઝ પળ્હનેસે મુંહ ઓર આઝા કીબ્લેકે રૂખસે હટ જાતે હય ઓર પાંવ ફેલાકર પલાઠી વાલ કર બેઠનેસે પાંવભી ઉઠ જાનેકા ખતરા લગતા હય. ઓર ઈસ દૌરાન પેરકી તકલીફ કી વજહસે નમાઝમેં દિલભી નહી લગતા.ઓર એસા લગતા હય કે નમાઝ જલ્દી ખત્મ હોજાએ તો બેહતર હય, તો ઐસી હાલતમેં જો મેં પલાંઠીવાલ કર સજદહ સમેત નમાઝ પળ્હલું જિસમેં કયામ નહી કરતા હું, તો ઈસ તરહ આસાનીસે નમાઝ પળ્હ સકતા હું તો ઈસ તરહ નમાઝ પઢ શકતાહું યા નહી ?

**જવાબ :** (૧)આપના લખ્યા મુજબ આપના પગનું હાડકું ઘસાઈ જવાને લઈ આપના માટે ઉભા રહી નમાઝ પઢવું શકય નથી અથવા ઉભા રહી નમાઝ પઢી તો શકો છો, પરંતુ એમ કરવાથી તમારી તકલીફ અને બિમારી વધી જાય છે. તો એ સુરતમાં ઉભા રહી પઢવાને બદલે બેસીને રૂકુઅ–સજદો કરી નમાઝ પઢી શકો છો. અને જો મઅમુલી દર્દ અને તકલીફ હોય તો કયામ છોડવું જાઈઝ નથી. અને જો થોડીવાર ઉભા રહેવું

શકય હોય (કિંવા થોડીવાર ઉભા રહેવાથી ઉપર મુજબ બિમારી અને તકલીફ વધી નથી જતી) તો તેટલીવાર ઉભું રહેવું જરૂરી છે. માટે અગર ઉભા રહી તકબીરે તહરીમા કહી શકતા હોય અને કિરાઅત માટે ઉભા નથી રહી શકતા તો ઉભા રહી તકબીરે તહરીમહ કહે અને પછી બેસીને કિરાઅત કરે અથવા ઉભા રહી તકબીરે તહરીમહ કહી થોડીક કિરાઅત માટે પણ કયામ કરી શકતા હોય, તો તે મુજબ કરવું અને બાકી નમાઝ બેસીને રુકૂઅ–સજદા સાથે પુરી કરવી.

બેસીને નમાઝ પઢવાની સુરતમાં પલાંઠીવાળીને અથવા ડાબે યા જમણે પગ બહાર કાઢીને બેસવા ચાહો તો બેસી શકો છો. અલબત્ત કાયદામાં બેસતી વખતે જે રીત કાયદામાં બેસવાની (કિંવાં ડાબો પગ બિછાવી જમણો પગ ઉભો રાખી) બતાવવામાં આવી છે, તે મુજબ બેસવું બેહતર છે. પરંતુ જો એમ કરવામાં અગવડ પડતી હોય, તો કાઈદહમાં પણ પલાંઠીવાળીને બેસી શકો છો. ( ઉમ્દતુલ ફિકહ ૨/૪૦૨)

**સવાલ :–** (૨) જમાતની નમાઝ માટે ઈમામ સા. શું નિય્યત કરે છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૨) ઈમામ સાહેબ પોતે પોતાની નમાઝ પઢવાની સાથે બીજાઓને નમાઝ પઢાવવાની પણ નિય્યત કરી લીએ તો ઈમામતનો સવાબ પણ મળશે. અને જો બીજાઓને નમાઝ પઢાવવાની નિય્યત નહી કરી હશે તો પણ પાછળવાળાની નમાઝ તો સહીહ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. નિય્યત મોઢેથી બોલવું જરૂરી નથી.

**સવાલ :–** હમારે ત્યાં ઈમામ સાહેબ છેલ્લી ત્રણ ઈદથી નમાઝની

નીય્યતને વિવિધ ભાષામાં બતાવવામાં "ઈકતદયતુ બિહાઝલ ઈમામ"(આ ઈમામની પાછળ) બતાવતા નથી તેમનું એ તરફ ધ્યાન દોરતા એમણે તો મુફતી સાહબને ટાંકીને કહયું કે તેમણે કહયું કે નહી કહોતો ચાલી જશે. એમ પણ નિય્યત તો હોયજ છે ને અને વધુમાં તેમણે પાછળથી આવતા મોડા પડતા નમાઝીઓને આ બાબત સાથે જોડી એમની નિય્યત વિષે સમજાવવાની કોશીશ કરી જે હમારા સમજમાં આવતું નથી.

હવે સવાલ એ ઉભા થયા છે કે,

(૧) નમાઝ તો અલ્લાહ માટેજ પઢાય છે અને નિય્યત પણ હોય છે તો "લીલ્લાહે તઆલા – અલ્લાહ મોટે" કહેવાની શી જરૂર ?

(૨) કિબ્લા રૂખ થયા વગર નમાઝ થતી નથી. એજ નિય્યતથી નમાઝ પઢાય છે તો " મોતવજજેહન... મોઢુ મારૂ કિબલા તરફ " કહેવાની શી જરૂર ?

(૩) તેજ રીતે ઈદની નમાઝ (૬) છો વધારાની તકબીર સાથે વાજીબ હોય છે. અને તેજ નિય્યતથી પઢવામાં આવે છે. તો પછી " મઅ સિત્તે તકબીરાતિન અને વાજીબુલલિલ્લાહિ તઆલા" કહેવાની શી જરૂર ?

(૪) શું થોડીક સંખ્યામાં મોડા પડતા લોકો માટે હાજર રહેલા મોટી સંખ્યાના મજમાને આ અલફાઝથી વંચીત રાખવા યોગ્ય છે ? અને છેવટે.

(૫) તેમના કહેવા મુજબ " ઈકતદયતુ બિહાઝલ ઈમામ " શબ્દ બોલવાની જરૂર ન હોય તો પછી એને અરબીની નિય્યતોમા શા માટે શામેલ કરી છે ?

જવાબ :–حامداً ومصلياً ومسلما કોઈ કામને અલ્લાહ તઆલાની

ખુશ્નૂદીની પ્રાપ્તિ અને તેના આદેશ પાલનના આશયથી કરવાનો ઈરાદો કરવાને શરીઅતની પરિભાષામાં નિય્યત કહેવામાં આવે છે. નિય્યત માત્ર દિલથી ઈરાદો કરી લેવાનુ નામ છે. માટે નિય્યતના સહીહ હોવા માટે જબાનથી નિય્યતના શબ્દો બોલવું જરૂરી નથી. (કિતાબુલ મસાઈલ ૧/૨૭૧)

અલબત્ત જબાનથી પણ એટલા માટે કહી લેવામાં આવે કે દિલના ઈરાદાની સાથે તે પણ ભેગો થઈ જાયતો એ રીત બેહતર અને મુસ્તહબ છે. (ઉમ્દતુલ ફિકહ ૨/૭૧) જબાનથી બોલવામાં પણ ચોક્કસરૂપે અરબી ભાષામાં બોલવું જરૂરી નથી. ફારસી, ઉર્દુ વિગેરે કોઈ પણ ભાષામાં બોલી શકાય છે. (ઉમ્દતુલ ફિકહ ૨/૭૨)

એકલા નમાઝ પઢનાર માટે દીલથી એટલી નિય્યત કરી લેવી કે હું ફલાણા સમયની ફર્ઝ નમાઝ (દા.ત. ઝોહર અથવા અસર) પઢું છું. રકઅતોની સંખ્યા અને કિબ્લારૂખ હોવાની નિય્યતની જરૂરત નથી (કિતાબુલ મસાઈલ ૧/૨૭૨)

જમાઅતની સાથે નમાઝ પઢનારાએ નિય્યતમાં બે વસ્તુનો ખ્યાલ રાખવો જરૂરી છે. પહેલું એ નક્કી કરે કે કઈ નમાઝ પઢી રહયો છે. અને બીજું એ નિય્યત કરે કે આગળ ઉભેલા ઈમામની ઈકતિદામાં નમાઝ પઢું છું. (૧/૨૭૨)

મતલબ કે જમાઅત સાથે પઢનાર વ્યકિતએ ઈમામની ઈકતિદાની નિય્યત કરવી જરૂરી છે. તે વગર તેની નમાઝ થશે નહિં. રહી મોઢેથી બોલવાની વાત, તો ઉપર જણાવ્યા મુજબ તે જરૂરી નથી.

આપ પણ જેમકે આપે સવાલમાં લખ્યું છે મોઢેથી બોલવાને જરૂરી

સમજતા નથી. તો પછી ઈમામ સાહબ સાથે બહસમાં ઉતરવાની શી જરૂરત છે ? અને બધું સમજવા છતાં ફત્વો મેળવવાની પણ શું જરૂરત છે ? ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. સજદએ તિલાવત નમાઝના સજદહ દ્વારા અદા કરવું

**સવાલ :–** 'બેહિશ્તિ સમર હિસ્સા અવ્વલ બાબ સજદએ તિલાવત. મસ્અલા નંબર (૮) આઠ, જેનાથી આ વાત માલમ પડે છે કે જો નમાઝમાં સજદાની આયત પઢવામાં આવી અને નમાઝમાં સજદો ન કરવામા આવ્યો તો હવે નમાઝના પછી સજદો કરશે તો અદા થશે નહી. તવબા ઈસ્તેગફાર સિવાય માફીની કોઈ સુરત નથી. અને મસ્અલા નંબર (૯) નવથી આ વાત સમજમાં આવે છે કે સજદએ સલાતથી (ચાહે મુકતદી હોય કે ઈમામ નિય્યત કરે કે ના કરે) સજદએ–તિલાવત થઈ જશે. બંદાની નાકિસ સમજમાં બન્નેવમાં ટકરાવ (તઆરુઝ) માલમ પડે છે. વિગતવાર સમજાવવા નમ્ર વિનંતી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما આયતે–સજદહ પઢયા પછી ત્રણથી વધુ આયતો પઢવાં પહેલાં અગર સજદએ–સલાત કર્યો તો એ સજદએ સલાતથી જ સજદએ તિલાવત અદા થઈ જશે. ચાહે નિય્યત કરે યા ન કરે. પરંતુ એ આયતે–સજદહ પઢયા પછી ત્રણથી વધુ આયતો પઢી ગયા પછી સજદએ સલાત કર્યો તો હવે એ સજદએ–સલાત વડે સજદએ–તિલાવત અદા થશે નહિ. અને હવે નમાઝ પછી સજદો કરવાથી પણ કામ ચાલશે નહિ. બલ્કે તવબહ અને ઈસ્તેગફાર જ એક માત્ર ઈલાજ છે. એટલે હવે મસ્અલા નંબર(૮) અને મસ્અલા નંબર (૯) માં વિરોધા

ભાસ (તઆરૂઝ) નથી. બલ્કે મસ્અલા નંબર (૯)વાળી સુરત ને મસ્અલા નંબર (૮)વાળા કાયદામાંથી અપવાદ રૂપ (ઈસ્તેસ્નાઅ) ઠરાવી છે, એમ સમજવું અલબત્ત તેમાં એક શર્ત લગાવી છે. તે એકે સજદએ–સલાતની અદાયગી આયતે–સજદહ પછી તુર્તજ (ત્રણ આયતોથી વધુ કિર્અત કરતા પહેલાં) અમલમાં આવી હોય. જો આપ આ શર્તને નજર સમક્ષ નહિં રાખો તો, બન્નેવમાં વિરોધા ભાસ માલમ પડશે. (શામી ૧/૫૭૧)

## ૪. રુકૂઅમાં સજદએ તિલાવતની નિય્યત કરવું

**સવાલ :–** બેહિશ્તિ સમર મસ્અલા નંબર (૯)માં છે કે જો સજદએ તિલાવત કરીને રુકૂઅમાં ચાલ્યો જાય અને રુકૂઅમાં સજદએ તિલાવતની નિય્યત કરી લે તો પણ સજદએ તિલાવત અદા થઈ જશે અને ઈમામ હોય તો ઈમામે મુકતદીઓની નિય્યત કરવી પડશે. અને ફતાવા મહમુદિય્યહ જિલ્દ બીજી સફા નંબર (૩૬૩) પર એક સવાલના જવાબમાં લખેલું છે કે જો મુકતદીઓ રૂકુઅમાં સજદએ તિલાવત ની નિય્યત નહીં કરે તો તેમનો સજદએ–તિલાવત અદા નહીં થાય. આ બન્નેવ માં પણ બઝાહિર તઆરુઝ (ટકરાવ) માલમ પડે છે. વિગતવાર સમજાવવા મહેરબાની ફરમાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً બહિશ્તે સમરમાં બયાન કરવામાં આવેલ એ મસ્અલામાં મતભેદ છે. ઈમામ જયારે આયતે–સજદહ પઢયા પછી તુર્તજ રુકૂઅમાં ચાલ્યો જાય અને તે રુકૂઅમાં સજદએ– તિલાવતની નિય્યત કરી લીએ, પરંતુ મુકતદીઓએ નિય્યત નથી કરી તો મુકતદીઓનો સજદએ–તિલાવત અદા થયો કે નહિ ? એક કથન મુજબ એ સુરતમાં

મુકતદીઓનો સજદએ–તિલાવત અદા થશે નહિં. ન તો રુકૂઅમાં નતો સજદહમાં, એટલે હવે મુકતદી ઈમામના સલામ ફેરવ્યા પછી સજદએ–તિલાવત કરી, ફરીથી કઅદએ–અખીરહ કરી સલામ ફેરવે. જયારે બીજું કથન એ છે કે ઈમામે રુકૂઅમાં કરેલી નિય્યત મુકતદી તરફથી પણ કાફી થઈ ગઈ. એટલે રુકૂઅમાં ઈમામ અને મુકતદી બન્નેવનો સજદએ–તિલાવત અદા થઈ ગયો. (શામી ૧/૫૭૧)

બહિશ્તિ સમર માં બીજા કથનને આધાર બનાવી મસ્અલો ટાંકવામાં આવ્યો છે. જયારે ફતાવા–મહમૂદિય્યહમાં પહેલા કથનના આધારે જવાબ આપવામાં આવ્યો છે.

એટલા માટે જ બેહતર એ છે ઈમામ રુકૂઅમાં સજદએ–તિલાવતની નિય્યત ન કરે જેથી સજદએ–સલાતમાં ઈમામ અને મુકતદી બન્નેવનો સજદએ–તિલાવત વગર મતભેદે અદા થઈ જાય. અને મુકતદી માટે બેહતર એ છે કે તેને સજદએ–તિલાવતનું ભાન થઈ જાય તો રુકૂઅમાંજ નિય્યત કરી લીએ, શકય છે કે ઈમામે રુકૂઅમાં નિય્યત કરી લીધી હોય. (અહસનુલ–ફતાવા ૪/૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૫. સુતરા બાબત વિગત :–**

**સવાલ :–** નમાઝ પઢતા હોઈએ તો, આગળના ભાગમાં બાકડો એક ફુટ ઉંચાઈનો ચાલે કે કેમ ? સુતરા બાબત વધુ તશરીહ લખવા ગુજારીશ છે. જે અમુક લોકો અંગુઠા જેટલો જાડાનું કહે છે તો શું હકીકત છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما જયારે કોઈ માણસ એવી જગ્યાએ

નમાઝ પઢતો હોય જયાં; સામેથી કોઈના પસાર થવાનો ભય હોય ત્યારે; એણે પોતાની સામે સુતરો મુકવો જાઈએ, જેની ઉંચાઈ ઓછામાં ઓછી એક હાથ જેટલી હોય અને એક આંગળી જેવો જાડો હોય તો બેહતર, નહિંતો કાંઈ વાંધો નથી, કિંવા એથી પાતળો હોય તો પણ ચાલશે. અને તે સુતરો તેની ભવોંમાંથી એકના તરફ હોય, ચાહે જમણી બાજુ ચાહે ડાબી બાજુ. અલબત્ત જમણી બાજુ હોય તો વધુ સારૂ. (શામી ૧/૪૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૬. મુન્ફરિદ નમાઝમાં કિર્અત કેટલી જોરથી પઢે ? :–

**સવાલ :–** એકલો નમાઝી નમાઝમાં કુર્આન શરીફ એટલા જોરથી પઢે કે પોતે સાંભળી શકે, તે શું ફરજ છે? જો એટલા જોરથી ન પઢે તો એની નમાઝ થશે કે નહી. નમાઝ સહી થવા માટે બીજો શું રસ્તો છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً એહતિયાત (સાવચેતી)વાળું કથન તો એ છે કે એવી રીતે પઢે કે પોતાની અવાજ પોતે સાંભળી શકે, આ કથન શયખ હિન્દવાનીનું છે. ઘણા મુહક્કિક ઉલમાએ–કિરામે એને અપનાવ્યું છે.અને શામીમાં એનેજ વધારે સહીહ કહયું છે. બીજું કથન ઈમામ કરખીનું છે કે માત્ર હરફ ને સહીહ રીતે અદા કરી લેવું કાફી છે. અગર એ મુજબ પણ અમલ કરી લેવામાં આવશે તો પણ નમાઝ અદા થઈ જશે. પહેલા કથન ઉપર અમલ કરવું વધુ બેહતર છે. એહતિયાત (સાવચેતી) એમાંજ છે. (ફતાવા રહીમીય્યહ ઉર્દૂ ૭/૨૩૬) (ઈમદાદુલ ફતાવા ૧/૨૩૫).

નમાઝના સહી થવા માટે ઓછામાં ઓછું; હુરૂફની સહીહ અદાયગી જરૂરી છે. એનાથી હટીને માત્ર તસવ્વુરી કિર્અત કિંવા સુરએ ફાતિહા વિ. નું માત્ર મનન કરી લેવું અને દિલમાં (એવી રીતે પઢી લેવું) કે ઝબાન અને હોંટ બિલ્કુલ ન હાલે, એનાથી નમાઝ સહીહ થશે નહિં. (ફતાવા રહીમીય્યહ ઉર્દૂ ૭/૨૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. હવા છૂટવાની બિમારી વાળો માણસ મઅઝૂર છે :–

**સવાલ :–** મને હવા છૂટવાની બિમારી છે. પરંતુ મારી આ હવા છૂટવાની બીમારી જરા વિચિત્ર પ્રકારની છે. એક ફરજ નમાઝના વખતથી બીજી નમાઝ સુધીના વખતમાં કયારેક એક બે વખત હવા છૂટે અને ઘણી વખત તો આ આખા સમય દરમિયાન એક પણ વખત હવા છૂટે નહી, પરંતુ વુઝૂ બનાવવા બેસું તો એક વખત વુઝૂ બનાવતાંજ હવા છૂટે, વળી ફરીથી વુઝૂ બનાવું પછી નમાઝ પઢવાની શરૂઆત કરૂ તો ચાર રકાતવાળી નમાઝ પઢતા એક બે વખત હવા છૂટે અને વુઝૂ તુટી જાય એમ એક આખી નમાઝ પઢતા બે–ત્રણ વખત વુઝૂ બનાવવું પડે. મેં સાંભળેલું છે કે આ હવા છૂટવાની બિમારી કહેવાય, તેમાં દરેક નમાઝ માટે નવું વુઝૂ એક વખત કરી લઈએ તો ચાલે અને કયારેક એકજ વુઝૂથી આખી નમાઝ પુરી થઈ જાય તો પણ હવા ન છૂટે, તો મારી મઅઝૂરમાં ગણત્રી થાય કે કેમ ? અને જો મારી મઅઝૂરમાં ગણત્રી ન થાય તો મારે જમાઅત સાથે નમાઝ પઢવી કે કેમ ? મારા ઘર સામેજ મસ્જિદ છે. તેથી અઝાન સાંભળીને જમાઅત સાથે નમાઝ પઢવા ન જાઉ તો ગુનો થશે કે કેમ ? અને જુમ્આની ફર્ઝ નમાઝ

પઢતા પઢતા વુઝૂ તૂટે તો વુઝૂ કરીને આવું એટલીવારમાં જમાઅત પૂરી થઈ જાય તો મારે ઝોહર પઢવી કે શું કરવું ? જુમ્આની આગળની સુન્નતો તો જુમ્આની નિય્યતથી પઢેલી હોય તો શું કરવું ? જમાઅત સાથે નમાઝ પઢતા વધારે સમય લાગે તેથી વુઝૂ તૂટવાની બીક રહે. હવા ને રોકીને નમાઝ પુરી કરી શકાય કે કેમ ? નમાઝની છેલ્લી નફિલમાં અથવા બીજી નફિલ નમાઝ પઢતા હવા છૂટવાથી વુઝૂ તૂટે તો તે નફિલ ફરીથી પઢવી પડશે કે કેમ ? કે નફિલ છે તેથી પડતી મુકીને ફરીથી વુઝૂ કરી ફરીથી ન પઢીએ તો ચાલે ?

જમાઅત સાથે નમાઝ પઢતા વધારે સમય લાગે તેથી હવા છૂટવાની શંકા રહે તો જમાઅત સાથે નમાઝ પુરી કરીને ફરીથી તે ફર્ઝ નમાઝ પઢી શકાય કે કેમ ? અથવા પહેલા ઘરેથી ફર્ઝ નમાઝ એકવાર પઢીને પછી જમાઅત સાથે પઢીએ તો પઢાય કે કેમ ? કારણ કે હવા નીકળવામાં શંકા પડે તેથી એમ થાય કે ફર્ઝ નમાઝ બે વાર પઢીએ. વારંવાર વુઝૂ કરવાથી કંટાળો પણ આવે છે. અને શિયાળામાં શરદીની તાસીર હોય તો વધારે તકલીફ પડે છે. માટે વિગત વાર જવાબ આપશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً જે માણસને હવા છૂટવાની બીમારી હોય અને તેને હવા છૂટતી રહેતી હોય તો એવા માણસને શરઈ રૂએ "મઅઝૂર" ત્યારે ગણવામાં આવે છે જયારે શરૂઆતમાં તેને હવા છૂટવાનું જોર એટલું બધું હોય કે એક નમાઝના પુરા વખત (દા.ત. ફજરની નમાઝનો વખત સુબ્હ સાદિકથી લઈ સુર્યોદય સુધીનો રહે છે તેટલા વખત)માંથી થોડો વખત પણ એવી રીતે ન ગુઝરે જે દરમિયાન હવા છૂટવા વગર, વુઝુ કરી અને નમાઝ પઢી શકાય એવો માણસ શરીઅતની

પરિભાષામાં "મઅઝૂર" ગણાય ગયા પછી બીજી નમાઝોના ટાઈમોમાં પુરા ટાઈમમાં કોઈ એક વાર પણ હવા નીકળશે તો તે "મઅઝૂર" જ કહેવાશે અને તે ત્યાં સુધી કે નમાઝના વખતોમાંથી કોઈ એક વખતમાં એક વેળા પણ હવા નીકળે નહિં, જયારે એવું થશે તો તે "મઅઝૂર" ના હુકમ માંથી નીકળી જશે.

એવા મઅઝૂરનો હુકમ એ છે કે એક વુઝૂ કર્યા પછી તે વુઝૂથી પુરા એક વખતમાં જેટલી ચાહે તેટલી નમાઝો પઢી શકે છે. ફર્ઝો, સુન્નતો, નફલો વિ. પછી ભલે હવા નીકળતી રહે. એવા મઅઝૂરનું વુઝુ હવા નીકળવાથી તુટશે નહિં. અને એવી હાલતમાં એવા મઅઝૂરે પઢેલી નમાઝો શરઈ રૂએ દુરૂસ્ત અને સહીહ ગણાશે. માટે જો તમારી હાલત ઉપર મુજબ હોય તો તમે મઅઝૂર છો અને તેથી તમારે દરેક નમાઝ ના વખતમાં એકવાર વુઝૂ કરી લેવું કાફી છે. તે વુઝૂ કરી લીધા પછી ભલે હવા નીકળે છતાં તમે તે વખતની નમાઝ ફર્ઝ, સુન્નત, નફલ પઢી શકો છો. પછી જયારે બીજી નમાઝનો વખત આવે ત્યારે બીજીવાર વુઝૂ કરી લ્યો. (ફતાવા સંગ્રહ ૨/૧૫–૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**નોંટ :–** જો મસ્અલો સારી રીતે સમજમાં નહિં આવ્યો હોય તો કોઈ માહિર અને જય્યીદ આલીમથી મોઢે પુછી લેશો.

## ૮. ફાસિદ નમાઝોને દોહરાવવાથી સવાબમાં કમી આવતી નથી.

**સવાલ :–** હમારી મસ્જિદના ઈમામ સાહબે મસ્જિદના બોર્ડ ઉપર જે સહનમાં આવેલું છે, તેમા જાતે લખ્યું કે ગઈ કાલે તા. ૬–૬–૯૯

રવિવારના રોજ ઈમામ સાહબની પાછળ ફજરની નમાઝ જમાત સાથે પઢી હોય તે નમાઝ કઝા કરી લે. કારણ કે તા. ૬–૬–૯૯ રવિવારના ફજરની નમાઝ ફાસિદ થયેલ હતી. ફાસિદ કયા કારણોએ થઈ તે જણાવેલ નથી. આ અગાઉ તેમણે પુરા એક દિવસની પાંચ નમાઝો મુકતદીઓને કઝા કરાવેલ હતી. આવી રીતના ત્રણ બનાવ બન્યા. બે વખતે એક–એક નમાઝ અને એક વખત એક સાથે પાંચ નમાઝ. તો આ ઈમામ સાહબને હંમેશ પાંચ નમાઝ પઢાવવા માટે મસ્જિદના ઈમામ સાહબની જગ્યાએ રાખી શકાય ? શું તેઓ ઈમામની જગ્યાએ લાયક શરીઅત મુજબ ગણાશે?

(ઉપર) મુકતદીઓ જે નમાઝો એમના ઉપર ફર્ઝ છે. તેને અદા કરવા માટે કોઈ ફજરમાં એક કલાક પહેલા ઉઠીને ફજરમાં તકબીરે ઉલાની સાથે અદા કરવા માટે ગયું હોય. કોઈ કોઈ ઈશામાં કોઈ ઝોહરમાં કોઈ અસર, મગરીબમાં અને તે નમાઝો કઝા કરવાની થાય એટલે એને સદમો થાય. કારણ કે તકબીરે ઉલાની સાથે જમાત સાથે પઢવાનો સવાબ છે તે સવાબથી બાકાત રહયો. અને ઉપરથી કઝા કરવી પડી.માટે આ સવાલનો જવાબ વિગતવાર જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً માણસ પોતાની યથા શકિત મુજબ નમાઝ સહીહ થવા માટેની તમામ શર્તો (બદનની બન્નેવ રીતની પાકી, કપડાં, જગ્યા વિ. ની પાકી વિ.)બજાવી લાવવાની પુરી કોશિશ કરી નમાઝ અદા કરી લીએ તો તે નમાઝ ઉપર જે ફઝીલત અને સવાબનો વાયદો અલ્લાહ તઆલા તરફથી કરવામાં આવ્યો છે, તે ફઝીલત અને સવાબ તેને પ્રાપ્ત થઈ જાય છે. હવે અગર કોઈ માણસે પોતાની જાણકારી મુજબ પોતાને પાક સમજી નમાઝ પઢી લીધી. હાલાંકે એના ઉપર ગુસલ ફર્ઝ હતું,

પરંતુ તેને ખબર ન હતી. તો એ સુરતમાં એની એ નમાઝ ફાસિદ હોવા છતાં એને પુરેપુરો સવાબ અને ફઝીલત પ્રાપ્ત થઈ ગઈ. પાછળથી જયારે એવું જણાયું કે ગુસલ વગર નમાઝ પઢાઈ છે તો એ નમાઝ લોટાવવી પડશે. પરંતુ ફઝીલત અને સવાબ પૂરેપૂરો મળી ચુકયો છે. કારણ કે ફઝીલત તેમજ સવાબની પ્રાપ્તી નિય્યત ઉપર છે. એના વિરૂધ્ધ એક માણસે બધીજ શર્તોની પાબંદીથી નમાઝ પઢી, પરંતુ રિયાકારી તેમજ શોહરત ખાતર પઢી તો નમાઝ સહીહ થઈ ગઈ હોવા છતાં સવાબથી મહરૂમ રહેશે. (અલ, અશ્બાહ પેજ ૨૧, હમવી શર્હે અશબાહ ૧/૩૦) પુછેલી સુરતમાં એટલું ચોક્કસ છે કે જે કારણને લઈ ગઈ કાલની નમાઝ ફાસિદ થઈ હતી, તેનું આચરણ ઈમામ સાહબે જાણી જોઈને કર્યું નથી. પાછળથી એમને એ ભૂલ જણાયી, જેથી સવાબમાં કમી આવી નથી. માટે આપે સવાલમાં જે મુદ્દો વાંધા રૂપે ઉઠાવ્યો છે તે બાકી રહેતો નથી. અને એ કારણને લઈ ઈમામ સાહબ ઈમામતને ગેર લાયક ઠરતા નથી. બલ્કે સદમો તેમજ નમાઝ ફરી પઢવાની તકલીફ ઉઠાવવાથી મુકતદીઓના સવાબમાં વધારો થયો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. ફાસિદ નમાઝોને સાહિબે તરતીબ કેવી રીતે પઢે ?

**સવાલ :–** અગર મુકતદીઓમાં કોઈ સાહિબે તરતીબ હોય તો તે આ નમાઝો કઈ રીતે અદા કરે. તેણે કેટલી નમાઝ દોહરાવવી પડશે. ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما જયારે પાછલી નમાઝ ફાસિદ થવાની જાણ થઈ, તે પહેલાં પઢેલી નમાઝો તો સહીહ થઈ ચુકી, અલબત્ત ત્યાર પછી જે નમાઝો (વખત સરની) આવી રહી છે, તેના પહેલાં આ ફાસિદ

થયેલ નમાઝ પઢી લીએ. ફકત અલ્લાહ તઆલ વધુ જાણનાર છે.

## ૧૦. તકવીમમાં લખેલ ટાઈમથી કેટલી મીનીટ પછી અઝાન આપવી જોઈએ ?

**સવાલ :–** નમાઝના વખત વિગેરે નક્કી કરવા માટે ડાભેલ દારૂલ ઉલૂમ તરફથી "તકવીમ" પ્રસિધ્ધ કરવામાં આવી છે. અને આ તકવીમ ફ્રેમ કરીને દરેક મસ્જીદમાં મુકવામાં આવી છે. એ તકવીમની નોંધમાં એવું જણાવ્યું છે કે સુર્યાસ્ત પછી પાંચ મીનીટ બાદ મગરીબની અઝાન આપવી જોઈએ અને તે પ્રમાણે અમલ થાય છે. પરંતુ ફતાવા અશરફીય્યામાં ભાગ ૩ પાના નં. ૧૦૮ ફતાવા નં. ૩૫૦ માં એવું સ્પષ્ટ જણાવેલ છે કે સુર્યાસ્ત થવાથી એક હાથની રૂએ બે મીનીટ વધુ કરી અઝાન આપવામાં આવે. ૪–૫ મીનીટ મોડે આપવી ગેર–વાજબી અને વધુ તાખીર લેખાશે. આ રીતે આપની તકવીમ અને આ ફતવામાં વિરોધા ભાસ છે. પુરી હકીકતથી વાકેફ કરવા વિનંતી છે.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلما અસલ તો એ છે કે સુર્યાસ્ત થઈ જાય એટલે મગરીબની અઝાન આપી દેવામાં આવે. હવે અગર કોઈ માણસ પોતાની સગી આંખે સુર્યાસ્તનું દ્રશ્ય જુએ તો તેના માટે એક/બે મીનીટ એહતિયાત રૂપે વધારવી કાફી છે. એનાથી વધારે રાહ જોવાની જરૂરત નથી. પરંતુ જે માણસ તકવીમમાં બતાવેલ ટાઈમ અને પોતાની ઘડીયાળ ઉપર આધાર રાખે છે, તેના માટે એહતિયાત રૂપે પાંચ મીનીટ રાખવામાં આવી કારણ કે તકવીમ હિસાબ વડે તય્યાર કરવામાં આવી છે, અને

હિસાબમાં એક/બે મીનીટનું આમ તેમ થવું નકારી શકાય નહિં. ઘડીયાળો પણ બધી એકદમ ચોક્કસ ટાઈમ ઉપર હોતી નથી. તેમાં પણ એક/બે મીનીટનો ફરક હોય જ છે. આ એક અનુભવેલ હકીકત છે. આપની જાણ માટે એક કિસ્સો લખું છું. અમારા ત્યાંથી પ્રસિધ્ધ થયેલ તકવીમના તય્યાર કરનાર જ.અલ્હાજ અ. હફીઝ સાહબને એકવાર મસ્જીદોમાં થતી અઝાનો સમયસર થાય છે કે નહિં તેનું જાત નિરિક્ષણ કરવાની જિજ્ઞાસા જાગી. રોજ બરોજ આ આશયથી વિવિધ મસ્જીદોમાં જવા લાગ્યા, એક મસ્જીદ જે તાપી કાંઠે આવેલ ત્યાં ગયા. મુઅઝઝીન સાહબે મગરીબની અઝાન શરૂ કરી, એમણે જોયું કે સુર્ય હજુ પુરો આથમ્યો નથી, એટલે મુઅઝઝીન સાહબને કહયું કે હજુ વખત થયો નથી. તો મુઅઝઝીન સાહબે અઝાન રોકી જવાબ આપ્યો કે "તકવીમ જુઓ અને ઘડીયાળ જુઓ " અને અઝાન આગળ વધારવા ચાહતા હતા તો તેમને કહયું "જુઓ હજુ સુર્ય દેખાય છે."

મોટા ભાગની મસ્જીદો બાબત મારો પોતાનો અનુભવ એ છે કે ત્યાં ઘડીયાળો રેગ્યુલર હોતી નથી. અગર કોઈ માણસ પોતાની ઘડીયાળ રેગ્યુલર રાખવાની કાળજી રાખતો હોય તે અગર બે મીનીટની એહતિયાત કરી અઝાન આપવા ચાહે તો આપી શકે છે. પ્રસિધ્ધ કરવામાં આવેલ તકવીમ બધાના અમલ માટે હોવાથી તેમાં પાંચ મીનીટ નું એહતિયાતનું સુચન કરવાનુ ઉચિત સમજયું છે. આશા છે કે આપના દીલની ખલિશ દુર થઈ ગઈ હશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૧. મસ્જિદમાં સલાતો સલામ જોરથી પઢાતું હોય તો ઘરે નમાઝ પઢી શકાય ?**

**સવાલ :**–(૧) ઘણા વર્ષોથી અમો એટલે ફલાણાભાઈ (૧૦) વર્ષથી જમાત સાથે ફજરની નમાઝ મસ્જિદમાં જમાઅત સાથે અદા કરી તે જગા ઉપર ઈશરાક નો સમય થતાં સુધી ઝિક્ર વિ. કરીને ઈશરાકની નમાઝ પઢયા બાદ મસ્જિદમાંથી બાહર નીકળીએ છીએ.

થોડા સમયથી ફજરની નમાઝ બાદ મસ્જિદમાં સલાતો–સલામ જોરથી પઢવાનું શરૂ કરેલ છે. અમુક માણસોએ અમોને કહયું કે તમારે પણ સલામ પઢવા માટે ઉભા થવું જોઈએ. અગર જો તમારે ઉભા થવું ન હોય તો કાલથી મસ્જિદની અંદર નમાઝ પઢશો નહિ. મસ્જિદની બહાર નમાઝ પઢી લેજો. જેથી અમોએ ફિત્નો ના થાય તે માટે ઘરે નમાઝ પઢવાનું શરૂ કરેલ છે. તો પુછવાનું એ કે ઘરમાં અદા કરેલી નમાઝ દુરૂસ્ત ગણાશે ? હવાલા સહિત ફતવો લખી જણાવશો.

મુંજવણ ભરી બાબત તો એ છે કે અમો ફલાણાભાઈ છેલ્લા(૧૦) વર્ષથી મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ અદા કરીએ છીએ. આજ દીન સુધી કોઈ નમાઝ બાદ સલાતો–સલામ નો સિલસિલો હતો નહિ, હવે કેમ શરૂ કર્યો ? તે સમજમાં આવતું નથી. આ બાબતે શરીઅતનું સચોટ માર્ગ દર્શન શું છે ? તે જાણવું અને જણાવવું જરૂરી છે. આપ સાહેબ હવાલા સાથે જવાબ આપશો જેથી અવામની સાચી રેહબરી થઈ શકે.

(૨) અઝાન–તકબીર પઢતા પહેલાં સલામ પઢી આંબલીવાળા બાવા સાહેબનો વિર્દ પઢી પછી જ અઝાન–તકબીર કહેવામાં આવે છે.

જાહેરમાં એવું લાગે છે જાણે આ શબ્દો અઝાન-તકબીરમાં શામેલ છે. તો આ બાબતમાં શરીઅતનુ સહી માર્ગ દર્શન હવાલા સાથે લખશો.

(૩) અમારા પેશ ઈમામ થોડા સમયથી પોતે અઝાન પઢે છે. અને પોતેજ તકબીર પઢે છે. પોતે તકબીર પઢી મુસલ્લાપર જઈ ઈમામત કરે છે. બીજા મુસલ્લીઓ હાજર હોય તો પણ તકબીર પઢવા દેતા નથી. તો તેમનું આ કાર્ય કયાં સુધી યોગ્ય છે ? જો એમના જ બે ત્રણ મુકતદી હોય તો તેમને તકબીર પઢવા દે છે. બીજાને નહી, તો આ એક કીનો કહેવાય કે કેમ ?

નમાઝના સમયમાં જો ફેરફાર કરવો હોય તો મશ્વરાની જરૂર ખરી કે નહિ. મુકતદીઓની હાજરીમાં કે પછી એક બેથી ચાલે.

(૪) નમાઝના સમયનો ફેરફાર કરવા બાબત, ઘણી વખતે માથાકુટ થાય છે. ટુંકમાં તેમની મરજી મુજબનું કામ થાય છે. જેથી ઘણા નમાઝીઓ ઈમામ સાહેબથી નારાઝ છે. શું નારાજ મુસલ્લીઓની નમાઝ તેમની પાછળ અદા થશે ?

(૫) મિમ્બરની બાજુમાં ડેકોરેટીવ લાઈટની સિરીજો લગાવી શોભા કરી છે. મગરિબ-ઈશા માં ચાલુ કરે છે. જેથી નમાઝમાં તે તરફ ધ્યાન દોરાઈ જાય છે. તો મસ્જિદમાં આ પ્રકારની રોશની કરવી દુરૂસ્ત છે?

(૬) જમાઅતની સફમાં ના બાલિગ બચ્ચાઓ વડીલોની આગલી સફોમાં ઉભા થઈ જાય છે. તેમના વચમાં ઉભા રહેવાથી વડીલોની નમાઝ દુરૂસ્ત થશે ? અને આ ધ્યાન ઈમામ રાખે કે કેમ ?

હાલમાં ઉપરની બાબતોના કારણે મસ્જિદમાં અવાર નવાર ગરબડો ઉભી થાય છે. જો આવું જ ચાલશે તો કોઈ વખત ફિત્નો થવાનો સંભવ છે. અગર આવા નાજુક સમયે ઉપરની બાબતોનો હવાલા સાથે

સચોટ જવાબ મળે તો ઈ.અ. કૌમને ઘણો જ ફાયદો થશે. અને જીવન સુલેહ શાંતિથી પસાર થશે. તથા શરીઅતની સાચા અર્થમાં તાબેદારી કરવાથી દીન–દુનિયામાં ભલાઈ નસીબ થશે. ઉમ્મીદ છે આપ સાહેબ ઉપર પુછેલી વિગતોનો હવાલા સાથે જવાબ લખશો.જેથી અમોને સહી રેહબરી મળે. તકલીફ માફ કરશો. દુઆમાં યાદ કરશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما (૧) એક વાત બુન્યાદી રીતે જાણીલો કે ઈસ્લામમાં તમામ ઈબાદતો (નમાઝ, રોઝા, ઝિક્ર, તિલાવત વિગેરે) માટે કટલાક અદબો તેમજ શરતો અને મર્યાદાઓ નક્કી કરવામાં આવી છે. તેના પાલન સાથે એ ઈબાદતો અદા કરવામાં આવે તો મહાન સવાબ અને દુન્યા તેમજ આખિરતની કામયાબી છે. અને જો તે શરતો અને મર્યાદાઓથી હટીને બીજી કોઈ રીત અપનાવવામાં આવે તો સવાબના બદલે અઝાબ અને ગુનાહ છે. નમાઝ તમામ ઈબાદતોમાં અફઝલ છે. પરંતુ સુર્યોદય તેમજ સુર્યાસ્તના સમયે નમાઝ પઢવું હરામ છે. નમાઝની નક્કી થયેલ રકાતોમાં કોઈ રકાત વધારી દિએ તો હરામ છે. જમાઅતની નમાઝ સુન્નતે મોઅક્કિદહ છે. અને તેને લઈ નમાઝના સવાબમાં સત્તાવીસ ઘણો વધારો થઈ જાય છે. પરંતુ કોઈ માણસ નફલ નમાઝની જમાઅત કરવા લાગે તો મના અને ગુનાહ છે. રોઝો કેટલી મોટી ઈબાદત અને તેનો સવાબ કેટલો બધો છે, પરંતુ બન્નેવ ઈદ તેમજ કુર્બાનીના દિવસોમાં રોઝો રાખવું હરામ છે. એજ પ્રમાણે હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર દુરૂદ અને સલામ શ્રેષ્ઠ ઈબાદત અને બરકતો તેમજ દુન્યા અને આખિરતની ખુશ નસીબીનો ઝરીયો છે. પરંતુ અન્ય ઈબાદતોની જેમ એના પણ અદબો તેમજ શરતો, મર્યાદાઓ છે. જેના

પાલન નહીં કરવાથી સવાબના બદલે ગુનાહ લાઝિમ આવે છે. સવાલમાં જણાવ્યા મુજબ મસ્જિમાં જે સામુહિક રીતે જરૂરી સમજવાની સાથે દુરૂદો–સલામના નામ પર જે દેખાવડો કરવામાં આવે છે. તેને દુરૂદો–સલામ કહેવા કરતા દુરૂદો–સલામનું પ્રદર્શન કહેવું વધારે યોગ્ય છે. અને ઘણી બધી ખરાબીઓને લઈ દુરૂસ્ત નથી. સૌથી પહેલી વાત તો એ છે કે મસ્જિદ તમામ મુસ્લીમ કૌમની સહિયારી ઈબાદતગાહ છે. તેમાં કોઈ વ્યકિત અથવા જમાઅતને ફરાઈઝ તેમજ વાજીબાત સિવાય કોઈ એવા અમલની હરગીજ રજા આપી ન શકાય જે બીજા લોકોની વ્યકિતગત ઈબાદત નમાઝ, તસ્બીહ, દરૂદ વિગેરેમાં ખલલ પૈદા કરે. ચાહે તે અમલ સૌના નજદીક બિલકુલ જાઈઝ તેમજ સારો કેમ ન હોય. ફુકહા (રહ.) એ સ્પષ્ટ લખ્યું છે કે મસ્જિદમાં બુલંદ અવાજથી તિલાવત અથવા ઝિક્ર જેનાથી અન્ય લોકોની નમાઝ યા તસ્બીહ યા તિલાવતમાં ખલલ આવતો હોય ના જાઈઝ છે. (શામી–ખુલાસતુલ ફતાવા) જયારે કુર્આન અને અલ્લાહનું ઝિક્ર બુલંદ અવાજથી મસ્જિદમાં પઢવાની ઈજાઝત નથી તો દુરૂદો–સલામ માટે કેવી રીતે ઈજાઝત મળી શકે છે ?

કોઈ પણ નમાઝ પછી સામુહિક રૂપમાં જરૂરી સમજી બુલંદ અવાજથી દુરૂદો–સલામ પઢવું હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેમજ સહાબા અને તાબેઈન અને મુજતહિદ ઈમામો તેમજ ઉલમાએ સલફથી કોઈથી પણ સાબિત નથી. અગર આ અમલ અલ્લાહ તમેજ રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના નઝદીક પસંદીદહ તેમજ સારો હોત તો સહાબા, તાબેઈન અને દીનના ઈમામો તેને પુરી પાબંદી સહિત કરતે, હાલાંકે તેઓના પુરા ઈતિહાસમાં એક બનાવ પણ એવો

જડતો નથી. એનાથી સાબિત થયું કે દુરૂદો–સલામ માટે આ રીતે ભેગા મળવા તેમજ તેને જરૂરી સમજવાને તે લોકો બિદઅત અને નાજાઈઝ સમજતા હતા. (જવાહિરૂલ ફિકહ–૧, પેજ ૨૧૨–૨૧૩) અને આપે સવાલમાં જણાવ્યા મુજબ અમુક માણસો તરફથી આપને કહેવામાં આવ્યું કે તમારે પણ સલામ પઢવા માટે ઉભા થવું જોઈએ. અગર જો તમારે એમ ન કરવું હોય તો કાલથી મસ્જિદની અંદર નમાઝ પઢશો નહિ. મસ્જિદની બાહર નમાઝ પઢી લેજો. તે લોકોનું એક ના જાઈઝ તેમજ બિદઅત રૂપી અમલ માટે આ પ્રમાણે તમને ફરજ પાડવું અને તેમની આ આડાઈ તેમજ જુલ્મને લઈ આપનું ફિત્નો ન થાય તે માટે ઘરે નમાઝ પઢવું, હાલાંકે છેલ્લા દસ વરસોથી આપ એ મસ્જિદમાં ફજરની નમાઝ જમાઅત સાથે અદા કરી ઈશ્રાકના સમય સુધી ત્યાં બેસી ઝિક્ર વિગેરેનો નિત્યક્રમ ધરાવો છો તે લોકોનું આ કૃત્ય ઈરશાદે ખુદાવંદી.

ومن اظلم ممن منع مسجد الله ان يذكر فيها اسمه وسعى فى خرابها اولائك ما كان لهم ان يدخلوها الا خائفين لهم فى الدنيا خزى ولهم فى الاخرة عذاب عظيم.

**અર્થાત :–** (તે માણસથી વધીને કોણ જાલીમ હશે જે અલ્લાહ તઆલાની મસ્જિદોમાં તેનો ઝિક્ર કરવાથી રોકે, અને મસ્જિદોને વેરાન થવા માટે કોશિશ કરે, તે લોકોએ તો કયારેય નિડર બની ત્યાં પગ પણ મુકવો ન જોઈતો હતો. એવા લોકોને તો દુન્યામાં પણ રૂસ્વાઈ અને આખિરતમાં પણ ભારે અઝાબ થશે. (સુરએ બકરહ આયત નંબર ૧૧૪)સવાલમાં જણાવ્યા મુજબ નું કૃત્ય તેઓ માટે દુન્યાની રૂસ્વાઈ તેમજ

આખિરતનો અઝાબ નોતરનારું છે.

આપ ઉપરોકત મજબુરીના લઈ મસ્જિદમાં ન જવાથી નમાઝ અદા કરી શકતા નથી અને ઘરમાં પઢો છો તો એમાં આપ ઉપર કોઈ બાધ આવતો નથી, બલ્કે ઉમ્મીદ છે કે જમાઅતથી નમાઝનો સવાબ અલ્લાહ તઆલા આપશે.

(૨) અઝાન તેમજ ઈકામત (તકબીર) પહેલાં સલામ તેમજ આંબલીવાળા બાવા સાહેબનો વિર્દ એવી રીતે પઢવું કે તે અઝાન તેમજ તકબીરનો એક ભાગ લાગે સહીહ નથી. બલ્કે બિદઅત અને નાજાઈઝ છે. ઉપરના જવાબમાં બુન્યાદી દલીલો આવી ચુકી છે.

(૩)કોઈ તકબીર પઢનાર ન હોય તે સુરતમાં ઈમામનું પોતે જ તકબીર કહી ઈમામત માટે આગળ વધવું દુરૂસ્ત છે. પરંતુ તકબીર પઢી શકે એવા મુસલ્લીઓના મવુઝૂદ હોવા અને તકબીર પઢવા માટે તૈયાર હોવા છતાં તેમને માત્ર એટલા માટે તકબીર પઢવા ન દેવું કે તેઓ ઈમામની બિદઅતી વિચાર સરણીથી સંમંત નથી, ઈમામનું આ કૃત્ય વખોડવા પાત્ર છે.

(૪) નમાઝ ના સમયોમાં ફેરફાર કરતી વખતે રોજના પાબંદ નમાઝીઓનો ખ્યાલ રાખવો પણ આવશ્યક છે. ઈમામનું એવા મુસલ્લીઓથી એટલા માટે બેદરકારી વર્તવું કે તેઓ ઉપર જણાવ્યા મુજબ બિદઅતી વિચાર સરણીથી સંમત નથી ઘણું જ ખોટુ છે. તે છતાં નારાજ મુસલ્લીઓની નમાઝ થઈ જાય છે.

(૫) સવાલમાં લખ્યા મુજબ મિમ્બરની બાજુમાં ડેકોરેટીવ

લાઈટની સીરીજો લગાવી મગરીબ,ઈશાની નમાઝમાં તેને ચાલું કરવું જેનાથી નમાઝીઓનું ધ્યાન એ તરફ દોરાય જાય મકરૂહ છે.

(૬) નાબાલિગ બચ્ચાના આગલી સફોમાં ઉભા રહી જવાથી વડીલોની નમાઝમાં કોઈ આંચ આવતી નથી. અલબત્ત ના–બાલિગ બચ્ચાઓની સફ વડીલોની સફોના પાછળ અલગથી બનાવવી જોઈએ અને એ માટે ઈમામે તકેદારી લેવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. બાલિગોની સફમાં ના બાલિગોને ઉભા રાખવા :–

**સવાલ :–** હમારે ત્યાં ઈદગાહમાં અંદાજે બે થી અઢી હજાર માણસો ઈદના દિવસે ઈદની નમાઝ પઢવા આવે છે. ઈદગાહ ગામના છેવાડે કબ્રસ્તાનમાં આવેલું છે. ખુશીનો દીવસ હોઈ મોટાઓની સાથે નાના બાળકો પણ આવે છે. જેમાંથી અમુક બાળકો (નાબાલિગ) મોટા ઓની સફોમાં આવીને ઉભા રહે છે. જેમાં પણ બે પ્રકારના બાળકો હોય છે. એક ૬ થી આઠ વરસના બાળકો કે, જેઓ નમાઝીઓના આખિરમાં ઉભા રહે છે. અને અમુક વાલીઓ એવા બાળકોને પોતાની સાથે પણ ઉભા રાખે છે. અને બીજા પ્રકારના બાળકો દશ થી ચૌદ વર્ષની ઉમરના જેઓ સમજદાર હોય છે.તેઓ પણ ઘણા પોતે મોટાઓની સફોની વચમાં આવીને ઉભા રહે છે. તો ઈદગાહ કે જયાં બે થી અઢી હજારની સંખ્યામાં માણસોની વચમાં આવા બન્નેવ પ્રકારના બાળકો આખિરમાં ઉભા રહે(ખોવાઈ જવાની બીક રહેતી નથી. પોતાની ગામની જાણીતી જગ્યા છે.) તો એમનું મોટાઓની સફોના વચમાં નમાઝ પઢવું શરઅન કેવું છે ? નમાઝ શરૂ થવા પહેલાં એવા બાળકોને અલગ કરવા અથવા બોર્ડ ઉપર એવા બાળકોને મોટા

માણસોની વચમાં ઉભા નહીં રહેવા લખવું કેવું છે ? દર્શાવેલ બન્ને પ્રકારના બાળકોને સફોમાં ઉભા રાખવા અંગેનો હુકમ જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً અગર એક જ ના–બાલિગ બાળક હોય તો એને સફમા બાલિગોની સાથે ઉભો રાખવામાં આવે અને જો નાબાલીગ બાળકો એકથી વધુ હોય તો તેઓને બાલીગોની સફોના પાછળ ઉભા રાખવા મુસ્તહબ છે. પરંતુ આજ કાલ બાળકોને મોટાઓની સફોમાંજ ઉભા રાખવામાં આવે કારણ કે એકથી વધુ બાળકો એક જગ્યાએ ભેગા થઈને પોતાની નમાઝ ખરાબ કરે છે. બલ્કે મોટાઓની નમાઝમાં પણ ખલલ પૈદા કરે છે.(તકરીરાતુર્રાફેઈ ૧/૭૩) આ હુકમ તે બાળકોનો છે જેઓ નમાઝ અને વુઝૂ વિ. ની તમીઝ, સમજ રાખતા હોય, વધુ પડતાં નાના બાળકો (જે નમાઝ વિ. સમજતા ન હોય તેવાઓ) ને મોટાઓની સફમાં ઉભા રાખવા મકરૂહ છે. (અહસનુલ ફતાવા ૩/૨૮૦) (આપ કે મસાઈલ ઔર ઉનકા હલ ૨/૨૨૨) જે બાળકોની અલગ સફની વ્યવસ્થા સહેલાઈથી થઈ જતી હોય અને તેઓ પોતાની અથવા બીજાઓની નમાઝ ખરાબ કર્યા વગર શાંતિથી નમાઝ અદા કરતા હોય તો અલગ સફો બનાવવી બહેતર છે, નહિં તો તે માટે આગ્રહ કરવું નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. બસમાં બેસીને પઢેલી નમાઝ દોહરાવવું જરૂરી છે કે નહીં ? (મસાઈલમાં અક્કલના જોરનું પરિણામ)

**સવાલ :–** (અ) સફરમાં અગવડના લીધે ગાડી–બસમાં નમાઝ

બેસીને પઢી હોય તો શું ફરી ઘરે આવી તેને દોહરાવવી વાજીબ છે. (બ) નહિં દોહરાવે તો સવાબ મળવાની ઉમ્મીદ ખરી ? (ગ) આ સંદર્ભમાં એ ભાઈ જણાવે છે કે ફરી દોહરાવવી પડતી હોય તો તેને કઝા કરી ઘેરે આવી ઈત્મીનાનથી પઢવામાં શું ખોટું છે. આ એ બાબતે કુર્આન–હદીસ સાથે સાથે અકલી (તાર્કીક) દલીલ અને કોઈ હિકાયત દ્વારા જવાબ આપવા નમ્ર વિનંતી છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما અગર કોઈ માણસ બીમારી વિ. કુદરતી મજબુરી ને લઈ ફર્ઝ નમાઝ ઉભો રહી પઢવા શકિતમાન નથી તો બેસીને પઢે અને રુકૂઅ/સજદા સાથે પઢે / અગર રુકૂઅ/સજદા કરવા શકિતમાન નથી તો ઈશારાથી પઢે. તેની એ નમાઝ અદા થઈ ગઈ અને તંદુરસ્ત થયા પછી જયારે ઉભા રહી રુકૂઅ/સજદા સાથે પઢવાને શકિતમાન થયો ત્યારે તેને દોહરાવવાની જરૂરત નથી. કારણ કે તેની આ મજબુરી અલ્લાહ તઆલા તરફથી હતી. અગર કોઈ માણસ તંદુરસ્ત હોવાને લઈ ઉભા રહી રુકૂઅ/સજદાથી નમાઝ પઢવાની શકિત ધરાવે છે પરંતુ બંદાઓ તરફથી ઉભી થયેલી રૂકાવટને લઈ એવું નથી કરી શકતો, દા.ત. કોઈએ એને હાથ પગથી બાંધી દીધો, જેથી ઉભો નથી થઈ શકતો તો એવા માણસને જાઈએ કે એવી હાલતમાં જ ઈશારાથી નમાઝ પઢી લીએ. પરંતુ નમાઝ કઝા નહિં કરે. અલબત્ત એવી રીતે પઢેલી નમાઝ જયારે તેની એ મજબુરી ખતમ થઈ જાય ત્યારે દોહરાવી લીએ. (બહરૂર્રાઈક ૧/૧૪૨)

પુછેલી સુરતમં ટ્રેન/બસમાં બેસીને પઢેલી નમાઝ બીજા પ્રકારની

હોવાને લઈ દોહરાવવી જરૂરી છે. ઉપરોકત છણાવટથી એટલું પણ સમજાય ગયું હશે કે બીજા પ્રકારમાં હંગામી રીતે તે માણસ માટે એ જ આદેશ છે કે નમાઝ કઝા ન થવા દે. જેવી રીતે પઢાય તેવી રીતે પઢી લીએ. પરંતુ ટ્રેન–બસમાંથી ઉતર્યા પછી ઉભા રહી રુકૂઅ/સજદાથી પઢવા શકિતમાન થઈ ગયો તો, હવે પહેલા પઢેલી નમાઝ શરઈ રૂએ મોઅતબર નહિં રહી. પરંતુ અગર ટ્રેન/બસમાં જ તે મૃત્યુ પામ્યો તો પહેલાં પઢેલી નમાઝ મોઅતબર થઈ ગઈ અને તેના ઉપર તે બાકી રહેલી નહિ કહેવાય. પેલા ભાઈ જે ઘરે આવી ઈત્મીનાનથી કઝા પઢવાની વાત કરે છે શું તેમને એ વાતની ગેરંટી મળેલી છે કે તેઓ ઘરે પહોંચી ઈત્મીનાનથી કઝા પઢવા સુધી જીવતા રહેશે અને (ખુદા ન કરે) જો ટ્રેન / બસમાં જ મૃત્યું થઈ ગયું તો પોતાના શિરે એ નમાઝ બાકી રાખીને અલ્લાહ તઆલાના દરબારમાં પહોંચ્યો ત્યાં પૂછપરછ થવાની સુરતમાં એમની પાસે શું ઉત્તર બાકી રહેશે ? શરઈ મસાઈલમાં અક્કલના જોરે વાંધા/વચકા કાઢવાનું પરિણામ આવું જ આવે છે.

ટ્રેન/બસના રાત્રી સફર દરમિયાન ઉંઘનો તકાઝો થયો ત્યાં બિસ્તર બીછાવી કાયદેસર સુવાની જગ્યા નથી. તો બેઠા બેઠા જ ઉંઘ પુરી કરે છે, ત્યાં એવો વિચાર નથી આવતો કે જયારે કાયદેસર સુવાની જગ્યા નથી તો ઝોકા મારવાથી શું ફાયદો ? એવા અન્ય દાખલાઓ પણ આપી શકાય છે, જો કે તેની જરૂરત નથી. અસલ તો શરીઅતનો હુકમ છે. જેઓ આદેશ પાલનનું મહત્વ સમજે છે. તેઓ આવા વાંધા/વચકાઓમાં નથી પડતા. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૦) ઈમામત

## ૧. વહેમી ઈમામની ઈમામત

**સવાલ :–** (૧)અફઝલ આદમી કે હોતે હુએ પેશાબ કે કતરે કે વહેમી આદમી કી ઈમામત કરના કેસા હૈ ?

**સવાલ :–**(૨) ઐસે આદમી કે પીછે નમાઝ પઢના કૈસા હૈ ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما (૧)(૨) ફિકહ નો એક સિધ્ધાંત એ પણ છે કે શક ને લઈ યકીન ખત્મ થતું નથી. કિંવા એક વ્યકિતએ વુઝૂ મુકમ્મલ કરી લીધું ત્યાર પછી તેને એવો શક અથવા વહેમ થયો કે કદાચ મને પેશાબનું ટીપું પડયું હશે. હાલાંકે ટીપું પડવાની કોઈ સ્પષ્ટ નિશાની પણ કપડા અથવા શરીર ઉપર જણાઈ નથી. એ સુરતમાં તેના માત્ર વહેમથી તેનું વુઝૂ ખતમ થયેલું ગણાશે નહિ. બલ્કે તે વુઝૂ બાકી છે. અને તેનાથી પઢવામાં આવેલી નમાઝ પણ શરઈરૂએ દુરૂસ્ત છે.

આપે પોતાના સવાલમાં જે વહેમી આદમીનો ઉલ્લેખ કર્યો છે. તે ઉપર મુજબનો હોય તો તેની ઈમામત શરઈરૂએ દુરૂસ્ત છે. અને તેના પાછળ પઢવામાં આવેલી નમાઝ પણ સહીહ ગણાશે. અને તેવો માણસ મસ્જિદનો નિયુકત ઈમામ હોય તો અન્યોની તુલનામાં તેજ ઈમામતનો વધુ હકદાર કહેવાશે. ચાહે હાજર જનોમાં બીજા એનાથી વધુ પઢેલા અને જાણકાર માણસો કેમ ન હોય (અહસનુલ ફતાવા ૩/૨૬૪ ઉપરથી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. કબીરહ ગુનાહમાં સંડોવાયેલ ઈમામની ઈમામત :–**

**સવાલ :–** એક મૌલાના એક મસ્જિદમાં ઈમામત કરતા હતા. એક દિવસ મગરીબની નમાઝ બાદ એક વ્યકિતએ આ મૌલાનાને એક તાલિબે ઈલ્મ છોકરી સાથે એક રૂમમાં જોઈ લીધા. મુતવલ્લી સાહબને જાણ કરવામાં આવી, મુતવલ્લી સાહેબે ફજરની નમાઝની ઈમામત કરવાની મનાઈ કરી અને ઈમામતમાંથી છૂટા કર્યા.

(૧) હવે આ મૌલાના અમારા મહોલ્લાની મસ્જિદમાં ઈમામત કરાવે છે. એક વ્યકિતએ મસ્જિદમાં દિવાલ ઘડીયાળ આપી. મૌલાના લઈ ગયા અને તેની જગ્યાએ બીજી ઘડિયાળ મૂકી. મેં તેનો વિરોધ કર્યો. ત્યારે જે તે વ્યકિતએ આપેલ ઘડીયાળ મસ્જિદમાં મુકવામાં આવી. (૨)એક બાનુ એ મસ્જિદમાં ઈલેકટ્રીક કામ માટે મૌલાનાને રૂા. ૨૦૦૦/–આપ્યા. મૌલાનાએ રૂા. ૨૦૦૦/– નો ઈલેકટ્રીક સામાન આવ્યો તે અંગેનું બીલ આપ્યું, પરંતુ બાનુએ એક ટ્રસ્ટીને પુછતાં એવું કોઈ કામ થયું નથી. છતાં હું તપાસ કરી જવાબ આપીશ, એમ જણાવ્યું.

અમારા ફળિયામાં મદ્રેસો ચાલે છે.તેમાં નાના બચ્ચાઓ દીની તાલીમ લે છે, અને પથ્થર પર બેસી પઢે છે. ફળિયાવાળા આ અંગે દુખભરી વાતો કરતા હતા. મેં મદ્રેસા માટે ચટાઈની વ્યવસ્થા કરી.

આ મૌલાનાને છૂટા કરાવવાનો મારો કોઈ ઈરાદો નથી. બધાને રોજી આપનાર અલ્લાહ જ છે. હું માત્ર એટલું જ જાણવા માંગુ છું કે આ મૌલાનાની ઈમામતમાં તેમની પાછળ મારે નમાઝ પઢવી કે નહી ? તે જણાવશો. ફકત વસ્સલામ.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً જોનાર વ્યકિત તે મવલાના સાહબને

તેમની પાસે તઅલીમ પ્રાપ્ત કરતી એક છોકરી સાથે એક રૂમમાં જોઈ લીધા, પરંતુ તેઓ તેણી સાથે કોઈ ખોટું કૃત્ય કરી રહયા હતા કે નહિ એનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. જેનો મતલબ એ થયો કે તે પઢનાર છોકરી સાથે રૂમમાં એકાંતમાં જોયા, માત્ર આ રીતે જોવાથી એમના ઉપર ખોટા કૃત્યનો આરોપ લગાવી શકાય નહિં. અલબત્ત આ રીતે પરાઈ ઔરત સાથે માત્ર એકાંત ભોગવવું શરઈરૂએ ગુનાહિત કૃત્ય છે. પરંતુ તેનો શુમાર સગીરહ ગુનાહમાં છે.(રસાઈલે ઈબ્ને નુજૈમ પેજ–૯૪)

રહી વાત ઘડિયાળની તબદીલીની, તો એ બાબત એમનાથી ચોખવટ કરવામાં આવે કે આ રીતે એકની જગ્યાએ બીજી ઘડિયાળ કેમ મૂકી હતી ? જયાં સુધી તેનો ખુલાસો જાણમાં ન આવે ત્યાં સુધી એ બાબત શરઈ રીતે કોઈ હુકમ લગાવી શકાય નહિં અને ઈલેકટ્રીક કામ બાબત ટ્રસ્ટીએ તપાસ કરી શું જવાબ આપ્યો, તે જાણવું જરૂરી છે.

બહરહાલ ઉપરોકત્ત બનાવોની ઉપર મુજબની વિગત સામે રાખી તે મવલાનાની ઈમામતના મકરૂહ હોવાનું હુકમ લગાવવું અમારા માટે અશકય છે.

અલબત્ત અગર કોઈ કબીરહ ગુનાહમાં સંડોવાયને તેનાથી તવબહ પણ ન કરી હોય તો તેવી વ્યકિતની ઈમામતને એનાથી બેહતર ઈમામતના લાયક અન્ય સાલેહ વ્યકિત હોવાની શર્તે મકરૂહે તહરીમી કહેવામાં આવે છે.(ફતાવા મહમૂદિય્યહ ૬/૯૬) એવી વ્યકિત તવબહ કરી પોતાના એ કૃત્યોને છોડી આપે તો એની ઈમામત પણ મકરૂહ રહેશે નહિં. અગર તે તવબહ ન કરે તો તેને અલગ કરી તેનાથી બહેતર અન્ય કોઈ વ્યકિતને

ઈમામ નિયુકત કરવામાં આવે અને જો તેને અલગ કરવામાં ફિત્નો અથવા રૂકાવટ હોય તો બીજી મસ્જિદમાં નમાઝ પઢી લેવામાં આવે, અગર એ પણ શકય ન હોય તો પછી એવા માણસની પાછળ પણ નમાઝ મકરૂહ ઠરશે નહિં. (ફતાવા મહમૂદિય્યહ ૬/૯૯,૧૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. ઈમામની અવાજ નમાઝીઓ સુધી પહોંચી જતી હોવા છતાં માઈકનો ઉપયોગ :–

**સવાલ :–** એક શહેરમાં મસ્જિદ છે.મસ્જિદની ઈમારત ત્રણ માળની છે. પહેલા માળે વુઝૂ માટે હોજ તેમજ હોજ ઉપર તખ્તની શકલમાં બે સફ જેટલી વ્યવસ્થા છે. અને બીજા માળે અસલ જમાઅતખાનું છે. જેમાં પાંચ વખતની જમાઅત સાથે નમાઝ થાય છે. વધુ ભાગે બે–અઢી સફ મુસલ્લીઓ સુધી પહોંચવા માટે કાફી છે, તે છતાં પણ આ મસ્જિદમાં પાંચ વખતની નમાઝ માઈકમાં થાય છે. અને કિતાબી તઅલીમ પણ માઈકમાં થાય છે. મસ્જિદના ઈમામ સાહબથી કારણ પુછતાં માઈકમાં નમાઝ પઢાવવાનું કારણ એ બતાવ્યું કે નીચે હોજ ઉપર વુઝૂ કરતા માણસોની જાણ માટે. તેઓ માઈકનો અવાઝ સાંભળી જલ્દી કરે. જયારે કે નીચેના ભાગમાં હોજ પાસે નમાઝનું ટાઈમ ટેબલ મોજુદ હોય છે. તેમજ જે લોકોની રકાત ગઈ હોય અથવા પાછળથી આવનાર નમાઝી ભાઈઓને નમાઝ અદા કરવામાં શું ખલલ પડી શકે છે. તે માઈકના અવાજથી જ વિચારી શકાય છે. તો સવાલ એ છે કે આ હાલતમાં જયારે કે મુસલ્લીઓ

માટે ઈમામ સા.ની આવાઝ કાફી છે, પછી માઈકનો ઉપયોગ શરીઅતની દ્રષ્ટીએ શું હુકમ રાખે છે. વિગત વાર જવાબ આપશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً ફિકહની કિતાબોમાં તો ત્યાં સુધી લખ્યું છે કે લાઉડ સ્પીકર વગર પણ ઈમામને જાઈએ કે કિર્અત, તેમજ રુકૂઅ–સજદાની તકબીરો કહેવામાં મધ્યમ દરજજાની અવાજ કાઢે કિંવા નમાઝની જમાઅતમાં જેટલા નમાઝીઓ શામેલ છે, તેઓ સુધી આસાનીથી અવાજ પહોંચી જાય એ મુજબ અવાજ કાઢે. એનાથી વધારે જોરથી અવાજ કાઢવું પણ મકરૂહ અને ના પસંદ છે. (દુર્રે મુખ્તાર, શામી ૧/૩૯૩) (૧/૩૫૧)

નમાઝમાં લાઉડ સ્પીકરના ઉપયોગ બાબત આગવી પુસ્તિકાઓ અને લંબાણ પૂર્વક ફતવાઓ મવુઝૂદ છે. જેનો સાર અને ખુલાસો એ જ છે કે નમાઝમાં એનો ઉપયોગ મુનાસીબ અને દુરૂસ્ત નથી. એનાથી બચવું જાઈએ. મોટી જમાઅતોમાં પણ સાદા, સુન્નત તરીકા મુજબ મુકબ્બીરો વડે તકબીરની અવાજ પાછળની સફો સુધી પહોંચાડવાની ગોઠવણ કરવામાં આવે. આ રીત જ ભલાઈઓ, બરકતોથી ભરપુર અને બુરાઈઓથી પાક છે. એને જ અપનાવવી જાઈએ. (ફતાવા રહીમીય્યહ ૧/૯૩ ઉપરથી)

પુછેલી સુરતમાં નમાઝીઓની બે અઢી સફ હોવાને લઈ ઈમામની અવાજ નમાઝીઓ સુધી પહોંચી જતી હોવા છતાં માઈકનો ઉપયોગ હોજ ઉપર વુઝૂ કરતા લોકોને જાણ થાય તે ખાતર કરવો જાઈઝ નથી. ઈમામ સાહબને જોઈએ કે આઈન્દહ એવું નહિ કરે. કિતાબી તાલીમ પણ માઈકમાં કરવું જયારે કે સ્ટેશન વિસ્તારની મસ્જિદ હોવાને લઈ જમાઅત

પાછી પણ પાછળથી આવનાર નમાઝીઓની ખાસી એવી સંખ્યા હોય છે, તેઓની નમાઝમાં ખલલ પહોંચાડવા બરાબર છે. માટે કિતાબી તઅલીમ માઈકમાં નહિ કરતાં માઈક વગર જ કરવી જાઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. શું ઈમામની બિમારી શરઈ ઉઝર છે ? :–

**સવાલ :–** આ કાગળ એક મસ્જિદના મુસલ્લી હઝરાત લખી રહયા છે. અલ્લાહના કોઈ બંદાએ એક ઈમામ સાહબ માટે ઈમામતનો ફતવો તમારાથી પૂછાવ્યો હતો, કોણે પુછાવ્યો હમોને ખબર નથી. તે ફતવાનો જવાબ તમો અલ–ઈસ્લાહમાં શઅબાન હીજરી ૧૪૨૦માં આપી ચુકયા છે. અને આ સાથે તે ફતવાની કોપી રવાના કરી છે. હઝરત વાલાની ખીદમતમાં લખવામાં આવે છે કે ફરી એ કોપી વાંચી લેવા મહેરબાની કરશો. તમારો ફતવો આવ્યા પછી વાંચીને હમોને અમારી નમાઝોની ફીકર થઈ અને હમો હમારા ઈમામ સાહબ પાસે ગયા હતા. અને તમારો ફતવો વંચાવ્યો. ઈમામ સાહબે ફતવો વાંચી હમોને લખી આપ્યું કે હું આ પ્રમાણે બીમાર રહું છું. ઈમામ સાહબે જે બીમારી લખી આપી છે. તે કાગળની કોપી આ કાગળ સાથે રવાના કરી છે. આ બીમારીને લઈને ઈમામ સાહબ ફજરની નમાઝમાં મસ્જિદમાં જમાતથી નમાઝ પઢવા આવતા નથી. દર (૧૩) દિવસ પછી શની અને રવીવારે ૨ દિવસ એમની ઝીમ્મેદારી હોય છે. તો તે બે દીવસ પાબંદીથી આવે છે. એ ઉપરાંત રમઝાનમાં પણ દર ૧૩ દિવસ પછી શની અને રવીવારે બે દેવસે એમની ઝીમ્મેદારી હોય છે.

છતાં પણ રમઝાનમાં આખો મહીનો ફજરની નમાઝ જમાઅતથી પાબંદીથી પઢે છે. આ ઈમામ સાહબ હમારે ત્યાં ૧૩ વર્ષથી ઈમામત કરે છે. શરૂઆતથી જ એવણ ફજરમાં ઈમામત કરાવવા માટે પાબંદીથી આવતા ન હતા. અને ત્યારે બીજા ઈમામ સાહબ ન હતા. હમોને ફજરમાં નમાઝ કોણ પઢાવે એની ઘણી તકલીફ હતી તો કમીટીના ચંદ આગળ પડતા માણસને વાત કરી તે પછી કમીટીના બે માણસ અને ઈમામ સાહબ અને હમો મુસલ્લી તરીકે બે માણસ આમ ટોટલ પાંચ માણસો મળી રૂબરૂ ખુલાસો કર્યો તો ઈમામ સાહબે કહયું કે મને પગમાં જરા ફોરો થયો છે. સારૂ થઈ જતાં હું જલ્દીથી પાબંદીથી આવીશ. ટાઈમ વીતતો ગયો પણ ઈમામ સાહબ પાબંદી ન કરી શકયા. તો છેલ્લે બીજા ઈમામ સાહબ મળતા બીજા ઈમામ સાહબને રાખી લીધા. ત્યાર બાદ લાંબા ટાઈમ પછી બીજા ઈમામ સાહબ કોઈ કારણ સર છૂટા થઈ ગયા. તો ફરી તાત્કાલીક બીજા હાફીઝે કુર્આન સાહબને ફજરની નમાઝ પઢાવવા માટે ખાસ બંદોબસ્ત કર્યો અને હાલમાં બીજા ઈમામ સાહબ મળતા હાફીઝ કુર્આન સાહબને રાજી-ખુશીથી છૂટા કર્યા છે. જે ઈમામ સાહબ ૧૩ વર્ષથી ઈમામત કરે છે, એવણ લગભગ આઠ વર્ષ મસ્જિદની સાથે મસ્જિદનું મકાન હતું તેમા રહયા. એટલે મસ્જિદના મકાનમાંથી મસ્જિદમાં આવતા બે મીનીટ લાગે. છતાં પણ આઠ વર્ષમાં પાબંદીથી આવ્યા નથી. આઠ વર્ષ પછી છેલ્લા પાંચ વર્ષથી મસ્જિદથી દુર રહે છે. ઈમામ સાહબ પાસે કાર છે. કારથી આવે તો આઠ મીનીટ લાગે અને ઘરેથી મસ્જિદ સુધી ચાલતા આવે તો લગભગ ૧૨ થી ૧૫ મીનીટ લાગે. અકસર ઈમામ સાહબ

કારથીજ દરેક નમાઝમાં આવે છે. ઈમામ સાહબથી હમો લોકોને કોઈ વિરોધ પણ નથી. ઈમામ સાહબ ઈમામત અને મદ્રેસામાં બચ્ચાઓને દીની તાલીમ પણ આપે છે. અલ્લાહ ન કરે કોઈ કારણસર એવણ ઈમામત ન કરી શકે તો હમોં ચાહીએ છીએ કે મદ્રેસાની ખીદમત એમની જારી રહે. ઈમામ સાહબનો કાગળ અને હમો લોકોનો કાગળ વાંચી જવાબ આપવા મહેરબાની કરશોજી.

ઈમામ સાહેબનો લખેલી બિમારીઓનો શરઈ ઉઝરમાં ગણાય યા નહી ? આવા ઈમામ સાહબ ઈમામત કરી શકે યા નહી ? મુસલ્લીઓની નમાઝ એમની પાછળ થાય છે યા નહી.? ઈમામ સાહબે જે બિમારી લખી આપી છે. તે પુરા ૧૩ વર્ષથી નથી. હાલમા થોડા વર્ષોથી છે.

આ ઈમામ સાહબના ઝીમ્મે ઝોહર, અસર અને મગરીબની નમાઝ છે અને મુસલ્લીઓને નમાઝ પઢાવે છે. તો મુસલ્લીઓની નમાઝ એમના પાછળ થાય છે યા નહી ?

નોંટ :– મસ્જિદની કમીટીમાં લગભગ ૧૨ થી ૧૫ માણસો છે. લાંબા સમયથી આ ઈમામ સાહબની હકીકત છે. તો આ બાબતમાં કમીટીની શું જવાબદારી છે. તે લખવા મહેરબાની કરશો. નીચેનો કાગળ ઈમામ સાહબે લખ્યો છે.

بندہ کوشکر کی بیماری ہے بہت شدید ریڑھ کی ہڈی اور کمر اور بائیں پیر میں شدید درد رہتا ہے۔علاوہ ازین بندہ کا دل کا آپریشن بھی ہوا ہے جس مین ابھی تک درد رہتا ہے اس کے علاوہ فجر کی امامت بندہ کے ذمہ نہیں ہے جس کی وجہ سے بوقت شدید تکلیف یا برد شدید مین غیر حاضری کرتا ہوں۔جب صحت اچھی ہو اور ایام گرما میں

اکثر نماز با جماعت پڑھتا ہوں۔ گاہے گاہے گرما میں بھی غیر حاضر ہوتا ہوں۔ ہر پندرہ دن میں ذمہ داری دو دن کی نماز پنج وقتہ کی ہوتی ہے جس کو بندہ پورے طور پر ادا کرنے کی کوشش کرتا ہے۔

**જવાબ :–** حامداً ومصلیاً ومسلما નમાઝની જમાઅતને છોડવા માટે જે ઉઝરોને શરીઅતે મોઅતબર ઠેરવ્યા છે. તેઓમાં એક બિમારી પણ છે. (તહતાવી અલા મરાકીલ ફલાહ ૧૬૨૩ દુર્રે મુખ્તાર મઅશ્શામી ૧/૫૫૫) સખ્ત ઠંડીનો પણ એમાં સમાવેશ છે. (હવાલો ઉપર મુજબ) આપના ઈમામ સાહબનું જે લખાણ આપે સવાલ સાથે મોકલ્યું છે. તેમાં એવણે પોતાની એકથી વધુ બીમારીઓનો ઉલ્લેખ કર્યો છે. તે મુજબ એવણનો ઉઝર શરઈ રૂએ માન્ય છે. હવે માત્ર એટલો જ સવાલ પયદા થાય છે કે આ ઉઝર છે, તો વારીના બે દીવસોમાં કેમ આવે છે ? તો અહિંયાં એટલું સમજી લેવું જરૂરી છે કે કોઈ માણસને તેના ઉઝરને લઈ શરીઅત તરફથી જમાઅતની હાજરીથી બકાત રાખવામાં આવ્યો હોય તે છતાં તે જમાઅતમાં હાજરી આપે તો શરઈરૂએ તેની આ હાજરી વાંધાજનક નથી. બલ્કે સરાહનીય છે. આપે એમની સાથે ઈમામતનું એગ્રીમેન્ટ કરી એમને ૧૫ દીવસમાં બે દીવસ ફજરની નમાઝ પઢાવવાની જવાબદારીના પાબંદ બનાવ્યા અને તેના લઈ તેઓ ઉઝરે–શરઈ હોવા છતાં તે બે દિવસ હાજરી આપે છે. તો એ કારણને લઈ તેમનો શરઈ ઉઝર ખતમ થઈ જતો નથી. એમની આ બિમારીઓને લઈ જેવી રીતે શરીઅતે એમને જમાઅતની હાજરીથી બાકાત રાખ્યા, એવી જ રીતે આપ કમીટીવાળાઓ પણ એ બે દીવસની ઈમામતની જવાબદારીથી બાકાત

રાખો તો શરઈ રૂએ આપ તરફથી આપવામાં આવેલ છૂટછાટ પણ સરાહનીય ગણાશે. અથવા ઈમામ સાહબ શરઈ ઉઝર હોવા છતાં માત્ર એગ્રીમેન્ટ વડે સ્વીકારેલ જવાબદારી બજાવવા બે દીવસ હાજરી આપે છે. એવીજ રીતે જમાઅતની ફઝીલતો, મહત્વ, અને પોતે એહલે ઈલ્મ વ ફઝલની જમાઅતથી સંબંધ ધરાવે છે, તેને ધ્યાન પર લઈ, સાથે જ લોકો (જેઓ એમના ઉઝરે શરઈથી અજાણ છે. તેઓ) ને બદગુમાનીમાં પડતા બચાવવા ખાતર (કે એ પણ ઘણુંજ મહત્વનું પાસુ છે.) બીમારીઓની પરવા નહિં કરી દરરોજ ફજરની જમાઅતમાં હાજરી આપતા રહે તો એમનું એ પગલું સરાહનીય કેહવાવાની સાથે એહલે ઈલ્મની શાન અને માનમાં વૃધ્ધી કરનારૂં બનશે. જયારે એમનો ઉઝર શરઈ રૂએ માન્ય છે.તો એમની ઈમામતમાં કરાહત રહેતી નથી, અને એમની પાછળ નમાઝ પઢવામાં વાંધો રહેતો નથી.

જે દિવસોમાં (આગલા વરસોમાં) આપના લખવા મુજબ તેઓ પોતાના કાગળમાં લખેલ બિમારીઓમાં સપડાયેલ ન હતા. ત્યારે અગર અન્ય કોઈ ઉઝરે શરઈ ન હતો. તો એ નમાઝોમાં કરાહત આવવા છતાં તે સહીહ થઈ ગઈ છે, લોટાવવાની જરૂરત નથી. ફકત.

નોટ :– છેલ્લે એક વાત મશ્વેરા રૂપે લખવામાં આવે છે. આ બધો મામલો દિયાનત (કિંવા માણસે અલ્લાહ સમક્ષ મારે જવાબ આપવાનો છે એનું ધ્યાન રાખવું) તેમજ એ'અતેમાદ (કિંવા કેહનારની વાત ઉપર વિશ્વાસ) ઉપર આધારીત છે. અગર ઈમામ સાહબે લખેલ વિગતમાં દિયાનત છે, અને આપ લોકોને તેમના તેમજ તેમની વાત ઉપર

એ'અતેમાદ છે, તો ઈન્શા અલ્લાહ કોઈજ પ્રોબ્લમ નથી. અને જો બન્નેવ અથવા બેમાંથી એક વસ્તુ નથી તો એ પ્રોબ્લમનો કોઈ ઉકેલ મળવો મુશ્કેલ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૧) જુમ્અહ અને ઈદૈન

## ૧. મકાનમાં જુમ્અહની નમાઝ પઢવું :–

**સવાલ :–** હમારે ત્યાં મસ્જિદ શહીદ થઈ છે હવે પંચ વકતની નમાઝ જમાઅત સાથે મદ્રસામાં અદા કરવામાં આવે છે તો સવાલ એકે ત્યાં જુમ્અહ ની નમાઝ પણ અદા કરીએ છીએ, હવે અમુક મુસલ્લી ભાઈઓ કહે છે કે જુમ્અહ અદા થતી નથી તો શું એ ખરૂં ? અદા થઈ જશે ? કંઈ વાંધો આવતો નથી ? કિતાબોના હવાલા સાથે જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلما એવી વસ્તી જયાં જુમ્અહની નમાઝ સહીહ થવાની તમામ શર્તો મવજૂદ હોય ત્યાં કોઈ મકાનમાં પણ જુમ્અહની નમાઝ પઢવામાં આવે તો પણ દુરૂસ્ત છે. અલબત્ત દરેક વ્યકિતને તે મકાનમાં નમાઝ પઢવા માટેની ખુલ્લી–છૂટ હોવી જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**નોટ :–**એટલું યાદ રહે કે નાના–ગામડામાં જુમ્અહની નમાઝ મસ્જિદમાં પઢવામાં આવે તો પણ સહીહ થતી નથી.

## ૨. ઈદની નમાઝમાં એક તકબીરે ઝાઈદ છોડી દીધી :–

**સવાલ :–** ઈદની નમાઝ માં ૬(છ) તકબીર વધારાની (વાજીબ) છે હવે અમારે ત્યાં ઈમામ સાહેબ બીજી રકાતમાં કીરાઅત પછી ત્રણ તકબીર કહેવાના બદલે બે તકબીર કહીને ત્રીજી તકબીરમાં હાથ કાન સુધી ઉઠાવ્યા વગર સીધા રુકૂઅમાં ચાલ્યા ગયા, જો કે મુકતદીઓ કોઈ રુકૂઅમાં ગયા નહીં અને ઈમામ સાહેબને આહિસ્તાથી લુકમો પણ આપ્યો છતાં ઈમામ સાહેબે રુકૂઅમાં પણ એ તકબીર અદા ન કરી એટલે બધા મુકતદીઓ રુકૂઅમાં ઈમામ સાથે મલી ગયા પછી ઈમામ સાહેબે કાયદા પ્રમાણે નમાઝ પુરી કરી.

હવે હમારો સવાલ એ છે કે એક તકબીરે વાજિબ ઓછી થઈ તો સજદએ સહવ વાજીબ હોવા છતાં સજદએ સહવ ન કીધો તો નમાઝ સહી થઈ કે નહી ?.

ઘણાં લોકોનું કહેવું છે કે નમાઝ સહી નથી થઈ, દોહરાવવી જોઈતી હતી. અને તમે નમાઝ દોહરાવી નથી એટલે ઈદની નમાઝ થઈ નથી. આવું કહેવામાં એક મોલ્વી સાહેબ પણ શામિલ છે. જયારે એક જાણકાર હાફીઝ સાહેબ જેઓ નમાઝમાં શામિલ હતા તેમનું કહેવું છે કે નમાઝ સહી થઈ ગઈ, દોહરાવવાની જરૂર નથી. અને ઈદની નમાઝ તેમજ જુમ્આની નમાઝમાં (ઉમુમીલ બલવા) ના કારણે સજદએ સહવ નથી.

અંતમાં મુકતદીઓની તાખીર રુકૂઅ કરવામાં ફકત બે ચાર સેકન્ડ જેટલીજ હતી એટલે ત્રણ વખત સુબ્હા નલ્લાહ પણ ન કહી શકાય એટલીજ તાખીર હતી અને પુરેપૂરું રુકૂઅ બરાબર ઈત્મીનાનથી ઈમામ

સાહેબ સાથેજ અદા થયું છે. ઉપર લખેલ સવાલનો વિગત વાર જવાબ આપવા ખાસ વિનંતી છે બલ્કે દલાઈલે અકલીયા તેમજ દલાઈલે નકલીયાથી બની શકે તો જરૂર સમજાવશો જેથી લોકોમાં જે ઈન્તેશાર છે તે દાબી શકાય ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً ઈદની નમાઝમાં વધારની તકબીરો વાજિબ છે. તેમાંની કોઈ એક પણ તકબીર છોડવાથી અસલ તો એજ છે કે સજદએ–સહવ કરે, પરંતુ ઈદની નમાઝમાં મોટા ભાગે લોકોનો જનસમુહ મોટો હોય છે. જેના લઈ સજદએ–સહવ કરવાથી ગરબડ પૈદા થઈ ફિત્નો ઉભો થાય છે. જેથી ઉલ્માએ–કિરામે એ સુરતમાં સજદએ–સહવ નહિં કરવાનું લખ્યું છે. (શામી ૧/૫૫૬) (તહતાવી અલલ–મરાકી ૨૫૩) માટે જો આપને ત્યાંની ઈદની એ નમાઝમાં જનસમુહ મોટો હતો તો કંઈ વાંધો નથી અને જે લોકો જરાક મોડા રુકૂઅમાં પહોંચ્યા તેનાથી તેઓની નમાઝમાં કાંઈ કમી આવી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. ખુત્બા વખતે બેસવાની રીત :–

**સવાલ :–** જુમ્આની નમાઝનો ખુત્બો કે પછી ઈદની નમાઝનો ખુત્બો. શરૂ થયા પછી કેવી રીતે બેસી શકાય. પીઠ પાછળ ટેકીને, પલાંઠીવાળીને, મતલબ કે કઈ રીતે બેસવું સારૂં છે. અગર કોઈ બિમારીનું કારણ હોય તો દિવાલ સાથે ટેક લગાવીને બેસી શકાય કે કેમ ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً મસ્જિદમાં અને ખાસ કરી ખુત્બા વખતે બેસવાની રીત એવી અપનાવવી જોઈએ જેમાં આજીઝી અને અદબ

એહતેરામ હોય તે માટે બેહતર રીત તેજ હોઈ શકે છે, જે નમાઝના કાયદાની છે. અલબત્ત કોઈ માણસ પોતાની મઅઝૂરી તેમજ બિમારીને લઈ પલાંઠી વાળી અથવા ટેક લગાવી ને બેસે તો તેના માટે ગુંજાઈશ છે. બિમાર તેમજ મઅઝૂરને તો શરીઅતે નમાઝની હાલતમાં છૂટછાટ આપેલી છે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૪.જુમ્અહના ખુત્બા પહેલાં બયાન :–**

**સવાલ :–(૧)જુમ્માના ખુત્બા પહેલાં અંગ્રેજીમાં બયાન કરવા વિષે.**

હું અહીં કેનેડામાં ૨૦ વરસથી રહું છું, અને જુમ્મા પહેલાં ૧૫ મીનીટ બયાન આપતો હતો. પણ હમણા ઈન્ડીયાથી હાફેજી સાહબ આવ્યા તો તેવણે કહયું કે દર જુમ્અહના નહિં. પણ મહીનામાં એકાદ જુમ્અહ બયાન કરવામાં આવે, તો અહીંના રહેવાશીઓ કહે છે કે તેનું શું કારણ ? તો હાફેજી સાહેબે હમને ફતાવા સંગ્રહ ભાગ–૩ માં, પાના નંબર–૮૪–૮૫–૮૬–૮૭ ઉપર જે સવાલો લખ્યા છે તે હમને વંચાવ્યા. અને અહિં હમારે ત્યાં જુમ્અહની અઝાન ૧૨–૩૦ કલાકે થાય છે. અને બયાન ૧૨–૪૫ થી ૧–૦૦ વાગે સુધી કરવામાં આવે છે. અને ૧–૦૦ વાગ્યા પછી પાંચ મિનીટ જે લોકો પછાળથી આવ્યા હોય તેમને સુન્નત પઢવાનો ટાઈમ પણ આપવામાં આવે છે. પછી અરબીમાં ખુત્બો દેવાય છે. તો મહેરબાની કરી જુમ્અહના ખુત્બા પહેલાં જે બયાન આપવામાં આવે છે તે દર જુમ્આએ આપી શકાય કે નહિં. જે અમારે ત્યાં રિવાજ પડી ગયો છે,

જેને તોડવા માટે આ કામ કરવામાં આવ્યું છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૧) નમાઝીઓ અગર રાજી હોય તો જુમ્આના દિવસે ખુત્બા પહેલાં જરૂરી મસાઈલ તેમજ અન્ય દીની વાતો તકરીર રૂપે બયાન કરવામાં કોઈ વાંધો નથી. જાઈઝ બલ્કે મુસ્તહબ છે, સહાબાએ કિરામના અમલથી સાબિત છે કે તે બિદઅત નથી. મુસ્તદરકે હાકીમમાં છે કે, હઝ. અબુ હુરૈરહ (રદી.) જુમ્આના દીવસે મિમ્બર પાસે ઉભા રહી, હદીસો બયાન કરતા હતા. ત્યાર પછી હઝ. ઉમર (રદી.) ખુત્બો આપતા હતા. એ જ પ્રમાણે અન્ય સહાબા (રદી.) વિશે પણ રિવાયતો આવી છે. દા.ત. હઝરત તમીમે દારી (રદી.) હઝ. ઉમર તેમજ હઝ. ઉસ્માનના ખિલાફત કાળમાં ખુત્બા પહેલાં બયાન કરતા હતા.(ફતાવા રહીમીય્યહ ૧/૨૬૫, ફતાવા મહમૂદીય્યહ ૨/૩૧૮, ૧૪/૨૫૦) અલ્લામહ ઈબ્ને કય્યિમ (રહ.) પોતાની પ્રખ્યાત કિતાબ ઝાદુલમઆદમાં જુમ્આના દિવસની વિશેષતાઓ ગણાવતાં "૩૩" માં નંબર પર લખે છે કે, જુમ્આનો દીવસ લોકોના ભેગા થવા અને તેઓને આખિરતની તેમજ જન્નત દોઝખ વિગેરે વડે નસીહત કરવાનો દીવસ છે. (ઝાદુલ મઆદ ૧/૨૩૮) માટે અગર જુમ્આના દિવસે ખુત્બા પહેલાં અથવા નમાઝ પછી દીનની વાતો વઅઝ અથવા તકરીર રૂપે કહેવામાં આવે તો કોઈ વાંધો નથી. અને એટલા જ માટે આપણા બુઝુર્ગો અને આલીમો જુમ્આના ખુત્બા પહેલાં વઅઝ/તકરીર વડે દીની વાતો બયાન કરવાને જાઈઝ બલ્કે કેટલાકે મુસ્તહબ લખ્યું છે. વિગત માટે જુઓ ઈમ્દાદુલ ફતાવા (૧/૭૦૮ અને

૧/૬૪૯-૫૦) ફતાવા મહમુદિય્યહ (૯/૧૩૦-૧૩૧, ૧૪/૨૫૦) ફતાવા રહીમીય્યહ (૧/૨૬૫-૬૬) ઈમ્દાદુલ અહકામ(૧-૬૮૦) કિફાયતુલ્મુફતી (૩/૨૪૦,૨૩૬)

ખુદ હઝરત મુફતી બીસ્મીલ્લાહ સા. (રહ.) પણ એને જાઈઝ ફરમાવે છે. અને બિદઅત કહેનારાની વાતને ગલત બતલાવે છે. જુઓ ફતાવા સંગ્રહ (૩/૮૪ જવાબ નં. ૨૦૬) કોઈ કામ જાઈઝ અથવા મુસ્તહબ હોય છે, પરંતુ તેના ઉપર અમલ કરવામાં અમલ કરનારાઓ તરફથી એવું વાતાવરણ ઉભું કરવામાં આવે છે જેના લઈ લોકો એ બિન જરૂરી કામને જરૂરી સમજવા લાગે છે. એવા ટાંણે એ સમયના ઉલ્મા તેમજ મુફતીઓની જવાબદારી છે કે, લોકો તરફથી પયદા કરવામાં આવેલ આવા વાતાવરણને સ્વચ્છ કરે. અને બિદઅતોની શકયતાઓ નિવારવા માટે કોશિષ કરે. હઝ. મુફતી બિસ્મીલ્લાહ (રહ.) ના અન્ય ફતાવાઓ જેમાં વાઈઝ બાબત ટીકા કરી છે અને કોઈક જુમ્આના બયાન છોડવાની જે તાકીદ કરી છે તેનું બુન્યાદી કારણ પણ આ જ છે. જેથી એ ફતાવાઓના શબ્દોને વળગી રહેવાની જરૂરત નથી. અને આપના લખ્યા મુજબ લોકો ઉપરની ખરાબીમાં સપડાયેલા નથી, તો દર જુમ્આના પણ બયાન કરી શકાય છે. અલબત્ત આપ પોતાના બયાનમાં સ્પષ્ટ રૂપે લોકોને બતાવી આપો કે આ બયાન જે હું કરૂં છું તે શરઈ રૂએ ફર્ઝ વાજીબ નથી, જેથી એને જરૂરી સમજવાની ભૂલ કરશો નહિ.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૨) જનાઈઝ

### ૧. ગૈર મુસ્લિમના જનાઝહમાં શરીક થવું :–

**સવાલ :–** કોઈ ગૈર મુસ્લિમની મૈયતમાં કેટલો હિસ્સો લઈ શકાય ?.

(૧) ઈસાઈ, યહુદીની મૈયતમાં શામીલ થવાના શું શરઈ હુકમ છે.?

(૨) મજૂસી (પારસી) મુશ્રિકની મૈયતમાં શામીલ થવાના શું શરઈ હુકમ છે. ?

(૩) ગૈર મુસ્લિમ, મુસ્લિમનો હમદર્દ હોય અને સમાજ સેવક તરીકે મુસ્લિમોની મદદ પણ કરતો હોય તેમજ મુસ્લિમ સમાજની તકલીફમાં ખડે પગે રહી મદદગાર મોહસીન પણ હોય તો તેવા ગૈર મુસ્લિમની મૈયતમાં શામીલ થવાનો શરઈ હુકમ શું છે. ?

ઉપરોકત વિષયમાં મઝહબે ઈસ્લામની શરીયત કુર્આને કરીમ અને હદીસ શરીફની રોશનીમાં આપ હઝરત માર્ગદર્શન કરી ફતવો આપવા આપને નમ્ર આજીઝાના ગુઝારીશ.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما (૧)(૨)(૩) કોઈ પણ ગૈર–મુસ્લિમ ચાહે તે ઈસાઈ, યહુદી, મજૂસી અથવા અન્ય કોઈ ધર્મનો માનનારો હોય, તેના જનાઝહમા શરીક થવુ, જનાઝહ સાથે જવું તેને ઉઠાવવું વિગેરે કોઈ પણ વિધીમાં ભાગ લેવું જાઈઝ નથી. એનાથી બચવું જરૂરી છે. (ફતાવા મહમૂદિય્યહ ૯/૩૯ ઉપરથી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. જનાઝાને ઉઠાવવાનો તરીકો :–

**સવાલ :–**જનાઝાને કાંધો આપવામાં એવું જરૂરી છે કે એક સાઈડ (એક બાજુનો કાંધો) આપ્યા બાદ બીજી બાજુનો કાંધો પુરૂ કરવું જ જાઈએ ? આપણે રસ્તા ઉપર ચાલ્યા જતા હોય અને સામેથી મૈયત આવતું દેખાય તો જનાઝાની બન્ને બાજુ કાંધુ આપી છૂટું થવુ જરૂરી છે ?

**જવાબ :–**حامداً ومصلياً ومسلماً જનાઝો ઉઠાવવાની મુસ્તહબ રીત એ છે કે જનાઝાના આગળના ભાગને પોતાના જમણા ખભા ઉપર ઉઠાવી દસ કદમ ચાલે ત્યાર પછી બીજી બાજુનાં આગળના ભાગને પોતાના ડાબા ખભા ઉપર ઉઠાવી દસ કદમ ચાલે ત્યાર પછી પાછળના ભાગને એજ પ્રમાણે જમણા ખભા ઉપર મુકી દસ કદમ ચાલે પછી ડાબા ખભા ઉપર મુકી દસ કદમ ચાલે, એમ કુલ ચાલીસ કદમ ઉઠાવે, જેથી હદીસમાં આવેલી ફઝીલત એને પ્રાપ્ત થાય,"જે માણસ જનાઝાને ચાલીસ કદમ સુધી ઉઠાવે છે. તો એના ચાલિસ કબીરા ગુનાહોનો કફ્ફારો થશે." (દુર્રે મુખ્તાર શામી ૧/૬૫૭) ઉપરોક્ત વિગતથી સમજાય ગયું હશે કે એ મુસ્તહબ છે. એટલે જરૂરી હોવાનો પ્રશ્નજ ઉપસ્થિત થતો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. જનાઝાની આગળ પાછળ લાઈનની પ્રથા :–

**સવાલ :–** આજકાલ મોટા ભાગના ગામોમાં મૈયતના દફન કરવાના સમયે જયારે મૈયતનો જનાઝો તેના ઘરેથી ઉઠાવવામાં આવે છે

ત્યારે ડાબી જમણી બન્ને બાજુ લોકો લાઈનથી ઉભા થઈ જાય છે. જે માણસોની સંખ્યા પ્રમાણે લાંબી હોય છે. ત્યાર બાદ જનાઝો ઉઠાવવામાં આવે છે. અને આ લાઈનવાળા જનાઝાને કાંધ આપી ફરીવાર એજ રીતે લાઈન આગળ બનાવે છે. અને આ રીતે ઘણાં લાંબા રસ્તા સુધી લગભગ દુરનું કબ્રસ્તાન હોય તો અડધા ઉપરના રસ્તા સુધી અને જો કબ્રસ્તાન ગામ નજીક હોય તો લગભગ કબ્રસ્તાન ના ઝાંપા સુધી આ રીતે લાઈન લગાવી જનાઝાને કાંધ આપે. છે.અગર સવારના ૧૦ વાગ્યા પછી ઉઠાવવામાં આવે તો જનાઝા માટે આવું ટોકવું પડે છે. જેથી ઘણી વાર તો ઝવાલનો ટાઈમ થઈ જવા માટે લોકોને સુચન કરવામાં આવે છે. અસરપછી, તો શું આ પ્રથા બરાબર ગણાય ? શું અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કે સહાબા (રદી.) કે અવલિયા એ કિરામના જનાઝામાં આમ થયેલ ખરૂં ?

વળી આવી આગળ લાઈન થવામાં અને ડાબી લાઈનથી જમણીમાં કે જમણીમાંથી ડાબી લાઈનમાં જવા જનાઝાથી આગળ આવી લાઈન બદલી શકાય ખરી ? આ બાબત જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :-** حامداً ومصلیاً ومسلماً હદીસમાં છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જનાઝાની પાછળ ચાલવાનો આદેશ આપ્યો (બુખારી) જેથી જનાઝાને આગળ રાખવું અને તેની પાછળ ચાલવું બેહતર અને મુસ્તહબ છે. જનાઝો આગળ રહેવામાં ઈબ્રત તેમજ નસીહત પણ છે. અને મૈયતનું ઈકરામ પણ,જનાઝાની આગળ રહેવું પણ જાઈઝ છે. પરંતુ

બેહતર નથી. જનાઝાને ખભો આપવા માટે કેટલાક લોકોનું જનાઝાના આગળ રહેવું દુરૂસ્ત છે. પણ દુર સુધી ન રહે. અને બધાનું આગળ રહી જનાઝાને પાછળ છોડી દેવું મકરૂહ છે. જનાઝાને ખભો આપવા માટે થોડાક માણસો જનાઝાની આગળ નજીકમાં જ રહે. અને બાકી બધા પાછળ રહે. આગળવાળા ખભો આપી પાછળ આવી જાય. જેથી પાછળવાળાઓને ખભો આપવાનો મવકો સંહેલાયથી મળી જાય. (ફતાવા રહીમિય્યહ ઉર્દૂ ૫/૧૦૪,૧૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૩) ઈસાલે સવાબ

**૧. ઈસાલે સવાબનો તરીકો :–**

**સવાલ :–** પઢેલો માણસ અભણ માણસને પઢીને ઈસાલે સવાબ કરતો હોય છે. તો ઈસાલે સવાબ કરવાની ખરી રીત ભાત કેવી રીતે કરવાની હોય છે તેની પણ રહબરી ફરમાવી આભારીત કરશોજી.

**જવાબ :–** حامدا ومصليا ومسلما જે કાંઈ પઢીને ઈસાલે–સવાબ કરવા માંગતો હોય તે પઢતી વેળા દિલમાં એવી નિય્યત કરીલીએ કે હું આ જે કાંઈ પઢી રહયો છું, અય–અલ્લાહ તું એનો સવાબ ફલાણા માણસને પહોંચાડજે અને જો પઢતી વેળા નિય્યત ન કરી હોય તો પઢી રહયા પછી

ઝબાનથી ઉપર મુજબ કહી આપે તો તે માણસ ને સવાબ પહોંચી જશે (શામી ૧/૬૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની :–

**સવાલ :–** અમારા ગામની મસ્જિદમાં વર્ષોથી કુર્આન ખ્વાનીનો પ્રોગ્રામ ચાલુ હતો જેમકે શબેકદ્ર શબે બરાત અને શાબાનુલ મુઅઝઝમ જેવી નુરાની રાતોમાં કુર્આન ખ્વાની થતી હતી. છેલ્લા ૬ મહીનાથી એ સિલસિલો બંધ કરવામાં આવ્યો છે. પુછતાં માલુમ પડયું કે કુર્આન ખ્વાની બંધ કરવાનુ કારણ એ કે એક બીજાનો આવાઝ ટકરાઈ છે. કારણ કે કુર્આન સાંભળવું વાજીબ છે. બધાજ કુર્આન પઢશે તો સાંભળશે કોણ ? તો કૃપા કરી હદીસની રોશનીમાં જવાબ આપશો એવી આશા રાખું છું.

(અ) :– કુર્આન સાંભળવું વાજીબ છે. પણ બધાજ કુર્આન પઢતા હોય તો પછી સાંભળવાનો સવાલ રહેતોજ નથી. (બ) કુર્આન સાંભળવું વાજીબ છે પણ કોલે મતીન અને ફુકહાએ કીરામનો કોલ છે. કે નીચે જણાવ્યા મુજબ કુર્આન સાંભળવું વાજીબ નથી થતું દાખલા તરીકે બજારમાં કોઈ માલ સામાન સોદો ખરીદી કરવા ગયા અને ત્યાં કુર્આનનો અવાઝ કાને ટકરાઈ, તો તેના ઉપર વાજીબ નથી. (ક) :– કુર્આનખ્વાની બંધ કરવાથી ત્રણ જાતનું નુકસાન અને બે અદબી થાય છે. એક તો એ કે જે માણસે પોતાના મરહુમોના ઈસાલે સવાબ માટે મુકદમો મસ્જિદમાં વકફ કરેલો તેનો સવાબ બંધ થાય છે. બીજું અમારી મસ્જિદમાં લગભગ ૬ મુકદમા છે. જેનો કશું ઉપયોગ થતો નથી તે બદદુઆ નાખે છે. ત્રીજું એ કે

જે માણસો નુરાની રાતોમાં ઈશાની નમાઝ જમાઅત સાથે અદા કરતા હતા સાથમાં કુર્આનખ્વાની પણ થાતી તેનો પણ લાભ ઉઠાવતાં તે હવે આવતા બંધ થયા છે, આ બધાનો ઝીમ્મેદાર કોણ ? અને ગુનાહ કોના માથે ? હદીસની રોશનીમાં જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً કુર્આને કરીમની તિલાવત ઈસાલે સવાબ માટે હોય અથવા ખૈરો બરકત માટે નીઃશંક ઘણીજ મહત્વતા ધરાવે છે. પરંતુ આજ કાલ લોકોએ એને રસમ અને રિવાજનું રૂપ આપી દીધું છે. કુર્આને કરીમની તિલાવત માટે ભેગા થવાને જરૂરી સમજવું દુરૂસ્ત નથી. (અહસનુલ ફતાવા ૧/૩૬૨)

મસ્જિદમાં વકફ કરવામાં આવેલ કુર્આન શરીફ તેમજ તેના પારાઓનો ઉપયોગ સામુહિક રૂપમાં થાય તોજ તેનો યોગ્ય ઉપયોગ થયો એવું કાંઈ જરૂરી નથી. વ્યકિતગત રૂપમાં પણ પઢનારાઓ તેનો ઉપયોગ કરી શકે છે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩.મર્હુમહ બીવી તરફથી ઉમરહ :–

**સવાલ :–** એક બહેન ઈન્તેકાલ ફરમાવી ચુકયાં છે. તેમના શિરે કર્ઝ પણ નથી અને આ હયાતી ઝિંદગીમાં તેમણે ઉમરહ કરવાનો પાકો ઈરાદો કર્યો હતો, અને ઈન્તેકાલ પહેલાં હજ અને ઉમરહ પણ એક એક વખત કરી ચુકયા હતા. ફરી તેમનો ઈરાદો નક્કી હતો પરંતુ અલ્લાહનું ચાહવું કે ઈરાદો પુરો કરવા પહેલાં જ વફાત પામ્યા. તો શું એમનો ઈરાદો પુરો કરવા એમના વતી એમના હયાત શોહર ઉમરહ કરવા ચાહે તો કરી શકાય

કે નહીં? તે જવાબ આપશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً ઉમરહ શરઈ રૂએ ફર્ઝ કે વાજીબ નથી, માત્ર સુન્નત છે, મર્હુમહએ કરેલ નેક ઈરાદો અમલમાં લાવ્યા પહેલાં તેમની વફાત થઈ ગઈ તો તેમના શવહર ઉપર તેને પુરો કરાવવો જરૂરી કે મુસ્તહબ નથી તે છતાં એવણ પોતાના ખર્ચે મર્હુમહ તરફથી ઉમરહ કરી શકે છે. અને તે સવાબ મર્હુમહને પહોંચશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪.ઈસાલે સવાબનો તરીકો :–

**સવાલ :–**અમારા ત્યાં મૈયત થાય તો મૈયતને દફન કર્યા બાદ તે જ દિવસે ઈશા બાદ ત્રણેવ મસ્જિદોમાં મૈયતના ઈસાલે સવાબ માટે સુરએ યાસીન શરીફનો ખતમ પઢાય છે. સુન્નત નવાફીલ, વિત્રો બાદ મુસલ્લીઓ એકઠા થઈ સુરએ યાસીન પઢે છે. પછી બધા ભેગા મળી ઈજતેમાઈ દુઆ ઈમામ સાહબ યા બીજા કોઈ મોલ્વી સાહેબ કરે છે.

મૈયત શનીવારે યા રવીવારે થાય તો તે બે દિવસોમાં દફન ન કરી શકીએ, એટલે શની રવીના ઈશા બાદ મસ્જિદમાં યાસીન શરીફનો ખતમ પઢાવીએ. પરંતુ સોમવારે મૈયતને દફન કર્યા બાદ સોમવારે ઈશા બાદ ઉપર જણાવ્યા મુજબ યાસીન શરીફ પઢી મૈયતના ઈસાલે સવાબ માટે ઈજતીમાઈ દુઆ થાય. ઈન્ડીયા, ઈંગ્લેન્ડ, પનામા, સાઉથ આફ્રિકા વગેરે બીજા દેશોમાંથી પણ કોઈના સગાવહાલાઓના મૈયતની ખબર આવે તો પણ ઉપર જણાવ્યા મુજબ જ ઈશાબાદ મસ્જિદમાં બધા ભેગા મળી

યાસીન શરીફ પઢી મૈયતના ઈસાલે સવાબ માટે ઈજતીમાઈ દુઆ થાય.

આજ સુધી ઉપર જણાવ્યા મુજબના તરીકાને જાઈઝ સમજી કરતા હતા અને હજુ પણ પુરાના વડીલ આલીમો એ તરીકાને જાઈઝ સમજી કરાવી રહયા છે. પરંતુ નવા નવજુવાન આલીમો અને નવા મુફતી સાહેબો હવે એ તરીકાને નામુનાસીબ, નાજાઈઝ કહી રહયા છે, અને એ મુજબના યાસીન શરીફના ખતમમાં શિર્કત પણ કરતા નથી. અને અમુક નવજુવાન આલીમો મસ્લેહતન શિર્કત તો કરી લે છે પરંતુ જાઈઝ સમજતા નથી.

તદુપરાંત ડીયુઝબરીના રહીશ મૌલાના યાકુબ સાહબ કાસમી (મ.આ.) એ આ વિષય પર એક કિતાબ છપાવી છે. "મૈયત ના ઈસાલે સવાબ માટે યાસીન શરીફના ખતમની શરઈ હયસીયત" શાયદ એજ નામની છે. જેમાં હઝરત મૌલાના યાકુબ સાહબ કાસમી (મ.આ.) એ ઉપરોકત તરીકા મુજબના ઈસાલે સવાબ માટે પઢાતા યાસીન શરીફના ખતમને ફકત ના જાઈઝ નહીં પરંતુ બિદઅત પણ કહયું છે. એ કિતાબ હમો ત્યાંના પુરાના–નવા ઉલમાએ કિરામ પાસે પણ આવી છે. અને આપ હઝરાતની નઝરથી પણ ગુઝરી હશે. નાચીઝના ઝીમ્મે મદીના મસ્જિદની ઈમામતની ઝીમ્મેદારી આવી પડી છે. અને મારી ફરઝે મન્સબીમાંથી છે કે મુસલ્લીઓને હકીકતથી વાકેફ કરી ઉલમાએ કિરામ અને મુફતીયાને ઈઝામની રેહબરી મુજબ બિદઅતોથી પરહેઝ કરી સહીહ ઈસ્લામી તરીકા પર અમલ કરાવવું, એ બાબતમાં મેં પણ કમીટીવાળા સાથે સાફ વાત કરી છે કે આપણે ડાભેલ જામિઅહના મુફતી ખાનપુરી સાહબ દા.બ.ને પુછીને તેવણ જે મશવેરો આ બાબતમાં આપશે તેના પર હું અમલ કરીશ. મારા પહેલાના બે ઈમામો ન તો યાસીન શરીફના ખતમ પઢવાનું એલાન કરતા

હતા ન તો ખતમમાં યા દુઆમાં શિર્કત કરતા હતા. તે વગર મારા મુસલ્લીઓમાંથી બે ઉંચા દરજાના નવજુવાન સનદી આલીમો પણ શિર્કત કરતા નથી. પરંતુ લોકો તેવણની વાત માનતા નથી, તે વગર આગલા એક મૈયતના મોકા પર આગલા ઈમામ સાહબે એલાન ન કર્યું તો એક ભાઈને ખોટું લાગ્યું અને તે દિવસ ખતમ ન પઢાયો તો કમીટીને કહી મૈયતના બીજા દિવસે ખતમ પઢાવડાવેલો તે તમારી જાણ માટે.

હવે નાચીઝ આપ તરફથી રેહબરીની ઉમ્મીદ રાખે છે. અને ઈન્શાઅલ્લાહ નાચીઝને પુરું ઈત્મીનાન છે કે આપ હઝરતની સહીહ રેહબરી અને તવજજુહની બરકતથી મારી કમીટીવાળા પણ આપની રેહબરી મુજબ અમલ કરવા તૈયાર થઈ જશે. તો અમારે ઉપર મુજબના તરીકા મુજબ ચાલુ રાખવું કે પછી એ મુજબના ઈસાલે સવાબના તરીકાને બંધ કરવું કરાવવું, તે વિગતવાર લખી જણાવી મહેરબાની કરશો. નાચીઝની રાય એમ છે કે મૈયતના દફન બાદ તેજ રાત્રે ઈશાબાદ એમ એલાન કરૂં કે મુહતરમ બુઝુર્ગો દોસ્તો મૈયતના ઈસાલે સવાબ માટે દરેક વ્યકિત જે પઢી શકે તે જરૂર બ જરૂર પઢે સુરએ ઈખ્લાસ યા આયતુલ કુર્સી યા યાસીન શરીફ યા ત્રીજા કલમાની એક તસ્બીહ, દુ.શરીફની તસ્બીહ યા બે રકાત નફિલ નમાઝ જેને જે વાજબી લાગે તે પઢે. મૈયતના માટે ઈસાલ સવાબ કરે મસ્જિદમાં બેઠા બેઠા ન પઢે તો ઘરે જતાં કારમાં પઢી બખ્શી દીએ. કંઈ નહી તો કિતાબી તાલીમમાં શિર્કત કરી તેનો સવાબ બખ્શી દીએ.

બીજી એક વાત છેલ્લા (એક) મૈયત વખતે એ જાણવા મળી કે મૈયતને ઘરેથી ઉઠાવી લઈ જવા બાદ ઘરમાં હાજર રહેલી બધી ઔરતો ભેગી મળી એક ઔરતે હાથ ઉઠાવી જોરથી દુઆ કરી અને બધી ઔરતોએ

આમીન કહયું. ત્યાર પછી દુઆ બાદ એલાન કર્યું કે મૈયતના ઘરની ઔરતો બે રકાત નમાઝ પઢો અને મૈયત માટે દુઆ કરો તે પહેલાં કે મૈયતને કબરમાં ઉતારવામાં આવે. તો આ પણ કોઈ અજુગતો જ નવો તરીકો હજી એક બે મૈયતના ઘરે જ ચાલુ થયો છે. તો એ બાબતમાં શરઈ રેહબરી અને ફતવો લખી મોકલશો કે એમ કરવું જાઈઝ યા ના જાઈઝ છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما ઈસાલે સવાબ (કિંવા પોતાના કોઈ અમલનો સવાબ બીજી વ્યકિતીને પહોંચાડવા) વિષે ફિકહની કિતાબોમાં જે ચર્ચા અને માહિતી છે. તેને આપણે બે ભાગમાં વહેંચી બન્નેનો હુકમ જાણીએ.

(૧) પહેલા ભાગની ચર્ચામાં એ બતાવવામાં આવશે કે કોઈક વ્યકિત પોતે કોઈ નેક અમલ કરી તેનો સવાબ અન્ય વ્યકિતને પહોંચાડે તો ખરેખર એ સવાબ તે અન્ય વ્યકિતને પહોંચે છે, યા નહી ?

ઈસ્લામના આરંભ કાળમાં ઘણા બાતિલ તેમજ ગુમરાહ ફિર્કાઓ પયદા થયા હતા. તેઓ માહે એક ફિર્કો મુઅતઝિલહનો પણ હતો. તેમનો મત એ હતો કોઈ વ્યકિત પોતે કોઈ નેક અમલ કરી તેનો સવાબ અન્ય વ્યકિતને પહોંચાડે તો એ સવાબ તે અન્ય વ્યકિતને પહોંચતો નથી. (ફત્હુલ કદીર ૩/૧૪૨) હમારા આજના યુગના ગેર મુકલ્લિદો પણ એ જ મત ધરાવે છે. જયારે એહલે સુન્નત વલ જમાઅત ખાસ કરી હનફીઓના મત મુજબ એ સવાબ અન્ય વ્યકિતને પહોંચે છે. ફિકહની મશહુર કિતાબ "હિદાયહ" માં છે. આ બાબત સિધ્ધાંત એ છે કે માણસ પોતાના નેક અમલોનો સવાબ બીજાને પહોંચાડી શકે છે. એહલે સુન્નત વલ જમાઅતના મત મુજબ (ચાહે તે અમલ) નમાઝ હોય કે રોઝો, હજ હોય કે

સદકો/ખયરાત અથવા અન્ય કોઈ અમલ હોય, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી નકલ કરવામાં આવેલ તે હદીસને આધારે જેમાં છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બે કાબરા મેંઢાઓની કુરબાની કરી, એકની પોતાના તરફથી અને બીજાની પોતાના તે ઉમ્મતીઓ તરફથી જેઓએ અલ્લાહ તઆલાના એક હોવાનો અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અલ્લાહનો દીન ઉમ્મતને પહોંચાડી આપવાનો ઈકરાર કર્યો (હિદાયહ ૧/૨૭૬) ફિકહની અન્ય કિતાબોમાં પણ આ મુજબ લખ્યું છે. જુઓ (ફતાવા આલમગીરી ૧/૨૫૭) (દુર્રે–મુખતાર શામી ૨/૨૫૫,૨૫૬) સારાંશ કે એક મુસ્લિમનું પોતાના નેક અમલનો સવાબ અન્ય કોઈ મુસ્લિમને પહોંચાડવું સહીહ અને જાઈઝ છે.

(૨) બીજા ભાગની ચર્ચાનો વિષય છે ઈસાલે સવાબની રીત. એનો અસલ હુકમ જાણવા પહેલાં એક સૈધ્ધાંતિક અને ઉસુલી વાત જાણવી જરૂરી છે. તે એ છે કે " કોઈ કામ જે ખરેખર જાઈઝ છે, પરંતુ તેના માટે શરીઅતે કોઈ ચોક્કસ સમય અથવા રીત નક્કી કરી નથી, અગર તેના માટે કોઈ ચોક્કસ સમય અથવા રીત એવી રીતે નક્કી કરી લેવામાં આવે કે તેના ઉપર આગ્રહ સેવવામાં આવે અને તેને જરૂરી સમજવામાં આવે તો તે જાઈઝ કામ પણ બિદઅત ઠરશે. એવીજ રીતે તે જાઈઝ કામને હંમેશા કરવામાં આવે, અને તેને જરૂરી સમજવામાં આવે અને તેના લઈ એવો ભય પયદા થાય કે આ રીતે હંમેશ કરવાથી અવામ અને જાહિલ લોકો એને સુન્નત સમજવા લાગશે, તો પણ એ કામ મકરૂહ ઠરશે. (અલજુન્નહ પેજ ૧૪૧) બલ્કે કોઈ મુસ્તહબ કામ પણ એ રીતે થતું હોય તો તે મકરૂહ બની જાય છે. બુખારી મુસ્લિમમાં હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ (રદી.) ની

રીવાયત છે. કે "તમારામાંથી કોઈ પોતાની નમાઝનો કોઈ અંશ (ભાગ) શયતાન ને ન આપે (તે એ રીતે કે) નમાઝી નમાઝ પૂરી કર્યા પછી જમણી બાજુએથી જ ફરવું પોતાના ઉપર જરૂરી સમજે, હાલાં કે મેં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ઘણીવાર (નમાઝ પુરી કર્યા પછી) ડાબી બાજુએથી ફરતા જોયા છે. આ હદીસનું વિવરણ અને છણાવટ કરતાં (મજમઉલ બિહાર) તેમજ (કસ્તલાની) માં લખ્યું છે કે એનાથી જણાયું કે કોઈ મુસ્તહબ કામ કરતા રહેવામાં અગર એવો ભય છે, કે તેને એના વાસ્તવિક દરજજાથી ઉંચુ (જરૂરી અથવા સુન્નત) કરી દેવામાં આવશે તો તે મુસ્તહબના બદલે મકરૂહ ઠરશે. (અલજુન્નહ પેજ ૧૪૧, ૧૪૨)

આપે ઈસાલે–સવાબ માટે આપને ત્યાં કરવામાં આવતા યાસીન શરીફના ખતમ બાબત પુછયું છે. ઉપરની વિગતથી સમજમાં આવી ગયું હશે કે એમાં કેટલીક પાબંદીઓ અપનાવી લેવામાં આવી છે.

(૧) મય્યિતને દફન કર્યા બાદ તે જ દિવસે ઈશા બાદનો સમય (ત્યાં સુધી કે શની યા રવિના થયેલ મય્યિત માટે પણ જયારે તેને સોમના દફન કરવામાં આવે છે, ત્યાર પછી ખતમ થાય છે.)

(૨) એને એવું જરૂરી સમજવામાં આવ્યું છે કે આગળ એક મય્યિતના મવકા પર ઈમામ સાહબે એલાન ન કર્યું તો એક ભાઈને ખોટું લાગ્યું, ત્યાં સુધી કે બીજા દિવસે કમીટીની સહાય લઈ આ કામ કરાવ્યું.

(૩) ઈસાલે–સવાબ માટે યાસીન શરીફને ખાસ કરી દેવામાં આવી.

(૪) એ માટે એલાન કરી લોકોને ભેગા કરવાનો એહતેમામ અને તકેદારી. હકીમુલ ઉમ્મત હઝ. થાનવી (રહ.)એ ઈમદાદુલ ફતાવામાં આ

એક જ કારણને લઈ એને બિદઅત અને મકરૂહ લખ્યું છે. ફરમાવે છે. "યેહ તદાઈ હય ગેર મકસૂદ કે લીએ, જો બીદઅત ઓર મકરૂહ હય" (ઈમદાદુલ ફતાવા મઅજદીદ હાશીયહ ૧/૭૪૪).

(૫) આ રીતે કરવામાં આવતા ખતમો એ એક પ્રકારનું રિવાજ રૂપ ધારણ કરી લીધું છે. કરાવનાર પણ રિવાજ મુજબ કરાવે છે. અને એમાં ભાગ લેનાર પણ રિવાજ મુજબ ભાગ લે છે. એ સુરતમાં આ અમલ અલ્લાહ તઆલા માટે ના હોય. એમાં સવાબ કયાં રહયો ? જયારે સવાબ જ ન રહયો તો તેને બખશવાનો પ્રશ્નજ કયાં રહે છે. ?

રિવાજ હોવાને લઈ એવું પણ બને છે કે એમાં ભાગ લેનારાઓમાં કેટલાય એવા હોય છે, જેમનું દિલ નથી ચાહતું પરંતુ લોકોના મહેણા/ટોણા અથવા મય્યિતના ઘરવાળાઓની નારાજગીના ડરે ભાગ લે છે. કેટલાય એવા છે જેઓ ત્યાં ભાગ લેવા પુરતા બેસે છે, પરંતુ કાંઈ પઢતા નથી. માત્ર વરકગરદાની કરી પઢવાનો ડોળ કરે છે.

અલ્લામહ શામી (રહ.)એ ફતાવા બઝઝાઝીયહના હવાલાથી લખ્યું છે, કે નેક લોકો અને કારીઓને ખત્મે કુર્આન અથવા સુરએ–અનઆમ યા સુરએ–ઈખ્લાસના ખત્મ માટે ભેગા કરવા મકરૂહ છે. (શામીએ આગળ જતા મેઅરાજના હવાલાથી ટાંકયું છે કે આ બધા કામો દેખાવ અને ખ્યાતી માટે કરવામાં આવે છે. માટે એનાથી બચવું જરૂરી છે. કારણ કે આ કામો વડે અલ્લાહ પાકની રઝામંદી મકસૂદ હોતી નથી.(૧/૬૬૪)

એટલા માટે આ રીતે કરવામાં આવતા ઈસાલે સવાબ ને આપણા બુઝુર્ગોએ મકરૂહ અને બિદઅત બતાવ્યું છે. હકીમુલ ઉમ્મત હઝ. થાનવી

(રહ.) એ (ઈમદાદુલ ફતાવા ૧/૭૭૪)માં હઝ. મુફતી અ. રહીમ લાજપુરી (દા.બ.)એ (ફતાવા રહિમિય્યહ ઉર્દુ ૨/૩૪૦,૩૪૧ અને ૮/૧૯૧,૧૯૨)માં હઝરત મુફતી રશીદ અહમદ લુધ્યાનવી (રહ.)એ (અહસનુલ ફતાવા ૧/૩૬૨)માં.

માટે તમે સવાલમાં દર્શાવેલ રીત મુજબ થતા એ ખત્મોનો સીલસીલો બંધ કરવો. અલબત્ત આપે પોતાની રાય રૂપે જે રીત લખી છે, હકીમુલ ઉમ્મત હઝ. થાનવી (રહ.)ના હવાલાથી (ફતાવા રહિમિય્યહ ઉર્દુ ૧/૧૯૧,૩૯૨)માં એવી જ રીત લખવામાં આવી છે. લખે છે. "હકીમુલ ઉમ્મત હઝ. મૌલાના થાનવી (રહ.) એ કુર્આન ખ્વાની તેમજ ઈસાલે સવાબનો એવો તરીકો બતાવ્યો છે, જે આસાન છે. ઈખ્લાસથી ભરપુર શંકા/કુશંકાથી પર છે, ફરમાવે છે. : જેવી રીતે આજકાલ કુર્આને શરીફ પઢીને ઈસાલે–સવાબ કરવામાં આવે છે એ રિવાજ, રીત તો ઠીક નથી. હા ખાસ ખાસ દોસ્તોથી કહી દેવામાં આવે કે પોતે પોતાની જગ્યાએ તવફીક મુજબ પઢીને સવાબ પહોંચાડી દીઓ. બાકી એમાં પણ સામુહિક રૂપ ઠીક નથી. માટે ત્રણવાર કુલહુવલ્લાહ જ પઢીને બખશી દીયે. જેનાથી એક કુર્આનનો સવાબ મળી જશે. આ રીતે સામુહિક રૂપે દસ કુર્આન શરીફ ખત્મ કરવા કરતા પણ બહેતર છે. એ(રીતે સામુહિક ખત્મ) માં મોટા ભાગે મૈયતના ઘરવાળાઓને દેખાડવું (મતલબ) હોય છે. અલ્લાહ તઆલાને ત્યાં થોડા ઘણાંને જોવામાં નથી આવતું. ઈખ્લાસ અને નિય્યત જોવામાં આવે છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે "મારો કોઈ સહાબી એક મુદ (પોણો કીલો) લગભગ ખજુર ખૈરાત કરે અને ગૈર સહાબી એક ઉહદ પહાડ બરાબર સોનું (ખયરાત કરે) તો તે

દરજજા સુધી નથી પહોંચતો. આ ફર્ક ઈખ્લાસ હોવા/નહિ હોવાનો જ તો છે. કારણ કે જે ઈખ્લાસ સહાબીમાં હશે તે ગેર સહાબીમાં નથી હોય શકતો (ફતાવા રહિમિય્યહ બ હવાલએ અનફાસે ઈસા)

આપે સવાલના છેવટમાં ઔરતોએ ચાલુ કરેલ નવા તરીકાનો જે ઉલ્લેખ કર્યો છે, તેને પણ વહેલી તકે બંધ કરાવવામાં આવે, એમાં પણ શરીઅતનો કોઈ સુબૂત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૪) ઝકાત

## ૧. મુસ્લિમ ફંડને લાગેલા તાળા ઝકાત–સદકા વાપરી ખોલાવી શકાય ?

**સવાલ :** જમીઅતે ઉલમા હિંદ સુરતના પ્રયત્નોથી તેમજ હઝરત મૌલાના સૈયદ અસઅદ મદની સા. (દા.બ.) ની દુઆઓ થકી સુરત શહેરના મુસલમાનોને વ્યાજની બદીથી દુર કરવા તેમજ તેમનામાં નાની બચતની પ્રેરણા થકી તેમજ સમાજ ઉપયોગી કાર્યો કરવા ખુદ કફીલ બનાવવા માટે ઈસ. ૧૯૯૪માં મુસ્લીમ ફંડ સુરતની સ્થાપના કરવામાં આવી હતી.

મુસ્લિમ ફંડ (ટ્રસ્ટ) સુરતની સ્થાપના તેમજ તેને કાર્યરત કરવામાં સુરત શહેરના ભુતપુર્વ મેયર જમીયતે ઉલમા સુરતના અગ્રણી અને કોમના હમદર્દ એવા જનાબ મર્હુમ અબ્દુલ કાદિર મીર સા. (રહ.) ના અથાગ

પ્રયત્નોએ મહત્વપુર્ણ ભૂમિકા ભજવી હતી. મુસ્લિમ ફંડ પ્રત્યેની તેમની હમદર્દી અને સહાનૂભૂતિ તેમના જીવનના અંતભાગ સુધી રહેવા પામી હતી.

મુસ્લિમ ફંડ (ટ્રસ્ટ) સુરતની સ્થાપનાથી લઈને તેના અંત સુધી જે એની કાર્યપધ્ધતિ રહી હતી તે અમે આપ સમક્ષ વર્ણવી રહયા છીએ. મુસ્લિમ ફંડ (ટ્રસ્ટ) સુરત એ ગુજરાત રાજય વકફ બોર્ડ ગાંધીનગરમાં નોધાયેલ રજીસ્ટ્રેશન ટ્રસ્ટ છે.

મુસ્લિમ ફંડ (ટ્રસ્ટ) સુરતમાં કોઈપણ વ્યકિત કે જે સુરત શહેરની હદમાં રહેતો હોય અને ગમે તે સમાજનો હોય તે પોતાનું બચત ખાતુ મુસ્લિમ ફંડમાં ખોલાવી શકતો હતો, આ ખાતુ ખોલાવવા શિડયુલ બેંકની જેમજ ખાતેદારે ફોર્મ ભરવાથી લઈ પૈસા જમા કરાવવા તેમજ તેમના નાણા ગમે ત્યારે લઈ શકતા હતા. તેમના જમાં થયેલ નાણાં ઉપર મુસ્લિમ ફંડ ખાતેદારને કોઈ વળતર કે લોભ, લાલચ કે 'કોઈ પણ જાતની સ્કીમ આપતું ન હતું. પૈસા જમા લેવા ખાતેદારને મુસ્લિમ ફંડ (ટ્રસ્ટ)પગારદાર ઉઘરાણી કલાર્કની વ્યવસ્થા કરી આપતું, જે ઉઘરાણી કલાર્ક ખાતેદાર અને મુસ્લિમ ફંડ વચ્ચેની એક કડી સમાન હતી. ખાતેદાર પોતાની સ્વૈચ્છિક મરજી કે ઈચ્છાથી ૧૦ રૂા. સર્વિસ ચાર્જ મુસ્લિમ ફંડને લિલ્લાહ પેટે આપી શકતો (જે રકમ મુસ્લિમ ફંડ ફરજીયાત લેતું ન હતું, પણ ખાતેદારની મરજી મુજબ લેવાતી હતી.)

મુસ્લિમ ફંડ (ટ્રસ્ટ) બીજી કામગીરીના ભાગરૂપે સોના—ચાંદીના દાગીના ઉપર વગર વ્યાજે લોન આપવાનું કાર્ય કરતું હતું. જેની

કાર્યપધ્ધતિ પણ ધારા–ધોરણ મુજબ ચાલતી હતી. જેનું પાલન લોન લેનારે કરવું પડતું હતું. અલ્હમ્દુલિલ્લાહ મુસ્લિમ ફંડ ટ્રસ્ટ સુરત છેલ્લા ૧૫ વર્ષથી કાર્યરત હતું, આ સમયગાળા દરમ્યાન મુસ્લિમ ફંડ ટ્રસ્ટે સુરત શહેરના દરેક વર્ગમાં સુંદર કામગીરી બજાવી અને કેટલાય લોકોએ મુસ્લિમ ફંડ ટ્રસ્ટથી લાભ મેળવ્યો જેના આંકડાઓ આપ હઝરત જયારે ચાહો મોકલાવી શકીએ છીએ.

આ સમયગાળા દરમ્યાન ટ્રસ્ટે કોઈપણ જાતનું દાન ફંડ ફાળો લીધો ન હતો.

આમ મુસ્લિમ ફંડ (ટ્રસ્ટ) સુરતની આવકના માત્ર બેજ સાધનો હતા. ખાતેદારો પોતાની મરજીથી ૧૦ રૂપિયા જેવી લિલ્લાહ મદદ કરે કે પછી સોના–ચાંદીના ઘરેણા ઉપર લોન લેનાર પાસેથી વસુલ કરવામાં આવતી નજીવી રકમ મુસ્લિમ ફંડ ટ્રસ્ટ પગારદાર કર્મચારીઓના પગાર, ઓફિસ ખર્ચ, (જેવા કે લાઈટ બીલ, ટેલીફોન બીલ કે લોકરનું ભાડું કે અન્ય ખર્ચ).

આમ, સરવાળે આજના વ્યવસાયિક તેમજ નફાના યુગમાં શહેરના કમજોર, ગરીબ આર્થિક રીતે પછાત મુસ્લિમોના ઉત્કર્ષ માટે છેલ્લા ૧૫ વર્ષથી કાર્ય કરી રહેલા મુસ્લિમ ફંડ (ટ્રસ્ટ)ને આવક સામે ખર્ચને સરભર કરવામાં નિષ્ફળ રહેતા આખરે ૧૫ મી ઓકટોબર– ૨૦૦૯ ના રોજ તાળા લગાવવા પડેલા.

સંસ્થાને તાળા મારતા પૂર્વે મુસ્લિમ ફંડના હાલના ટ્રસ્ટીઓ તેમજ કાર્યરત સ્ટાફે પોતાનાથી શકય તે હદે સંસ્થાને બચાવવા માટે શકય તેટલા

બધા જ પ્રયત્ન કરેલા, તેના ભાગરૂપે સુરત શહેરના કેટલાક મુસ્લિમ સમાજના અગ્રણીઓ પાસે જઈ અમે આ ટ્રસ્ટને બચાવવા ખુબજ સમાજતો, વિનંતીઓ કરી પણ બધું નાકામુ ઉલ્ટું કેટલાંક શરારતી ગુંડા તત્વોએ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ તેમજ સ્ટાફ વિરૂધ્ધ ખોટી ઉશ્કેરણીઓ કરાવી તેમને બદનામ કરવામાં કોઈ કસર બાકી નહી રાખી, આખરે એજ થયું જે ન થવું જોઈએ. મુસ્લિમ સમાજ તેમજ કોમના નામે દમ ભરતા લોકોએજ ટ્રસ્ટને પેપર મીડીયા તેમજ ઈલેકટ્રોનીક મીડીયામાં ચગાવેલુ તે છતાં નાકામી તરફ ન જોતાં ટ્રસ્ટીઓ તેમજ સ્ટાફે અલ્લાહપાકથી તવક્કુલ રાખી પોતાની મહેનતો આજ સુધી ચાલુ રાખી છે કે અલ્લાહપાક કોઈ અસબાબ બનાવે કે આ ટ્રસ્ટ ફરીથી રાબેતા મુજબ શરૂ થઈ જાય અને ગરીબ બેવા તેમજ સમાજના નિરાધાર લોકોના કામ ફરીથી શરૂ થઈ જાય અને હાલમાં જે લોકોના નાણાં ટ્રસ્ટમાં જમાં છે તેમને તેમના નાણાં પરત મળે.

મુસ્લિમ ફંડ ટ્રસ્ટના હોદ્દેદારોએ પોતે સંપત્તિવાન ન હોવા છતાં પણ પોતાની માલ–મિલકતમાંથી રકમ મુસ્લિમ ફંડમા જમા કરાવી કે જેથી ટ્રસ્ટ રાબેતા મુજબ ચાલુ રહે, જેનાથી આમ લોકો પણ વાકેફ છે, હાલમાં ટ્રસ્ટના હોદ્દેદારો પોતે પણ હવે આર્થિક રીતે યોગદાન આપી શકે તેવી સ્થિતિમાં નથી.

હઝરત મુફતી સાહેબ, મુસ્લિમ ફંડ (ટ્રસ્ટ) સુરત ફરીથી રાબેતા મુજબ પોતાની કાર્ય પ્રણાલી શરૂ કરી શકે તેમજ હાલમાં લોકોના નાણાં જે જમાં છે તે તેમને પરત મળે તે માટે શું મુસ્લિમ ફંડ ટ્રસ્ટ ઝકાત, સદકા, ફિત્રા કે વ્યાજ જેવી રકમ લઈ શકે છે ? જો એવી રકમ નહી લઈ શકાય તો

આ પરિસ્થિતિમાં આપણા દેશની બિન મુસ્લિમ પ્રજા પાસેથી તેમની ધાર્મિક તેમજ બિન ધાર્મિક સંસ્થાઓ કે બિનમુસ્લિમ ધર્મગુરૂ પાસેથી મદદરૂપે દાન પેટે ફંડ ફાળો મેળવી શકાય ? અને જો આ બધી સ્થિતિઓ શકય ન હોય તો સમાજના ગરીબ વર્ગના લોકોના નાણાં પરત મળે તે માટે શરીઅતની રૂએ જે શકય પરિસ્થિતિ હોય તે જણાવવા મહેરબાની કરશોજી.

**જવાબ :** حامداً ومصلياً ومسلماً મુસ્લિમ ફંડ (ટ્રસ્ટ)ના નામે ઝકાત, સદકા, ફિતરા વિગેરે રકમ લેવું દુરૂસ્ત નથી અને એ પ્રમાણે કરવાથી આપનારાઓની ઝકાત વિગેરે અદા થશે નહિં.

ટ્રસ્ટ ચલાવવા માટે નક્કી કરવામા આવેલ નિતી–નિયમોનું ઉલ્લંઘન કરનારાઓ જ સમાજના ગરીબ વર્ગના લોકોના ઉચાપત થયેલા નાણાના જવાબદાર છે. તેઓને જોઈએ કે પોતાને આખિરતની જવાબદારી અને પકડથી મુકત કરવા માટે લોકોના નાણા પરત કરવાની તકેદારી લીયે. તે માટે પોતાની મિલ્કત વિગેરે પણ વેચવાની જરૂરત જણાય તો તેવું પણ કરી ગુજરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ઝકાતથી બચવા માટે હિલો કરવું :–

**સવાલ :–** ઘણાં લોકો ઝકાતથી બચવા માટે પોતાના પાસેનું સોનું નાબાલીગ ઔલાદમાં વહેંચી આપે છે કે ઝકાત આપવી ન પડે તો શું એ જાઈઝ છે ? અને નાબાલીગને માલિક બનાવવાથી એ માલનો માલિક બની જાય છે, તે પણ જરા તફસીરથી જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً પોતાની ના–બાલિગ અવલાદને બક્ષિસ રૂપે સોનું વહેંચી આપવાથી તે સોનું બાપની માલિકીમાંથી નિકળી તે અવલાદની માલિકીમાં ચાલ્યું જાય છે, જેમને એણે વહેંચી આપ્યું છે. હવે જો તેણે આ કૃત્ય પોતાને ઝકાતથી બચાવવા માટે કર્યું છે તો ગુનેહગાર ઠરશે. નહિં તો ગુનોહ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. ઝકાતની રકમ બસના ભાડામાં આપી દીધી તો શું કરે ? :–**

**સવાલ :–** લંડનથી મારી બહેન અને ભાઈએ મારા એક ભાઈ માટે એટલે કે સાવકો ભાઈ કે જે મારા વાલિદ સાહેબે પહેલાં શાદી કરી હતી તે મારી સાવકી માંનો છોકરો એટલે ન મારા બાપના પેટનો ન મારી માંના પેટનો એટલે હમુ તેને ભાઈ કહીયે છે. તેના છોકરાની શાદી તા. ૧૧–૧૧–૯૦ના વાર રવિવારના દિવસે છે. હવે લંડનથી એમના માટે ૬ હજાર રૂપિયા ઝકાતના આવ્યા છે. સાથે મારા પર એમની સ્પષ્ટ ઈજાઝત છે કે, એમના છોકરાની શાદીના કામકાજમાં ખર્ચ કરી શકો છો. હવે એ ભાઈ જરા ફુઝૂલ ખર્ચ હોવાના લઈ મેં રકમ એના હાથમાં ન આપતાં મેં બે વસ્તુ કરી, કારણકે તે માલિક તરફથી મને ઈજાઝત હતી કે હું તે છોકરાને કોઈપણ વસ્તુ લઈ ને આપી શકું છું તો પહેલું તો એ કે મેં એમની જરૂરીયાતમાં ઘરમાં ગાદલા તેમ તકીયા એવું ન હતું તે બનાવી આપ્યા, ઘરમા રાચ રચીલામાં એક સ્ટીલનો કબાટ લાવી આપ્યો, બીજું કે શાદીની બસ લઈ જવાના લઈ ને ગોવરમેન્ટ નેં મેં તે પૈસા એને આપ્યા વગર ચુકવી દીધા. પાછળથી જાણ કરી દઈશ. તો શું ઝકાતમાં કંઈ વાંધો આવશે? મારા

માટે એમાં શું સુરત નીકળી શકે? હું ગુનેગાર તો ન થાઉં?

**જવાબ :–** حامدا ومصليا ومسلما જરૂરતની વસ્તુ ખરીદ કરીને આપવાની સુરતમાં તો ઝકાત અદા થઈ જશે. પરંતુ અગર બસની વ્યવસ્થા તમેજ કરી બારોબાર પૈસા ચુકવી આપ્યા હશે તો તેટલી ઝકાત અદા થઈ નથી. તેની રીત એ હતી કે બસની વ્યવસ્થા તે ભાઈ કરતે અને તેના કહેવાથી તમે ભાડુ ચુકવતે તો ઝકાત અદા થઈ જતે. હવે તો એટલી ઝકાત ફરીથી અદા કરવી પડશે. પરંતુ તે માટે પણ તમે પહેલાં લંડનમાં રહેતા તમારા બહેન–ભાઈ (જેમની ઝકાત છે તેઓ) ને જાણ કરો અને તેઓ તમને એ ઝકાત અદા કરવા માટે નવેસરથી કહે ત્યારે અદા કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૪. સદકહ–લિલ્લાહના શબ્દો કયાં વપરાય છે :–

**સવાલ :–** સદકો શબ્દ જયાં વપરાય છે તો (૧) ફકત સદકો મુરાદ હોય તો તેનો ઈસ્તેમાલ શું (૨) સદકએ જારિયા લખેલ હોય તો મસ્જિદ – સૈયદ તેમ લીલ્લાહમાં ઈસ્તેમાલ થઈ શકે (૩) વાજીબ સદકો (મન્નત), તેનો ઈસ્તેમાલ કોના ઉપર કરવું (૪) નફિલ સદકો ગેર મુસ્લિમને આપી શકાય ? (૫) લીલ્લાહ સદકો આપવું તે પણ અલ્લાહના માટે સાહેબેમાલ તથા સૈયદ દરેક ને આપી શકાય ? (૬) પરંતુ લીલ્લાહ સાથે સદકો નામ ઉમેરવામાં આવે છે તો સદકાથી મતલબ મફહુમ બદલી જશે. (૭) સદકો નામ આવશે તો ઝકાતનો મુસ્તહિક જ હોવો જરૂરી છે? (૮) કોઈને લીલ્લાહ આપવાની ઈચ્છા હોય અને લીલ્લાહને સદકાના

કાયમ મુકામ સમજી સદકાની નિય્યતથી આપશું તો અદા થશે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً આપના પ્રશ્ન નો ટુંકો અને સર્વાંગી જવાબતો એ છે કે સદકો શબ્દ જયાં વાપરવામાં આવ્યો હોય તેના આગળ–પાછળ અને જે સમયે વાપરવામાં આવ્યો હોય તે સમયની હાલત ને નજર–સમક્ષ રાખી એ નક્કી કરવામાં આવશે કે તેનાથી વાજીબ મુરાદ છે યા નફલ અને એ કામ માહિરે–શરીઅત અને જાણકાર માણસનું છે. ૧, ૨ ઉપર મુજબ. ૩ વાજીબ (મન્નતનો) સદકો હોય તો તેનો ઈસ્તેમાલ ગરીબ મોહતાજ ઉપરજ થઈ શકે છે. ૪. ગેરમુસ્લિમ ઝિમ્મી (જે ઈસ્લામી હુકુમતની રૈય્યત હોય તે) ને આપી શકાય. કેટલાક ઉલમાના મત મુજબ કોઈ પણ ગેર–મુસ્લિમ ને આપી શકાય છે. ૫, આપી શકાય છે. ૬, નહિ, ૭, નહિ, ૮, લિલ્લાહનો મતલબ છે કોઈને અલ્લાહ તઆલાની ખુશનૂદી પ્રાપ્ત કરવા માટે આપવું, સદકહનો મતલબ પણ એજ છે.

## ૫. ઝકાતની રકમથી વિદ્યાર્થીઓને સ્કુલનો સામાન આપવાની રીત.

**સવાલ :–** હમારી એક સાર્વજનિક સંસ્થા છે. જેમાં હમે દર વરસે સ્કુલની નોટબુક બનાવીએ છીએ. જેના પાછળના ભાગે હમે કેટલીક એડવર્ટાઈઝ છપાવીએ છીએ. (જેના સંસ્થાને પૈસા મળે છે.) આ કારણે હમે ખરીદ ભાવ કરતાં ઓછા ભાવે નોટબૂકો વિદ્યાર્થીઓને વેચીએ છીએ. આ ઉપરાંત ગરીબ હિંદુ મુસ્લિમ વિદ્યાર્થીઓને વ્યાજ / ઝકાત ફંડમાંથી મફત નોટબૂકો આપીએ છીએ. સંસ્થાની લિલ્લાહ– ડોનેશન આવક ઘણીજ ઓછી છે. જેથી ઓફિસ ભાડુ, લાઈટ બીલનો ખર્ચ વિ. કાઢવો

મુશ્કેલ છે. આ બાબતે કેટલાક ટ્રસ્ટી સભ્યોનું કહેવું એવું છે કે જે નોટબૂકો વ્યાજ / ઝકાત ફંડમાંથી ફ્રી આપવામાં આવે છે. તેની આપણે બજાર કિંમતે જો ખર્ચ ઉધારીએ તો ઝકાત વ્યાજ ફંડમાંથી એટલી રકમ લિલ્લાહ હિલો થઈ જાય. દા. ત. એક નોટની ખરીદ કિંમત રૂા. ૯ અને વેચાણ કિંમત રૂા. ૮ હોય હવે આજ કોલેટીની નોટ બજારમાંથી રૂા. ૧૨–૧૩ માં મળતી હોય તો વ્યાજ / ઝકાત ફંડમાંથી મફત આપેલ નોટ બૂક ની કિંમત ૧૨–૧૩ રૂપિયાના હિસાબે ગણી વ્યાજ / ઝકાત ખાતે ઉધારી શકાય ? ટુંકમાં રૂા. ૯ માં ખરીદેલ નોટની કિંમત રૂા. ૧૨ નક્કી કરી ફીમાં આપી શકાય (સમજો કે હવે રૂા. ૧૨ ઝકાત અદા કરી) આ બાબતે જરૂરી માર્ગદર્શન આપશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً જે હકદાર વિદ્યાર્થીઓને તે નોટબૂકો ફ્રી આપવામાં આવે છે. તેના બદલે ઝકાત અથવા વ્યાજની રકમમાંથી એટલી રકમ તેમના હાથમાં આપી તેઓને કહેવામાં આવે કે આ રકમ વડે તમે નોટબુક ખરીદી લીયો અથવા તેમને જે નોટબુક આપવામાં આવી છે, તેની કિંમત રૂપે આ રકમ જમાં કરાવી દીયો તો એવું કરી શકાય છે.માત્ર હિસાબ ખાતે ઉધારવામાં ન આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. ઝકાતની રકમ વકીલની ફીસમાં આપવી :–

**સવાલ :–** હમો કુરેશ બિરાદરી (કોમના છીએ) હમારા બાપ દાદાઓ વર્ષો પુરાના બકરાનું અને મરઘીનું ગોશ્ત વેચવાનો ધંધો કરતા આવેલ છે અને હાલે આજ ધંધો કરે છે. આજ થી ૮ થી ૧૦ વર્ષથી જૈન સમાજ અને હિન્દુ સમાજના લોકો ગવર્મેન્ટથી અરજી કરી હમારો ધંધો

બંધ કરાવવા માટે કેસો કરી હમારી ગાડી ટ્રકમાં આવતા બકરાઓ પકડી લઈ પાંજરાપોરમાં લઈ જાય છે. અને હમોને લાખો રૂપિયાનું નુકશાન કરતા આવેલ છે. હાલ હમારી કોમના ભાઈઓની હાલાત કમજોર હોવાથી હમારી ઉપર ચાલતા કેસો–હાઈકોર્ટ અને સુપ્રિમકોર્ટમાં હોવાથી લાખો રૂપિયા વકીલોની ફી થાય છે. અને હમારી કોમ બિરાદરો પાસે હાલાત કમજોર હોવાથી કસો લડી શકતા નથી માટે કેસ લડવા માટેના પૈસા હમો ઝકાત–વ્યાજના લઈ કેસ યાની વકીલની ફીમાં આપી શકાય ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً ઝકાતની રકમ સીધી રીતે વકીલની ફીસમાં આપવાથી ઝકાત અદા થશે નહિં, જેથી એ રીતે આપવું શરઈરૂએ દુરૂસ્ત નથી. અલબત્ત અગર ઝકાતની હકદાર કોઈક વ્યકિતને તે રકમ માલિકી ધોરણે આપી દેવામાં આવે અને ત્યાર પછી તે વ્યકિત પોતાની રાજીખુશીથી કોઈ પણ પ્રકારના દાબ–દબાણ વગર પોતાના તરફથી એ રકમ કેસ લડવા માટે વકીલોની ફીસરૂપે આપે તો એ દુરૂસ્ત છે. બેંક–વ્યાજની રકમનો પણ એ જ હુકમ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. ઝકાતની રકમ ઉધાર આપી. તેની ઝકાત કોના ઉપર ?

**સવાલ :–** એક ખમતીધર મુસ્લિમ સમાજસેવક જેને આપણે "એ." તરીકે ઓળખીએ. એને લોકોની ખિદમત કરતા હોવાને કારણે મુસ્લિમ કોમના ઘણા લોકો ઝકાત વગેરેની રકમ ગરીબ મુસ્તહિક માણસોની ખિદમતમાં વાપરવા માટે આપતા હતા.એ રકમ દ્વારા એ

માણસ ખરેખર મુસ્તહિક હોય એવા લોકોની ખિદમતમાં એ રકમ વાપરતા રહયા. દર વર્ષે લોકો " એ" નામની વ્યકિતને ઝકાત વગેરેની રકમ આપતા રહયા. એ રકમ વપરાતી રહી. વર્ષ આખરે ઘણી વખતે સિલક પણ રહી અને ઘણી વખત વર્ષ આખરે ખૂટી પણ ગઈ. આમ વર્ષો સુધી ચાલતુ રહયું.

એ માણસનો ઈન્તેકાલ થઈ જતાં એ ઝકાતની રકમ જે અલગ અલગ લોકોએ આપેલ અને મુસ્તહિક મુસ્લિમોની ખિદમતમાં વાપરવાની હતી, એ ઝકાતની રકમ એમના એક ખમતીધર સગાએ જેને "બી" તરીકે ઓળખીએ, એણે લઈ એનો હાથ બદલો કરાવી, (ઝકાતમાંથી લિલ્લાહ કરાવી, જેથી કરીને ઝકાતના મુસ્તહિક લોકો સિવાય પણ એવા ગરીબ લોકોની ખિદમત કરી શકાય જે ઝકાતના મુસ્તહિક નથી. પરંતુ ઘણાં જ ગરીબ છે.)

હવે એ રકમમાંથી ઘણી રકમ ગરીબ મુસ્તહિકને આપવામાં આવી. પરંતુ કોક કારણસર બાકીની રકમ ગરીબ લોકોને આપી ન શકાય અને એકાદ વર્ષ સુધી એ રકમ પડી રહી. ત્રણેક વર્ષ પહેલાં એ રકમ 'બી' નામના ભાઈએ. "સી" નામની વ્યકિતને જે ખરેખર મુસ્તહિક ન હતો અને ગરીબ પણ ન હતો, પરંતુ એવા સંજોગો ઉભા થયા કે પૈસાની સખત જરૂરત પડી જતા એને પાછા આપવાની શરતે ઉધાર આપી. "સી" નામની વ્યકિત દર વર્ષ પોતાની માલ–મિલ્કતની ગણંત્રી કરી શરઈ રૂએ થતી ઝકાત કાઢે છે. એમાં આ ઉધાર લીધેલ રકમને દેવું ગણી પોતાની રકમનો ઝકાતનો હિસાબ કરે છે. પરંતુ ઉધાર લીધેલ રકમ જેટલી રકમ પોતાની પાસે જમા થતી ન હોવાને કારણે એ રકમ "બી" નામની વ્યકિતને પરત

કરી શકેલ નથી.

હવે એ ત્રણેક વર્ષથી ઉધાર લીધેલ રકમ 'સી' નામની વ્યકિત 'બી' નામની વ્યકિતને એક--બે મહિનામાં પરત આપવાની છે તો એ રકમ જે પરત આવે તેની ઝકાત કાઢવી પડે ? ત્રણ વર્ષની ઝકાત કાઢવી પડે તો કોણ ઝકાત કાઢે ? 'બી' નામની વ્યકિત કાઢે કે 'સી' નામની વ્યકિત કાઢે ? કેટલી રકમ કાઢવી પડે ? સદર અંગેનો વિગતવાર જવાબ શરઈ રૂએ આપવા ગુઝારીશ છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما પુછેલી સુરતમાં ખરેખર તો જયારે "એ" નામની વ્યકિતનો ઈન્તેકાલ થઈ ગયો તો ઈન્તેકાલ થવાથી તેઓને જે જે લોકોએ પોતાની ઝકાતની રકમ ઝકાતના હકદારોમાં વહેંચવાના વકીલ બનાવ્યા હતા. તેમની તે વકાલત ખતમ થઈ ગઈ. આદમીના મૃત્યુ પામવાથી તે જે જે કામો માટે એને વકીલ બનાવવામાં આવ્યો હોય તે કામોનો વકીલ રહેતો નથી.

واذا مات الوكيل أو جن جنونا مطبقا بطلت الوكالة .

જેથી એમના મૃત્યુ પછી એમના વારસદારોની ફરજ હતી કે તેઓ બાકી રહેલી તે રકમોને તેના માલિક સુધી પરત પહોંચાડે. વારસદારો અથવા અન્ય કોઈ સગાને તે રકમને ઝકાતના મુસ્તહિક્કોમાં વહેચવાનો શરઈરૂએ હક (પાવર) મળતો નથી. જેથી "એ" નામની વ્યકિતના જે ખમતીધર સગાએ જેને આપ "બી" તરીકે ઓળખાવી રહયા છો તેમણે તે રકમોનો હાથબદલો કરાવી જે કંઈ કર્યું તેવું કરવાની શરઈરૂએ તેઓને ઈજાઝત ન હતી. અને તે ભાઈ ("બી" નામની વ્યકિત) એ બધી રકમોની

શરઈરૂએ ઝામિન બને છે. કિંવા તેમને જોઈએ કે તેના માલિકોને તલાસ કરી એટલી રકમ તેઓ સુધી પહોંચાડે, હવે જયારે "બી" વ્યકિત તે રકમની ઝામિન બની ગઈ તો તેટલી રકમ માલિકોને અદા કરવાથી આ રકમની તે વ્યકિત જ માલિક ગણાશે અને તેની ઝકાત પણ તેના ઉપર લાગુ પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. ઝકાત કે મદમેં આયે હુએ કપડે બેચને પર ઝિમાન

**સવાલ :–** હમારે યહાં એક ટ્રસ્ટ ચલતા હય. બચ્ચીયોંકી તાલીમકા ભી નઝમ હય. બહોત બડી તાઅદાદ યતીમ બચ્ચીયોંકી હે. યતીમ બચ્ચીયોંકે અલાવા જિતની બચ્ચીયાં પઢતી હે વોભી અકસરિયત ગરીબ મિસ્કીન હે.

પિછલે માહ ઝિલહજજાહ મેં એક જગહ સે હમારી ઈસ સંસ્થામેં બાટને કે લીયે ઝકાત કે કપડે જીનમેં સિલે હુવે ઓર બહોત સારે કચ્ચે કપડે (સુટ) આયે. યે કપડે તકસીમ કરને કે લિયે સંસ્થા કી કુલ બચ્ચીયોંમે સે સીર્ફ યતીમ ગરીબ મિસ્કીન બચ્ચીયોંકો બુલાયા ગયા. બડી બચ્ચીયોંકો એક એક જોડા કચ્ચા કપડા દીયા ગયા ઓર છોટી બચ્ચીયોં કો યે કેહ કર વાપિસ કીયા ગયા કે યે તો બડી સાઈઝ કે સુટ હે (કચ્ચા કપડા)તુમ્હારે નાપ કે નહી હે. ઈસ લિયે ઉનકો નહી દિયા ગયા હાંલાકે સંસ્થામે ઉમૂમન બચ્ચોં કો મદ્દે નઝર રખકર હી કોઈ ચીઝ ભેજી જાતી હે.

બચા હુવા કપડા (કચ્ચે સુટ) કુછ માલદાર બચ્ચીયોં કો બેચા ગયા ઓર ટીચરોં ઓર સુપરવાઈઝર ઔરતોંને એક સે ઝાઈદ સુટ અપની

પસંદગી કે છાંટ કર બાઝાર સે બેઈન્તેહા કમ કીમત અપને હી ઈખ્તિયાર સે તે કરકે ખરીદા. એક ગરીબ બચ્ચી જો સંસ્થામેં પીછલે સાલ પળ્હકર ફારિગ હુઈ ઓર અબ પળ્હાતી હૈ જો પેહલેભી ઔર આજભી ઝકાત કી મુસ્તહિક હૈ ઉસે યું કેહ કર મહરૂમ કિયા તુમ તો અબ તનખ્વાહ (માહાના રૂા. ૧૫૦૦/–) લેતી હો ઈસ લિયે તુમ્હેં મુફતમેં નહી મિલેગા.

યે સારા કારોબાર ઝિમ્મેદાર કીસ્મ કી ટીચરોંને તાલીમ કે પિરયડોં કે દૌરાન લેશન નાગા કરકે ઔર આચાર્ય સાહબ કી ગૈર મૌજુદગીમેં કીયા.

ઉપર બયાન કી ગઈ સુરતમેં શરીઅત કા કયા હુકમ હૈ. ઝકાત વાલેકી ઝકાત અદા હુઈ યા નહીં. અગર યે કપડે ઝકાત કે બજાયે સદકહ યા લિલ્લાહ આયે હોતે તો એસી સુરતમેં શરીઅત કા કયા હુકમ હોતા. યે ખરીદના ઔર બેચના કેસા હૈ.

બરાએ કરમ હોસકે ઈતના જલ્દી તફસીલી જવાબ મરહમત ફરમાએ તાકે ઝિમ્મેદારોં કે સામને બાતકો રખ્ખા જા શકે ઔર મુઆમલે કી સફાઈ હો જાવે.

જવાબ :– حامدا ومصليا ومسلما આપ કે લિખને કે મુતાબિક જબ વોહ ઝકાત કે કપડે બાંટને કે લીયે ભેજે ગયે થે તો જરૂરી થા કે મુસ્તહિક બચ્ચીયોં મેં (ચાહે વોહ છોટી હો યા બડી) બાંટે જાતે, ઉન કો બેચના જાઈઝ નહિં થા. ઔર ઈસ તરહ કરને સે માલિકોં કી ઝકાત અદા નહિં હુઈ.

તકસીમ કે લિયે આયા હુવા મુન્દરજએ બાલા કપડા જો બેચા ગયા, ચાહે ઉસકો ખરીદનેવાલી માલદાર બચ્ચીયાં હોં યા ટીચરેં ઔર

સુપર વાઈઝર ઔરતેં હોં, કિસી કે લિયે ઉસકો ખરીદના જાઈઝ નહિં થા. અબ જબકે વોહ ઉન કો બેચ દિયા ગયા તો તકસીમ કી ઝિમ્મેદારી જીન ટીચરોં કે હવાલે કી ગઈથી વોહ તમામ ઉન કપડોં કી ઝામિન હય. અબ અગર ઐસે કપડે બાઝારમેં મિલતે હોં તો ઉસી તરહ કે કચ્ચે સુટ લાકર ભેજનેવાલે માલિકોં કો હવાલે કરના ઝરૂરી હય ઔર અગર ઈસ તરહ કે કપડે બાઝારમેં નહિં મિલતે તો ઉનકી બાઝારમેં જો કિંમત હો ઉતની કિંમત માલિકોં કે હવાલે કરના ઝરૂરી હય.

યહ યાદ રહે કે ઉપર બતાએ ગયે હુકમ કે મુતાબિક કપડે યા કિંમત માલિકોં કે હવાલે કરના ઝરૂરી હોગા, મહઝ ઈસ તરહ કે કપડે લાકર યા કિંમત લગા કર બચ્ચીયોંમેં દોબારહ તકસીમ કર દેનેસે ઝિમ્મેદારી પુરી નહિં હોગી. ઈસ લિયે કે અસલ તો ઉન કો માલે ઝકાત મુસ્તહિક તક પહોંચાનેકા વકીલ બનાયા ગયા થા. અબ જબ ઉન્હોંને ઐસા કરને કે બજાએ ઉન કો બેચ દીયા તો માલિક કે હુકમ કી ખિલાફવરઝી કરને કી વજહ સે ઉન કી વકાલત ખતમ હો ગઈ, ઔર ઈસ તરહ કપડા બેચ દેને કી વજહ સે ઉન પર ઝિમાન વાજીબ હુવા. અબ જબ તક માલિકોં કો પુરી સુરતે હાલ સે વાકિફ કરને કે બાદ વોહ દોબારહ ઉસ કી જગહ પર ઉન કે લિયે લાયે ગયે ઉસ જૈસે કપડોં યા કિંમત કો ફિર સે તકસીમ કરને કા વકીલ ન બનાએં વહાં તક ઉન કી ઝકાત અદા ન હોગી.

જીન ટીચરોં ઔર સુપરવાઈઝર ઔરતોંને એક સે ઝાઈદ સુટ અપની પસંદગી કે છાંટ કર બાઝાર સે બે–ઈન્તિહા કમ કિંમત અપને ઈખ્તિયાર સે તય કર કે ખરીદા હય, ઉન કા યહ ઈકદામ ભી બહોત બડી ખિયાનત હય. જીસકા ઉન્હોંને ઈરતિકાબ કિયા હય, ઐસી ટીચરેં ઔર

સુપર વાઈઝર ઔરતેં જબતક અપની ઈસ હરકત સે સચ્ચી તવબહ કર કે ઉપર લિખ્ખે હુવે તરીકહ કે મુતાબિક ઝિમાન અદા ન કરદેં, વહાં તક ઉન કો અપની–અપની ખિદમાત સે મુઅત્તલ રખ્ખા જાએ.

અગર યહ કપડેં સદકહ યા લિલ્લાહ કે આયે હુવે હોતે, તબ ભી ઉનકો બેચના કિસી સુરતમેં જાઈઝ ન થા. ઈસ લિયે કે સદકહ યા લિલ્લાહમેં આયે હુવે ભી બાંટને હી કે લીયે ભેજે જાતે હયં, ગોયા માલિક કી તરફસે ઈન કો બાંટને હી કા વકીલ બનાયા જાતા હય, બેચને કા નહિં. ફકત વલ્લાહુ તઆલા અઅલમ.

## ૯. મકાન તામીર કરને કે ઈરાદે સે જમીન ખરીદી ફીર બેચને કા ઈરાદા કરલિયા ઉસ મેં ઝકાત વાજીબ હય ?

**સવાલ :–** મૈંને કુછ એક સાલ પહલે મકાન તામીર કરને કે ઈરાદેસે જમીન ખરીદીથી, જીસકી કિંમત રૂા. ૨૧૭૦૦૦/– હુઈથી લેકિન ફિલહાલ મેં ને મકાન તામીર કરનેકા ઈરાદા મોકુફ રખા હૈ ઔર યહ સોચા કે અગર ગુંજાઈશ હોગી તો આઈન્દા કભી મકાન બનાલુંગા ઔર અગર વેસા નહીં હોતા હે તો જમીન બેચ દુંગા તો ઈસ સુરતમેં મુજે ઝકાત અદા કરની હોગી યા નહીં ? ઔર ઝકાત અદા કરની હી હે તો; કબ તક અદા કરના પડેગી? વૈસે મૈં હર રમજાન મેં પુરે સાલકા સોના–ચાંદી બેંક બેલેન્સકા નિસાબ ગીન કર ઝકાત નિકાલતા હું.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً યેહ જમીન જો આપને મકાન તામીર કરને કે ઈરાદેસે ખરીદીથી ઔર અબ નિય્યત મેં કુછ તબદીલી કરદી, જીસ

કે મુતાબિક જમીન બેચને કાભી ઈરાદા કરલીયા હય ફિરભી આપ પર ઈસ જમીન કી ઝકાત વાજિબ નહીં હય. અલબત્ત જિસ રોઝ આપ ઈસ જમીન કો બેચકર ઉસકી કીમત પૈસો કી સુરત મેં હાસીલ કર લેંગે તો ઉન પૈસોં પર કાયદે કે મુતાબિક ઝકાત દેની હોગી. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

## ૧૦. ગેસ કંપનીનાં શેરો પર ઝકાત વાજિબ છે કે નહીં ?:–

**સવાલ :–** કુદરતી ગેસ જમીનની ગહેરાઈઓમાંથી બહાર કાઢી તેને વાપરવા યોગ્ય બનાવી (અમુક પ્રક્રિયા અને મિલાવટ કરી) પાઈપ લાઈનથી અથવા બાટલાઓમાં ભરી રાંધવા અને ઉદ્યોગોમાં વાપરવા વગેરેનાં ઉપયોગમાં લેવા માટે વેચે છે તેવી અર્ધ સરકારી અથવા ખાનગી કંપનીઓનાં શેર ઉપર (SHARES) ઝકાત આપવાની થાય કે નહિં અને થાય તો કેટલા ટકા ઝકાત આપવી?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما કુદરતી ગેસને જયારે કોઈ વ્યકિત અથવા કંપનીએ જમીનમાંથી કાઢયો. અને પોતાના કબ્ઝામાં લીધો તો તે કાઢનાર તેનો માલિક બની ગયો અને તેના માટે એનું વેચાણ દુરૂસ્ત થઈ ગયું. ગેસ જમીનમાંથી નીકળતી કુદરતી સંપત્તિ છે. એને જમીનમાંથી કાઢવાને વેપારનું નામ આપી શકાય નહિં. જેથી એ વેપારનો માલ નથી. અને જમીનમાંથી નિકળતી સંપત્તિ હોવા છતાં પ્રવાહી હોવાને લઈ એમાં ખુમ્સ (પાંચમો ભાગ) પણ વાજિબ થતો નથી. દુર્રે મુખ્તારમાં છે

معدن نقدو نحو حديد وهو كل جامد ينطبع بالنار منه الزيبق

فخرج المائع كنفط وقار و غير المنطبع كمعدن الاحجار الخ (در مختار) قال الشامی (قوله فخرج المائع) ای بالتقييد بجامد و قوله و غير المنطبع ای بالتقييد بينطبع فلا يخمس شیء من هذين القسمين (شامی ۲/۴۸)

માટે જે કંપનીઓ પોતે એને જમીનમાંથી કાઢે છે અને વેચે છે તેના શેર ઉપર ઝકાત વાજિબ થશે નહિં. જેવી રીતે ખેતીની પેદાશ (અનાજ) કોઈની પાસે જમાં પડી રહી હોય તેના ઉપર (ઉશર તેમજ ખરાજ વગર અન્ય કોઈ) ઝકાત વાજિબ થતી નથી. કારણ કે તે વેપારનો માલ નથી. અલબત્ત અગર કોઈ કંપની એવી હોય જે પોતે ગેસ જમીનમાંથી કાઢતી નથી, પરંતુ બીજી કંપની (જે જમીનમાંથી ગેસ કાઢે છે તેની) પાસેથી ગેસ ખરીદ કરી તેનું વેચાણ કરે છે તો તેના શેર ઉપર ઝકાત વાજીબ થશે.

એટલું યાદ રહે કે ગેસ કાઢનાર કંપનીના શેર ઉપર ત્યારેજ ઝકાત વાજીબ નહિં થાય જયારે કે તે શેર માત્ર ડીવીડન્ડ મેળવવા માટે ખરીદયા હોય. અને જો તે શેર વેપાર (કિંવા શેરની લે/વેચ) ખાતર ખરીદયા છે તો એમાં પણ ઝકાત વાજીબ થશે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. ખેતી અને ફળો ઉપર ઝકાત :–

**સવાલ :–** ખેતી અને ફળોની વાડી પર ઝકાત શું હિસાબે આપવી ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً ખેતી અને ફળો અગર ઉશરી જમીનમાંથી પૈદા થયા છે અને વરસાદના પાણીથી તૈયાર થયા છે તો પેદાવારનો દસમો ભાગ કાઢવો જરૂરી છે. અને જો ખરીદ કરેલ પાણીથી

તૈયાર થયા છે તો વીસમો ભાગ કાઢવો જરૂરી છે. અને કાઢવામાં આવેલ એ દસમો/વીસમો ભાગ (તે) ગરીબો/મોહતાજો (જે ઝકાતના હકદાર હોય તેઓ)ને આપવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. સ્ટોક માલમાં વેચાણ કિંમત ઉપર ઝકાત છે.:–

**સવાલ :–** ઉપરની કંપનીમાં ઘડિયાળનો સ્ટોક ૧૫ લાખનો રહે છે, તો ઝકાત ખરીદ કિંમત ઉપર કાઢવી કે વેચાણ કિંમત ઉપર? તે જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً અત્યારે જે કિંમત છે કિંવા વેચાણ કિંમત ઉપર કાઢવામાં આવે (અહસનુલ ફતાવા ૪/૨૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. અતિશય વૃધ્ધ તેમજ ફાસિક વ્યકિતને પણ ઝકાત આપી શકાય ?

**સવાલ :–** (૧) અહીં હમારી સંસ્થાનું એક ઝકાત ફંડ ચાલે છે. હું સંસ્થાનો માનદ સેક્રેટરી હોઉં એના વહીવટની જવાબદારી મારા શિરે છે. આ સંસ્થાના ઝકાત ફંડમાંથી અમારી ડીસ્પેન્સરી મારફત તેમ સુરત એક હોસ્પીટલ મારફત ઝકાતના હકદારોને સહાય આપવામાં આવે છે. એના માટે મારી ભલામણ જરૂરી છે. લોકો મારી પાસે ચીઠ્ઠી લખાવે છે. હું તેઓ સાથે ઝકાતના પૈસાની ચોખવટ કરી ભલામણ કરૂં છું. હવે મારા સ્વભાવ પ્રમાણે "ના" શબ્દ ન હોવાથી હું કોઈ પણ મરીઝ વ્યકિતને જાહેરી માલી

હાલત જોઈ કસો નાકસ, નેક બદ તમામ મુસ્લિમોને જરૂરિયાત પ્રમાણે ભલામણ કરૂં છું. હવે આ બાબતે મારા અમુક ટ્રસ્ટીઓનો એઅતેરાઝ છે (૧) તમે લાવો છો તે વ્યકિત સારી હાલતમાં છે. મારી ચોખવટ એ છે કે હું તેની જાહેરી હાલત જોઈ ઝકાતના પૈસા છે તેની ચોખવટ કરીને આપું છું. અને તે ભાઈ કે બહેન મદદ સ્વીકારે છે. પ્રશ્ન કે આ બાતે હું ગુનેગાર ઠરૂં ? (૨) જે વ્યકિત અતિશય વુધ્ધ હોય જીવવાની આશા નહીવત હોય, હું મદદ કરૂ છું. તો અમુક ટ્રસ્ટીઓનો વિચાર છે કે; આવી વ્યકિત પાછળ શા માટે પૈસા વેડફવા. આ પ્રશ્નમાં કયો નઝરિયો ઈખ્તિયાર કરવો? એવી વ્યકિતને પૈસા આપવા કે નહી. ? (૩) હું નેક બદ કોઈ પણ મુસલમાન હોય એના કર્તવ્ય જોયા વિના દુ:ખના સમયે મદદ કરવાની તરફેણમાં છું.

મારા અમુક સાથીઓનો પ્રશ્ન છે જે વ્યકિત શરાબી–કબાબી–જુગારી–ફાસિક હોય એમને શા માટે મદદ કરવી ?

હવે મારે કયો રસ્તો ઈખ્તિયાર કરવો ? મારે શું કરવું ? હું જવાબદારી– માંથી ખસવા ચાહું છું. તો તેઓ મારી પલાયન વૃતિ અથવા આડાઈ ગણે છે. આ બાબતે વડીલ તરીકે મારી રહનુમાઈ કરશો.

**જવાબ :**–حامداً ومصلياً ومسلماً જે માણસ બાબત આપને ચોક્કસ રીતે એવી ખબર હોય, કે તેની આર્થિક સ્થિતી મુજબ તે ઝકાતનો હકદાર નથી અથવા એવું ગાલિબ ગુમાન હોય તો એ સુરતમાં અગર આપ તેને ઝકાતની રકમ આપશો તો ઝકાત અદા થયેલી ગણાશે નહિં. અલબત્ત અગર તેની ખરેખરી આર્થિક સ્થિતિથી આપ વાકિફ નથી અને તે પોતાને ઝકાતનો હકદાર જાહેર કરી રહયો છે અને એની જાહેરી હાલત જોતાં

આપને ગાલિબ ગુમાન હોય કે આ માણસ ખરેખર હાજતમંદ છે, તો એ સુરતમાં તેને ઝકાત આપી શકાય છે, અને તે ઝકાત પણ અદા થયેલી કહેવાશે. (મઆરિફુલ કુર્આન–ભાગ–૪/૪૧૨, ઉપરથી) પરંતુ જો આપને યકીન હોય અથવા ગાલિબ ગુમાન હોય કે આ માણસ ઝકાતનો હકદાર નથી, તે છતાં આપની ડીક્ષનરીમાં " ના" શબ્દ ન હોવાને લઈ, આપ તેને લખી આપશો, તો તેટલી ઝકાત અદા થયેલી કહેવાશે નહી. અને એટલી રકમના આપ ઝામિન ઠરશો.

સવાલમાં ઉઠાવેલ બીજો મુદો કિંવા જે વ્યકિત અતિશય વૃધ્ધ હોય અને જેના જીવવાની આશા નહીવત હોય, તેની મદદ કરવા ઉપર અમુક ટ્રસ્ટીઓ તરફથી વાંધો ઉઠાવવો શરઈરૂએ દુરૂસ્ત નથી. શરીઅતમાં તો બીમાર અગર ગરીબ અને મોહતાજ છે, તો તેની મદદ કરવા માટે તાકીદ કરવામાં આવી છે. કોઈ એક પણ આયત અથવા હદીષમાં એવું નથી આવ્યું કે તેની જીવવાની આશા હોય તો જ મદદ કરવી અને ખરેખર કોણ કેટલું આયુષ્ય લઈને આવ્યું છે, તેની ખબર કોને છે ? ઘણી એવી વ્યકિતઓ જેના તરફથી તીમારદારો નિરાશ થઈ ગયા હતા, તેઓ વરસો સુધી જીવંત રહયા હોવાના કેટલાય દાખલાઓ મવજૂદ છે. જેથી કેટલાક ટ્રસ્ટીઓની એ વિચારધારા શરીઅતથી સુસંગત નથી.

ત્રીજો મુદો કે કેટલાક એવા મુસ્લિમો જે શરાબી, કબાબી, જુગારી, અને ફાસિક છે, તેની દુઃખના સમયે શા માટે મદદ કરવી ? એ બાબત શરઈ માર્ગદર્શન એ છે કે દુઃખ–દર્દમાં સહાયરૂપ થવા માટે કોઈ પણ પ્રકારનો ભેદભાવ હોવો જોઈએ નહી. ત્યાં સુધી કે માણસ અને જાનવર

રૂપી ભેદભાવ કરવાની પણ ઈજાઝત નથી. એક માણસે તરસ્યા કુતરાને પાણી પીવડાવ્યું, એટલી બુન્યાદ પર અલ્લાહ તઆલાએ તેની મગફેરત કરી આપી. બલ્કે અન્ય એક રિવાયત મુજબ એક વ્યભિચારી ઔરતની એ જ બુન્યાદ પર મગફેરત કરવામાં આવી, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જયારે સહાબાને આ બનાવ સંભળાવ્યો ત્યાંરે તેઓએ અરજ કરી એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ શું જાનવરો સાથે ભલાઈ કરવામાં પણ સવાબ છે? તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું, દરેક જીવંત વસ્તુ સાથે ભલાઈ કરવામાં સવાબ અને નેકી છે. માટે દુખીયાઓની મદદમાં કોઈ ભેદ રેખા કાયમ કરવાની ઝરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૪.હિન્દુસ્તાનની જમીનની ઉપજ કયાં વાપરવી :–

**સવાલ :–** (૧) હિન્દુસ્તાનના મુસ્લિમો પર જમીન ની ઝકાત વાજિબ થશે કે નહિં ? અગર વાજિબ હોય તો કઈ જમીન પર કેટલી વાજિબ થાય ? તેની અદાયગીનો તરીકો દર્શાવી એ રકમ કયાં ખર્ચ કરવી એ બાબત માર્ગ દર્શન આપશો.

**જવાબ :–**حامداً ومصلياً ومسلماً હિન્દુસ્તાનની જમીનો બન્નેવ પ્રકારની છે, કેટલીક ઉશરી અને કેટલીક ખિરાજી છે. જે જમીનો અત્યારે મુસલમાનોની માલિકીમાં છે અને તેઓ પાસે વારસાગત રીતે અથવા ખરીદી વિ. વડે મુસલમાનો પાસેથી જ આવી છે, તે ઉશરી છે. અને જે જમીનોનો દરમિયાનમાં કોઈ ગેર મુસ્લિમ માલિક રહયો હોય તે ખિરાજી

છે, અને જે જમીનોના ભૂતકાળના માલિકો બાબત કોઈ જાણકારી ન મળી શકે, તેને પણ અત્યારની પોઝીશન નઝર સમક્ષ રાખી ઉશરી જ કહેવામાં આવશે.(ઈસ્લામ કા નિઝામે અરાઝી)

અગર ઉશ્રી જમીન છે, અને વરસાદ અથવા નહેરના પાણીથી ખેતી ઉગાડવામાં આવી છે, તો પેદાશનો દસમો ભાગ અને કુવા, બોર વિ. થી હોય તો વીસમો ભાગ કાઢવામાં આવે, જયાં ઝકાત આપવામાં આવે છે ત્યાં જ ઉશ્ર પણ આપવું. બન્નેવના ખર્ચની જગ્યા એક જ છે.

જમીન ખિરાજી હોય તો તેમાં ખિરાજ વાજિબ થાય છે. હઝરત મુફતી શફીઅ સાહબ (રહ.) ના વિશ્લેષણ મુજબ ગુજરાતની ખિરાજી જમીનોમાં ખિરાજે મુકાસમહ વાજિબ છે. કિંવા પેદાશનો ઓછામાં ઓછો પાંચમો ભાગ કાઢવામાં આવે તેમાંથી જમીનનું જે સરકારી મેહસૂલ લેવામાં આવે છે, તે બાદ કરી બાકીનું ખિરાજ મદ્રેસાઓમાં બાંધકામ તેમજ મુદર્રિસોના પગાર, મસ્જિદોના બાંધકામ, ઈમામ–બાંગીના પગાર, મુસાફરખાના બાંધકામ વિ. માં વાપરવામાંઆવે(ઈસ્લામકાનિઝામેઅરાઝી)ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. ઈસ્લામના પ્રચાર માટે ઝકાતનો ઉપયોગ :–

**સવાલ :–** (૧) શું ઝકાતના પૈસાને દઅવતે ઈસ્લામના પ્રચારમાં વાપરી શકાય છે ? જેવી રીતે કે ઈસ્લાહે મુઆશરા માટે (પોસ્ટર છપાવવું અથવા નવ મુસ્લિમની મદદ કરવું, એમની ખત્ના વગેરેમાં ખર્ચ કરવું અથવા મુસલાનોના રિફાહી કામોમાં ખર્ચ કરવું).

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૧) ઝકાતની અદાયગી માટે જરૂરી છે કે ઝકાતની હકદાર વ્યકિતને ઝકાતની રકમનો માલિક બનાવવામાં આવે, ફિકહની પરિભાષામાં એને "તમલીક" કહેવામાં આવે છે. "તમલીક" વગર ઝકાત અદા થતી નથી. જેથી એવા દરેક કામો જેમાં "તમલીક" થતી ન હોય, તેમાં ઝકાતની રકમ ખર્ચ કરવાથી ઝકાત અદા થશે નહિં. દા. ત. મસ્જિદ બનાવવું, મદ્રેસા બનાવવું, મુસાફરખાનું બનાવવું, રિફાહી કામોમાં ખર્ચ કરવું. ઈસ્લાહે–મુઆશરહ માટે પોસ્ટર છપાવવું વિ. વિ. (દુર્રે મુખ્તાર શામી ૨/૧, ૨/૬૮)

નવ મુસ્લિમ અગર ગરીબ/મોહતાજ હોય તો તેને ઝકાતની રકમ માલિકી ધોરણે આપી દેવાથી ઝકાત અદા થઈ જશે. એ જ પ્રમાણે તેને માલિક બનાવી તેની ખત્ના અથવા બીજી જરૂરતોમાં ખર્ચ કરવાથી પણ ઝકાત અદા થઈ જશે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૬. શું "મુઅલ્લફતુલ કુલૂબ" માં ગેર મુસ્લિમનો સમાવેશ થાય છે?

**સવાલ :–** મુઅલ્લફએ કુલૂબનો અર્થ શું છે ? જો એનો અર્થ તે કાફીર થતો હોય જે ઈસ્લામથી નઝદીક છે, તો શું એને ઝકાતના પૈસા આપી શકાય છે ? કે જેથી તે ઈસ્લામ અંગીકાર કરી શકે ? સાંભળવામાં આવ્યું છે કે આ મસ્રફ અહનાફના નઝદીક મન્સુખ થઈ થઈ ગયો છે. પરંતુ આ પણ સાંભળવામાં આવ્યું છે કે મૌલાના રાજજાદ નોઅમાની સા. આ મસ્રફ પર ખર્ચ કરવામાં માને છે. અને સાંભળવામાં આવ્યું છે કે તેવણ

દલીલ આ રજુ કરે છે કે હિન્દુસ્તાનમાં મુસલમાનો લઘુમતીમાં છે જેને લઈ તેઓ પોતાના અમુક હક્કોની માંગણી નથી કરી શકતા અને મુલમાનો ના ઈસ્લામી કાનૂન "મુસ્લિમ પર્સનલ લો " ને ખત્મ કરવાની કોશીશ કરવામાં આવે છે. અને એમના પ્રતિક (શઆઈર) મહફૂઝ નથી. અગર આ પૈસા ગરીબ હિન્દુઓ પર ખર્ચ કરવામાં આવે તો આશા છે કે તેઓ ઈસ્લામ અંગીકાર કરે અને ટુંક સમયમાં મુસલમાન બહુમતીમાં ફેરવાય શકે. અને બીજી ઘણી દલીલો રજુ કરે છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما "મુઅલ્લફતુલ કુલૂબ" તે નવ મુસ્લિમો છે, જેમને દિલજોઈ રૂપે ઝકાતનો માલ આપવામાં આવતો હતો. કેટલાક લોકો એવું સમજે છે, એમાં તે ગેરમુસ્લિનો પણ સમાવેશ થાય છે, જેને ઈસ્લામ પ્રતિ આકર્ષવા માટે ઝકાત આપવામાં આવે. પરંતુ તેમનો આ ખ્યાલ સહીહ નથી. કોઈ એક પણ રિવાયતથી એ સાબિત નથી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કોઈ ગેર મુસ્લિમને ઝકાતમાંથી કાંઈક આપ્યું હોય, ગઝવએ હુનૈન વેળા કેટલાક ગેર મુસ્લિમને (દા.ત.સફવાન ઈબ્ને ઉમય્યહ) ને આપવાનો જે ઉલ્લેખ છે હદીસ અને સીરતની કિતાબોમાં, તે ઝકાતનો માલ ન હતો. બલ્કે માલે–ગનીમતના ખુમ્સમાંથી આપવામાં આવ્યું હતું. (વિગત માટે જુઓ હઝ. મુફતી મુહમ્મદ શફીઅ (રહ.) કૃત તફસીરે મઆરિફુલ કુર્આન ભાગ ૪ પેજ ૪૦૧,૪૦૨)

મવ. ખલીલુર્રહમાન સજ્જાદ નુઅમાની બાબત આપે જે વાત લખી છે તે આધાર ભુત રીતે મેળવી મારા ઉપર મોકલવા વિનંતી છે. તેમનું લખાણ જોયા પછી જ એના ઉપર કંઈક લખી શકાશે.ફકત અલ્લાહ તઆલા

વધુ જાણનાર છે..

## ૧૭. આવક માટે ઘર ખરીદી અને શેર ખરીદીની ઝકાતમાં તફાવત કેમ ?

**સવાલ :–** ઘર ખરીદી અને શેર ખરીદીની ઝકાતના પ્રશ્નમાં તફાવત ફેર શા માટે ? બે વ્યકિત છે અને બન્ને પાસે ૫૦૦૦૦ પાઉન્ડ છે. એક વ્યકિત આવક માટે ૫૦૦૦૦ પાઉન્ડનું ઘર ખરીદે છે અને ઘરને આવક માટે ભાડે આપે છે. એનો હેતુ ઘરોનો વેપાર કરવાનો નથી. ઘરમાંથી માત્ર આવક કરવાનો હેતુ છે. એ વ્યકિત ઘરની કિંમત પર ઝકાત આપતો નથી માત્ર આવક પર ઝકાત આપે છે. બીજો વ્યકિત ૫૦૦૦૦ પાઉન્ડના શેર ખરીદે છે અને એનો હેતુ પણ આવકનો છે. વેપાર કરવાનો નથી. એ શેરોમાંથી એને વરસમાં બે વાર આવક મળે છે, પરંતુ આ વ્યકિતને ઝકાત પુરા ૫૦૦૦૦ પાઉન્ડ અને આવક બન્નેવ પર આપવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. મારી દ્રષ્ટીએ શેરવારી વ્યકિતને અન્યાય થઈ રહયો છે જયારે ઈસ્લામમાં અન્યાય (નાઈન્સાફી) નથી, તો આ ઝકાતના પ્રશ્નમાં તફાવત કેમ ? બન્નેવ વ્યકિતના ધ્યેય–ઈરાદા સરખા છે. પરંતુ બે ઈરાદાને પુરા કરવા બન્ને વ્યકિતઓએ અલગ રસ્તા પસંદ કર્યા છે.

**જવાબ :–** શેરનો અર્થ છે ભાગ. વાસ્તવિકતા એ છે કે આ શેર કોઈ પણ કંપનીની સ્થાપના તેમજ જંગમ મિલ્કતોમાં શેર હોલ્ડરની માલિકીના એક ચોક્કસ હિસ્સા તેમજ ભાગનું પ્રતિનિધિત્વ કરે છે. દા. ત. અગર આપ કોઈ કંપનીનો શેર ખરીદ કરો તો તે શેર સર્ટિફિકેટ જે એક

કાગળ છે, તે કંપનીમાં તમારી માલિકીનું પ્રતિનિધિત્વ કરે છે. જેના વડે કંપનીની સ્થાવર તેમજ જંગમ મિલ્કતમાં તેના એક ચોક્કસ ભાગના તમે માલિક બની ગયા. જેનો મતલબ એ થયો કે શેર પોતે કોઈ આગવી મિલ્કત નથી, બલ્કે જે કંપની નું એ શેર સર્ટિ. છે, તે કંપનીમાં શેર હોલ્ડરની માલિકીનો જે ભાગ છે તેનું માત્ર એક પ્રતિક અને ચિન્હ છે. જેવી રીતે કોઈ માણસની દુકાન છે, અને તે એમાં કોઈને ભાગીદાર બનાવવા ચાહે છે, આપને જાણ થતાં આપે તેમાં ભાગીદાર બનવાની ઈચ્છા વ્યકત કરી તો તેણે તેનો ૨૦ ટકા ભાગ આપને પચાસ હજાર પાઉન્ડમાં વેચી આપને પોતાના ભાગીદાર બનાવી તે ભાગીદારીના ચિન્હ રૂપે તેણે એક લખાણ આપને આપ્યું, તો આપે પોતાની રકમનું રોકાણ આપને આપવામાં આવેલા લખાણમાં નથી કર્યું, બલ્કે રોકાણ તો દુકાનમાં કર્યું છે. લખાણ તો દુકાનમાં આપની માલિકીનો જે ભાગ છે તેના પુરાવાનું એક ચિન્હ અને પ્રતિક છે અને આઈન્દહ આપને જે કાંઈ આવક મળી રહી છે તે આ લખાણના કાગળથી નહીં, બલ્કે દુકાનમાં જે આપની માલિકીનો ૨૦ ટકા ભાગ છે તેમાંથી મળે છે. ઉપરની વિગતથી આપને સમજાય ગયું હશે કે શેરમાં પણ જે આવક ડીવીડન્ડ રૂપે મળે છે તે શેર સર્ટીના કાગળથી નહિં બલ્કે કંપનીમાં એનો જે ભાગ છે તેમાંથી મળી રહી છે. તો હવે એ જોવું પડશે કે જે કંપનીમાં એનો ભાગ છે તેનો કારોબાર શું છે ? અગર તે કાચો માલ ખરીદી તેમાંથી લોક ઉપયોગની કોઈ વસ્તુ બનાવી તેનું વેચાણ કરે છે. દા. ત. કાપડની મીલ છે, જે કાચું યાર્ન અથવા સુતર ખરીદી કાપડ બનાવી વેચાણ કરે છે તો એનો મતલબ એ થયો કે એ કાપડનો વેપાર કરે

છે તો હવે એ કંપનીની કુલ મિલ્કતોનો જેટલો ભાગ એ કાચા માલ તથા તૈયાર કાપડ તેમજ રોકડા નાણાના રૂપમાં છે પેલા શેરની કિંમતના એટલા ટકામાં ઝકાત ફર્ઝ થશે. અને એ કંપનીની કુલ મિલ્કતોનો જેટલો ભાગ જમીન, મશીનરી, ફર્નીચર, ફેકટરીના મકાનના રૂપમાં છે, પેલા શેરની કિંમતના એટલા ટકામાં ઝકાત ફર્ઝ નથી. કારણ કે તે વેપારનો માલ નથી અને જો તે કંપનીનો કારોબાર વેપારનો નથી, બલ્કે માત્ર ભાડા વડે આવક મેળવે છે, દા.ત. શીપીંગ કંપની છે જે સ્ટીમરો ભાડે ફેરવે છે અથવા એર કંપની છે, જે હવાઈ જહાઝ ભાડે ફેરવે છે, તો તેના શેરમાં ઝકાત નથી, અલબત્ત અગર કોઈ માણસ આ બીજા પ્રકારની કંપનીના શેરોને ડીવીડન્ડ માટે નથી ખરીદતો, બલ્કે વેપાર કરે છે કિંવા એ માણસ શેરોની લે વેચનો જ ધંધો કરે છે, તો પછી એવા માણસ ઉપર આ બીજા પ્રકારના શેરોમાં પણ ઝકાત ફર્ઝ થશે. કારણ કે તેનો આશય ડીવીડન્ડ મેળવવાનો નહિં બલ્કે માત્ર વેપારનો જ છે.

હવે આપથી એક અરજ છે આપે સવાલ માટે જે રીત અપનાવી છે અને શરીઅતનો પુરો હુકમ સમજયા વગર પોતાની દ્રષ્ટીએ અન્યાયના રૂપમાં રજૂ કરી રહયા છે, આપનું માનસ ઈમાનના તકાઝાથી તદ્દન વિપરિત છે. એનો મતલબ તો એ થયો કે આપ શરીઅતના આદેશોને પોતાની બુધ્ધીથી માપી જે એમાં પૂર્ણ ઉતરે તેને ન્યાયી અને જે એમાં ઉણા ઉતરે તે અન્યાયી ઠેરવો છો, એમાં આપના ઈમાન માટે મહાન ભય છે. અલ્લાહ જ હિફાઝત ફરમાવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૮. ટી. વી., મોટર સાયકલ વિ. ના માલિક ઝકાતના હકદાર છે.**

**સવાલ :–** (૧) ઝકાત લેનાર વ્યકિત પાસે ટી. વી. મોટર સાયકલ સ્કુટર વિ. ઉપયોગી શોખની વસ્તુઓ છે, તો શું તે ઝકાતનો હકદાર છે ?

**સવાલ :–** (૨) રિક્ષા રોઝી માટે પોતાની કે કોઈએ રોઝી માટે લઈ આપી છે, તો એવી હાલતમાં તે ઝકાત લઈ શકે કે આપી શકાય ?.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૧) ટી. વી. ઉપયોગી વસ્તુઓમાં નથી. બલ્કે નાજાઈઝમાંથી છે. જેની પાસે ટી. વી. હશે તેને ઝકાત આપવાથી અદા નહિં થાય. અગર તે એટલો બધો કર્ઝદાર છે કે ટી. વી. વેચીને પણ કર્ઝ અદા થાય એમ નથી, તો ઝકાત અદા થશે. મોટર સાયકલ/સ્કુટર એના માટે જરૂરી અને આવશ્યક હોય દા.ત. નોકરી/ધંધાની જગ્યાએ જવા માટે જરૂરી ઠર્યું છે, તો એનો શુમાર જરૂરીયાતની ચીજ વસ્તુઓમાં થશે. જો એમ નથી માત્ર શોખ પુરો કરવા જ રાખી છે તો એના માટે જીવન જરૂરીયાતમાં શુમાર થશે નહિં. એવી સુરતમાં એની કિંમત ચાંદીના નીસાબ બરાબર છે અને તે માણસ કર્ઝદાર પણ નથી તો તેને ઝકાત આપવાથી અદા થતી નથી.

(૨) જે રિક્ષા રોજીના સાધન રૂપે છે, તે એની જીવન જરૂરીયાતમાં શુમાર થશે. તો અગર તેની પાસે અન્ય કોઈ વધારાની વસ્તુ ચાંદીના નીસાબની કિંમત બરાબર નથી તો એવા માણસને ઝકાત આપી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૯. પ્લોટ તથા માલ સ્ટોકની ઝકાત કેવી રીતે આપવી ?

**સવાલ :–** હું ૨૯ શાબાનના રોજ બેન્ક બેલેન્સના રોકડ ઉપરાંત, ઉઘરાણી, સોના ચાંદીના દાગીનાની વેચાણ કિંમત (બજાર ભાવ) પ્લોટની ખરીદ કિંમત, માલ સ્ટોક ખરીદ કિંમત – બધાના કુલ સરવાળામાંથી દેવું બાદ કરીને જે રકમ આવે છે, એટલે કે ૨૯ શાબાનના રોજ જે પોઝીશન (કેપીસીટી) આવે છે તેના ઉપર અઢી ટકા લેખે ઝકાત કાઢું છું. તેમાં મુખ્ય સવાલ એ છે કે પ્લોટ તથા માલ સ્ટોક ખરીદ કિંમત પ્રમાણે ગણવામાં આવે છે. માલ સ્ટોક જે ૨૯ શાબાનના રોજ વેચાણ થયેલ હોય તો તેનો નફો પણ ગણી લેવામાં આવે છે. અને ઘણો માલ બે અઢી વર્ષથી પણ પડેલ હોય છે, તો પણ તેને ગણી લેવામાં આવે છે, અને દર વર્ષે એક જ દિવસનો નફો ચઢેલ હોય તો પણ તેની ઝકાત ગણી લેવામાં આવે છે.તેને વર્ષ પુરૂ થવાની વાર જોવામાં આવતી નથી. તેવી જ રીતે પ્લોટની પણ ખરીદ કિંમત પ્રમાણે ચાર પાંચ વર્ષથી ઝકાત કાઢવામાં આવે છે. બીજુ અમારા ધંધામાં વેચાણ કિંમત પાકી હોતી નથી, કયારેક ઓછા ભાવે પણ માલ વેચવામાં આવે છે, અને કયારેક વધુ પડતા ભાવ પણ આવી જાય છે. ટુંકમાં ૨૯ શાબાનના રોજ જે પોઝીશન હોય છે તેના ઉપર ઝકાત કાઢવામાં આવે છે. તો તે બરાબર છે ? ઘણી વખત વેચેલ માલના પૈસા છ મહીને પણ આવે છે, અને બે અઢી વર્ષે પણ આવે છે, અને ઘણી વખત ઉઘરાણી લાંબા ટાઈમથી ખેંચાતી આવતી હોય છે, તો પણ ૨૯ શાબાનના રોજ ગણી લેવામાં આવે છે. તેનો જવાબ આપશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً પ્લોટમાં જે ચાલુ બજાર ભાવ હોય તે

હિસાબમાં લેવો. માલ સ્ટોકમાં પણ તે માલની અત્યારે જે કિંમત ચાલી રહી છે, (હોલસેલના હિસાબે) તે ગણવી. વેચાણ કિંમત (પ્લોટમાં) પાકી ભલે ન હોય અને વખત પર ભલે વધારે કિંમતમાં વેચાય, પરંતુ ઝકાતના હિસાબના દિવસે બજારમાં જે રાસ ચાલતી હોય તે ગણી લેવી. વેચેલ માલના નિકળતા પૈસા ઉપર પણ ઝકાત ફરજ છે. ઉઘરાણી આવી ગયા પછી પાછલા દિવસોની ઝકાત કાઢવાની ઈજાઝત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૦. ટેક્ષથી બચવા માટે બેંકમાં જમાં રકમ ઉપર ઝકાત

**સવાલ :–** (૧)બેંકમાં અમુક રકમ બહારની કરન્સી (ડોલર)માં મૂકી છે. ફકત એટલા માટે કે ગવર્મેન્ટના ટેક્ષથી રાહત મળી શકે તે માટે, નહિં કે વ્યાજ કમાવવાની નિય્યતથી. હવે તેની ટોટલ વેલ્યું દર વર્ષે ભાવને લીધે ઊંચી નીચી થાય છે. અને ઉપરની રકમમાં ફેરફાર પડે છે. તો ઝકાત દર વર્ષે એની જે કુલ વેલ્યું થાય છે તેના ઉપર કાઢવી કે પછી તેના ઉપર જે વ્યાજની રકમ મળે છે તેના ઉપર કાઢવી, હાલ તો ૨૦૦૩ વર્ષથી એની જે મૂળ વેલ્યુ થાય છે તે રકમ ઉપર કાઢું છું. તો શરીઅતની રૂએ જરા વધુ ખુલાસો જણાવશો. (સને ૨૦૦૩ વર્ષમાં એની વેલ્યું તે માર્કેટના હિસાબે ૧૦ લાખ જેટલી થતી હતી. તે પછી ડોલરના ભાવ ઘટતાં ઓછી પણ થાય છે.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً (૧) બેંકમાં જે અસલ રકમ મુકવામાં આવી છે, તેના ઉપર ઝકાત ફર્ઝ છે. પરંતુ જે વધારો બેંકે આપ્યો છે, તે

વ્યાજ છે, તેનું લેવું હલાલ નથી. અને જો લઈ લીધું હોય તો તેને (સવાબની નિય્યત વગર) ગરીબ મોહતાજને આપી દેવું જરૂરી છે. (ફતાવા ઉસ્માની ૨/૪૮)

માટે પુછેલી સુરતમાં આપે ડોલરમાં જે રકમ બેંકમાં મુકી છે. તેના ઉપર જ ઝકાત લાગુ પડશે. રહયો ભાવના લીધે તેની વેલ્યુમાં ફેર પડવાનો પ્રશ્ન, તો આપે જોઈએ કે જયારે આપનું ઝકાતનું વરસ પુરૂ થાય તે દિવસે આપની અસલ રકમ જેટલા ડોલર હોય, તેનો ચાલીસમો ભાગ ડોલરના રૂપમાંજ ઝકાતરૂપે તેના હકદારને આપો અને જો રૂપિયાની શકલમાં આપવા ચાહો તો અદાયગીના દિવસે ડોલરનો જે ભાવ હોય તે મુજબ હિસાબ ગણી રૂપિયામાં પણ આપી શકો છો. (ફતાવા ઉસ્માની ૨/૫૦)ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૧. વિવિધ કંપનીઓના શેરોની ઝકાત બાબત :–

**સવાલ :–** ઈન્ડિયન કંપનીના શેરો હું હાલ ધરાવું છું. હવે એનાા ઉપર ઝકાત ગણવા જરા દિલમાં શંકા રહે છે. તો તેના માટે મારી હકીકત જાણી જરા શરીઅતની રૂએ વધુ ખુલાશો કરવા મહેરબાની.

ધારો કે મૂળ કિંમત ૧૦ ના શેરની ખરીદી માર્કેટ ભાવે ૫૦/– રૂા. માં ખરીદયો ને વર્ષને અંતે તેની કિંમત ૧૦૦/– રૂા. થઈ તો ઝકાત કઈ કિંમત પર અદા કરવી. જો ઝકાત ૧૦૦/– રૂા. નો ભાવ ગણી અદા કરી અને બીજા વર્ષે તેનો ભાવ રૂા. ૨૦૦/– થયો તો બીજા વર્ષના અંતે તેની ઝકાત રૂા. ૨૦૦/– ઉપર ગણવી કે પછી ગયે વર્ષે રૂા. ૧૦૦/– ભાવ ઉપર અદા કરી હોય તો ૧૦૦/– નો જે વધારો છે તેના ઉપર ગણવી.

અમુક વખતે રૂા. ૧૦૦/– ની આ વર્ષે કિંમત ના બીજા વર્ષે રૂા. ૫૦/– પણ થઈ જાય અને કેટલીક વખતે તેની મૂળ કિંમત રૂા. ૧૦ કરતાં પણ ઓછી થઈ જાય છે. તો તેના માટે કેમ ગણવી?

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً દર વરસે જયારે આપ વરસના અંતે શેરની ઝકાત આપવા માટે હિસાબ કરો તે વેળા શેરની જે કિંમત હોય (ચાહે તે કિંમત શેરની મૂળ કિંમત અથવા શેરની ખરીદ કિંમત કરતાં વધારે હોય અથવા ઓછી) તે મુજબ ઝકાત અદા કરવામાં આવે.(ફતાવા ઉસ્માની ૨/૫૦)

**સવાલ :–** વધુ કરીને કંપનીના શેરનો ભાવ (માર્કેટભાવ) એની બધી અકસ્યામાતો ઉપરથી નક્કી થાય છે. હવે એમાં એની જમીન, મશીનરી, બેંક બેલેન્સ ફર્નિચર, વાહનો અને અમુક પરચુરણ સામગ્રી ઉપરથી નક્કી થાય છે. અને એથી એમાં કેટલી વસ્તુઓ ઉપર ઝકાત લાગુ હોતી નથી. તો એ સુરતમાં કંપનીના પુરેપુરા શેરના ભાવ ગણતરીમાં લઈ ઝકાત નક્કી કરવી કે કેમ તે માટે પણ વધુ ખુલાસો જણાવવા મહેરબાની કરશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً (૩) કંપનીના શેરોમાં ઝકાત લાગુ પડવા બાબત પ્રથમ એ નક્કી કરવાની જરૂરત છે કે આપે કંપનીના શેરો કયા હેતુથી ખરીદ કર્યા છે ? અગર આપનો હેતુ એના વડે કંપની તરફથી મળતું ડીવીડન્ડ પ્રાપ્ત કરવાનો હોય, જેથી દર વરસ કંપની તરફથી આપવામાં આવતો નફો આપને મળતો રહે અને બીજો હેતુ એ છે કે આપે શેરોને કેપીટલ ગેન રૂપે ખરીદયા, કિંવા આપની નિય્યત એ હોય કે જયારે શેરોની કિંમત બજારમાં વધી જશે ત્યારે તેને વેચીને નફો મેળવી લઈશું,

અગર આ બીજી સુરત હોય 'કીવા શેરો ખરીદતી વેળાજ શરૂમાં તેને વેચવાની નિય્યત હતી. તો તે સુરતમાં બધા શેરોની સંપૂર્ણ બજાર કિંમત ઉપર ઝકાત વાજિબ થશે. દા.ત. આપે ૫૦/– રૂા. ના હિસાબે શેરો ખરીદયા અને હેતુ એ હતો કે જયારે એની કિંમત વધી જશે ત્યારે એને વેચીને નફો મેળવી લઈશ, ત્યાર પછી જયારે આપે ઝકાતનો હિસાબ કર્યો તે દિવસે શેરની કિંમત ૬૦ /– રૂા. થઈ ગઈ તો હવે ૬૦ રૂા. ના હિસાબે તે શેરોની કિંમત આંકવામાં આવશે. અને તેના ઉપર ૨.૫ % ના હિસાબે ઝકાત કાઢવી પડશે. પરંતુ અગર પહેલી સુરત હોય, કીંવા આપે કંપનીના શેરો એ નિય્યતથી ખરીદ કર્યા હોય કે કંપની તરફથી વાર્ષિક ડીવીડન્ડ રૂપે નફો મળતો રહે અને વેચવાની નિય્યત ન હતી, તો એ સુરતમાં આપના માટે એ વાતની ગુંજાઈશ છે કે જે કંપનીના આ શેર છે તે કંપનીની બધી અકસ્યામાતો અને સંપત્તિમાં કેટલી સંપત્તિ જામિદ (સ્થાવર) છે. દા. ત. બિલ્ડીંગ, જમીન, મશીનરી, ફર્નીચર વિગેરેના રૂપમાં અને કેટલી સમગ્રી બેંક–બેલેન્સ, તૈયાર માલ અને કાચા માલના રૂપમાં છે, તેની જાણ મેળવી લીયો, આ બધી માહિતી કંપની પાસેથી પ્રાપ્ત કરી શકાય છે. દા. ત. માની લિયો કે કોઈ કંપનીની ૬૦ % સંપત્તિ રોકડ અને તૈયાર માલ અને કાચા માલના રૂપમાં છે. અને ૪૦ % સંપત્તિ બિલ્ડીંગ, ફર્નીચર, વાહનો, મશીનરી વિગેરેના રૂપમાં છે. તો એ સુરતમાં આપને શેરોની બજાર કિંમત લગાવી તેની ૬૦ % કિંમત ઉપર ઝકાત અદા કરો. દા. ત. શેરની બજાર કિંમત ૬૦ રૂા. હોય અને કંપનીની ૬૦ % સંપત્તિ ઝકાત પાત્ર હતી અને ૪૦ % ઝકાતપાત્ર ન હતી તો એ સુરતમાં આપ તે શેરોની પુરી કિંમત કીંવા ૬૦ /– રૂા. ના બદલે ૩૬ રૂા. ઉપરજ ઝકાત અદા કરો અને જો

કંપનીની સંપત્તિની વિગત પ્રાપ્ત ન થઈ શકે તો તે સુરતમાં સાવચેતી રૂપે તે શેરોની પુરી બજાર કિંમત ઉપર ઝકાત અદા કરવામાં આવે.

શેરો સિવાય અન્ય જેટલા ફાઈનાન્શિયલ ઈન્સ્ટ્રુમેન્ટ હોય, ચાહે બોન્ડ હોય અથવા સર્ટીફિકેટસ હોય, તે બધા રોકડના હુકમમાં છે. તેની અસલ કિંમત ઉપર ઝકાત વાજિબ થાય છે. (ફિકહી મકાલાત ૩/૧૫૨,૧૫૩)

**સવાલ :–** (૪) માર્કેટમાં શેરો અમુક રાજયની માલિકીના, અમુક આખા દેશની માલિકીના અને અમુક પ્રાઈવેટ કંપનીની માલિકીના હોય છે.

ખાતરના, ઈલેકટ્રીક, ખાણ, પેટ્રોલ, ગેસ, શીપીંગ કંપનીના.

આ કંપનીઓ સીધી કે આડકતરી રીતે પબ્લીક (રૈયત) માટે ઈલેકટ્રીક સીટી, ગેસ, પેટ્રોલ, કોલસો, જહાજ સર્વિસો, તો તેવી સુરતમાં તે કંપનીના શેરો ઉપર ઝકાત લાગુ પડશે કે નહી. એમાં અમુક કંપનીઓ આ સર્વિસો આપી પોતાની કમાણી પણ કરે છે. તો તે સુરતમાં શું હુકમ છે ઝકાત માટે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૪) જે કંપનીઓ ભાડાની આવક પ્રાપ્ત કરે છે જેમ કે જહાજી તેમજ રેલ્વે સર્વિસો, તેના શેરો ઉપર અગર તે કેપીટલ ગેન રૂપે ખરીદ કરવામાં ન આવ્યો હોય, ઝકાત લાગુ પડતી નથી. અને જે કંપની કોઈ પણ પ્રકારનો માલ વેચી આવક મેળવે છે, જેવી રીતે કે ગેસ, કોલસો વિગેરે તેના શેરો ઉપર ઝકાત લાગુ પડશે. જે કંપનીઓ માત્ર સર્વિસ આપી કમાણી કરતી હોય અને તેમાં કોઈ પણ પ્રકારના માલનું ખરીદ–વેચાણ થતું ન હોય, તો તેના શેરો ઉપર પણ ઝકાત લાગુ પડશે નહિં. તે પણ ત્યારે જયારે કે તે શેરો કેપીટલ ગેન રૂપે ખરીદવામાં આવ્યા

ન હોય. નહિં તો તેના ઉપર પણ ઝકાત લાગુ પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૨. ભૂલથી ઝકાતની રકમથી લાઈટ બીલ ભરી દીધું તો શું કરે ?

**સવાલ :—** અમારા મદ્રસાના મુન્શી સા. ભૂલથી કબાટમાં રાખેલા ઝકાતના પૈસામાંથી મદ્રેસા મસ્જિદનું લાઈટ બીલ ભરી આવ્યા છે. કબાટમાં પૈસા હતા તે ઝકાતના હતા. એવું મુન્શી સા.ને ખબર ન હતી. શરીઅતની રૂએ રેહબરી ફરમાવશો.

**જવાબ :—** حامداً ومصلياً ومسلماً ઝકાતની એ રકમ શરઈ હીલો કરાવ્યા વગર એમજ મુકેલી હતી તો મદ્રેસહની બીજી રકમમાંથી એટલી રકમ લઈ ઝકાત ફંડમાં મુકી દેવામાં આવે અને આઈન્દહના માટે સાવચેતી રાખવામાં આવે કે એવું ન થાય. અગર મુકવીજ હોય તો ઉપર ચીટ લગાવી લખી દેવામાં આવે.

મુહતમીમને માલિક તેમજ તલબા બન્નેવ તરફથી વકીલ હોવાને લઈ ઉપર મુજબ કરી લેવાની ઈજાઝત છે. (ફતાવા મહમૂદીય્યહ ૩/૪૮ ઉપરથી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૩. ભેંસોની ઝકાત બાબત :—

**સવાલ :—** (૧)મારી પાસે ભેંસો નંગ ૨૨૧ થી વધારે છે. તો મારે ઝકાત કેવી રીતે કાઢવી ?

**સવાલ :—** (૨)મેં એક ભાઈને ઉધાર ભેંસો આપી છે પણ

આજદીન સુધીમાં એ રકમ મળી નથી અને એ ભાઈથી હાલમાં આપી શકાય એમ નથી. તો તે ભેંસોની ઝકાત આપવી પડશે. ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما (૧) ભેંસો અગર દુધ અને બચ્ચા દેવા માટે પાળી છે અને વરસનો વધુ ભાગ જંગલ યા ઘાંસીયામાં ચરીને ખાય છે અને એની સંખ્યામાં ૩૦ યા વધુ છે તો એના ઉપર ઝકાત ફર્ઝ છે. અલબત્ત એના ઉપર વરસ પુરૂં થવું શર્ત છે. ૩૦ ભેંસો ઉપર એક વરસની પાડી યા પાડો ઝકાત રૂપે દેવો જરૂરી છે. અને ૪૦ ભેંસો ઉપર બે વરસની ઉમરનો પાડો યા પાડી ઝકાત રૂપે આપે પછી, ૬૦ ભેંસો ઉપર એક વરસની ઉમરનો પાડો યા પાડી બે નંગ આપવા, ૭૦ ઉપર એક વરસની ઉમરનો એક નંગ અને બે વરસની ઉમરનો એક નંગ , ૮૦ ઉપર બે વરસની ઉમરના બે નંગ, ૯૦ ઉપર એક વરસ ની ઉમરના ત્રણ નંગ, અને ૧૦૦ ઉપર એક વરસની ઉમરના બે નંગ અને બે વરસની ઉમર નો એક નંગ, ૧૧૦ ઉપર બે વરસની ઉમરના બે નંગ અને એક વરસની ઉમરનો એક નંગ, ૧૨૦ ઉપર ઈખ્તિયાર છે કે એક વરસની ઉમરના ચાર નંગ અથવા બે વરસની ઉમરના ત્રણ નંગ આપે. એ પ્રમાણે દરેક ત્રીસ ભેંસ ઉપર એક વરસની ઉમરનો એક નંગ અને દરેક ચાલીસ ભેંસ ઉપર બે વરસની ઉમરનો એક નંગ ઝકાત રૂપે કાઢે.

ભેંસોના ખોરાક રૂપે ઘરનો ચારો આપવામાં આવતો હોય તો તેના ઉપર ઝકાત વાજિબ નથી. અને જો ઘરથી ચારો આપે છે અને જંગલમાં પણ ચરે છે તો વધુ પ્રમાણમાં જે હોય તે મુજબ હુકમ લાગશે. અને જો બન્ને સરખા છે તો ઝકાત ફર્ઝ નથી.

અને જો ભેંસો વેપાર માટે રાખી છે તો તેમાં હર હાલતમાં કિંમતના હિસાબે ઝકાત ફર્ઝ થાય છે. કિંવા એની જે કિંમત છે તે ૬૧૨ ગ્રામ, ૩૫ મી.ગ્રામ ચાંદીની કિંમત બરાબર છે.તો તેમાં અને જે કાંઈ કિંમત હોય તેનો ચાલીસમો ભાગ ઝકાત રૂપે કાઢવો જરૂરી છે.જો રોકડ રકમ પોતાની પાસે મવજૂદ હોય અથવા સોનું ચાંદી અથવા વેપારનો અન્ય સામાન હોય તો તેને પણ હિસાબમાં શામિલ કરી ઝકાત કાઢવી. (દુર્રે મુખ્તાર શામી વિ.)

(૨) ઉપર જણાવેલ વિગત મુજબ જે ભેંસોમાં ઝકાત ફર્ઝ થાય છે, એવી ભેંસો વેચી છે તો એની કિંમતમાં ઝકાત વાજિબ છે. જયારે જેટલી રકમ વસૂલ થાય તેટલી રકમની વિતેલા વરસની ઝકાત હિસાબ મુજબ કાઢતા રહેવું. ફકત અલ્લાહ તઆલ વધુ જાણનાર છે.

# (૧૫) રોઝા – એ'તિકાફ

### ૧. મેહમાન ખાતર રોઝો તોડવો :–

**સવાલ :–** મેઝબાને નફિલ રોઝો રાખેલ હોય અને કોઈ મહેમાન આવી પડે તો મેઝબાન એ રોઝો તોડી શકે છે ?

**જવાબ :–** حامداً ومصلیاً ومسلما અગર મહેમાનના સમક્ષ ખાવું પેશ કરવા છતાં તે મેઝબાન વગર એકલો ખાવા રાઝી ન હોય તો મેઝબાન એવા મેહમાન ખાતર પોતાનો નફલ રોઝો તોડી તેની સાથે ખાવામાં શરીક થઈ શકે છે. અલબત્ત પાછળથી કઝા કરવી જરૂરી છે. (દુર્રે મુખ્તાર, શામી ૨/૧૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. સદંતર બિમાર રહેનારના છૂટેલ રોઝાનો ફિદયો :–**

**સવાલ :–** મારા સગા જેઓ હાલ બહારના દેશમાં રહે છે. તેઓ દાઈમુલ મરીઝ હોવાના આધારે પથારીવશ છે. તેઓ રમઝાન શરીફના રોઝાઓ રાખવા બિલ્કુલ શકિતમાન નથી. જે બદલ એમના છૂટી ગયેલા રોઝાઓ નો શરીઅતની રૂએ કેટલો ફિદયો લાગુ પડે છે ? તેનો જવાબ આપશો.

**જવાબ :–**حامداً ومصلياً ومسلماً અગર ઘડપણને લઈ શરીરની શકિત ખતમ થઈ ચુકી છે. જેના લઈ રોઝા રાખી શકતા નથી તો એવણને જોઈએ કે દરેક રોઝાના બદલે ફિદયા રૂપે પોણા બે કિલો ઘંઉ અથવા તેની કિંમત કોઈ ગરીબ/મોહતાજને માલિકી ધોરણે આપી દીએ. ઉપરોકત કારણને લઈ જે રોઝા રાખી નથી શકતા તેનો પણ એજ હુકમ છે. અને જો ઘડપણ નથી બલ્કે માત્ર બીમારીને લઈ નેજ રોઝા રાખવાની તાકાત નથી, તો હમણા ફિદયો નહિં આપે બલ્કે બીમારી સારી થઈ ગયા પછી છૂટેલા રોઝાની કઝા કરે અને જો બીમારી સારી થઈજ નહિં અને એ બીમારીમાં જ મૃત્યુ થઈ જવાને લઈ કઝા કરવાનો સમય જ નહિં મળ્યો તો; એવણ ઉપર એ રોઝાઓની કઝા તેમજ ફિદયો નથી. અને જો બીમારી સારી થયા પછી કઝાનો મવકો મળ્યો પણ કઝા કરી નહિં તો જેટલા રોઝાની કઝાનો મવકો મળ્યો એટલા રોઝાનો ફિદયો આપવાની વસિય્યત કરવી જરૂરી છે. (દુર્રે મુખ્તાર, શામી ૨/૧૨૬/૧૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. અઝાન–નમાઝ માટે છે કે રોઝો ઈફતાર કરવા માટે ? :–**

**–: મગરીબની અઝાન અને નમાઝ વચ્ચે અંતર :–**

**–: આ બાબત અકાબિરનો અમલ :–**

**સવાલ :–** (૧) રમઝાનનો મુબારક મહીનો આવી રહયો છે. આપણે ત્યાં ગામો–શહેરોમાં મગરીબની અઝાન ગુરૂબે આફતાબના સમયે આપવામાં આવે છે, જે સાંભળી લોકો રોઝો ઈફતાર કરે છે. અને ત્યાર બાદ દસથી બાર મિનિટ પછી મગરીબની નમાઝ પઢવામાં આવે છે. તો શું અઝાન પછી તરત નમાઝના બદલે વચમાં રોઝો ઈફતારનું કામ કર્યા પછી નમાઝ પઢવાથી કોઈ કરાહત આવી શકે ખરી ?

(૨) અમુક સાહેબોનું કહેવું છે કે અઝાન; એ નમાઝ માટે છે. નહિં કે રોઝા ઈફતાર માટે, તો શું અઝાન અને નમાઝના વચમાં રોઝા ઈફતાર કરવાનું નેક કામ કરી નહિં શકીએ ? આજ સુધી આપણા કોઈ મોટા આલિમોએ આ માટે વિરોધ કર્યો હોઈ એવું જાણમાં નથી.

(૩) કહેનારનું કહેવું છે કે ગુરૂબ થતાં પ્રથમ રોઝા ઈફતાર કરવાનું એલાન કરવામાં આવે અને ઈફતાર કર્યા બાદ અઝાન આપવામાં આવે.

મોટા ગામો–શહેરોમાં બધી મસ્જિદોવાળા એકમત થવાના નથી. એવા સંજોગોમાં જયાં એકથી વધુ મસ્જિદો હોઈ ત્યાં અમુક મસ્જિદોમાં પ્રથમ અઝાન અને અમુક મસ્જિદોમાં પ્રથમ રોઝા ઈફતારનું એલાન થાય એ સંજોગોમાં પણ એનાં અસરાતો સારા ન થવાની પુરેપુરી શકયતા છે. તો સહીહ રીત, તરીકા બાબતે રહનુમાઈ ફરમાવવા ગુઝારીશ.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૧)(૨)(૩) એટલું યાદ રહે કે

અસલમાં અઝાન નમાઝ માટે આપવામાં આવે છે, ઈફતાર માટે નહિં. શરીઅતે નમાઝના વખતની જાણ કરવા અઝાનને નક્કી કરી છે. અલબત્ત મગરીબની નમાઝનો વખત ગુરૂબે આફતાબથી શરૂ થાય છે. અને રોઝા ઈફતાર કરવાનો વખત પણ એ જ છે. માટે ગુરૂબે આફતાબ થતાં અઝાન આપી દેવામાં આવે જેથી લોકોને રોઝાની ઈફતારીનો સમય પણ ખબર પડી જાય એમાં કોઈ વાંધો નથી.

એટલી વાત તો હકીકત છે કે અઝાનની શરૂઆત ફર્ઝ નમાઝોના સમયની જાણ માટે કરવામા આવી છે. અને અસલમાં અઝાન નમાઝ બા–જમાઅતના જ એક અંશરૂપે કહેવામાં આવે છે પરંતુ તેનો મતલબ એ નથી કે રોઝો ઈફતાર કરવા માટે એનાથી ફાયદો ઉઠાવી ન શકાય. શરીઅતે રોઝો ઈફતાર કરવા માટે જે સમય નક્કી કર્યો છે, કિંવા ગુરૂબે આફતાબ, એ જ સમય મગરિબની નમાઝનો શરૂઆતનો સમય છે. જેથી મગરિબની નમાઝ માટે જયારે અઝાન આપવામાં આવશે ત્યારે સાંભળનારાઓને ગુરૂબે આફતાબની જાણ થશે. અને એ જ ઈફતારીનો સમય હોવાને લઈ અઝાન સાંભળી ઈફતારી કરવું શરઈ રૂએ અયોગ્ય લેખાશે નહિં. બલ્કે હદીસે પાકથી તો એ સાબિત થાય છે કે અઝાનને નમાઝના વખતની જેમ રોઝાના બંધ કરવા અને ખોલવા માટે પણ ચિન્હરૂપ સમજવામાં આવે તો કોઈ વાંધો નથી. મિશ્કાતમાં, અબુદાવુદ, તિરમીઝી અને મુસ્નદે અહમદના હવાલાથી એક રિવાયત નકલ કરવામાં આવી છે. જેમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અઝાન આપનારને અમાનતદાર બતાવ્યો છે. જેની શરહ કરતાં મુલ્લા અલી કારી

(રહ.) લખે છે કે "મોઅઝઝીન સમયો બાબત અમાનત દાર છે. જેની અવાજ ઉપર લોકો પોતાની નમાઝ અને રોઝા બાબત વિશ્વાસ કરે છે."( મિરકાત ૨/૧૬૫) અને અન્ય એક હદીસમાં તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સ્પષ્ટ શબ્દોમાં ઈરશાદ ફરમાવ્યો છે કે" મુસલમાનોની બે–ઈબાદતો અઝાન આપનારાઓ ઉપર અવલંબિત છે, રોઝા અને નમાઝ" (મિશ્કાત પેજ ૬૭)

આ રિવાયતથી એ વાત સાબિત થાય છે કે અઝાન સાંભળી ઈફતાર કરવું શરીઅતના ધ્યેય અને અઝાનના આશયથી વિરૂધ્ધ કોઈ કૃત્ય નથી.. જેથી આપે અમુક સાહેબોનું જે આ કથન નકલ કર્યું છે કે અઝાન એ નમાઝ માટે છે, નહિં કે રોઝા ઈફતાર માટે. શરઈરૂએ દુરૂસ્ત નથી. વળી જે કહેનાર એવું કહે છે કે ગુરૂબ થતાં પ્રથમ રોઝા ઈફતાર કરવાનું એલાન કરવામાં આવે અને ઈફતાર કર્યા બાદ અઝાન આપવામાં આવે. તેનાંથી આપ પુછી શકો છો કે ગુરૂબ થતાં રોઝા ઈફતારનું એલાન કરવા બાબત કોઈ શરઈ દલીલ (કુર્આને પાકની આયત અથવા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ અથવા ફિકહની કોઈ કિતાબનો હવાલો) એમની પાસે છે ? જયારે એના વિરૂધ્ધ એક રિવાયત રજૂ કરવામાં આવે છે હઝ. અબૂ હમઝહ સબઈ (રહ.) ફરમાવે છે કે તેઓ રમઝાનુલ મુબારકમાં હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.) સાથે ઈફતાર કરતા હતા, જયારે સાંજ થતી તો ઈબ્ને અબ્બાસ પોતાના રબીબને મોકલતા, જે મકાનની છત ઉપર ચઢતો, પછી જયારે સુર્ય ગુરૂબ થઈ જતો તો તે અઝાન આપતો અને ઈબ્ને અબ્બાસ તેમજ અમે ખાવું શરૂ કરતાં,

(મુસન્નફે ઈબ્ને અબી શયબહ ૩/૧૨) (મહમુદૂલ ફતાવા ઉર્દૂ ૨/૨૧૯ ઉપરથી).

જુઓ આ રિવાયતમાં સ્પષ્ટરૂપમાં જણાવવામાં આવ્યું છે કે હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસે (રદિ.) પોતાના માણસને ગુરૂબે આફતાબની જાણ મેળવવા માટે મકાનની છત ઉપર મોકલ્યો અને તેણે ગુરૂબે આફતાબનું દ્રશ્ય જોયા પછી ત્યાં રહી એવી જાણ કરવાને બદલે કે આફતાબ ગુરૂબ થઈ ગયો, અઝાન કહેવાનું શરૂ કર્યું અને એ અઝાનની અવાજ સાંભળીને જ હઝ. ઈબ્ને અબ્બાસ અને તેમના સાથીઓ ઈફતાર કરતા હતા.

આપે સવાલમાં અમુક સાહેબોનું કહેણ નકલ કર્યું છે કે અઝાન અને નમાઝના વચમાં રોઝા ઈફતાર કરવાનું કામ કરી શકાય નહિં. એ બાબત આપણા બુઝુર્ગોમાંથી કેટલાકનો અમલ રજુ કરવામાં આવે છે. હઝ. શયખુલ હદીસ મવ. મુહંમદ ઝકરિય્યા સા. (રહ.) પોતાની મશહુર કિતાબ "અકાબિર કા રમઝાન" માં હકીમુલ ઉમ્મત હઝ. થાનવી (રહ.) બાબત લખે છે કે "રમઝાનમેં રોઝહ ઉમૂમન મદ્રસહમેં મહેમાનોં કે સાથ ઈફતાર ફરમાતે હય ઔર અઝાન અવ્વલ વકત બહોત ઠીક વકત પર હોતી હય, ઔર ઈત્મીનાન કે સાથ ઈફતાર કરકે હાથ ધોકર કુલ્લી કરકે બતમાનીનત–વ–સુકુન નમાઝ કે લિયે ખડે હોતે હંય. અઝાન ઔર જમાઅત કે દરમિયાન ઈતના વકત બખૂબી હોતા હય કે કોઈ ચાહે તો ઈત્મીનાનસે વુઝૂ કરલે ઔર તકબીરે ઉલા ન જાએ એહલે મહોલ્લા અપને ઘરોં પર ઈફતાર કરકે બખૂબી તકબીરે ઉલામેં શરીક હોતે હંય (અકાબિર

કા રમઝાન પેજ–૩૦). હઝ. મવ. ખલીલ અહમદ સહારનપુરી મુહાજિરે મદની (રહ.) બાબત ઉપરોકત કિતાબમાં લખ્યું છે કે ઈફતાર અને નમાઝમાં હઝ. રહમતુલ્લાહિ અલયહને ત્યાં દસ મિનિટનું અંતર રાખવામાં આવતું હતું. જેથી પોતાના ઘરે ઈફતાર કરીને આવનારાઓ પોતાના ઘરેથી ઈફતાર કરીને નમાઝમાં શરીક થઈ શકે. (પેજ–૬) ઉપરોકત કિતાબમાં હઝ. શયખ (રહ.) પોતાના વાલિદે મોહતરમ હઝ. મવ. યહયા સા. (રહ.) બાબત લખે છે કે હઝ. ગંગોહી (રહ.)ના જમાનામાં ગંગોહમાં મગરિબની અઝાન તેવણ જ આપતા હતા અને એ બાબત તેઓ ફરમાવ્યા કરતા હતા કે "મેં ઈસ વજહ સે એહતેમામ કરતા થા કે ઈત્મીનાનસે લોગ અપને–અપને ઘરોંસે ફારિગ હોકર આ જાએં. દૂર તક અઝાન કી આવાઝ પહોંચતી રહે, મેરી અઝાન કે દરમ્યાન બહોત ઈત્મીનાન સે આદમી ઈફતાર સે ફારિગ હો સકતા હય. ઔર અઝાન કે બાદ અપને ઘર સે ચલે તો હઝ. કુત્બે આલમ ઈમામે રબ્બાની કુદીસ સિર્રૂહૂ કી તકબીરે ઉલામેં શરીક હો સકતા હય." (પેજ ૬૪)

હવે રમઝાનુલ મુબારકમાં ઈફતારીને લઈ મગરિબની અઝાન અને નમાઝમાં અંતર રાખવા બાબત આપણાં અકાબિરના ફતવાઓ નકલ કરવામાં આવે છે. જેનાથી જણાશે કે ઈફતારીને લઈ અઝાન અને જમાઅતના દરમ્યાન અંતર રાખવું મકરૂહ નથી.

હઝ. મુફતી સય્યિદ અ. રહીમ સા. લાજપુરી (રહ.) લખે છે " ઈફતારીના લઈ નમાઝમાં પાંચ–સાત મિનીટ મોડું કરવામાં કોઈ વાંધો નથી. વગર કરાહતે જાઈઝ છે. ઘર પર ઈફતારી કરનારાઓ પહોંચી ન

શકતા હોય તો દસ મિનિટ સુધી મોડું કરવું પણ દુરૂસ્ત છે." (ફતાવા રહિમીય્યહ જદીદ ૪/૭૧).

ફતાવા મહમૂદિય્યહમાં છે. અઝ઼ાન અને જમાઅતમાં એટલું અંતર રાખવામાં આવે કે જમાઅતના પાબંદ લોકો ઈફતારી કર્યા પછી કોગળો વિગેરે કરી શરૂ જમાઅતથી શામિલ થઈ શકે. આગળ જતાં લખે છે. આપસના સલાહ મશ્વરહથી ૫/૧૦ મિનિટ જે યોગ્ય હોય નક્કી કરી શકે છે. (ફતાવા મહમૂદિય્યહ કરાચી ૧૦/૨૧૨,૨૧૩)

અહસનુલ ફતાવામાં હઝ. મુફતી રશીદ અહમદ સા. લુધયાનવી (રહ.)એ તો પંદર–વીસ મિનિટ સુધી મોડું કરવાની ગુંજાઈશ આપી છે (૨/૧૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૪. એઅતેકાફ કે લિયે જમાઅતખાનેકી હદ્દૂદકો બઢાના :–

**સવાલ :–** હમારે યહાંકી મસ્જિદમેં જમાઅતખાનેમેં રમઝાન મેં એ'અતેકાફ હોતા હે. દોનો કોનો પર જગા પુર હો જાતી હે. ઈસ લિયે દોનો જાનિબકી સહનકે કોનોંકો શુમાર કરને કે લિયે જમાતખાનેમેં દાખીલ કી હે, લેકીન દોનો જાનિબકી સહન જમાતખાનેમેં ૫–૬ ઈંચ નીચી હે. જમાત કે વકત ઉંચા નીચા માલુમ હોતા હે.જબકી અકસર જમાઅતખાના નમાઝ કે વકત પીછે ૨–૩ સફ ખાલી રહતી હે, તો કયા પુરે જમાતખાનેમેં બગેર પરદા કિયે એઅતેકાફ નહિ હો શકતા ? જિસ કે લીયે ઉંચ નીચ કો જમાતખાનેમેં શુમાર કરકે બેહુદા લગતા હે. બહોતસોંકા ઈસ બારેમેં જબ કે એઅતેરાજભી હે. ગેર જિમ્મેદારાના લોગોંને ઈસે જમાતખાનેમેં શુમાર

કીયા હે ઈસકા શરઈ જવાબ દેં.

જવાબ :– الجواب حامداً ومصلياً ومسلماً મોઅતકીફ કે લિયે મસ્જિદ કે ગોશેમેં ચાદર વગેરહ કા હુજરહ બનાના મુસ્તહબ હય, અલબત્તહ મોઅતકિફ કો ચાહીયે કે ઝરૂરત સે ઝયાદહ જગહ ન રોકે. નમાઝીયોંકી ઈઝાકા સબબ ન બને સફોંકી દુરૂસ્તીમેં મુખિલ નહો. (મઅખુઝ અઝ ફતાવા રહીમિય્યહ ૫/૨૦૫)

ચાદર સે હુજરહ બનાને કા મકસદ સતર કી હિફાઝત ઔર યકસુઈ હાસિલ કરના હય. લેકિન જમાઅત કે વકત ઉન ચાદરોં કો હટા દિયા જાએ તાકે જમાઅત કી સફબંદી મેં ખલલ ન હો ઔર મહઝ ઈસ કે લિયે મસ્જિદ કી હુદુદ કો બઢાના ફુઝૂલ હય. અલબત્તા અગર નમાઝીઓંકી કસરત કી વજહ સે હુદૂદ બઢાઈ જાએ તો દુરૂસ્ત હય, લેકિન ઉસકા ઈખ્તિયાર કમિટી ઔર ટ્રસ્ટીઓં કો હય, ઉન્હીં કી નિય્યત કા એ'અતેબાર કિયા જાએગા. મસ્જિદ કી સહન કા હિસ્સા અસલ જમાઅતખાનહ સે પાંચ–છ ઈંચ નીચા હો તો ઉસસે મસ્જિદ કી મસ્જિદિય્યત મેં કોઈ ફર્ક નહિં પડતા. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

# (૧૬) હજ્જ અને ઉમરહ

## ૧. હજ્જ કમિટીનો મેમ્બર અન્ય જગ્યાના હાજીઓથી કોટો પુરો કરી શકે ?

સવાલ :– હું દીવ–દમણ અને ગોવા હજ કમિટીનો મેમ્બર છું

પહેલાં દિવ, દમણ અને ગોવા મળીને કુલ હજની સીટ ત્રીસ (૩૦) હતી. (૨૫) એરની અને (૫) સ્ટીમરની તે પછી ૧૯૮૭માં દમણ અને દીવ સેન્ટ્રલ ગર્વમેન્ટમાં જોઈન્ટ થયા તો દિલ્હી ગર્વમેન્ટે દીવ અને દમણ મળીને હજની કુલ (૧૭) સીટ નક્કી કરી (૧૫) એરની અને (૨) સ્ટીમરની અને જેમાં હાજીઓ બે વર્ષ જઈ પણ આવ્યા. હાલમાં અમે હજ માટે વધારે સીટોની માંગણી પણ કરી છે. અને મળી જાય એવી શકયતા પણ છે. અને હું દીવ અને દમણની જુની હજ કમિટીનો મેમ્બર હતો તે અત્યારે પણ જુના હિસાબેજ ચાલે છે. કારણ કે હજુ સુધી નવી કોઈ કમિટી બનાવી નથી.

ચાલુ વર્ષે અમારી પાસે (૧૭) માંથી ફકત (૮) ફોર્મ આવ્યા છે તો હવે અમારી પાસે (૯) સીટ ખાલી બચે છે. તો દમણની આજુ બાજુના ગુજરાતનાં અમુક ભાઈઓ દમણના વતની તરીકે બાકીની સીટ ઉપર હજ કરવા માટે જવાનો ઈરાદો રાખે છે તો આપણી ઈસ્લામી શરીઅત મુજબ આ ગુજરાતનાં ભાઈઓ બાકી સીટો ઉપર હજ કરવા માટે જઈ શકે કે નહીં?

આમા ખોટા કાગળો સરકારમાં આપવાના રહે છે કે હજ કરવા માટે જનાર માણસ દમણનો વતની છે. અને એ ખોટા પુરાવા આપવા માટે રાશન કાર્ડ, બર્થ સર્ટીફિકેટ, રેસીડેન્સ સર્ટીફિકેટ વગેરે જુઠા (ડુપ્લીકેટ) આપવા પડે છે. તો આ બાબતમાં મારે બાકીની સીટો પૂરી કરી ગુજરાતનાં જે ભાઈઓ દીવ—દમણની સીટો ઉપર હજ માટે જવાનો ઈરાદો રાખે છે. એમને લાભ આપવામાં શરીઅત મુજબ મને કોઈ વાંધો છે કે નહી? તેનો ખુલાસાવાર જવાબ આપવા માટે મહેરબાની કરશો.

**જવાબ :—** حامداً ومصلياً ومسلماً અગર સરકાર તરફથી આપને એવી રજા મળી હોય કે કોટાની સંખ્યા દીવ—દમણના રહીશોથી પુરી ન થાય તો

આપ દમણ સિવાય અન્ય જગ્યાના ઉમેદવારોથી તે સંખ્યા પુરી કરી શકો છો. તો એ સુરતમાં તો આપ અન્ય જગ્યાના ઉમેદવારો ના ફાર્મ ત્યાંથી સ્વીકારી તેઓને હજ માટે મોકલી શકો છો. અને જો આપને સરકાર તરફથી એવો પાવર મળ્યો નથી બલ્કે અન્ય જગ્યાના ઉમેદવારોને મોકલવા માટે આપે જુઠા રાશન કાર્ડ, બર્થ સર્ટિફિકેટ, રેસીડેન્ટ સર્ટીફીકેટ વિ. ને સત્ય કહી સરકાર સમક્ષ રજુ કરવા પડે છે તો એ બિલ્કુલ જાઈઝ નથી તેઓની સાથે આપ પણ જુઠ અને ધોકા બાજીના ગુનાહમાં શરીક કહેવાશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. એહરામ બાંધ્યા પછી કોઈ રૂકાવટ આવે તો શું કરે ? :–

**સવાલ :–** દીગર અર્જ કે ચાલુ સાલે હજ્જે બયતુલ્લાહ જવા માટે હું મારા બીજા બે ગામના સાથીઓ એક ભાઈ તથા તેની ઔરત સાથે મુંબઈ એરપોર્ટ પર તા. ૨૬–૬–૯૦ ના પહોંચ્યા. અમારી હજ સફરનો ખર્ચ ભાદીવાળા ભાઈના એક ભાઈ જે યુ. કે. માં વસે છે તેમના તરફથી હતો. એટલે ભાદીવાળા સાથીઓને લઈને મારે જવાનું હતું. હમો બુકીંગ મુજબ સમયસર એરપોર્ટ પહોંચી અમારી પાસપોર્ટ અને ટીકીટો ઈમીગ્રેશન ઓફિસર આગળ રજુ કરી પણ ભાદીવાળી બહેનની ટીકીટમાં મુળ નામ કરતા ફેરફાર હોય કસ્ટમ ઓફિસરે સ્વીકારી નહીં તા. ૨૬–૬– ચાલુ સાલે હાજીઓને ભારતથી લઈ જવાનો છેલ્લો દિવસ હતો. અમે તે દિવસે અને બીજે દિવસે પણ બીજા પ્લેનોમાં જવા માટે ઘણી કોશીશ કરી જોઈ પણ અમને સફળતા મળી નહી. પ્લેનથી જનાર હાજીઓને મુંબઈથી એહરામ બાંધવાના હોય અમે નિય્યત કરી એહરામ બાંધી લીધા હતા.

છેવટે તા. ૨૭–૬ ના મજબૂરન અમારે એહરામ ખોલી નાખવા પડયા તો આપ મોહતરમ એ અંગેના નીચે મુજબ સવાલોના જવાબો શરીઅતની રૂએ તફસીલથી આપવા મહેરબાની કરશો.

(૧) મેં અને મારા સાથીઓ જે એહરામ બાંધી છોડી દેવા પડયા તે અંગે કોઈ હુકમ લાગુ પડે છે. ?

(૨) મારી હજ બીજી વખતની હતી જયારે મારા સાથીઓની પ્રથમ ફર્ઝ હજ હતી તો તેમને અને મને એ હજ અંગે શું હુકમ લાગુ પડે છે. ?

(૩) જો મારી કે મારા સાથીઓ રઝા કઝા કે સંજોગો અનુકુળ ન થાય અને ફરી હજમાં ન જવાય તો શરીઅત મુજબ કોઈ હુકમ લાગુ પડે છે ?

(૪) યુ. કે.વાળા ભાઈ તરફથી મને ટપાલથી એવું જણાવવામાં આવ્યુ હતુ કે મારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ઈસાલે સવાબ માટે હજમાં જવુ. તો મારે કેવી રીતે હજ પઢવાની હતી અને તે અંગે શરીઅતથી કોઈ હુકમ લાગુ પડે છે? તે જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً હજ અથવા ઉમરહનું એહરામ બાંધી ચુકયા પછી કોઈ દુશ્મન, અથવા સખ્ત બીમારી અથવા સરકારી રૂકાવટને લઈ એવા સંજોગો ઉભા થવા જેને લઈ હજ અથવા ઉમરહના અરકાન અદા ન કરી શકે એવી સુરતને શરીઅતની પરિભાષા માં " ઈહસાર" કહેવામાં આવે છે. તેનો હુકમ એ છે કે એહરામ ચાલુ રાખે અને જે રૂકાવટ ઉભી થઈ છે તેના દુર થવાની રાહ જુએ જયારે રૂકાવટ દૂર થાય ત્યારે અગર હજનું એહરામ હતું અને હજ મળી જવાની શકયતા છે તો હજ કરી લિએ અને જો હજ મળે એવું નથી તો ઉમરહ કરી એહરામ ખોલી નાખે. અને બીજા વર્ષે હજ કરે. અને જો ઉમરહ નુંજ એહરામ હતું તો ઉમરહ

કરીને એહરામ ખોલી નાખે એટલે જવાબદારી પુરી થઈ.

અને જો રૂકાવટ દુર થતાં સુધી એહરામ ચાલુ રાખવામાં તકલીફ છે જેને લઈ જલ્દી એહરામ ખોલી હલાલ થવા માંગે છે તો કોઈ એવા માણસને જે હરમમાં હોય એક નાના જાનવર (બકરી વિ.) ની કિંમત આપી તેની સાથે એવી ગોઠવણ કરે કે તું ફલાણી તારીખે, ફલાણા દિવસે, ફલાણા વખતે મારા તરફથી એ જાનવર ઝબહ કરી આપજે. હવે જયારે તે નિયત સમય આવી જાય અને એવું લાગે કે પેલા માણસે પેલું જાનવર ઝુબહ કરી લીધું હશે તો આ માણસ અહિંયા પોતાનું એહરામ ખોલી નાખે અને માંથુ મુંડાવી હલાલ થઈ જાય. ત્યાં સુધી એહરામ ખોલવું જાઈઝ નથી અને ખોલશે (કિંવા ચાદરો કાઢી નાખશે) તો પણ હલાલ થયેલો કહેવાશે નહિં, અને જો તેણે હજ તથા ઉમરહ બન્નેવનું એહરામ સાથે બાંધ્યું હતું કિંવા "કિરાન" કર્યું હતું તો એ સુરતમાં બે જાનવર મોકલવા જરૂરી છે.

આ હુકમ તે માણસનો છે જેને ઉપરોકત રૂકાવટ પેશ આવી હોય. આપે સવાલમાં જે હકીકત રજુ કરી છે તે જોતાં સરકારી રૂકાવટ આપના ભાદીવાળા સાથીની ઔરત માટે પેશ આવી હતી. આપ અને તે ભાદીવાળા સાથી માટે કોઈ રૂકાવટ ન હતી. આપ બન્નેવ હજ માટે જવા ચાહતે તો જઈ શકતા હતા. પેલી બાઈને અહિંયા રહેવા દેતે. તેની રૂકાવટ ને લઈ શરઈ રૂએ "ઈહસાર" વાળો હુકમ માત્ર તેનેજ લાગુ પડયો હતો. માટે આપ બન્નેવ પુરૂષોએ પણ જવાનું માંડી વાળ્યું, આપનું એ કૃત્ય શરઈ રૂએ ગુનાહિત ઠર્યુ. આપે પોતાના સવાલમાં એવી ચોખવટ નથી કરી કે આપ લોકોએ એહરામ શાનું બાંધ્યું હતું ? માત્ર હજનું એહરામ હતું ? અથવા માત્ર ઉમરહનું એહરામ હતું ? અથવા હજ અને ઉમરહ બન્નેવ નું સાથે

બાંધ્યું હતું ? આગળ આપ લોકો ને કયો હુકમ લાગુ પડે છે તે ત્યારે બતાવી શકાસે જયારે ઉપરની ચોખવટ કરવામાં આવે એટલું ચોક્કસ છે કે આપ લોકોનું એહરામ અત્યારે પણ ચાલુજ છે. અને એહરામ ની હાલતમાં શરઈ રૂએ જે પાબંદીઓ લાગુ પડે છે તે હજુ પણ આપ લોકો ઉપર લાગેલીજ છે. અને એ પાબંદીઓ તોડવાથી આપ લોકો એ "જિનાયત" કરેલી કહેવાશે અને " જિનાયત" બદલ વાજિબ થતો "દમ" આપ લોકો ઉપર વાજિબ થશે. (દુર્રે મુખ્તાર-શામી ઝૂબ્દતુલ-મનાસિક. મુઅલ્લિમુલ હુજજાજ).

(૨)(૩)(૪) એહરામ બાબત સ્પષ્ટતા કર્યા પછી એ સવાલોનો વિગતવાર જવાબ મળશે. એટલું ચોક્કસ છે કે આપના સાથીઓની ફર્ઝ હજ એમના શિરે બાકી જ છે. મરણ સુધી અદા ન થવાની સુરતમાં વસિય્યત કરવી પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. ઈસ્લામિક બેંક મારફતે હજજની કુરબાની બાબત :-

**સવાલ :-** અત્યારે હજ પઢવા જનારા હાજી સાહેબો વતી મીનામાં ઈસ્લામિક ડેવલપમેન્ટ બેન્ક મારફતે કુરબાની કરવામાં આવે છે. અને તેનું ગોશ્ત મુસલમાનો મુહાજિરો માટે જુદા જુદા ઈસ્લામી દેશોમાં તાત્કાલિક પેક કરીને મોકલવામાં આવે છે. આ યોજના હીજરી સન ૧૪૦૪ થી અમલમાં આવી છે. અને આ વરસે હીજરી સન ૧૪૦૮ માં હજજ વખતે ૬ લાખ કુરબાનીઓ બેન્ક મારફતે કરવામાં આવી છે. દસમી ઝિલહજના રોજ રમી કરી કુરબાની કરી પછીથીજ માંથુ બોડાવવાનું હોય છે, કે કતરાવવાનું હોય છે. અને પછીથી તવાફે ઝિયારત કરી 'સઈ'

કરવાની હોય છે. પરંતુ બેન્ક મારફતે કુરબાની કરાવવાથી ઉપર જણાવેલ અરકાનો આગળ પાછળ થઈ જવાનો ભય સેવાય છે. તો આ કારણે આપણે બેન્ક મારફતે કુરબાની કરાવવી કે કેમ ? તે અંગેનું હનફી મસ્લક પ્રમાણેનું માર્ગદર્શન ખુબજ જરૂરી છે. તો એ સંદર્ભમાં મુસલમાનોને યોગ્ય માર્ગદર્શન આપ સાહેબના તરફથી મળે એ હેતુથી જ આ રજૂઆત કરવામાં આવી છે. સઉદી સરકાર તરફથી આ બાબતમાં જે માહિતી આપવામાં આવી છે તેની નકલો આ સાથે મોકલી છે.

જવાબ :– حامداً ومصلیاً ومسلما આપે પુછેલ અસલ પ્રશ્નના ઉત્તર પહેલાં પ્રાથમિક જાણકારી રૂપે કેટલીક વાતો રજૂ કરૂં છું. જેથી મુખ્ય વાત સમજવામાં સરળતા રહે.

(૧) હજની અદાયગીના ત્રણ પ્રકાર છે. (૧) ઈફરાદ :– મીકાત ઉપરથી માત્ર હજનું એહરામ બાંધી હજ કરવું. (૨) કિરાન :– મીકાત ઉપરથી હજ અને ઉમરહ બન્નેવનું એહરામ એક સાથે બાંધી એકજ સફરમાં હજના મહીનાઓમાં ઉમરહ કરે અને પછી તેજ એહરામથી હજ કરે. (૩) તમત્તુઅ :– મીકાત ઉપરથી હજના મહીનાઓમાં માત્ર ઉમરહનું એહરામ બાંધી ઉમરહ કરીને એહરામ ખોલી દીએ પછી હજના દિવસોમાં હજનું એહરામ બાંધીને હજ કરે.

(૨) દસમી ઝીલ્હજના સવારે જયારે મુઝદલેફહથી મીનામાં આવે છે. ત્યારે એણે કુલ ચાર કામો કરવાના હોય છે. મુઝદલેફહથી મીનામાં આવી સીધોજ જમરએ અકબહ (જેને જમરએ–ઉલ્મા અથવા મોટો શયતાન પણ કહેવામાં આવે છે), તેની (૧) રમી કરે કિંવા તેને સાત કાંકરીઓ મારે, ત્યાર પછી (૨) જાનવર ઝુબહ (કિંવા કુરબાની) કરે. ત્યાર

પછી (૩) માથું મુંડાવે. ત્યાર પછી (૪) તવાફે ઝિયારત કરે.

(૩) ઉપરોક્ત ચાર કામોમાંથી બે કામ એટલે મોટા શયતાનને કાંકરીઓ મારવી અને માંથુ મુંડાવવું, ત્રણેવ પ્રકારના હાજીઓ માટે વાજિબ છે, અને તવાફે –ઝિયારત ત્રણેવ પ્રકારના હાજી માટે ફર્ઝ છે. જયારે જાનવરનું ઝુબહ (કિંવા કુરબાની) કરવું હજજે ઈફરાદવાળા માટે વાજિબ નથી બલ્કે અફઝલ છે, અને કિરાન ત્થા તમત્તુઅવાળા માટે વાજિબ છે.

(૪) ઉપરોક્ત ચાર કામોમાંથી પહેલા ત્રણ (રમી, ઝુબહ, હલક) જે કિરાન તથા તમત્તુઅ કરનાર માટે વાજિબ છે, તેમાં તરતીબ (કિંવા ક્રમવાર ત્રણેવ કામ કરવું) પણ વાજિબ છે. માટે અગર એમાંથી કોઈ એકને બીજાથી પહેલાં આગળ પાછળ એવી રીતે કર્યું કે ઉપર જણાવેલો ક્રમ જળવાય ન રહયો તો તેના ઉપર દમ વાજિબ થશે. અલબત્ત છેલ્લું કામ કિંવા તવાફે–ઝિયારત ની અદાયગીમાં તરતીબ વાજિબ નથી. સુન્નત છે. માટે કોઈ હાજી અગર તવાફે–ઝિયારત રમી પહેલાં અથવા માથું મુડાવવા પહેલાં કરી લેશે, તો મકરૂહ કહેવાશે, પરંતુ તેના ઉપર દમ વાજિબ થશે નહિં.

(૫) હજજે ઈફરાદ કરનારા માટે જાનવરનું ઝુબહ (કિંવા કુરબાની) કરવું વાજિબ નથી, અફઝલ છે. એટલે તેના માટે ઉપરોક્ત ચાર કામોમાંથી માત્ર બેજ કામો એટલે રમી (કિંવા મોટા શયતાનને કાંકરા મારવા) તથા હલક (કિંવા માથું મુડાવવા) માંજ તરતીબ વાજિબ છે. માટે જો આ હાજી રમી પહેલાં માથું મુંડાવશે તો તેના ઉપર દમ વાજિબ થશે. પરંતુ જો એ રમી અથવા માથું મુંડાવવા પહેલાં જાનવર ઝુબહ કરશે તો કાંઈ વાંધો નથી.

ઉપરોકત પ્રાથમિક જાણકારીથી હવે સમજાય ગયું હશે કે જેણે હજ્જે કિરાન અથવા હજ્જે તમત્તુઅ નું એહરામ બાંધ્યું છે, એવા હાજી માટે દસમી ઝીલ્હજના દિવસે જયારે એ મુઝદલેફહથી મીનામાં આવે ત્યારે જરૂરી છે કે સૌ પ્રથમ જમરએ–અકબહ કિંવા મોટા–શયતાનને કાંકરીઓ મારે ત્યાર પછી જાનવરને ઝુબહ (કિંવા કુરબાની) કરે ત્યાર પછી માથું મુંડાવે. જો તેણે આ ક્રમમાં ફેરબદલી કરી નાખી તો, તેના ઉપર દમ વાજિબ થાય છે. હવે જો એવો હાજી ઈસ્લામિક ડેવલપ બેન્કને પોતાની આ કુરબાની (જે હજના એક ભાગ રૂપે કરવામાં આવે છે તે) માટે વકીલ બનાવે, અને તેના મારફત આ કામ કરાવે અને સાથેજ ઉપર આપેલી વિગત મુજબ તરતીબ (ક્રમ) નો પણ પુરો ખયાલ રાખે છે જેની સુરત એ છે કે તે હાજીના જમરએ અકબહની રમીથી ફારીગ થયા બાદ તેની નજર સામે તેનું જાનવર ઝુબહ કરવામાં આવે. અને પછી તે હાજી પોતાનું માથું મુંડાવે તો કાંઈ વાંધો નથી. અને જો એવું નથી બલ્કે ઉપરોકત હાજી બેંકમાં રકમ જમાં કરાવી પાવતી લઈ લે તો એ પુરતું નથી. કારણ કે તે સુરતમાં આગળ ઉપર આવેલી વિગત મુજબ તરતીબ (ક્રમ) જળવાશે નહિં અને શકય છે કે હાજી ઉપર દમ વાજિબ થઈ જાય, માટે એ સુરતમાં બેંક મારફત આ કામ કરાવવાના બદલે પોતાના હાથે અથવા પોતાની નજર સમક્ષ કરાવી લેવું જોઈએ.

બાકી સઉદી ગવર્નમેન્ટ તરફથી એ બાબત જે માહિતી આપવામાં આવી છે. અને શેખ અબ્દુલ અઝીઝ બિન બાઝ સાહબનો જે ફતવો ટાંકવામાં આવ્યો છે તે હમ્બલી (ઈમામ અહમદ બિન હમ્બલ રહ. ના) મસ્લક પ્રમાણે છે. તેઓનાં નઝદીક તરતીબ વાજિબ નથી.

**નોંટ :–** એટલું યાદ રહે કે ઉપર જે હુકમ લખવામાં આવ્યો છે તે માત્ર તે કુરબાની પુરતો માર્યાદિત છે જે હજ ક્રિયાના એક ભાગ રૂપે કરવામાં આવે છે. અને તે પણ હજજે કિરાન અથવા હજજે તમત્તુઅ કરનારાઓ માટે છે, એ સિવાય બીજી બધી કુરબાનીઓ જેમકે કોઈના ઉપર દમે જિનાયત (એહરામ ની હાલતમાં લગાવવામાં આવેલી પાબંદીઓની અવગણના કરવાને લઈ લાગુ પડતી કુરબાની) વાજિબ છે. અથવા નફલ કુરબાની અથવા કોઈ હાજી ત્યાં મુકીમ હોવાની સાથે સાથે નિસાબનો માલિક હોવાને લઈ ઈદે–અદહા વાળી વાજિબ કુરબાની વિ. આ ઈસ્લામિક બેંક મારફતે કરાવે તો તે જાઈઝ છે. (દુર્રે મુખ્તાર શામી ભા. ૨ પેજ ૧૬૨ થી ૨૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૭) નિકાહ

## ૧. દુધ શરીક બહેનથી કોના કોના નિકાહ ન થઈ શકે ?

**સવાલ :–** મારી વાલીદાનું નામ શમીમ છે. જેમના અમે ૪ છોકરાઓ છે. મારૂ નામ ફઝલે ઈલાહી છે. મારો ભાઈ ફૈયાઝ જયારે ૮ મહિનાનો હતો તે સમયે મારી માસીની છોકરી જેનું નામ ફરહાના છે તેની ઉમર ૮ દિવસની હતી. (દુધ પીતી વખતે) હવે ફૈયાઝ ૮ મહિનાનો હતો તે દુધ પીતો હતો. તેજ વખતે મારી વાલીદાએ ફરહાના જે ૮ દિવસની હતી એ માસીની છોકરી ને એક દિવસ દુધ પીવડાવ્યું હતું. હવે પુછવાની સુરત એ છે હું એટલે ફઝલે ઈલાહી ફરહાના જે મારી માસીની છોકરી છે; જેને મારી વાલીદાએ એક દિવસ દુધ પીવડાવ્યું હતું તેની સાથે હું નિકાહ કરવા

માગુ છું; તો શું મજકુર ફરહાના સાથે મારા નિકાહ શરીઅતની રૂએ જાઈઝ છે કે નાજાઈઝ ? મેં " ઉમ્મીદ " સાપ્તાહીક વીકલી તા. ૨૧ મે ૨૦૧૦ અંક ૩૪નો અભ્યાસ કર્યો જેમાં પેજ ૩ પર ફતાવા વિભાગમાં આપેલ ફતવો જોતા જેનું હેડીંગ " દુધ શરીક ભાઈની બહેનથી નિકાહ " છે. માલુમ પડે છે કે મારા માટે નિકાહની ગુંજાઈશ છે

**નોટ :–** ફઝલે ઈલાહી ફૈયાઝ થી ૫ થી ૬ વર્ષ મોટો છે. જે સમયે ફૈયાઝ દુધ પીતો હતો, હું ૫ વર્ષ મોટો હતો, ફૈયાઝ અને ફરહાનાએ એક સમયમાં દુધ પીધું છે. હવે મારા નિકાહ ફરહાના સાથે જાઈઝ છે કે નહિ, કારણ કે મેં ફરહાના સાથે મુદતે રિઝાઅતમાં દુધ નથી પીધું.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً આપની માસીની છોકરી ફરહાના જેને આપની વાલિદાએ જયારે તેની ઉમર ૮ દિવસની હતી કિંવા તેનો દુધ પીવાનો જમાનો હતો. તે સમયે દુધ પાયું હતું. અને આપની વાલિદહના તેણીને દુધ પાવાને લઈ તેણી કિંવા ફરહાના આપની વાલિદહની દુધ પીનાર છોકરી ઠરી અને આપની વાલિદહ તેણીના દુધ પાનાર 'મા' ઠર્યા અને આપ ચારેવ ભાઈઓ ફરહાનાના દુધ ભાઈ ઠર્યા. જેથી આપ ચારેવ ભાઈમાંથી કોઈના પણ નિકાહ ફરહાના સાથે જાઈઝ નથી. એટલું યાદ રહે કે આપની વાલિદહએ ફરહાનાને જયારે દુધ પીવડાવ્યું તે સમય ગાળામાં આપનો ભાઈ ફૈયાઝ આપની વાલિદહનું દુધ પીતો હતો. તેનો મતલબ એ નથી કે ફરહાના માત્ર ફૈયાઝની જ દુધ બહેન બની. બલ્કે જે–જે બાળકોએ આપની વાલિદહનું દુધ પીધું છે. ચાહે તેમના દુધ પીવાનો જમાનો ફરહાનાએ દુધ પીધું તેજ હોય અથવા તેનાથી આગળ–પાછળનો હોય તે બધાજ બાળકો ફરહાનાના દુધ ભાઈ ગણાશે (શામી ૨/૪૪૩) બલ્કે

આપની વાલિદાના કુખે જન્મેલ તે બાળકો પણ જેઓએ આપની વાલિદહનું દુધ પીધું નથી, તેઓ પણ ફરહાનાના દુધ ભાઈ ગણાશે અને તેઓના નિકાહ પણ ફરહાના સાથે જાઈઝ નથી (શામી ૨/૪૪૩) બલ્કે આપના વાલિદ સા. ની બીજી કોઈ પત્નિ હોય જેની કુખે આપના વાલિદ સા. થી બાળક જન્મયા હોય તેઓ પણ ફરહાનાના દુધ ભાઈ ગણાશે અને તેઓ સાથે પણ ફરહાનાના નિકાહ જાઈઝ અને દુરૂસ્ત નથી. હિદાયહમાં છે.

ولبن الفحل يتعلق به التحريم وهو ان ترضع المرضعة صبية فتحرم هذه الصبية على زوجها وعلى آبائه وابنائه

(હિદાયહ અવ્વલૈન પેજ–૩૫૧) (શામી ૨/૪૪૩)

આપે પોતાના સવાલમાં ઉમ્મીદ વિકલી તા. ૨૧–૫–૨૦૧૦ ના અંક ૩૪ ના ફતાવા વિભાગમાં આવેલ મસ્અલહનો જે હવાલો આપ્યો છે તેને આપના મસ્અલહથી કોઈ સંબંધ નથી બન્નેવ અલગ–અલગ સુરતો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. બીજા નિકાહ કરવા માટે પહેલી બીવીની ઈજાઝત :

**સવાલ :–** એક માણસની એક બીવી હયાત છે અને તે બીજા નિકાહ કરવા ચાહે છે તો આ નિકાહ કયા કારણસર કરી શકશે ? બીજું કે બીજા નિકાહ કરવા માટે પહેલી બીવીની ઈજાજત લેવી શર્ત છે ? જો ના શર્ત હોય તો પહેલી બીવી બીજા નિકાહ બાબત જબરન ઈન્કાર કરી શકે છે ? જો પહેલી બીવી એમ કહે કે બીજી લાવવી હોય તો મને તલાક આપી દો. તો આ પ્રમાણે ધમકી અથવા તલાકની માંગણી કરી શકે છે ? મર્દ તેને તલાક આપવા માંગતો નથી. જો મર્દ ખાનગીમાં શરઈ રીતે નિકાહ પઢીલે

તો નિકાહ થઈ જશે ? નિકાહ થઈ જવાની સુરતમાં પહેલી બીવીની માંગ યા તો તે અથવા હું બેમાંથી ગમે તેને તલાક આપી એકજ રાખો એવી માંગણી વ્યાજબી છે ?

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً અગર તે માણસ બન્નેવ બીવીઓનું ભરણ પોષણ કરવા સાથે અન્ય તમામ હકો સારી રીતે અદા કરવા શકિતમાન હોય તો બીજા નિકાહ કરવાની શરઈરૂએ ઈજાઝત છે. પહેલી બીવીની ઈજાઝત લેવી શરઈ–રૂએ જરૂરી નથી. બલ્કે તે ઈન્કાર કરતી હોય તો પણ બીજા નિકાહ ઉપર જણાવેલ શર્ત મુજબ કરી શકે છે. અલબત્ત બન્નેવના દાંપત્ય જીવનમાં શાંતી અને સુખ જળવાય રહે એ કારણે પહેલી બીવીને મનાવવાની કોશીશ કરવી હિતાવહ છે. પહેલી બીવી અગર એવું કહેતી હોય કે બીજી લાવવી હોય તો મને તલાક આપી દો તો એની એ માંગણી પુરી કરવી જરૂરી નથી. પરંતુ જો તેના બીવી તરીકેના હકોની અદાયગીમાં (બીજી બીવીના આવવાથી) કોતાહી અને બેદરકારી આવતી હોય તો, તેની એ માંગણી સહીહ અને દુરૂસ્ત બલ્કે શોહર માટે પણ દીની–દુન્યવી રીતે હિતાવહ છે. તે સુરતમાં શોહરને જોઈએ કે તેણી ને તલાક આપી છૂટી કરે અલબત્ત તલાક માટે શરઈ રીત અપનાવે જેથી પાછળથી પસ્તાવો થવાની સુરતમાં ફરી નિકાહ માટે કોઈ અડચણ ઉભી ન થાય.

ખાનગીમાં નિકાહ પઢવાનો મતલબ એ હોય કે પહેલી બીવી ન જાણે એ રીતે શરઈ ધારા ધોરણ મુજબ નિકાહ પઢવા. તો એવા નિકાહ દુરૂસ્ત થઈ જશે. પરંતુ એ સુરતમાં બન્નેવના હકોની અદાયગી કેવી રીતે કરશે ?

ઔરતોના સ્વભાવમાં જે કુદરતી ગયરત મુકવામાં આવેલી છે તેના લઈ બીજી બીવી કરવાની સુરતમાં શોહરે ઘણું વેઠવાનું આવશે. તેના માટે તેણે માનસિક રીતે તૈયાર રહેવું જોઈએ. બાકી શોહર એવું ચાહતો હોય કે બન્નેવ ને નિકાહમાં પણ રાખે અને તેઓની ગયરતને લઈ પડનારી તકલીફો અને દુઃખોથી પણ બચેલો રહે એ વાત શકય નથી. હુઝુરે અકરમ સલ્લલ્લાહો અલયહિ વસલ્લમની પવિત્ર સીરતના વાંચનથી માલમ પડશે કે આપ સલ્લલ્લાહો અલયહિ વસલ્લમે પણ એ દુઃખો સહર્ષ વેઠયા છે. અને દરેક મુઅમીન માટે હુઝુર સલ્લલ્લાહો અલયહિ વસલ્લમનું જીવન નમુના રૂપ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. તલાક મેળવ્યા વગર બીજા નિકાહ :–

**સવાલ :–** ૧૨ વરસ પહેલાં મારી શાદી કરાચી થઈ હતી. તે પછી ૨ વરસ રહીને અહિં આવી, ૧૦ વરસથી કોઈ કાગળ નથી અને ૧૧ વરસથી કોઈ બોલાવા આવતા નથી. છોકરી મારી ૧૧ વરસની થઈ છે, હવે હું બીજી શાદી કરી શકું છું કે કેમ ? તેનો જવાબ આપશો.

અને અગિયાર વરસથી એક પણ પૈસા નથી મોકલ્યા અને એની કોઈ ખબર પણ નથી તે ત્યાં છે કે નહી તેની પણ અમને કંઈ ખબર નથી. મારી એક છોકરી છે તે હું છ મહિનાની લઈને આવેલી, આજે એ અગિયાર વરસની થઈ ગઈ છે એના માટે પણ પૈસા કે કાપડ કંઈજ નથી મોકલ્યું, એને જોવા પણ નથી આવ્યા. હવે મારાથી બીજી શાદી થાય કે કેમ ?

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً આપના નિકાહ અત્યારે પણ કાયમ

છે. આટલો સમય પસાર થઈ જવાથી નિકાહ ખતમ થયા નથી. આપ પોતાના ધણીને પત્ર લખી એવું જણાવો કે " આપ પત્નિ તરીકેના મારા હક અદા કરો અને મને પોતાની સાથે રાખો. જો આપ પત્નિ તરીકેના મારા હક અદા કરવા નહિં ઈચ્છતા હોય તો તલાક આપી મને છૂટી કરો, જેથી હું બીજા નિકાહ કરી ઈઝઝત અને ઈસ્મતવાળું જીવન ગુજારી શકું" અગર તેવણ તમારા પત્રના જવાબમાં હક અદા કરવા તૈયાર થઈ જાય તો બેહતર, અને જો તલાક આપે તો આપ બીજા નિકાહ કરી શકશો. અને જો તલાક નહિં આપે તો કુટુંબ તેમજ બિરાદરીના વગદાર લોકોને વચ્ચે નાખી તલાક મેળવો. તેવણથી તલાક મેળવ્યા વગર આપ બીજા નિકાહ કરી શકતા નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪."કાંઈ પાઈ દીધુ છે" એવું કહી શકાય ? એવી હાલતમાં નિકાહ નો શરઈ હુકમ

**સવાલ :—** અમે ધણી ધણીયાણી ઈગ્લેંડ ગયા હતા. અમારા ઘરમાં મારો છોકરો ગુજરી ગયો હતો તેની ઔરત અને બે બચ્ચાઓને મુકી ગયા હતા. એ દરમિયાન મારા ફુફીજાદ ભાઈનો છોકરો જે બીજે ગામ નોકરી કરે છે તેણે દર શનિ રવિએ ગામમાં આવી મારી વહુ સાથે રાતના ૧૨ થી ૧ વાગ્યા સુધી વાડામાં બેસવા લાગ્યો, એમ કરતાં કરતાં મારી વહુને હાથ પર લીધી. જીનાખોરી કરી કે ન કરી તે તો ખુદા જાણે પણ મારી વહુને હાથ પર લીધા પછી એને કંઈ પાઈ દીધું અથવા ખવડાવી દીધું જેથી મારી વહુ એના સાથેજ નિકાહ કરવાની એમ કહેવા લાગી. પછી એ

છોકરાએ તેની સાથે નિકાહ કરવા માટે વહુના ચાચા તથા મામા તથા પીર સાહેબને પુછાવ્યું. આખરે અમે મારી વહુને સમજાવી જોઈ પણ એ ગાંઠી નહિ. અને એ છોકરા સાથેજ હું તો જવાની એમ કહેવાથી એના એ છોકરા સાથે નિકાહ પઢાવી આપ્યા.

મારી વહુ દરરોજ મારૂં માથું ભારે રહે છે અને કંઈ સમજ પડતી નથી એમ કહીને વધારે પડતું આખો દિવસ સુઈ રહેતી. એક દિવસ તો કહેવા લાગી કે મને તો કઈ કરીજ દીધું છે કારણ કે મને કંઈ સમજ પડતી નથી અને અહિં મને ગમતું નથી તો એ બારામા ઉલમાએ દીન તથા હદીષ શું કહે છે. તે ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً પેલા છોકરાએ નિકાહ પહેલાંજ આપની વહુ સાથે જે સંબંધ બાંધ્યા અને એની સાથે એકાંતમાં બેઠો, એ કૃત્ય સખ્ત ગુનાહિત અને અલ્લાહ તઆલાની નારાઝગીનું હતું. બન્નેવ સખ્ત ગુનેહગાર ઠર્યા. નબીએ–કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો પાક ઈરશાદ છે કે " કોઈ મર્દ હરગીઝ પરાઈ ઔરત સાથે એકાંત ન કેળવે કારણ કે તેઓમાં ત્રીજો શયતાનજ છે" હઝરત મયમૂન ઈબ્ને મહરાન (રહ.) ને નસીહત કરતાં હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ (રહ.)એ ફરમાવ્યું "અય મયમૂન ! કોઈ એવી ઔરતની સાથે જે તમારી મહરમ ન હોય કદી એકાંત ન મેળવો. ચાહે એકાંતમાં તમે એને કુર્આન શરીફ પઢાવવા માંગતા હોય."

અગર તે છોકરાએ ખરેખર કાંઈ પાઈ દીધું હોય તો તે પણ ગુનાહિત કૃત્ય છે. પરંતુ સાબિતી વગર એવું કહેવું મુશ્કિલ છે. માત્ર તે

ઔરત (વહૂ) ની વાત ઉપર વિશ્વાસ થઈ શકે નહિં, હોઈ શકે તે આપ લોકો સમક્ષ મકર કરતી હોય, અને એ રીતે હકીકત છુપાવવા માંગતી હોય.

**સવાલ :–** મારી વહુને કંઈ પાઈને તાબે કરી લીધેલી તે હિસાબે એ લોકોના નિકાહ જાઈઝ ગણાય કે કેમ તે પણ ખુલાસો કરવા મહેરબાની કરશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً અગર નિકાહ વેળા તેના હોશ–હવાસ કાયમ હતા તો એ નિકાહ દુરૂસ્ત અને સહીહ કહેવાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. યહૂદી તથા ઈસાઈ છોકરી સાથે નિકાહ :–

**સવાલ :–** એહલે કિતાબ જેવાકે યહુદી તથા ખ્રિસ્તી (ઈસાઈ) ની છોકરી સાથે મુસલમાન નિકાહ કરવા ચાહે તો (યહુદી–ખ્રિસ્તી) છોકરીને વગર મુસલમાન બનાવ્યે નિકાહ દુરૂસ્ત છે? કારણ કે બન્ને એહલે કિતાબ છે માટે મુસલમાન ગણાશે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً એહલે–કિતાબ ઔરત સાથે મુસ્લિમ પુરૂષના નિકાહ બે શર્તો સાથે થઈ શકે છે (અ.) તે યુરોપની સામાન્ય કવમોની જેમ નામ પુરતી ખ્રિસ્તી અને વાસ્તવમાં નાસ્તિક ન હોય. બલ્કે પોતાના ધાર્મિક સિધ્ધાંતોને માન્ય રાખતી હોય ચાહે અમલ તેના વિરૂધ્ધ પણ કરતી હોય. (બ) તે અસલથી યહુદી અથવા ખ્રિસ્તી હોય. ઈસ્લામ છોડીને યહુદી યા ખ્રિસ્તી ન બની હોય. જયારે ઉપરોકત બન્નેવ શર્તો કોઈ

કિતાબિય્યહ ઔરતમાં હોય તો તેની સાથે નિકાહ સહીહ અને દુરૂસ્ત થઈ જાય છે. પરંતુ સખ્ત જરૂરત વગર એનાથી નિકાહ કરવું મકરૂહ છે. અને ઘણી ખરાબીઓથી ભરપૂર છે. એજ કારણને લઈ હઝ. ઉમરે (રદી.) પોતાના ખિલાફત કાળમાં મુસ્લિમોને કિતાબિય્યહ ઔરતોથી નિકાહ કરવાથી મનાઈ ફરમાવી હતી. જયારે ફારૂકી –દૌરમાં (જે ખયર નો દૌર હતો) આવી ખરાબીઓ મવજૂદ હતી, તો આજકાલ જેટલીય ખરાબીઓ હોય; ઓછી છે. ખાસ કરી વર્તમાન યુગની યુરોપીયન કવમો સાથે મુસ્લિમોનો નિકાહ–સંબંધ તેઓની દુન્યા અને દીન માટે હાનીકારક અને તબાહ કરનારો છે. (અલ–હીલતુન્નાજેઝહ, પેજ ૨૦૬)

એહલે કિતાબ સાથે નિકાહની ઈજાઝત એટલા માટે નથી આપી કે તેઓ મુસલમાન છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. નિકાહમાં વાલીને વકીલ અને મહરમને ગવાહ બનાવવામાં આવે.

**સવાલ :–** (૧) જયારે છોકરી પાસે વકીલ રજા લેવા માટે જાય ત્યારે ગવાહોએ હાજર રહેવું જરૂરી છે. યાની ગવાહોએ પણ જવું જાઈએ.?

**સવાલ :–** (૨) નીકાહ ના અંદર જે બે ગવાહ હોવા જોઈએ. શું તે બે ગવાહોનું છોકરીના મહરમ હોવું જરૂરી છે ?

**સવાલ :–** (૩) ગવાહ છોકરી તરફથી હોવું જાઈએ કે છોકરા તરફથી ?

**જવાબ :–** حامدا ومصليا ومسلما (૧) છોકરી પાસે નિકાહની રજા લેવા

માટે જયારે વકીલ જાય છે ત્યારે ગવાહ રૂપે જે લોકોને હાજર રાખવામાં આવે છે, તેઓ ખરેખર નિકાહના ગવાહ નથી હોતા બલ્કે છોકરી આ વકીલને પોતાના નિકાહ ફલાણાં છોકરા સાથે કરાવવાનો વકીલ બનાવી રહી છે, તેના ગવાહ હોય છે. અર્થાત નિકાહના નહિં બલ્કે વકાલતના ગવાહ હોય છે. એટલું યાદ રહે કે વકાલત ગવાહોની હાજરી વગર પણ દુરૂસ્ત થઈ જાય છે. દા. ત. કોઈ છોકરીએ એકાંતમાં જયાં ગવાહો નથી, કોઈકને પોતાના નિકાહનો વકીલ બનાવ્યો તો એ રીતે તે વ્યકિત શરઈરૂએ વકીલ બની જાય છે. અને તેણે કરાવેલા નિકાહ પણ દુરૂસ્ત થઈ જાય છે. આપણા સમાજમાં વકાલત ઉપર ગવાહ બનાવવાનો જે રિવાજ છે તે સાવચેતી રૂપે રાખવામાં આવ્યો છે કે અગર કાલે ઉઠીને છોકરી વકીલ બાબત એવું કહે કે મેં તો તેને મારા નિકાહ ફલાણા સાથે કરાવવાનો વકીલ બનાવ્યો ન હતો. તો અગર ગવાહો હાજર રહયા હશે તો તેનો આ દાવો જુઠ્ઠો ઠરશે.

બીજી મહત્વની વાત એ છે કે છોકરીના વાલી અર્થાત બાપ અથવા તેની ગેર હાજરીમાં દાદા વિગેરે મવજૂદ હોય તે છતાં તેઓ સિવાય અન્ય વ્યકિતને પણ વકીલ બનાવવાથી હનફી મઝહબ મુજબ નિકાહ તો થઈ જશે પરંતુ એ પગલું એહતિયાતના ખિલાફ ગણાશે. કારણ કે કેટલાક ઈમામો (દા.ત. ઈમામ શાફઈ)ના મત મુજબ બાપની મવજૂદગીમાં અન્ય કોઈએ પઢાવેલા નિકાહ દુરૂસ્ત ઠરતા નથી. જેથી એહતિયાત અને સાવચેતીનો તકાઝો એજ છે કે વાલીને જ વકીલ બનાવવામાં આવે.

(૨) શરીઅતે નિકાહમાં જે ગવાહી જરૂરી ઠેરવી છે. તેમાં બે પુરૂષ

અથવા એક પુરૂષ અને બે સ્ત્રીઓનું હોવું જરૂરી છે. અને તેઓ મુસલમાન તેમજ બાલીગ હોવાની સાથે નિકાહ માટે કરવામાં આવી રહેલ ઈજાબ અને કબુલના શબ્દોને પોતાના કાને સાંભળી રહયા હોવા જાઈએ. તે જરૂરી છે. અગર ગવાહ રૂપે પુરૂષ કોઈ જ ન હોય, માત્ર સ્ત્રીઓજ હોય અથવા એકલો પુરૂષ હોય સાથે બે સ્ત્રીઓ અથવા અન્ય પુરૂષ ન હોય, તો પણ નિકાહ સહીહ થશે નહિં.

ઉપરોક્ત વિગતથી એ સાબિત થઈ ગયું કે નિકાહના ગવાહમાં છોકરીના મહરમ હોવું જરૂરી નથી. આપણા સમાજમાં જવાબ નં. (૧)માં જણાવ્યા મુજબ વકાલતના માટે પણ છોકરીની રજા લેતી વખતે ગવાહોને સાથે લઈ જવામાં આવે છે. તે ટાંણે છોકરીના મહરમ વગર અન્ય કોઈ વ્યકિતને લઈ જવામાં આવશે તો એક ના–મહરમનું છોકરીને જોવું લાઝિમ આવશે. તેના લઈ એહતિયાત રૂપે મહરમને લઈ જવાની સલાહ આપવામાં આવે છે. વળી આગળ ઉપર જણાવ્યા મુજબ રજા વખતે લઈ જવામાં આવતી વ્યકિતઓ નિકાહની ગવાહ નથી હોતી બલ્કે વકાલતની ગવાહ હોય છે. અલબત્ત આપણા સમાજમાં તેઓના નામનીજ નિકાહના ગવાહ રૂપે રજીસ્ટરમાં નોંધણી કરવામાં આવે છે. હાલાંકે જે મજલિસમાં નિકાહ થઈ રહયા છે તે મજલિસમાં હાજર રહેલ જેટલા લોકો પણ નિકાહના ઈજાબ અને કબૂલને સાંભળી રહયા છે. તે બધાંજ શરઈરૂએ તો નિકાહના ગવાહ બની જાય છે ચાહે ગવાહરૂપે રજીસ્ટરમાં તેઓના નામની નોંધણી કરવામાં આવે યા ન આવે.

(૩) ઉપર જવાબ નં. (૨) માં જણાવ્યા મુજબ કોઈ પણ મુસ્લિમ બાલિગ વ્યકિત ચાહે તે છોકરીના સગામાંથી હોય યા છોકરાના અને ચાહે

બન્નેવમાંથી કોઈની પણ સાથે સગાઈનો સંબંધ ધરાવતી ન હોય. અજનબી હોય, તો પણ તે નિકાહના ગવાહ બની શકે છે. ગવાહનું છોકરી અથવા છોકરા તરફથી હોવું શરઈરૂએ જરૂરી નથી.

નોંધ :– હઝરત મવલાના મુહંમદ યુસુફ સા. લુધયાન્વી (રહ.) લખે છે કે પરાયા અને ના–મહરમ લોકોનું છોકરી પાસે રજા લેવા માટે જવું ગયરતના ખિલાફ છે. ખબર નહિં લોકો આ ગયરત તેમજ શર્મ–વ–હયાના ખિલાફ રસ્મને કેમ છાતીથી વળગાડીને બેઠા છે. બાપ છોકરીનો વ્રાલી છે. અને તેજ તેણી તરફથી નિકાહનો વકીલ છે. અલબત્ત સગાઈ નક્કી કરવા અને મહેર વિગેરે બાબતોમાં છોકરીથી સલાહ–મશ્વેરો જરૂર કરવો જોઈએ અને આ કામ છોકરીની માં તેમજ અન્ય મસ્તૂરાત વડે પણ થઈ શકે છે અને આજકાલતો નિકાહના ફોર્મમાં બધીજ વાતો નોંધવામા આવી હોય છે અને તે ફોર્મ ઉપર સહી કરી દેવાથી છોકરીની ઈજાઝત પણ માલમ પડી જાય છે. માટે પરાઈ ના–મહરમ વ્યકિતઓને દુલ્હન (છોકરી) પાસે મોકલી અને તેઓને છોકરીથી પર્દા વગર મળવાની રસમને સદંતર બંધ કરવામા આવે. શાદીની તૈયારીઓ છતાં કુંવારી છોકરીનું તેના ઉપર ચૂપ રહેવું પણ તેના તરફથી ઈજાઝત છે. (આપ કે મસાઈલ ઔર ઉન કા હલ ૫/૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૭. મહેરમાં રૂા. ૧૫૦ નક્કી કરવા :–

**સવાલ :–** નિકાહ કરનાર ઔરત (દુલ્હન)પાસે નિકાહ વખતે વકીલ ઈજાબ કરાવતી વખતે ૧૫૦ રૂા. મહેર લઈને જાય અને નિકાહ

કરનાર ઔરતને કહે કે તમારા નિકાહ મેં ફલાણા સાથે કર્યા રૂા.૧૫૦/– મહેરના એવજમાં તમને કબુલ છે ? તો દુલ્હન પોતાની રાજીખુશીથી ૧૫૦ રૂા. મહેર કબુલ કરી લે તો એટલી મહેરના એવઝમાં નિકાહ–મહેર સહી અદા થશે કે કેમ તે જણાવવા આભારી થશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً પુછેલી સુરતમાં નિકાહ તો સહી થઈ જશે અલબત્ત અગર જયારે નિકાહ થયો ત્યારે ૧૫૦ રૂા. માં ૩૧ ગ્રામ અથવા વધુ ચાંદી મળી રહેતી હતી તો મહેર પણ સહીહ થઈ ગઈ અને જો ૧૫૦ રૂપીયામાં તે ટાણે ૩૧ ગ્રામ ચાંદી મળતી ન હતી, બલ્કે ૩૧ ગ્રામ ચાંદીનો ભાવ ૧૫૦ રૂપિયાથી વધુ હતો તો જેટલી કમી રહી ગઈ તે પુરી કરી લેવામાં આવે. દાખલા તરીકે તે સમયે ૩૧ ગ્રામ ચાંદીની કિંમત ૧૭૦ રૂપીયા હતી તો મહેરમાં રૂપીયા વીસ વધારી દેવામાં આવે. (દુર્રે મુખ્તાર શામી ૨/૩૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. સાવકી 'મા' ની બહેન સાથે નિકાહ :–

**સવાલ :–** એક માણસ છે તેનો એક ભાઈ છે. બન્નેવ ભાઈની એકજ ઘરમાં બંનેવ સગી બહેન સાથે શાદી થઈ છે. તો મોટા ભાઈનો એક છોકરો છે. તેના બાપની આ બીવી એની સાવકીમાં થાય છે. તો તે છોકરાની શાદી પણ તેની સાવકીમાંની બહેન સાથે થઈ છે. એટલે હવે એકજ ઘરમાં ત્રણ બહેન થઈ અને છોકરો એના બાપ અને કાકાનો સાઢુભાઈ થયો, અને એની માનો બનેવી થયો તો શું ઈસ્લામી શરીઅત પ્રમાણે સાવકી માની બહેન સાથે સાદી કરવું જાઈઝ છે ?. આપ બરાબર વાંચી જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** حامدا و مصليا و مسلما સાવકી માંની બહેન સાથે (નીકાહ હરામ કરનારૂં બીજું કોઈ સગપણ ન હોય તો) નિકાહ જાઈઝ છે.

## ૯. નિકાહ કરનાર મજલિસે નિકાહમાં હાજર ન હોય તો નિકાહ કેવી રીતે પઢવા ?

**સવાલ :–** ગાઈબાના નિકાહ માટે શરીઅતની રૂએ કયા કયા રિશ્તેદાર નું હોવું જરૂરી ?

**જવાબ :–** حامدا و مصليا و مسلما ગાઈબાના નિકાહનો મતલબ અગર એ છે કે નિકાહ કરનાર મર્દ મજલિસે–નિકાહમાં મવજૂદ નથી. તો એ સુરતમાં નિકાહ કરનાર મર્દે પોતાના નિકાહ માટે જે માણસને વકીલ બનાવ્યો છે, તે મવજૂદ હોય અને છોકરીના વકીલ તરફથી કરવામાં આવેલ " ઈજાબ" ને મર્દ નો વકીલ તે મર્દ તરફથી સ્વીકારી "કબુલ" કરી લીએ અને બે આઝાદ, આકિલ, બાલિગ મુસલમાન મર્દ ગવાહી રૂપે ત્યાં હાજર છે, જેઓ ઉપરોકત બન્નેવ વકીલો તરફથી કરવામાં આવી રહેલ " ઈજાબ અને કબુલ" ને સાંભળી રહયા છે, તો એ નિકાહ સહીહ થઈ ગયા. હવે એ ટાણે તે નિકાહ કરનાર મર્દ નો એક પણ રિશ્તેદાર મવજૂદ નથી તો પણ વાંધો નહિ આવે. (શામી, ભાગ બીજો ૩૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. છોકરીની વિદાયગીની માંગણી કોણ કરી શકે ? :–

**સવાલ :–** ગાઈબાના નિકાહ થયા પછી છોકરાની મા–બહેન તથા ભાઈ ભાભી એક સાથે રહે છે. અને કહે છે કે હમારે છોકરીની

વિદાગીરી જોઈએ છે. તો શરીઅતની રૂએ આપણાથી વિદાગીરી આપી શકાય યા નહિ અથવા તો એ નિકાહ થયેલ છોકરીની વિદાગીરી માટે બીજી કોઈ (શકલ) સુરત ખરી ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما છોકરીની વિદાયગીરીની માંગણી ધણીજ કરી શકે છે. (શામી ૪/૪૪૮) જયારે ધણી મવજૂદ નથી તો ધણીના મા–બહેન, ભાઈ–ભાભીને એવી માંગણી કરવાનો હક નથી.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. મહેર માફ કરવાની રીત :–

**સવાલ :–** હમારી શાદી ઈન્ડીયામાં થઈ છે. અને મહેર ઈન્ડીયાના હિસાબથી આપેલી, મારા શોહર પનામા ગયા છે. હમારે એવણને મહેર માફ કરવું હોય તો કેવી રીતે કરવું ? જયારે શાદી થઈ ત્યારે અમો બન્ને આટલેજ હતા. મહેર માફ કરવાનો શું ફાયદો છે. અને માફ કરતી વખતે એકાંતમાં માફ કરે તો ચાલે કે પછી બે માણસની શાક્ષી હોવી જરૂરી છે. ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما મહેર એ શરીઅત તરફથી ઔરતને આપવામાં આવેલો હક છે.જેને વસૂલ કરવાનો તેણીને સંપૂર્ણ અધિકાર છે. શોહરને જોઈએ કે વહેલી તકે ઔરતનો એ હક અદા કરી પોતાને જવાબદારીથી મુકત કરી લીએ. તે છતાં અગર ઔરત પોતાની રાજી–ખુશીથી કોઈ પણ જાતના દાબ–દબાણ વગર પોતાનો આ હક માફ કરવા ચાહે તો કરી શકે છે. અને તે માટે ઔરત ધણીને કહે મેં મારી મહેર

જે તમારા ઉપર વાજિબ છે તે તમને બખ્શી આપી અને ધણી તે સ્વીકારી લીએ. એટલે હવે પછી ઔરત ને તેની માંગણીનો ઈખ્તેયાર રહેશે નહિં. (શામી ૨/૩૬૮) મહેર ની માફી માટે ત્યાં બે માણસની શાક્ષી હોવી જરૂરી નથી. તે વગર પણ માફ થઈ જશે. પરંતુ હોય તો વધુ સારૂં, જેથી ભવિષ્યમાં કોઈ વાદ–વિવાદ ઉભો થાય ત્યારે કામ લાગે. (ફતાવા મહમૂદિય્યહ ૩/૩૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૨. મેહરે ફાતેમી બાંધવા બાબત :–**

**સવાલ :–** ધારો કે એક માણસે ફાતિમી મહેર રૂા. ૧૧૫૦૦/– બાંધી છે, એમનું કહેવું છે કે ફાતિમી મહેર વાજિબ છે. તો શરીઅત મુજબ હકીકત શું છે તે જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً મેહરે ફાતેમી બાંધવી વાજિબ કે ફર્ઝ નથી. કોઈ વ્યકિત એવું સમઝી કે આટલી મેહર હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની સાહબઝાદીની બાંધી હતી એટલી મહેર બાંધે તો સવાબનો હકદાર ઠરશે. અલબત્ત અગર કોઈ એ મહેર બાંધી ચુકયો હોય તો વાજિબ થઈ ગઈ. મેહરે ફાતેમી ૧૫૩૧ ગ્રામ ચાંદી અથવા તેની કિંમત છે નિકાહ વખતે ચાંદીનો જે ભાવ ચાલતો હોય તે જાણી લઈ તે મુજબ હિસાબ કરી લેવો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૩. ઈજતેમામાં નિકાહ પછી રિવાજો આચરવા બાબત :–**

**સવાલ :–** હાલમાં ઘણા વ્યકિતઓ ઈજતેમામાં નિકાહ કરે છે.

આવા નિકાહ કરનાર વ્યકિતઓ નિકાહ બાદ તુરંત ચિલ્લામાં જાય છે.અને અમુક જતા પણ નથી.બે ત્રણ માસ બાદ વિદાયગીનો કાર્યક્રમ ગોઠવે છે. જાણે કે બારાત લઈને આવતા હોય તે રીતે દુલ્હનને તેમના મા–બાપને ત્યાંથી પોતાને ત્યાં લઈ જાય છે. તબ્લીગી જમાઅતના અકાબીરોને–ઈજતેમામાં નિકાહ થયા બાદ વર પક્ષના લોકો બે ત્રણ માસ બાદ દુલ્હનને લેવા જતા હોય છે તેવી–જાણ હોતી નથી. નિકાહ થયા બાદ પત્નિના નફકાની જવાબદારી પતિના માથે હોય છે. આ અંગે કન્યા પક્ષના વાલીઓ ખુશી હોય કે ન હોય મૌન ધારણ કરવું પડતું હોય છે. તો આ બાબત શરીઅત શું કહે છે ?

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً ઈજતેમામાં નિકાહ ગોઠવવાનો હેતુ સાદી અને બિન–ખર્ચાળ રીતે નિકાહ કરવાનો હોય છે. હવે જો બે ત્રણ માસ પછી વિદાયગીરીના નામે તે બધા જ રીત રિવાજો આચરવામાં આવતા હોય જે નિકાહમાં જરૂરી સમજાય છે, તો પછી ઈજતેમામાં નિકાહ કરી સાદગીનો દેખાવ કરવાની અને લોકોની આંખોમાં ધુળ નાખવાની શી જરૂરત હતી ? ખરેખર તો આવા લોકોનું માનસ દીનદાર બન્યું નથી, જે દુ:ખદ હકીકત છે. તબ્લીગ જમાઅતના અકાબીરોને આ હકીકતથી વાકેફ કરી આ બધા રીત રિવાજો બંધ કરાવવા ધ્યાન આપવામાં આવે.

નિકાહ થઈ ગયા પછી છોકરી પક્ષવાળા દુલ્હનને મોકલવા તૈયાર છે. અલબત્ત છોકરા પક્ષવાળા તરફથી લઈ જવામાં મોડું થઈ રહયું છે, તો એ સુરતમાં ભરણ પોષણના ખર્ચની જવાબદારી ધણી ઉપર છે, જે પુરી કરવી ધણી ઉપર જરૂરી છે. (શામી ૨/૭૦૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૪. નિકાહ કરવું જરૂરી હોય પરંતુ વાલિદ સા. નિકાહ કરાવવા તૈયાર ન હોય તો શું કરે ?**

**સવાલ :–** હું એક ૨૪ વર્ષનો બાલીગ છોકરો છું. આ ઉંમરે અલ્લાહ પાક ના કુદરતી નિઝામ પ્રમાણે તે બધી જરૂરતો જે એક બાલિગ વયના છોકરાને થાય છે, તે બધી જરૂરતો ઘણા જ વધુ પ્રમાણમાં મને થાય છે, થોડા વખતથી હું અલ્લાહના દીનનાં કામમાં લાગેલો છું. અને આ દીનના કામમાં લાગવાથી મને અલ્લાહનો ખોફ (દર) દિલમાં આવ્યો છે, જે મને પહેલાં જરાય ન હતો. તેથી મેં બધા જ ગુનાહોના કામ છોડી દીધા છે. જેથી જે જે તકલીફો નફસ ઉપર ગુનાહના કામ છોડવાથી થાય છે તે મને સ્વાભાવિક રીતે જણાય છે. અને હું ગુનાહોના કામોથી બચવા ઘણીજ કોશિશ કરૂં છું, આ ઉપરાંત આ સાથે જ ઘણી જાતીય બિમારીઓ પેદા થઈ ગઈ છે.જેથી હું ઘણો જ પરેશાન થઈ ગયો છું. વડીલોના કહેવા મુજબ શાદી જરૂરી થઈ પડી છે. આર્થિક રીતે હું ધંધો પણ કરૂં છું, અને તેમાંથી દરરોજ નક્કી રકમ માં–બાપને આપી દઉં છું. મારી આ પરિસ્થિતી જોઈ મારા હળવા–મળવા વાળા વડીલોએ મારા મા–બાપને મારી શાદી વિષે વિનંતી કરી, પરંતુ મારા મા–બાપે આ બાતમાં આંખ આડા કાન કરી દીધા. દિવસે–દિવસે મારી તંદુરસ્તી જોખમાય છે અને હવે મારા મત મુજબ મને એવું લાગે છે કે હું જલ્દી થી જલ્દી શાદી કરૂં જેના કારણો મેં શરૂઆતમાં દર્શાવી દિધા.

આ પછી મારા માં–બાપ પાસે આ બાબતની વાત કરવા ગામનાં દીની હૈસિયતથી અને દુન્યવી હેસિયતથી મોટા (વડીલો) ઘણી જ વખત સમજાવવા માટે ગયા, પરંતુ તેઓ આ બાબત કોઈ પગલા લેવા તૈયાર

નથી, કારણ કે તેઓને મારી આર્થિક પરિસ્થિતીનો ભય છે. અને મને અલ્લાહ ઉપર પુરતો ભરોષો છે. તેથી આ બાબત કે મારા માં–બાપની ઈચ્છા વિરૂધ્ધ શાદી કરવા માટે ઈસ્લામ મઝહબ શું કહે છે ?

જવાબ :– حامدا ومصليا ومسلما કોઈ વ્યકિતમાં જાતીય વાસના એટલી હદે પહોંચી જાય કે નિકાહ નહિં કરવાની સુરતમાં ઝીના અથવા હસ્તમૈથુન વિ. થી પોતાને બચાવવું શકય ન હોય અને તેની પાસે થનાર પત્નિના મહેર તેમજ તેણીના ભરણ પોષણની ત્રેવડ છે, તો એવા માણસ ઉપર નિકાહ કરવું શરઈ રૂએ જરૂરી અને વાજિબ ઠરે છે. (દુર્રે મુખ્તાર શામી ૨/૨૮૨–૨૮૩) દિકરો બાલિગ થતાં તેના નિકાહ કરાવી પોતાની ફરજમાંથી મુકત થવું બાપની શરઈ જવાબદારી છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે કે જેને ત્યાં અવલાદ થાય તેને જોઈએ કે તેનું સારૂ નામ રાખે અને તેને અદબ શીખવાડે પછી જયારે તે બાલિગ થઈ જાય તો તેના નિકાહ કરાવી દીએ. અને જો બાલિગ થવા છતાં તેના નિકાહ નહિં કરાવ્યા અને તેણે ગુનાહ (ઝિના વિ.) આચર્યો તો તે ગુનાહની જવાબદારી બાપ ઉપર છે. (મિશ્કાત પેજ ૨૭૧)આ હદીસનો મતલબ બયાન કરતાં મુલ્લાં અલી કારી (રહ.) લખે છે કે : "તેના ગુનાહની સજા બાપ ઉપર છે. કારણ કે (નિકાહ નહિં કરાવી)બાપ પોતાની ફરજ અદા કરવામાં ઉણો ઉતર્યો." અલ્લામહ તીબી (રહ.) કહે છે કે હદીસના શબ્દોથી માલમ પડે છે કે બાપ ઉપર જ ગુનાહ છે. છોકરા ઉપર નહિં, કારણ કે તેણે છોકરાને ગુનાહમાં પડવાથી બચાવવાની કોશિશ નહિં કરી (મિશ્કાત ૬/૨૦૯)

પુછેલી સુરતમાં જયારે આપની ઉંમર ચોવીસ વરસની છે.

જાતીય– વાસનાને લઈ ગુનાહમાં સપડાવાનું યકીન છે. તમારી તેમજ થનાર પત્નિના ભરણ/પોષણ મુજબ કમાઈ રહયા છો. મહેરની અદાયગીની પણ ત્રેવડ છે. તે છતાં આપના બાપ આપના નિકાહ કરાવવા માટે મંજુરી આપતા નથી, એમનું એ કૃત્ય ગુનાહિત છે, અને શરઈ રૂએ વખોડવા પાત્ર પણ છે. આપ પોતાની રીતે નિકાહ કરી પોતાને તેમજ પોતાના બાપને ગુનાહમાંથી બચાવી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૧૫. *નિકાહની ઈજાઝત લેતી વખતે ગવાહ બાબત આગ્રહ કરવું કેવું છે.*

**સવાલ :–** નિકાહ વખતે છોકરીનો બાપ પોતે વકીલ હોય તો વગર ગવાહે નિકાહ સહીહ થાય કે નહિં ? નિકાહની એક મજલીસમાં છોકરીના બાપ પોતે વકીલ હતા, જયારે વકીલે (છોકરીના બાપે) નિકાહ પઢાવવા માટે છોકરીની ઈજાઝત લીધી ત્યારે કોઈ ગવાહ ન હતા. નિકાહ પઢાવતી વખતે એક મુફતી સાહબે વાંધો ઉઠાવતા કહયું કે વગર ગવાહે નિકાહ સહી થતા નથી. જયારે તેમને એ બાબતે એમ કહેવામાં આવ્યુ કે ડાભેલમાં મુફતી સાહબે પોતે આ મુજબ નિકાહ પઢાવ્યા છે. તો પણ એમણે માન્ય રાખ્યું નહી. ત્યાર બાદ મજલિસમાંથી ઉઠી ફરીથી વકીલે (છોકરીના બાપે) બે ગવાહો સમક્ષ છોકરીની ઈજાઝત લીધી અને ત્યાર બાદ નિકાહ પઢાવવામાં આવ્યા. તો એ બાબતે સહીહ શું છે. તે જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً બાપ અથવા અન્ય કોઈ વ્યકિત (જે

છોકરી તરફથી નિકાહની મજલિસમાં વકીલ બની હાજર રહે છે. તો જયારે)તે છોકરી પાસેથી તેના નિકાહ માટે ઈજાઝત મેળવી રહી હોય ત્યારે ત્યાં ગવાહોનું હોવુ શરઈ રૂએ (નિકાહ સહીહ થવા માટે) જરૂરી નથી. એહતિયાત રૂપે વકાલતના પણ ગવાહો બનાવી લેવામાં આવે છે. જેથી આગળ જતા અગર છોકરી એવું કહે કે મેં એમને મારા નિકાહના વકીલ બનાવ્યા ન હતા તો કોઈ પ્રોબ્લેમ ઉભુંન થાય. નિકાહની મજલિસમાં જયાં નિકાહ પઢાવનાર વકીલને પુછી નિકાહ પઢાવે છે અને વકીલ પાસે ઈજાબ (કિંવા પોતાની મુઅક્કિલહને દુલ્હાના નિકાહમાં આપી એવા શબ્દો) કહેવડાવે છે અને ત્યાર પછી તેના સ્વીકાર રૂપે દુલ્હા પાસે કબુલ (કિંવા એના નિકાહમાં આપવામાં આવી રહેલ દુલ્હનનો સ્વીકાર કરાવતા શબ્દો) કહેવડાવે છે. ત્યારે જ ત્યાં ગવાહોનું હોવું જરૂરી છે. અને તેઓ જ નિકાહના ગવાહો કહેવાય છે. કારણ કે નિકાહ ઈજાબ અને કબૂલનું નામ છે. સવાલમાં જણાવ્યા મુજબ નિકાહ પઢાવનાર મુફતી સાહબે લડકીના બાપની ઈજાઝત લેતી વખતે ગવાહો સાથે રાખવા ઉપર આગ્રહ કરી પાછા મોકલ્યા, શરઈ રૂએ એની જરૂરત ન હતી. અને તેમનો આ આગ્રહ દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૬. ઈસાઈ, યહૂદી ઔરતો સાથે લગ્ન સંબંધ બાંધવો :–

**સવાલ :–** મારૂ નામ ફલાંણા ઈબ્ને ફલાંણા છે. મારાથી મારો મોટો ભાઈ છે. તેનું નામ ફલાંણા ઈબ્ને ફલાંણા છે. તેણે ક્રિસ્ચન (ઈસાઈ) જોડે શાદી કરી છે. તેના લગ્નને બે વરસ નવ મહીના વિતી ચુકયા છે. આ સમય ગાળામાં તેને ત્યાં એક છોકરીનું જન્મ થયું છે. અને તે જયારથી

શાદી થઈ છે મારા બાપના ઘરે સગવડ હોવા છતાં ઘર જમાઈ બનીને રહે છે. ત્યાં ઈસ્લામી કલચર નથી. તેથી મેં અને મારા મોટા ભાઈઓ ભાભીઓ અને બહેનોએ મારા ભાઈ સાથે વાત કરી કે તને આપણા બાપના ઘરે ફાવતું નથી તો તું કશે બીજુ ઘર ભાડે રાખીને તારી પત્નિ તેમજ છોકરીને લઈ અલગ રહે તો તારી પત્નિને પણ આપણુ મુસ્લિમ ઈસ્લામિક કલ્ચર મળે અને તે ન્યું મુસ્લિમ છે તો તેને ઈસ્લામ વિશે જાણકારી મળે. તેમજ ઈસ્લામિક કલ્ચર મળે, નમાઝ, તિલાવતે કુર્આન શીખવવું તેમજ ઈસ્લામના ફરજોની જાણકારી મળે વગેરે વગેરે, મારા મોટા ભાઈએ એ વાત માની અને ગામમાં એક અલગ ઘર લીધું અને મારા ઘરવાળા તેમજ મારા છોકરા છોકરી જઈને તે ઘર સાફ કરી આવ્યા, પરંતુ મારા ભાઈ અને તેની પત્નિ ત્યાં રહેવા આવ્યા નહી. ખબર કાઢતાં માલુમ થયું કે એ લોકો ત્યાં રહેવા આવવા માંગતા નથી. અને મારી ભાભી શારોનને મેં આ વિશે પુછયું તો તેમણે જણાવ્યું કે મારી માં રેખા બહેન રાઠોડ મને ના પાડે છે કે ગામમાં નહી રહેવા જવાનું, અમને મુસ્લિમ વિસ્તાર નહી ફાવે, અમે તો કોઈ સોસાયટીમાં રહેવા જઈશું. મેં વિચાર્યું કે આમ વાત ના બને, હું ભાભીની માં રેખાબેન રાઠોડ પાસે ગયો અને તેમની સાથે વાત શરૂ કરી. મેં તેમને કહી દીધું કે રેખા બહેન મારો ભાઈ તમારી પુત્રી સાથે લગ્ન કરીને ત્યાં રહે છે તો તમને તેના તરફી તકલીફ પડતી હશે. તો તેમણે મને જવાબ આપ્યો કે કેવી તકલીફ એ મારી છોકરી છે. મેં તેમને બીજો સવાલ કર્યો કે એ અલગ ઘર રાંદેરમાં લઈને રહે તો તમારી છોકરીએ અલગ સમાજમાં લગન કર્યા છે તો તેણે હવે મુસ્લિમ પતિ જોડે ઈસ્લામ અપનાવી લીધો છે. તો તમને નથી લાગતું કે તે રાંદેરમાં રહીને મુસ્લિમ સમાજના તોર તરીકા કે

નમાઝ, તીલાવતે કુરઆન, તેમજ અમારા ઈસ્લામીક કિતાબ પઢીને જે તેણીએ ઈસ્લામ અપનાવ્યો છે તે મજબુત કરે તો તમને શો વાંધો છે. મારા ભાઈએ અલગ ઘર લઈને ત્યાં સાફ સફાઈ કરાવી અને હવે તમારી છોકરી (મારી ભાભી) અને તમે ના પાડો છો તે બરાબર છે? એ તમને શોભા નથી આપતું. તેમણે કિધું જો ભાઈ તમે મારી સાથે જે વાત કરી છે તે બીલ્કુલ બરાબર નથી. કારણ કે મારી દીકરીએ ઈસ્લામ અપનાવ્યો નથી. અને જો મારી છોકરીએ ઈસ્લામ અપનાવ્યો છે તેવો તમારી પાસે કોઈ પુરાવો હોય તો મને બતાવો (મેં એમની વાત કાપતા કહયું) મારા ભાઈએ તમારી છોકરી સાથે સુરતમાં હઝ.ખ્વાજાદાના સાહેબની દરગાહમાં નિકાહ કર્યા છે, અને ત્યાંના મવલાના મુસ્લિમ બનાવ્યા વગર નિકાહ કરી ના શકે, તો તેમણે કહયું કે તમારી વાત તદ્દન ખોટી છે. મારી છોકરીએ તારા ભાઈ જોડે સિવીલ મેરેજ કર્યું છે. અને કોર્ટમાં મારી પાસે પુરાવો છે. અને તેમાં પણ મારી છોકરીનું નામ શારોન રાઠોડ છે. અને તમે કહીં ભી પુરાવો લેવા જાવ તે શારોન રાઠોડ જ નામ મળશે. તમારું કોઈ મુસ્લિમ નામ મારી છોકરીનું નથી. હું આ વાત સાંભળીને બેભાન થઈ ગયો. મેં મારા ભાઈના દોસ્તો ને વાત કરી તો કોઈએ મને ગણકાર આપી નહી. અને મને જાણવા મળ્યું કે ખ્વાજા દાના દરગાહ પર કલમો પઢી એણે ઈસ્લામ અપનાવ્યું છે, બીજુ કંઈ નથી.

મને અમુક સવાલો સતાવે છે તે સવાલ નીચે મુજબ છે.

(૧) મૌત બરહક છે, આજે નહી તો કાલે આવવાની. જો મારા ભાઈની પત્નિ શારોનનું મૌત થાય તો તેને કયાં દફનાવવા લઈ જવું પડશે.?

(૨) મારો ભાઈ મુસ્લિમ છે. મારી ભાભી કિશ્ચન (ઈસાઈ) છે આ બન્નેથી થતી ઔલાદ હમણા એક છોકરી છે. તે કોના હિસ્સે જાય, મુસ્લિમ કે કિશ્ચન? અને હમણા તે શું છે? મુસ્લિમ કે કિસ્ચન, મને સમજ પડતી નથી.

**જવાબ :–** حامدا ومصليا ومسلما એહલે કિતાબ કિંવા યહુદી અથવા ઈસાઈ ઔરત સાથે મુસલમાન મર્દના નિકાહ બે શરતો સાથે થઈ શકે છે. (૧) તેણી સામાન્ય યુરોપીયનોની જેમ માત્ર નામની ઈસાઈ અને ખરેખર નાસ્તિક ન હોય, બલ્કે કમથી કમ પોતાના ધાર્મિક ઉસૂલોને માનતી હોય. યહુદી અથવા ઈસાઈ હોય ચાહે અમલ તેના વિરૂધ્ધ કરતી હોય, (૨) ઈસ્લામ ધર્મ છોડીને યહુદી અથવા ઈસાઈ ન બની હોય, જયારે ઉપરોકત બન્નેવ શરતો કોઈ ઈસાઈ ઔરતમાં મવજૂદ હોય તો તેની સાથે કરવામાં આવેલ નિકાહ સહીહ થઈ જાય. પરંતુ સખ્ત જરૂરત વગર તેણી સાથે નિકાહ કરવા મકરૂહ અને ઘણી જ ખરાબીઓ ઉત્પન કરનારા છે. એટલા જ માટે હઝરત ઉમર (રદી.) એ પોતાના ખિલાફત કાળમાં મુસલમાનોને કિતાબી યહુદી અથવા ઈસાઈ ઔરતો સાથે નિકાહ કરવાની મનાઈ ફરમાવી હતી. જયારે તે જમાનામાં જે ખૈર અને ભલાઈનો પણ હતો, આવી બુરાઈઓ મવજુદ હતી. તો વર્તમાન યુગમાં જેટલી પણ બુરાઈઓ હોય ઓછી કહેવાશે. ખાસ કરીને વર્તમાન યુગની ઈસાઈ અથવા યહુદી ઔરતો સાથે લગ્ન સંબંધ બાધવું મુસલમાનોના દીન અને દુન્યા બન્નેવને તબાહ કરનારું છે. (અલ હીલયતુન્નાજિઝહ પેજ–૧૧૩)

ઉપરોકત હુકમ ત્યારે છે જયારે કે નિકાહ કરતી વેળા તે ઔરત

ઈસાઈ હોય અથવા જો આપના લખ્યા મુજબ નિકાહ પહેલાં તેણીએ કલિમાં પઢી ઈસ્લામ સ્વીકાર કર્યો અથવા પછી નિકાહ પઢવામાં આવ્યા અને ત્યાર પછી તેણી ફરીથી ઈસાઈ બની ગઈ, તો આપના ભાઈના એ નિકાહ તુટી ગયા છે અને તેણી સાથે લગ્ન જીવન ગુજારવું નાજાઈઝ અને હરામ છે. તેણીના મરણ પછી તેની અંતિમ વિધી બાબત આપ ચિંતીત છો. આજે તે હયાત છે, તમે ડાયરેકટ તેણીને પુછી લ્યો કે તે મુસલમાન છે ? અથવા ઈસાઈ ? આજે જ એનો ખુલાસો થઈ જતાં ભવિષ્યમાં એના મૃત્યુ પછી આપે સવાલમાં લખેલી કાલ્પનિક મુંજવણ પૈદા નહી થાય. પોતાના ભાઈ જેમનો જન્મ ઈસ્લામી માહોલમાં મુસલમાનના ઘરે થયો તેના ઉપર આપનો કોઈ કાબુ ચાલતો નથી તો પછી તેમની પત્નિ જે અન્ય સમાજમાંથી આવેલી છે, તેણીના બાબત આપનું ચિંતીત થવું કેટલું ઉચિત છે, તે આપ પોતે જ વિચારી લ્યો.

અવલાદ જયાં સુધી નાબાલિગ છે. ત્યાં સુધી ધર્મની રૂએ જે મુસ્લિમ હોય તેના તાબેઅ ગણાશે. એ સિધ્ધાંત મુજબ આપના ભાઈની છોકરી મોટી થઈને ધર્મ બાબત પોતે કોઈ નિર્ણય લે ત્યાં સુધી મુસ્લિમ જ કહેવાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૭. ગોદ લીયે હુવે બચ્ચે કો દુધ પીલાને સે વોહ મહરમ હોગા ?

**સવાલ :–** મેરે યહાં ઔલાદ નહી હે. નિકાહ કે દસ સાલ હુએ, ઘરાનેવાલે કીસી બચ્ચે કો ગોદ લેને કે બારે મેં દરખાસ્ત કરતે હૈ. મેરે બડે

ભાઈ કે યહાં લડકા પૈદા હુઆ હૈ, ઉસે હમને ગોદ લીયા હૈ. ઉસકે લિયે શરીઅત કા કયા હુકમ હે ? બચ્ચે કે સાથ મેરા નામ જોડનેમેં ? મીરાસ કે બારે મેં ? ઔર મેરી અહલિયા કો અમ્મા કહેના કેસા હે ? હાલાં કે ઉસને દુધ નહી પિલાયા ઈસ લિએ કે અબતક કોઈ બચ્ચે નહી હુએ. ઔર અગર વો ખાલી પીસ્તાન બચ્ચે કો ચૂસાએ, હાલાં કે દુધ નહી આતા હૈ તો કયા ? બચ્ચા બાલિગ હોકર મેરી એહલીયા કે લીએ મેહરમ હોગા યા ગેર મહરમ ? યા ઔર કોઈ હલ આપકી નઝરમે હો તો જરૂર જવાબ દે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً ગોદ લેને કા મતલબ યેહ હો કે જિસ બચ્ચે કો ગોદ લીયા ગયા હય, હકીકી અવલાદ કી તરહ વોહ બેટેવાલી મીરાસ પાએ ઔર ઉસ કે નામ કે સાથ બાપ કે તોર પર આપકા નામ લગાયા જાએ, તો ઈસ્લામમેં ઈસકી ઈજાઝત નહિં હય. ઝમાનએ જાહિલિય્યત મેં એસા હોતા થા. કુર્આન મેં ઈસ રિવાજ કો ખત્મ કરદીયા ગયા (સૂરએ અહઝાબ) ઔર અગર ગોદ લેને કા મતલબ યેહ હો કે ઉસકો અપને પાસ રખકર ઉસકી પરવરીશ કી જાએ, ઉસ કે ખાને/પીને/પહેનને ઓઢને, રેહને/ સેહને, તઅલીમ / તરબીયત કા ઈન્તેઝામ આપ કરે ઉસકો હકીકી બેટે જૈસા પ્યાર / મોહબ્બત દીયા જાએ તો યેહ જાઈઝ હય ( કિફાયતુલ–મુફ્તી)

મહોબ્બત કે તૌર પર ઉસકો બેટા કેહકર બુલાના ભી જાઈઝ હોગા. આપકી એહલિયહ કો વોહ અમ્મા કેહ શકતા હય. જબ એહલિયહ કો દુધ નહિં આતા તો ખાલી પીસ્તાન ચુસાને સે વોહ રઝાઈ (દુધવાલા) બેટા નહિં બનેગા. આપકી એહલિયહ કી બહન અગર દુધ પીલા દેગી તો

એહલિયહ કા રઝાઈ ભાનજા બનકર મહરમ કહલાએગા. એહલિયહ કી ભાવજ દુધ પીલાએગી તો રઝાઈ ભતીજા ભી બન સકતા હય. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

# (૧૮–અ) ખુલ્અ

## ૧. પતિ પત્નિ માં નિભાવ અશકય હોય તો "ખુલ્અ" કરવુ :–

**સવાલ :–** (૧)હમારા છોકરાની શાદી લંડન ખાતે ખાસ નજીકના સગાને ત્યાં થઈ હતી. શાદી બાદ ઘણાં ટુંકા સમયમાંજ છોકરીવાળા આ રિસ્તાને કાયમ રાખવા માંગતા નથી.(ઘણી કોશીશ કરવામાં આવી અને કોશિશ ચાલુ છે.) પરંતુ હમો એવો કોઈ વિચાર રાખતા નથી. આખરે તેઓ શરઈ કાઉન્સિલમાં ખુલાઅ માટે અરજી દાખલ કરવાનો ઈરાદો રાખે છે.તે સાથે જણાવવાનું કે છોકરી હામેલહ છે. ખુલાઅની સુરતમાં છોકરાને શું હક્ક હાસિલ છે ? શું હક્ક માંગી શકે છે તે વિગતવાર જણાવશો.

(૨) ભવિષ્યમાં પૈદા થનાર બાળક પર છોકરાના શું હક્ક છે ? અને એ બાળક એના વાલીદને કયારે મળશે.? તે જણાવશો.

એ સિવાય હમોને કોઈ ફરજ બજાવવા બાબત ધ્યાન દોરવાની જરૂરત હોય તો તે જરૂરથી જણાવશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً (૧) હઝ. મવ. મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.) લખે છે કે ઈસ્લામી તઅલીમનું અસલ રૂપ તો એ છે કે

નિકાહનો સંબંધ અને મામલો જીવનભર માટે હોય. તેને તોડવા અને ખતમ કરવાની કયારેય જરૂરત ન પડે. કારણ કે એના તુટવાનો અસર માત્ર બે–પક્ષો પુરતો જ મર્યાદિત નથી, બલ્કે વંશવેલા અને અવલાદની તબાહી તેમજ બરબાદી અને કેટલીકવાર કુટુંબો અને કબીલાઓમાં ફસાદની નવબત આવે છે. અને પુરો સમાજ ભયંકર રીતે તેનાથી અસર પામે છે. એટલા માટેજ એના તુટવાના જે કારણો હોય શકે છે, કુર્આન અને સુન્નતની તઅલીમે તે બધાજ કારણોને રસ્તામાંથી હટાવવાની પુરેપુરી કોશિશ અને વ્યવસ્થા કરી છે. પતિ–પત્નિના દરેક મામલા અને દરેક હાલત માટે જે સૂચનો કુર્આન અને સુન્નતમાં કરવામાં આવ્યા છે, તે બધાનો સાર એટલોજ છે કે આ સંબંધ વધુમાં વધુ મજબુત બનતો જાય. તુટવા ન પામે. અણ બનાવની સુરતમાં સૌ પ્રથમ સમજાવટ પછી ધાકધમકીની પણ સૂચનાઓ આપવામાં આવી અને વાત વધી જાય તો કુટુંબનાજ કેટલાક વડીલોને વચ્ચે નાંખી ગૂંચ ઉકેલવાની તાકીદ કરવામાં આવી છે. પરંતુ કેટલીકવાર એવું પણ બને છે કે સુધારણાની બધીજ કોશિશો નિષ્ફળ જાય છે અને નિકાહ વડે જે ફળો મળવા જોઈએ તેના બદલે બન્નેવ પક્ષોનું સાથે મળીને રહેવું એક અઝાબ બની જાય છે. એવી હાલતમાં આ સંબંધને ખતમ કરવું જ બન્નેવ પક્ષો માટે રાહત અને સલામતીનું કારણ બની જાય છે. તે સુરતમાં ઈસ્લામે તલાક અને ફસ્ખે નિકાહનો કાયદો પણ બનાવ્યો (મઆરિફુલ કુર્આન ૧/૫[illegible] ટુંકાવીને)

અગર પતિ–પત્નિમાં કોઈ પણ પ્રકારે નિભાવ ન થઈ શકે અને પતિ તલાક પણ ન આપતો હોય તો ઔરતના માટે જાઈઝ છે કે કાંઈક

માલ આપીને અથવા પોતાની મહેર આપીને પતિને કહે કે આટલા રૂપિયા લઈને મારી જાન છોડી દે અથવા એવું કહે કે મારી જે મહેર તારા ઉપર બાકી છે તેના બદલામાં મારી જાન છોડી દે. તેના ઉત્તરમાં (તેજ બેઠકમાં) પતિ કહે કે મેં છોડી આપી તો પત્નિ ઉપર એક તલાકે બાઈન પડી ગઈ. આ રીતે જાન છોડાવવાને શરીઅતની પરિભાષામાં 'ખુલ્અ' કહેવામાં આવે છે. અગર પત્નિએ કહયું હોય કે ઈદ્દતનો ખર્ચ પણ નહિં લઈશ તો તે પણ માફ થઈ જશે. અગર બન્નેવના અણબનાવમાં વાંક પતિનો હોય તો તેના માટે રકમ લેવું ગુનાહિત કૃત્ય છે. અને જો પત્નિનો જ વાંક હોય તો મહેરરૂપે જેટલી રકમ આપી હોય તેનાથી વધારે નહિં લેવી જોઈએ. માત્ર મહેરના બદલામાંજ 'ખુલ્અ' કરે અને જો એનાથી વધારે લઈ લીધી, તો મુનાસિબ તો નથી, પરંતુ ગુનાહ પણ નથી. (મસાઈલે બહેશ્તી ઝેવર ૧/૫૩૪–૫૩૫ ઉપરથી)

કોઈ ઔરત અદાલતમાં અરજી કરી ખુલ્અની બુનિયાદ પર છૂટી થવા ચાહતી હોય તો અદાલત પતિના ખુલ્અ ઉપર રજામંદ થયા વગર એક તરફી રીતે જબરદસ્તીથી ખુલ્અ કરાવી શકતી નથી. એનાથી નિકાહ ખતમ થતો નથી. (મસાઈલે બહેશ્તી ઝેવર ૧/૫૩૬ ઉપરથી)

(૨) પતિ–પત્નિમાં જુદાઈ થવાની સુરતમાં બાળક હોય તો તેની પરવરિશનો હક સર્વ પ્રથમ મા ને છે. મા તે માટે તૈયાર ન હોય અને અન્યો તેને રાખવા માટે તૈયાર હોય તો પછી પરવરિશનો હક નાનીને, ત્યાર પછી પરનાનીને ત્યાર પછી દાદીને છે. પરવરિશનો આ હક છોકરો સાત વરસનો થાય ત્યાં સુધી રહે છે. જયારે તે સાત વરસનો થઈ જાય તો હવે

બાપ તેને જબરદસ્તી પણ પોતાની પાસે લઈ શકે છે. જેથી તે તેની તઅલીમ અને તરબિયત કરી શકે અને છોકરી નવ વરસની થાય ત્યાં સુધી આ હક માંને રહે છે ત્યાર પછી બાપ તેને લઈ શકે છે. (મસાઈલે બહેશ્તી ઝેવર ૧/૫૫૪ ઉપરથી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. 'ખુલ્અ' વાળી ઔરતની મહેર અને ઈદ્દત બાબત :–

**સવાલ :–** હમારી ઓરતે ખુલઅની શરત ઉપર તલાક લીધી હોય તો એ બાબતમાં,ઈદ્દત અને મહેર લઈ શકે કે નહિ ?.

મારી ઓરતે ખુલઅની શરત ઉપર તલાક માંગી ત્યારે ઈદ્દતના ખર્ચનો કોઈ ઉલ્લેખ કર્યો ન હતો. અને મહેર તો પહેલેથી જ આપી દીધી હતી તો એ સુરતમાં ઓરત તલાક થવા પછી ખર્ચ માંગી શકે કે નહિ ?

**જવાબ :–**حامداً ومصلیاً ومسلماً અગર ઔરતની મહેર બાકી હતી તો ખુલઅ કરવાની સુરતમાં એ મહેર શોહર ઉપરથી માફ થઈ ગઈ. અને જો શોહર મહેર આપી ચુકયો હતો તો એને વાપસ લઈ શકતો નથી. ઈદ્દતના ખર્ચનો અગર ઉલ્લેખ ખુલઅમાં થયો નથી તો તે માફ નહિં થાય. બલ્કે આપવો પડશે. પરંતુ ઔરત શોહરની ઈજાઝત વગર તેના ઘરેથી ચાલી ગઈ હતી અને તેણી પોતાની ઈદ્દત પણ ત્યાંજ ગુઝારી રહી છે. તો તે નાશેઝહ હોવાને લઈ ઈદ્દતના ખર્ચની હકદાર નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૮–બ) તલાક

## ૧. પતિ–પત્નિનાં ઝઘડાનો શરઈ ઉકેલ :–

**સવાલ :–** મારા સમાજમાં એક કિસ્સો એવો ગુંચવાયો છે કે જેથી બે પક્ષે નારાજગી, ખેંચતાણ દિન પ્રતિદિન વધી રહી છે. વારંવાર સમાજ ભેગો થયો, ગામના આગેવાન લોકો ભેગા થયા પણ આ વાતનો નિવેડો લાવી શકેલ નથી. વાત છે છોકરા છોકરીના લગ્નની. મારા ગામમાં એક દીની ભાઈ રહે છે. એમની ઉમર લાયક છોકરીના નિકાહ બાજુના ગામમાં કરવામાં આવ્યા છે. બે વર્ષ પહેલાં પરણાવેલી આ દિકરી થોડી સાસરયામાં ખટપટ થવાના લીધે આજ સુધી તેના બાપના ઘરે છે. છોકરીને પરણાવીને મોકલ્યાના બે માસમાંજ છોકરા–છોકરીના વચ્ચે રકજક જરી. છોકરી બદચલન હતી, તે રિસાઈને તેના બાપના ઘરે આવતી રહી. ત્યારથી આ બન્ને સગાઓની વચ્ચે રિસામણાના બીજ વવાયા છે. ત્યારથી આજ સુધી અમારો સાંઈઠ પરગણા સમાજ આ બાબતે બે વાર ભેગો થયો. તેનો નિવેડો ન આવ્યો. તે કિસ્સા માટે અમારા ત્રણ ગામના આગેવાનો કંઈવાર ભેગા થયા છતાં પોતપોતાના પક્ષનું ખેંચી કોઈ રસ્તો ન નીકળ્યો. હવે છોકરીને ત્યાં જવું જ નથી, તે તો બીલકુલ ના જ પાડે છે. કહે છે ત્યાં મરી જઈશ, કુવામાં કુદકો મારીશ પરંતુ તે ઘરે નહી જાઉ. સામે પક્ષે છોકરો આગેવાનોના કહેવાથી તૈયાર છે. તેના માં–બાપ તેને સ્વીકારવા તૈયાર છે. તેમની છોકરી પણ અમારા ગામના ભાઈના ત્યાં મોકલવા તૈયાર છે.

(પહેલાં બે ભાઈ બહેનનું સાટું કરેલું હતું.) પરંતુ પેલી છોકરી જેના નિકાહ બાજુના ગામવાળા ભાઈથી થઈ ગયેલા છે. તે ત્યાં કોઈ પણ સંજોગોમાં જવા તૈયાર નથી. તેનો બાપ પણ ત્યાં મોકલવા તૈયાર નથી. તે કોઈ પણ સંજોગે પોતાની દિકરીના તલ્લાક લેવા માંગે છે. સામે પક્ષે લોકો તલાક આપવા બિલ્કુલ તૈયાર નથી. ગામના આગેવાનોમાં પણ આવું જ છે. તેમના પક્ષના આગેવાનો તેમની તરફદારી કરે છે. આમના પક્ષના આમની તરફદારી કરે છે. આમા આ કેશ ગુચવાયો છે. અમારા સમાજમાં છૂટા કરનારે સમાજનો દંડ ભરવો પડે છે. માટે સામે પક્ષવાળાને દંડ ભરવો ન પડે એટલે હા પાડે છે. વાસ્તવમાં તેઓ પણ રાખવા તૈયાર હોય તેમ લાગતું નથી. જયારે છોકરો–છોકરી પોતે તૈયાર નથી અને એક બાજુ તેનો સાસરિયા પક્ષ અને તેના પક્ષના આગેવાનો ત્યાં જોડવા માગે છે. કારણ શું છે તે તો અલ્લાહ બેહતર જાણે છે. હવે એક પક્ષ તલાક લેવા માંગે છે તેને અને તેમની પુત્રીનો ઈન્કાર છે. બાપે પોતાની દિકરીને ત્યાં મોકલવી નથી બીજે મોકલવી છે. પણ ત્યાં નહિં. જયારે દિકરી પણ ત્યાં જવા તૈયાર નથી બીજે ગમે ત્યાં જઈશ પણ તે ઘરે અને તે છોકરા સાથે નહિં. તો આપ મુફતી સાહબને વિનંતી કે આ વિગત વાંચી આ સમસ્યાનો હલ કઈ રીતે કરવો તે વિગતવાર જણાવશોજી. અત્રે ઉલ્લેખ કરૂં કે છોકરો પણ તલાક આપવા તૈયાર નથી. પછી તે ગમે તે કારણ હોય. છોકરી તલાક લેવા તૈયાર છે. તે યાદ રહે. શું બીજા નિકાહ થઈ શકે ? બીજી કોઈ રીતે તલાક મળી શકે ?

**જવાબ :–** નિકાહ હઝ. નબીએ કરીમ સલ્લલ્લાહો અલયહિ

વસલ્લમની મુબારક સુન્નત અને એક પવિત્ર રિશ્તો છે જે જીવનભર નિભાવવા અને જાળવી રાખવા માટે કરવામાં આવે છે. નિકાહ થઈ ગયા પછી તેની જાળવણીની ઈસ્લામમમાં ઘણીજ તાકીદ આવી છે. મીયાં–બીબી માટે એક બીજા ઉપર હકો વાજિબ કર્યા. જેની અદાયગી બન્નેવ માટે જરૂરી ઠેરવવામાં આવી અને એની અદાયગીમાં કોતાહી કરનાર માટે હદીસ અને કુર્આનમાં વઈદો (કિંવા ધમકીઓ) આપવામાં આવી. કોઈ પતિને પોતાની પત્નિની કોઈ વાત અથવા ટેવ–કૃત્ય ના પસંદ હોય તો તેના લઈ તેણી સાથે દુરવ્યવહાર કરવાની રજા નથી આપી બલ્કે હદીસે પાકમાં હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો પાક ઈરશાદ છે કોઈ મુઅમિન મર્દ પોતાની મુઅમિન ઔરતથી નારાઝગી અને દુશમનાવટ નહિં રાખે કારણ કે જો એની એક ટેવ ના પસંદ હશે તો બીજી ટેવ પસંદ પડશે. (મુસ્લિમ શરીફ) ધણીને આદેશ આપવામાં આવ્યો કે માત્ર પત્નિની ભુલો અને એબો ઉપરજ પોતાની નજર માર્યાદિત નહિં રાખે બલ્કે તેની ખુબીઓ પ્રતિ પણ નઝર કરે અને તેણીની એ ખુબીઓને લઈ તેણીના તરફથી પડતી તકલીફ ઉપર સબ્ર કરે. અલ્લાહ તઆલાનો પાક ઈર્શાદ કુર્આને મજીદમાં છે કે ઔરતો સાથે સદવર્તનથી જીવન ગુઝારો. અગર તમો તેણીઓને ના પસંદ કરો છો તો શકય છે કે તમો એક વસ્તુને ના પસંદ કરો અને અલ્લાહ તઆલાએ તેમાં ઘણીજ ભલાઈ મુકી હોય. અગર કોઈક પતિ પોતાની પત્નિમાં એવી ખરાબી જુએ જે અસહય હોય તો પણ તલાક આપવામાં ઉતાવળ ન કરે, બલ્કે જેટલું શકય હોય તેટલું એની સુધારણાની કોશિશ કરે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "જે પત્નિઓની ના ફરમાનીનો

તમને ભય છે. તેઓને નસીહત કરો (અને નસીહતથી પણ નહિં સુધરે તો ) તેણીઓને બિસ્તરમાં અલગ કરી દિયો (ત્યાર પછી પણ નહિં માને તો) તેણીઓને મારો અને જયારે તેણીઓ તમારી ફરમાબરદારી કરવા લાગે ત્યારે તેણીઓના વિરૂધ્ધ (તલાકનું) પગલું નહિં ભરો." અને જયારે બન્નેવનો ઝઘડો એટલી હદે પહોંચી જાય કે ઉપરોકત ઉપાયો છતાં ખતમ નથી થતો તો શરીઅતે બન્નેવ પતિ–પત્નિના સગાઓ ને આદેશ આપ્યો. બન્નેવના ઝઘડામાં પડી હાલત સુધારવા માટે કોશિશ કરે. અલ્લાહ તઆલા ફરમાવે છે : અગર તમને બન્નેવમાં ફાટફુટનો ભય હોય તો એક લવાદી પતિ તરફથી અને એક લવાદી પત્નિ તરફથી મોકલો જો તેઓ (લવાદીઓ) બન્નેવમાં સુધારણા કરવા ઈચ્છશે તો અલ્લાહ તઆલા બન્નેવમાં મન મેળ કરી આપશે (કુર્આન) અને જો બન્નેવ લવાદીઓની કોશીશ પણ ફળિભુત ન થાય અને બન્નેવના મતભેદો કાયમજ રહે તો હવે શરીઅત ધણીને એવા સુચન સાથે તલાકની છૂટ આપે છે કે " અલ્લાહ તઆલાના નઝદીક હલાલ વસ્તુઓમાં સૌથી ના–પસંદ વસ્તુ તલાક છે (અબુ દાવુદ શરીફ) પછી જયારે તલાક આપવું જ એક માત્ર ઈલાજ રૂપે બાકી રહી જાય ત્યારે શરીઅત એ પણ આદેશ આપે છે કે પતિ પોતાની પત્નિને હયઝની હાલતમાં હરગીઝ તલાક ન આપે. અને માત્ર એકજ તલાક આપીને છોડી આપે ત્યાં સુધી કે તેણીની ઈદ્દત પુરી થઈ જાય જેથી પતિને ઈદ્દતના દરમિયાન રુજૂઅ' કરવાની અને ઈદ્દત પછી નવેસરથી નિકાહ કરવાની ગુંજાઈશ બાકી રહે. હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો " જે પત્નિ પોતાના પતિ

પાસે કોઈ યોગ્ય કારણ વગર તલાકની માંગણી કરે એવી ઔરત ઉપર જન્નતની ખૂશ્બૂ પણ હરામ છે. (મિશ્કાત) અન્ય એક ઈરશાદમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે. " નિકાહ કરો પરંતુ તલાક ન આપો કારણકે જયારે તલાક આપવામાં આવે છે ત્યારે અલ્લાહ તઆલાનો અર્શ ધ્રુજી ઉઠે છે. (અબૂ દાવૂદ) એટલે સવાલમાં દર્શાવેલ બાબતમાં પણ બન્ને પક્ષોના વડીલો એ વાતની ભરપૂર કોશિશ કરે કે બન્નેવ પતિ–પત્નિનો ઝઘડો અને મતભેદ ખતમ થઈ બન્નેવમાં મનમેળ થઈ જાય અને કુર્આને પાકમાં જણાવ્યા મુજબ જો વડીલો બન્નેવના સંબંધ સુધારવા ઈચ્છશે તો અલ્લાહ તઆલા બન્નેવમાં મનમેળ પૈદા કરશે. અને જો વડીલોની કોશિશ પછી પણ સુધારો શકય નથી તો પછી ના છૂટકે તલાક આપી આ સંબંધ ખતમ કરવામાં આવે. અલ્લાહ તઆલા બન્નેવને સારૂં જોડું નસીબ કરશે. આપના સવાલના શબ્દોથી એવું જણાય છે કે તલાક ઉપર આપના સમાજ તરફથી દંડ વસુલ કરવામાં આવે છે હાલાંકે એવી રીતે દંડ વસૂલ કરવો ઈસ્લામી શરીઅતમાં જાઈઝ નથી. અત્યાર સુધી જે કાંઈ રકમો દંડરૂપે વસુલ કરવામાં આવી છે. તે તેના માલિકોને પરત આપવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. શર્તી તલાક પાછી ખેંચી શકાય નહીં :–

**સવાલ :–** અગર કોઈ માણસ જીના કરવા જાય અને તે ભાઈને છોકરીના સગામાંથી કોઈ માણસ તેને પકડે છે. અને પકડનાર માણસ તેને કસમ ખવડાવે છે. ખા તારી ઔરતના તલાકના કસમ કે હવે પછી હું આ

બાઈ જોડે આવું નહિ કરૂં અને મળવા નહિં આવું, હાલાંકે પકડનાર વ્યકિત ન તો જીના કરતા જોયો છે ન તો તેના સાથે વાત કરતા જોઈ છે. પણ તેના કંપાઉન્ડમાં તેને પકડી પાડે છે. અને પછી તેના સાથે ઉપર મુજબની કસમ ખવડાવે છે તો શું આ શર્તી તલાક કહેવાય કે નહિ તેનો ખુલાસો આપશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً એ શર્તી તલાક કહેવાશે (ફતાવા આલમગીરી ૨/૫૭)

**સવાલ :–** ત્યાર પછી આ માણસ તેને શર્તી તલાક સમજીને ચાર–પાંચ ગવાહની રૂબરૂમાં પાછી ખેંચી લીયે તો શું ખેચી શકાય છે ? આ ભાઈ આવું સમજીને તેને મળવા જાય છે. અને એકાન્તમાં મળે છે તો શું એની ઔરત નિકાહમાંથી નીકળી જાય છે કે, એક તલાક પડે છે. અનેકો વખત મળવા જાય છે તો આ સુરતમાં તેની ઔરતની કેટલી તલાક પડશે. એક–બે–ત્રણ આ સુરતમાં હલાલુ કરવા પડશે કે નિકાહ દોહરાવવાથી પાછી નિકાહમાં આવી જશે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً શર્તી તલાક પાછી ખેંચી શકાય નહિં. અને પાછી ખેંચવાથી તે ખત્મ થતી નથી. હવે જો તે માણસ પેલી ઔરતને મળવા ગયો તો તેની અવરત ને એક તલાક પડી ગઈ. અને પેલી કસમ ખત્મ થઈ ગઈ. જેથી ત્યાર પછી બીજીવાર જયારે પેલી ઔરત ને મળવા ગયો તો ફરી બીજી તલાક પડી નથી. પહેલાં એક તલાક રજઈ પડી હતી. ઈદ્દતમાં રુજુઅ કરી લેવાથી તેના નિકાહ બાકી રહેશે. અને જો ઈદ્દત પુરી થતાં સુધી રુજુઅ નહિં કર્યું તો નિકાહ ખતમ થઈ ગયા. અલબત્ત નવેસરથી તેના સાથે નિકાહ કરી શકે છે. હલાલાની જરૂરત નથી. હવે

આઈન્દહ એ માણસને બે તલાક નોજ હક બાકી રહેશે. (શામી–આલમગીરી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. હલાલહ વગર પતિ–પત્નિ જેમ રહેવું અને અન્ય મઝહબનો સહારો લેવું સખ્ત હરામ છે.

**સવાલ :–** મારી શાદી ગામમાં જ બાજુના મહોલ્લામાં થઈ છે. મારી સાળીની શાદી આજથી બાર વર્ષ પહેલાં ગામમાં જ થઈ હતી. અને તેની શાદીના એકાદ વર્ષ પછી મારા તથા મારા સાળા તથા એના શોહરના બે દોસ્તોની હાજરીમાં એના શોહરે એને લેખિત અને મૌખિક ત્રણ તલાક એક સાથે આપેલા. એમને એક છોકરો છે. મારી સાળી અને એ છોકરો મારા સસરાના ઘરે જ રહે છે.

પાંચ વર્ષ પહેલા એ લોકો એહલે હદિષ પ્રમાણે તલાક થયા નથી એમ કહી સાથે રહેવાની વાંત કરતા હતા. જેથી અમે મારી સાસુને આ રીતે રહી શકાય નહિ અને તલાક મારી હાજરીમાં આપેલા છે, એમ કહી એમના ઘરે જવાનું બંધ કરી દીધું હતું. ત્યાર બાદ સાથે રહેવાની વાત મોકૂફ થતાં અમે ફરીથી વ્યવહાર શરૂ કરી દીધો હતો.

હવે એ લોકો પંદર દિવસ પહેલાં એવું કહેતાં હતાં કે તલાક આપ્યાને અગિયાર વર્ષ જેટલો સમય થઈ ગયો હોવાથી ફરીથી નિકાહ કરી સાથે રહી શકાય છે. અને તા. ૭–૧૨–૨૦૧૦ ના રોજ એ લોકો મારા સસરા અને સાઢુભાઈ જે બંન્ને હનફી છે, ને સાથે લઈ કોઈ એક જગ્યાએ નિકાહ પઢી લીધા. અને મારા સસરાના મહોલ્લામાં જ ઘર ભાડે રાખ્યું.

અને મારી સાળી આખો દીવસ મારા સસરાના ઘરમાં જ રહેવું , ખાવું, પકાવવું બધુ ત્યાંજ કરે છે. હવે મારે તથા મારા ઘરમાંથી મારી ઔરત તેમજ બચ્ચાઓ એ મારી સાસુ કે સાળીના ઘરમાં આવવુ જવું કે ખાવું પીવું જાઈજ રહેશે ? હલાલુ કર્યા વગર ફરીથી નિકાહ કરવા અને એમાં મારા સસરા અને સાઢુભાઈનું ગવાહ બનવું એ કામ શરીયતની રૂએ કેવું ગણાશે?.

કુર્આને હદીસની રોશનીમાં જવાબ આપવા વિનંતી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما શોહરના ત્રણ તલાક લેખિત અને મૌખિક આપી ચૂકયા પછી શરઈ હલાલહ વગર નિકાહ દુરૂસ્ત નથી અને તેઓનું સાથે મળી પતિ–પત્ની તરીકે રહેવું ના–જાઈઝ અને સદંતર હરામ છે. બન્નેવ ઝીના કરનાર અને બદકાર સમજવામાં આવશે. અહકામુલ કુર્આન લીલ જસ્સાસમાં છે કે કુર્આન અને સુન્નત તેમજ સલફના ઈજમાઅનો એજ ફેસલો છે કે એક સાથે આપવામા આવેલ ત્રણ તલાકો પડી જાય છે. (૧/૪૫૯) તફસીરે મઝહરીમાં છે તમામ ઉલમા આ વાત ઉપર એકમત છે કે જે માણસ પોતાની ઔરતને એક સામટી ત્રણ તલાક આપશે તો તે પડી જશે (૧/૩૦૦) (ફતાવા રહીમિય્યહ ૮/૩૨૩,૩૨૪ ઉપરથી)

તલાક આપ્યાને ગમે તેટલો સમય પસાર થઈ ગયો હોય તેનાથી તેના હુકમમાં કોઈ ફરક પડતો નથી. જેથી આપના સાસરીવાળાઓનું એમ કહેવું કે તલાક આપ્યાને અગ્યાર વરસ જેટલો સમય થઈ ગયો હોવાથી ફરી નિકાહ કરી સાથે રહી શકાય છે. સદંતર ખોટું અને જૂઠ છે.

માટે તેઓનું ફરીથી નિકાહ કરી લેવું અને આપના સસરા તેમજ સાઢુભાઈનું ગવાહ બનવું એ બધુંજ શરઈરૂએ ના–જાઈઝ અને સખ્ત હરામ છે, અહસનુલ ફતાવામાં છે. "એ વાત તો બિલકુલ સ્પષ્ટ છે કે પોતાના ફાયદા અને નફસાની ખ્વાહિશના માટે પોતાનો મઝહબ છોડી બીજા કોઈ મઝહબ પર અમલ કરવું દીને ઈસ્લામનો મઝાક ઉડાવવું છે અને અલ્લાહ તેમજ રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના હુકમને પોતાની નફસાની ખ્વાહિશના તાબે બનાવવું છે. દુન્યાની અલ્પ રાહત અને આરામ માટે માલિકને નારાજ કરવું અને જહન્નમના અઝાબનો સામાન કરવું ઘણીજ મોટી મૂર્ખાઈ અને અવિચારીય પગલું છે. એટલા માટે પુરી ઉમ્મત એ વાત ઉપર એકમત છે કે નફસાની ખ્વાહિશના ખાતર કોઈ મસ્અલહમાં બીજાના મઝહબને અપનાવવું હરામ છે. ખૂદ ગેર–મુકલ્લીદોના ઈમામ હાફિઝ ઈબ્ને તયમિય્યહ એ એના હરામ હોવા ઉપર ઉમ્મતનો ઈજમાઅ નકલ કર્યો છે. (ફતાવા ઈબ્ને તયમિય્યહ ની ઈબારત નકલ કર્યા પછી આગળ લખે છે) સારાંશ કે ત્રણ તલાકો આપ્યા પછી કોઈ ગેર–મુકલ્લીદથી ફત્વો લેવું ઉમ્મતના ઈજમાઅ મુજબ હરામ છે. ખૂદ ગેર–મુકલ્લીદોના ઈમામ હાફિઝ ઈબ્ને તયમિય્યહ એના હરામ હોવા ઉપર ઉમ્મતનો ઈજમાઅ નકલ કરે છે. ગેર–મુકલ્લીદથી ફતવો લેવાથી અવરત હલાલ નથી થઈ. આ મર્દ અને અવરત બન્નેવ ઉમર ભર ઝીનાના ગુનાહમાં સપડાયેલા રહેશે અને આખિરતના અઝાબ ઉપર દુન્યાનો વબાલ અલગ.

વર્ચસ્વવાળા મુસલમાનો ઉપર ફર્ઝ છે કે તેઓમાં જુદાઈ કરાવે

અને જયાં સુધી તેઓ આ હરામ કારી ન છોડે ત્યાં સુધી તેઓ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ ન રાખે. નહિં તો જે લોકો તેઓ સાથે સંબંધ તોડે નહિં અને તેઓને હરામ કારીથી રોકવાની કોશિશ નહિં કરે, તે બધાજ દુન્યવી વબાલ અને આખિરતના અઝાબમાં સપડાશે. (૫/૧૯૮,૧૯૯). ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૪. તલાક વાળી ઔરત શવહરના ઘરમાં રહી શકે ? :–**

**સવાલ :–** હમારે ત્યાં પતિ પત્નિના ઝઘડામાં પતિએ પત્નિને ત્રણ તલાક આપી, પત્નિ ઈદ્દત ગુજાર્યા પછી તે અવરત તલાક આપનાર પતિના ઘરમાંજ રહેવા માંગે છે. પતિ હલાલ થઈ ફરી નિકાહ કરવા ખુશ છે. તે અવરત બે ઈલ્મ જાહેલ હોવાના કારણે હલાલ થવાની રીત કરવા માગતી નથી. તે અવરતના બે સગા ભાઈઓ બીજા ગામે રહે છે. તેઓ બહેનને રાખવા ખુશ છે. પરંતુ બહેન ત્યાં જવા માંગતી નથી. તલાક આપનાર પતિ પત્નિનો એક શાદી શુદા છોકરો છે તેઓ બધા એકજ ઘરમાં સાથે રહેતા આવેલા અને હાલ તે ઔરત પતિના ઘરમાંજ રહેવા માંગે છે. તે ઔરતનું કહેવું છે કે તલાક આપનાર પતિના ઘરે અલગ કમરામાં રહી મારો છોકરો મારૂ ભરણ પોષણ કરશે. હું મારી બાકીની જીંદગી પતિ વગર ગુજારીશ. તલાક આપનાર પતિ પણ પોતાના ઘરમાં અલગ કમરામાં રહેવા ઈજાઝત આપે છે અને છોકરાએ માં નુ ભરણ પોષણ કરવાની જવાબદારી લીધી છે. જેથી આવી સુરતમાં તે ઔરત ને અલગ કમરામાં તલાક આપનાર પતિના ઘરમાં રહેવાની શરીઅતની રોશનીમાં આપ

ઈજાઝત આપી શકશો તે જણાવવા મહેરબાની કરશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً જો તે ઔરત અલગ કમરામાં એવી રીતે જીવન ગુજારતી હોય કે ભવિષ્યમાં પણ એ બન્નેવ દરમિયાન શરીઅત વિરૂધ્ધ સંબંધ બંધાવાનો ભય ન રહેતો હોય તો જાઈઝ છે. અલબત્ત એટલું યાદ રહે કે એ બન્નેવ એક લાંબી મુદ્દત સુધી પતિ પત્નિ રૂપે સાથે જીવન ગુજારી ચુકયા છે. જેને લઈ શયતાન તરફથી બુરાઈમાં સપડાવવાનો ભય અવશ્ય રહેલો છે. જે વિષે છોકરાએ તકેદારી રાખવી વાજિબ છે. બલ્કે એહતિયાત એમાંજ છે કે ઔરત માટે તેનો દિકરો બીજા ઘરની વ્યવસ્થા કરે ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. એક તબ્લીગી ભાઈએ ઔરતને ૪૦ દીવસ પુરતી તલાક આપી.

**સવાલ :–** ઝેદ ૪૦ દિવસથી જમાઅતમાં ગયેલ હોય જમાઅત માં હોવાની હાલતમાં જમાઅતના કોઈ સાથીએ ઝેદને મઝાકમાં કહયું કે તું બે દિવસથી બહુજ સુ સુ કરે છે તને બયરી (ઓરત) યાદ આવે છે તો ઝેદે જવાબ મા કહયું "એ તો બયરી ને ૪૦ દિવસો બલલે (માટે) ત્રણ (૩) તલાક સે (છે) " તો શું આ શબ્દો બોલવાથી તલાક લાગશે કે નહી. ?

ઝેદના દિમાગમાં તલાકની નિય્યત બિલ્કુલ ન હતી. સાથે " મારી " નો શબ્દ પણ બોલ્યો નથી અને મસ્અલાથી જાણકાર પણ નથી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً ઝેદના સાથીએ જયારે એને આ શબ્દો કહયા કે તને ઔરત યાદ આવે છે તો આ વાત સ્પષ્ટ છે કે તેની મૂરાદ કોઈ

પરાઈ ઔરત ન હતી. બલ્કે ઝેદની બીવીનોજ ઔરતના શબ્દથી ઉલ્લેખ કર્યો હતો. વળી આદમી તલાક પોતાની પત્ની નેજ આપે છે કોઈ અન્ય ઔરતને નહિં. જેથી ઝેદનું "મારી" શબ્દ ન બોલવાથી કોઈ ફરક પડતો નથી. શરઈરૂએ તલાક પડવા માટે સ્પષ્ટ શબ્દોમાં ઈઝાફત જરૂરી નથી.

لا يلزم كون الاضافة صريحة في كلامه كما في البحر ، لو قال طالق فقيل له من عنيت فقال امرأتي طلقت امرأته اهـ ، لو قال امرأة طالق أو قال طلقت امرأة ثلاثا وقال له لم اعن امرأتي لصدق اهـ ، ويفهم منه أنه لو لم يقل ذلك تطلق امرأته لأن العادة ان من له امرأة انما يحلف بطلاقها لا يطلق غيرها اهـ ،

વળી તલાકના સરીહ શબ્દો બોલવાની સુરતમાં તલાક પડવા માટે નિય્યતની જરૂરત રહેતી નથી. નિય્યત હોય અથવા ન હોય બન્નેવ સુરતમાં તલાક પડી જાય છે. માટે પૂંછેલી સુરતમાં ઝેદની પત્નીને ત્રણ તલાક પડી ચૂકી છે. અને તેણી ઝેદ ઉપર હરામ થઈ ચૂકી છે. શરઈ હલાલહ વગર તેણી સાથે ઝેદ ફરીવાર નિકાહ કરી શકતો નથી.. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. તલાક આપવા બાબત જમાઅતનું એક બંધારણ :–

**સવાલ :–** અમારી જમાઅતના બંધારણમાં એવું અનુસરવાનું લખેલું છે કે કોઈ પુરૂષ પોતાની પત્નિને તલાક આપવા માંગે તો પહેલાં એક તલાક આપી જમાઅતને જાણ કરવી, જેથી જમાઅતના આગેવાનો બંન્ને પક્ષોને સમજાવી સમાધાન કરાવે. સંજોગો વસાત સમાધાન નિષ્ફળ

નિવડે તો ક્રમ પ્રમાણે બીજી તલાક, ત્રીજી તલાક એમ આપવી. તેમ છતાં કોઈ પુરૂષ પોતાની પત્નિ ને એકી સાથે ત્રણ તલાક આપે તો આવા પુરૂષ પાસેથી ઈદ્દતની રકમ રૂા. ૨૫૦૦/– ઉપરાંત જમાઅતના ફંડમાં રૂા. ૧૦૦૦/– આપવાના, એવું બંધારણમાં અમોએ (જમાઅતે) નક્કી કરેલ છે. તો આવી રીતે એકી સાથે ત્રણ તલાક આપનાર પુરૂષ પાસેથી જમાઅત ફંડમાં રૂા. ૧૦૦૦/– લઈ શકાય કે કેમ ? આવી રકમ લેવી જાઈઝ છે કે શું ? આ બાબત શરીઅત નો શું હુકમ છે.

**જવાબ :–** حامدا ومصليا ومسلما આજકાલ જે રીતે તલાક થાય છે તેમાં કેટલાય ગુનાહોનું આચરણ થાય છે. તલાકની સહીહ રીત એ છે કે સૌ પ્રથમ આપસી સંબંધો સુધારવાની કોશિશ કરવામાં આવે, તે તરફથી નિરાશ થવાની સુરતમાં નેક/સમજદાર વ્યકિતઓથી સલાહ મશ્વેરો અને ઈસ્તિખારો કરવામાં આવે. ત્યાર પછી પણ તલાક આપવામાં ભલાઈ જણાય તો (ઔરત) હૈઝથી પાક થાય ત્યારે સંભોગ કર્યા વગર માત્ર એક તલાકે–રજઈ દેવામાં આવે. (ઈદ્દત પુરી થતાં સુધી રજઅત નહિં કરતા આપોઆપ નિકાહ ખતમ થઈ જશે.) આજકાલ ઉપર બતાવેલી શરઈ રીતની વિરૂધ્ધ નીચે મુજબની કોતાહીઓ અને ગુનાહોનું આચરણ થાય છે.

(૧) વગર વિચાર્યે ઉતાવળીયું પગલું લેવાય છે.

(૨) સંબંધો સુધારવાની કોઈ કોશિશ થતી નથી.

(૩) કુટુંબની નેક અને પ્રભાવશાળી વ્યકિતઓથી સલાહ લેવાતી નથી.

(૪) ઈસ્તેખારો કરવામાં આવતો નથી.

(૫) હૈઝથી પાક થવાની રાહ જોવાતી નથી.

(૬) એક સામટી ત્રણ તલાકો જરૂરી સમજી દેવામાં આવે છે.

(૭) ત્રણ તલાકો આપી દીધા પછી જયારે વાપસીની કોઈ સુરત રહેતી નથી તો લઅનતી રીતવાળુ હલાલું કરવામાં આવે છે, અને કેટલાક તો જીવનભર ઝીનાની લઅનતમાં સપડાયેલા રહે છે.

ઉપરોકત કારણો ને લઈ તલાકની વર્તમાન રીત સજાપાત્ર છે. (અહસનુલ ફતાવા ૫/૧૯૫)

આપની જમાઅતના બંધારણમાં સુધારાની જરૂરત છે. પહેલો સુધારો તો એ'કરવામાં આવે કે એક તલાક આપવા પછીના બદલે એકપણ તલાક આપવા પહેલાં જ જાણ કરવી. જેથી સમાધાનની કોશિશ પહેલાંથી જ થઈ જાય.

બીજો સુધારો એ કરવો કે સજાના રૂપે જમાઅતના ફંડમાં એક હજાર રૂપિયા જમા નહિં લેવા, કારણ કે ઈસ્લામમાં માલી દંડની ઈજાઝત નથી. અન્ય કોઈ સજા દા. ત. સામાજિક બહિષ્કાર (ચોક્કસ સમય માટે) કરી શકાય છે. અગર એનાથી અન્ય કોઈ વધુ મોટી ખરાબી પેદા થતી ન હોય તો.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. નાફરમાન ઔરતને તલાક આપવા પહેલાં વિચાર કરી લેવું જાઈએ.

**સવાલ :–** (૧)મારી વાઈફ મારા કહેવા પ્રમાણે ચાલતી નથી. હમારી સાસુ આજે ત્રણ વરસથી બીમાર છે. જેતે હોસ્પીટલમાં આજ સુધીમાં ૫ (પાંચ) વખત દાખલ કરવામાં આવી છે.તો દરેક વખતે મારી

વાઈફ સાથે રહી છે.પરંતુ છેલ્લે ૩૦/૯/૯૮ નાં રોજ નવસારી ગોહીલ હોસ્પીટલમાં દાખલ કરવામાં આવ્યા હતા. તા. ૩૦/૯/૯૮ થી તા. ૧/૧૦/૯૮ના રોજ આ બે દિવસ મારા કહેવા મુજબ હોસ્પીટલમાં ગઈ હતી. મે મારી વાઈફ ને કહેલું પરંતુ મારા કહેવા પ્રમાણે કામ કર્યું નથી, જેથી તા. ૧/૧૦/૯૮ ના રોજ હમોએ હમારા સસરા ઉપર ફોન કરેલો કે જો તમારે તમારી છોકરીની કાયમની જરૂર હોય તો હું છૂટી કરી આપુ, જેથી તમારી ખિદમત કરી શકે. મારે બે છોકરા છે, એક ૯ માં ધોરણમાં છે બીજો ૫ માં ધોરણમાં, અને હમો સગા વહાલાના ઘરમાં રહી ત્યાં આગળ મદ્રેસામાં તેમજ સ્કુલમાં મોકલાવીયે છે. અને ફેમીલી સાથે જાતે રસોડુ કરી રહેતા છે. હું સુગર ફેકટરીમાં નોકરી કરૂં છું. મેં બે ત્રણ વાર કહયું આપણે આપણા છોકરાને ૪૦ કી.મિ. દુરથી ભણવા પઢવા માટે લઈને આવેલા જેથી તારે કાળજી રાખવી. તારે મારી રજા વગર નવસારી કે તારી માંની પણ ખબર લેવા જવું નહિં. ગામમાં પણ જવું નહિં. પરંતુ મારૂં કહેવાનું માનતી નથી અને તા. ૨/૧૦/૯૮ ના રોજ સવારે મળસ્કે કહયા વગર નવસારી ગોહીલ હોસ્પીટલમાં જતી રહી. ત્યાર બાદ હમારા સસરા બપોરના ૧૨ વાગ્યે આવી મુકી ગયા. ત્યાર બાદ ૧ વાગે પાછી ચાલી ગઈ અને આજે હમોને બે છોકરા સાથે પરાયા ગામની અંદર મુકી ચાલી ગઈ છે. આજે અમોને લાચારીથી જે હમારા દુરના સગા વહાલા, પરંતુ મારો સગો ભાઈ હોય તેમ હમને રાખ્યા છે. પરંતુ આજે એ ભાઈ માજુર માણસ ને ત્યાં હમો ત્રણ બાપ દિકરા ખાતા છે, અને હું મારી નોકરી ઉપર સવારે આવું અને સાંજે જતો છું તો મારૂ કહેવું એમ છે કે મારી વાઈફે માં બાપની

ખિદમત કરવી જોઈએ કે પોતાના શવહરની રજા વગર બે છોકરા મુકી ગઈ છે. તો આમ કરવું જાઈઝ છે કે કેમ? હું હવે પરેશાન થઈ ગયો છું. તા. ૨/૧/૯૮ થી જતી રહી છે. આજે તા. ૧૨–૧૦–૯૮ થઈ છે. હજુ આવી નથી. હું એને લેવા પણ જવાનો નથી, હું હવે મારા નિકાહ માંથી છૂટી કરવા માંગુ છું. અથવા એના ઉપર બીજી ઔરત કરવા માંગુ છું. કારણ કે મારા કપરા વખત ઉપર આ ઓરત મારૂં કરશે નહિં એમ લાગે છે. તો મારે હવે કેમ કરવું એ જવાબ આપશો.

(૨) આજે શાદી કર્યાને ૧૮ વરસ થયા છે. તો હમારે આ બાબતે બે ત્રણ વાર ઝઘડો થયો છે. પરંતુ આપણે કહીયે; જવાનું નથી અને એ કહે છે કે; હું તો જવાની એટલે જવાની. આમ કરવાનું નથી; તે એની મરજીથી કરીને રહે છે. પરંતુ મારૂં માનતી નથી. મારે બે છોકરા છે. જેથી આજ સુધી સહન કર્યું, હવે મારાથી સહન થાય એમ નથી, જે આપની જાણ માટે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૧–૨)ધણીના ઔરત ઉપર જે હકો છે તેમાંથી એક એ હક પણ છે કે તેણી ધણીની રજા વગર ઘરથી બાહર કોઈ જગ્યાએ ન જાય. (બેહીશ્તી ઝેવર ૪/૩૮) અલબત્ત અગર મા–બાપ માંથી કોઈ એવું શખ્ત બીમાર છે કે તે ખિદમત/ચાકરીનું મોહતાજ છે અને તેની કોઈ ખબર લેનાર પણ નથી તો જરૂરત મુજબ ત્યાં જઈ શકે છે, બલ્કે ધણીની મનાઈ છતાં જઈ શકે છે. અલબત્ત ધણીની મનાઈ છતાં જવાની સુરતમાં ભરણ/પોષણના ખર્ચની એટલી મુદત સુધી હકદાર નહી રહે (દુર્રે મુખ્તાર, શામી ૨/૭૨૨). આપના લખવા મુજબ આપની ઔરતનું આપની રજા વગર સવા નવ મહીના થયા હોવા છતાં વાપસ નહિં ફરવું ખરેખર

ગુનાહિત નાફરમાની છે. એવી ઔરત ઉપર હદીસમાં સખ્ત વઈદો આવી છે. તેણીની કોઈ નમાઝ અને નેકી અલ્લાહને ત્યાં કબૂલ નથી. એની આ રીતની નાફરમાની અને આપની જરૂરતને લઈ આપ એને તલાક આપી બીજી ઔરત લાવવા ચાહો તો શરઈ રૂએ એમ કરવામાં કોઈ બાધ નથી. પરંતુ આ પગલું ભરતાં પહેલા આપે સારી રીતે વિચારી લેવાની જરૂરત છે. કે શું એમ કરી લેવાથી આપની વિટંબણાઓનો અંત આવી જશે ? ખાસ કરી જયારે કે આપને એનાથી બે અવલાદ પણ છે. કયાં એવું ન થાય કે બકરૂં કાઢતાં ઉંટ પેસી ગયું ? લગ્ન જીવન અને સંસારમાં આ રીતના બનાવો બન્યા કરે છે. એવા સમયે જોશથી કામ નહિં લેતાં હોશથી કામ લેવું જરૂરી છે. આ બાબતે બધાં જ પાસાઓ નજર સમક્ષ રાખી સંપુર્ણ વિચાર, વિમર્શ કરી આપના જેવા બીજાઓની હાલત જોઈ વિચારી બન્નેવ બાજુના નફા અને નુકસાનનું માપ કાઢી ફેસલો કરવું હિતાવહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. આડા સંબંધવાળી પત્નિને કેમ સુધારવી ? :–

**સવાલ :–** પતિએ પત્નિને જે ગૈર મર્દ સાથે સંબંધ ધરાવે છે, એવી દરખાસ્ત કરી હતી અને કહયું હતું કે; તું સુધરી જા, તુ ગેર માર્ગે ચાલે છે. માટે જો તું પકડાઈ જઈશ તો ઈજ્જતનો ભવાડો થશે અને તું ઘરે બેસી જઈશ, પરંતુ પત્નિ એ ધણીની સાવધાની પર ધ્યાન ના આપયું, એ પત્નિએ ગેરમર્દ સાથે સંબંધ કર્યા અને પતિએ પોતાના ઘરમાંથી ગૈરમર્દને ભાગતો જોયો અને પત્નીને દવાખાનામાં લઈ જઈ ચેકપ કરાવવાની વાત

આવી ત્યારે પત્નિએ કબુલ કર્યું કે જે મર્દ ઘરમાંથી ભાગ્યો છે તેના સાથે હમબિસ્તરી કરી ચુકી છું અને મારી ભુલ થઈ, એમ કહી માફી માંગુ છું, શું એ માફ કરવાને લાયક છે ખરી ?

**સવાલ :–** (૨) મારી પોતાની માં એમ કહે છે કે એ મારા જેઠની દીકરી છે અને સમાજમાં આપણું નીચું દેખાશે, અને એના ચાર બાળકો છે, જેને તુ માફ કરી દે, નહીં તો મેં તને દુધ માફ નહિં કરૂં અને તને મારી સોગંદ છે. તારો અને મારો હિસાબ કયામત વખતે થશે. તું આટલો ગુનો માફ કરી દે. તારા બાળકો માટે. અને મારા ચાર બાળકો છે, જેમની ઉમર (૧) ૧૩ વર્ષનો છોકરો (૨) ૧૧ વર્ષનો છોકરો, (૩) ૯ વર્ષનો છોકરો, (૪) ૬ વર્ષની છોકરી, આ પ્રમાણે ચાર બાળકો છે. તો સમાજના લોકો કહે છે કે એને છ મહીના ઘરે બેસાડ અને સુધરી જાય તો ફરી બોલાવજો અને ના સુધરે તો તલાક આપી દેજો, તો આ બારામાં આપ રોશની નાખી સાચો જવાબ વહેલી તકે મોકલી આપશો.

**શોર્ટમાં સવાલ :–**

(૧)ગેરમર્દ સાથે હમબિસ્તરી કરી ચુકેલી પત્ની જેની ખબર પોતાના ધણીને થઈ ચુકેલી છે એ પિત્નનું શું કરવું જાઈએ. ?

(૨) માં એ કસમ આપી છે કે તને મેં દુધ નહિં બખ્શું અને તને મારી કસમ છે એને છૂટી ન કરતો.

(૩) સમાજના લોકો કહે છે કે તારા ચાર બાળકો તરફ જો અને એને છૂટી ના કર, ફકત ચાર છ મહીના એને પીયરમાં મોકલી દે. સુધરી જાય તો બોલાવજો અથવા ફારગતી આપી દેજો.

(૪) આવી ઔરત સાથે ધણીએ કેવો સુલૂક કરવો જોઈએ આ બાબતમાં ધણી એવી પત્નિને કંઈ સજા આપવી જોઈએ કે માફ કરવી.

(૫) આ ઔરતે ધણી સાથે બેવફાઈ કરી છે માટે માફ કરવા લાયક છે ખરી ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૧–૨) સૌ પ્રથમ તો આપ અસલ મસલો જાણી લ્યો. ફતાવા આલમગીરીમાં છે કે અગર કોઈ માણસની પત્નિ બદકાર છે જેને બદકારીથી રોકવા છતાં તે રોકાતી નથી તો પતિ ઉપર તેને તલાક આપવી જરૂરી નથી.(ફતાવા આલમગીરી ૫/૩૭૨) આપે પત્નિ બાબત જે વિગત લખી છે તે મુજબ તેણીએ પરાયા મર્દ સાથે હમબિસ્તરી કરાવી છે. એનું આ કૃત્ય ગુનાહિત તેમજ વખોડવા પાત્ર હોવાની સાથે શરઈ રૂએ સખત સજાને પાત્ર છે. પરંતુ એને તલાક આપી છૂટી કરવામાં બીજી ઘણી ગુચવણો પયદા થવા સંભવ છે. આપના ચાર બાળકો જે એનાથી પયદા થયા છે જે હાલ સગીર છે. તેમના ઉછેરનો પ્રશ્ન ઘણોજ ગંભીર છે. આજના સમાજને જોતાં આ પત્નીને તલાક આપી બીજી લાવવાની સુરતમાં આ ચારેવ બાળકોની તઅલીમ /તરબીયત નહિં થઈ શકતા એમનું ભવિષ્ય જોખમાય જશે સાથેજ આપની અમ્માં સાહેબા પણ એમ કરવા રાજી નથી. શકય છે કે એમને નારાજ કરીને ભરવામાં આવેલું પગલું આપના માટે નુકશાન કારક પુરવાર થાય, તે માટે અગર આપ આ ઓરતને તલાક આપવાને બદલે એની આ ભુલ ઉપર યોગ્ય સમજાવટ કરી તેમજ મુનાસીબ ઠપકો આપી એને સુધરવાનો મવકો આપો, સાથે જ પેલા પરાયા મર્દને આપના ઘરમાં આવવાથી સંપૂર્ણ પણે રોકો, ઘર તો આપનું

છે. એ મર્દ આપની મરજી વિરૂધ્ધ આપનાં ઘરમાં કેવી રીતે આવી શકે છે ? આપના તરફથી ઓરતનો શારિરીક હક અદા કરવામાં કોતાહી થતી હોય તો તે કોતાહીને પણ દુર કરવાની કોશીશ જરૂરી છે. મતલબ કે આ બદકારી માટે પ્રેરણા રૂપ કારણોને દુર કરવા પ્રતિ પણ ધ્યાન આપવી આપની ફરજ છે.

(૩) સુધારવા માટે કઈ રીત વધારે અસરકારક રહેશે તેનો ફેસલો હાલત તેમજ વાતાવરણ અને વ્યકિત–માનસ જોઈ આપ કરી શકો છો. એ માટે સમાજના સમજદાર, દીનદાર, અને આપના ખેરખ્વાહ તેમજ અનુભવી લોકોનો સલાહ/મશ્વેરો લઈ શકાય છે. ચર્ચા–વિચારણા પછી જે રીત યોગ્ય અને અસરકારક લાગે તે મુજબ અમલ કરવો. પિયરમાં ૪/૬ મહિના માટે મોકલવી એ પણ એક નુસખો છે. તેની અસરકારકતા તપાસી તે ઉપર પણ અમલ કરી શકાય છે.

(૪) ધણીના સુલૂક બાબત પહેલા જવાબમાં વિગત આવી ચુકી છે.

(૫) એનાથી મોટો ગુનોહ અલ્લાહ તઆલા તવબા કરવા ઉપર માફ કરી આપે છે. તો આ ગુનોહ કેમ માફ નથી થઈ શકતો ? ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. ગુસ્સામાં આપેલ તલાક બાબત. ગુસ્સાના ત્રણ પ્રકાર.પતિ પત્નિનાં ઝઘડાનો શરઈ ઉકેલ.

**સવાલ :–** એક માણસે પોતાની ઓરતને ગુસ્સામાં ત્રણ તલાક આપી. ઓરતને કોઈ માણસે કહયું કે હદીસ શરીફમાં

لا طلاق و لا عتاق فی اغلاق.

જેથી ગુસ્સાની હાલતમાં અપાયેલ એ તલાક પડી નથી. મઝકૂર હદીસનો મતલબ શું છે ? શું એના પર અમલ કરી તલાક ન પડવાનો હુકમ લગાવવો દુરૂસ્ત છે ?

જવાબ :– حامداً ومصلياً ومسلماً ગુસ્સાના ત્રણ પ્રકાર અને તબક્કા કિતાબોમાં લખ્યા છે. પહેલો પ્રકાર : પ્રાથમિક દરજજો જેમાં તે માણસની અક્કલ–હોશીયારીમાં કાંઈ પણ ફેરફાર થતો નથી. અને તે માણસ જે કાંઈ બોલી રહયો છે તે જાણી બુજીને ઈરાદા પૂર્વક બોલે છે. એ હાલતમાં તલાક નિઃસંદેહ પડી જાય છે.

બીજો પ્રકાર : અંતિમ દરજજો જેમાં તે શું બોલી રહયો છે તેનું બિલકુલ ભાન હોતુ નથી. અને ઈરાદો પણ નથી હોતો.આ હાલતમાં તલાક પડતી નથી.

ત્રીજો પ્રકાર વચલો દરજજો જેમાં એ બીજા પ્રકારની જેમ પાગલ નથી બની જતો. એમાં પણ તલાક પડી જાય છે. અલ્લામહ શામી (રઅ.) એ પોતાની પ્રખ્યાત કિતાબ "રદુલમુહતાર" માં "શર્હુલ હમ્બલીય્યહ" ના હવાલાથી ઉપરના ત્રણેવ પ્રકાર વર્ણવી ઉપર મુજબ હુકમ લખ્યો છે.અલબત્ત અલ્લામહ ઈબ્ને કય્યિમ હમ્બલીનો મતભેદ ત્રીજા પ્રકાર બાબત નકલ કર્યો છે, પરંતુ બીજા તમામ હમ્બલી–ઉલમા એનું સમર્થન કરતા નથી, જેથી ખુલાસો એ નીકળ્યો કે અગર તે માણસ ગુસ્સાના અંતિમ દરજજામાં પહોંચી ગયો કિંવા સાન–ભાન ગુમાવી પાગલના જેવો બની ગયો, તો એની તલક પડશે નહિં, અને જો ગુસ્સો એ પ્રકારનો નથી તો

તલાક પડી જશે (શામી ૨/૪૬૩ નો સાર)

અલ્લામહ વહબહ ઝુહૈલી પોતાની પ્રખ્યાત કિતાબ "અલ–ફિકહુલ ઈસ્લામી. (જેમાં એવણે તમામ ફિકહના ઈમામોના મસલકો દલીલ બધ્ધ રીતે વર્ણવ્યા છે.) માં લખે છે કે :–ગુસ્સો અગર છેલ્લી ઢબનો છે એવી રીતે કે તે વ્યકિત ગુસ્સામાં તે દરજજે પહોંચી ગઈ કે તેમાં પોતે શું બોલી અને કરી રહયો છે તેનું ભાન તેમજ ઈરાદો નથી, અથવા ગુસ્સો એ દરજજે પહોંચી ગયો કે તેના લઈ એના કર્મો તથા કથનોમાં અસ્થિરતા આવી ગઈ અને આમ બનવું ઘણું જ નાદિર (જૂજ) હોય છે તો એની તલાક પડતી નથી. અને જો ગુસ્સાની હાલત એવી છે કે પોતે જે બોલી રહયો છે તેનું સાન ભાન અને સમજ છે તો તેની તલાક પડી જશે અને મોટે ભાગે જે તલાકો દેવાય છે તે આવી હાલતમાંજ હોય છે. ગુસ્સો કરનાર વ્યકિત પોતાના ગુસ્સાની હાલતમાં એનાથી જે કાંઈ થઈ રહયું છે, જેમ કે કુફ્ર, ખુન કરવું, પરાયા નો માલ નાહક લેવો, તલાક વિ. આપવું એ તમામમાં શરીઅતના હુકમોનો પાબંદ છે. (૭/૩૬૫)

હવે આપણે સવાલમાં રજુ કરવામાં આવેલ હદીસ ઉપર એની સનદ તેમજ અર્થ બન્નેવ રીતે ચર્ચા કરી લઈએ.

આ હદીસ સુનને અબીદાવૂદ અને સુનને ઈબ્ને માજહમાં છે, ઈમામ અબુ દાવૂદે (રહ.)આ હદીસને " બાબુત્તલાક અલા ગયઝિન"માં (ભા.૧ પેજ ૨૯૮) ઉપર અને ઈમામ ઈબ્ને માજહ (રહ.) એ પેજ ૧૪૭ ઉપર "બાબુ તલાકિલ–મુકરહ" માં નકલ કરી છે. એની સનદમાં એક રાવી છે, મુહમ્મદ ઈબ્ને ઉબેદ ઈબ્નેઅબુ સાલેહ. એમના બાબત હદીસ ના

મશહુર ઈમામ અબુ હાતિમ રાઝી ફરમાવે છે કે એમની હદીસ ઝઈફ હોય છે. (તહઝીબુત્તહઝીબ ના હવાલાથી બઝલુલ—મજહૂદ ૧૦/૨૮૧)

હવે હદીસના અર્થ અને ભાવાર્થ બાબત હદીસના જાણકારોના કથનો જોઈએ. અલ્લામહ ઈબ્ને કય્યિમ (રહ.) પોતાની પ્રખ્યાત કિતાબ "ઝાદુલ મઆદમાં ( اغلاق ) (ઈગલાક) શબ્દના અર્થની છણાવટ કરતા લખે છે કે : ઈમામ અહમદ (રહ.) "ઈગ્લાક" નો અર્થ " ગુસ્સા" નો કરે છે. ઈમામ અબુ દાવુદે(રહ.) પોતાની કિતાબ "સુનન" માં લખ્યું છે કે મારા ખ્યાલ મુજબ એનો અર્થ "ગુસ્સા" નો થાય છે, જયારે (લુગત અને ભાષા ના મહાન આલીમ)) અબુ ઉબૈદહ (રહ.) (જેમના કથનો ઈમામ બુખારી (રહ.) પોતાની કિતાબ સહીહ બુખારીમાં દરેક જગ્યાએ નકલ કરે છે તેઓ) અને અન્ય ઉલમા આ શબ્દનો અર્થ "જબરદસ્તી" નો કરે છે (ઈમામ ઈબ્ને માજહ રહ. પોતાની કિતાબ સુનનમાં એનો એજ અર્થ લીધો છે.) અને કેટલાક ઉલમા એનો અર્થ "પાગલપણા" નો કરે છે. અને એક કથન એ પણ છે કે એક સામટી ત્રણ તલાક આપવાની મનાઈ કરવામાં આવી છે. કારણ કે એવું કરવાથી તેના ઉપર (ત્રણ તલાક પડવાને લઈ) તલાકનો દરવાજો જ બંધ થઈ જાય છે.ઈમામ અબુ ઉબેદ હરવીએ આ વાત નકલ કરી છે (ઝાદુલ—મઆદ ૪/૮૦) અલ્લાહમહ શવકાની (રહ.) "નયલુલ—અવતાર"માં ફરમાવે છે. કે "લુગત અને ભાષાના " જાણકારોએ એનો અર્થ "જબરદસ્તી" નો બયાન કર્યો છે અને તલ્ખીસમાં અલ્લામહ ઈબ્ને કુતયબહ તેમજ અલ્લામહ ખત્તાબી અને ઈબ્ને સયિદુન્નાસ વિ. થી પણ એ જ અર્થ નકલ કરવા માં આવ્યો છે.

(બઝલુલ–મજહૂદ ૧૦/૨૮૨–૨૮૩) આગળ લખે છે "ઈમામ અહમદ ના હવાલાથી એનો અર્થ "ગુસ્સા" નો નકલ થયો છે, તેનો ઈબ્ને સચ્યિદુન્નાસે રદીયો આપતાં લખ્યું છે કે જો એવું જ હોય તો કોઈ પણ તલાક પડશે જ નહિં કારણ કે દરેક માણસ ગુસ્સામાં આવ્યા વગર તલાક આપતો નથી. ( હવાલો ઉપર મુજબ)

ઉપરોકત છણાવટથી સ્પષ્ટ થઈ ગયું કે મોટા ભાગના ઉલમા શબ્દનો અર્થ "જબરદસ્તી" નો જ કરે છે. "ગુસ્સા"નો નહિં. અને જે ઉલમા એને "ગુસ્સા" ના અર્થમાં લીયે છે તેઓના મત મુજબ પણ ગુસ્સાથી માત્ર તે જ ગુસ્સો મુરાદ છે જે અંતિમ તબક્કામાં પ્રવેશી ચુકયો હોય જેમાં માણસ ભાન–સાન અને હોશીયારી ગુમાવી દીએ છે માટે કોઈ વ્યકિતનું એ કહેવું કે ગુસ્સાની હાલત (ચાહે અંતિમ તબક્કામાં ન પહોંચી હોય તે) માં પણ આપેલી તલાક પડતી નથી. એ તદન ખોટું, બિન પાયેદાર અને મુસ્લિમોને ગેરમાર્ગે દોરનારૂ છે. એવા લોકોથી દીનના મસાઈલ પુછવા પોતાને ગુમરાહીમાં નાખવા બરાબર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૯) લુકતહ કિંવા મળેલી વસ્તુ

### ૧. કોન્ટ્રાકટર નાસી ગયો તો; તેની પ્લેટોનુ શું કરવું ?

**સવાલ :** મારૂ મકાન જે કોન્ટ્રાકટરે બનાવ્યું છે તે કોન્ટ્રાકટર કેરાલાના હતા. ભરૂચ રહેતા હતા. તેની લોખંડની પલેટો નંગ–૧૧ મારી પાસે પડેલી છે. ઘણીવાર મેં યાદદેહાની કરાવી છતાં લઈ નથી ગયા. બે

વરસથી મારી પાસે છે.તે કોન્ટ્રાકટર બે વરસથી ભરૂચ છોડી કેરાલા નાસી ગયા છે. તેનો કોઈ પતો નથી. ધંધામાં લોસ થવાથી આવવાની કોઈ વકી નથી. લોખંડની પલેટો પડીપડી ખતમ થઈ જશે.યોગ્ય માર્ગદર્શન આપવા મહેરબાની ફરમાવશો.

**જવાબ :** અગર શકય હોય તો કોઈ પણ રીતે તે કોન્ટ્રાકટરનો પતો મેળવી તેના સુધી તેની આ પલેટો પહોંચાડવામાં આવે અથવા તેને પૂછી તેની સુચના મુજબ તેનો નિકાલ કરવામાં આવે અને જો કોઈ પણ રીતે એનો પતો ન મળતો હોય અને એ પલેટો પડી–પડી ખરાબ થઈ નાશ પામવાનો ચોક્કસ ભય હોય અથવા આપના માટે એની હિફાઝત મુશ્કેલ હોય તો આપ એ પલેટો કોઈ ગરીબને સદકારૂપે આપી દેશો. તે ગરીબને ઈખ્તિયાર રહેશે કે ચાહે તો એ પલેટો પોતાના વપરાશમાં લે અથવા તેની કિંમત વાપરે. અને જો ભવિષ્યમાં તે કોન્ટ્રાકટરનો પતો મળી જાય તો તેને આ બાબતની જાણ કરી દેવામાં આવે. અગર તે આપે કરેલ સદકાને માન્ય રાખે તો બેહતર, એ સુરતમાં તેનો સવાબ એને મળશે અને જો તે પ્લેટો અથવા તેની કિંમતની માંગણી પર આગ્રહ રાખે, તો આપે તે ચૂકવવી પડશે. અને એ સુરતમાં સદકાના સવાબના આપ હકદાર બનશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૦) વકફ

**૧. મસ્જિદ માટે આપેલ પ્લોટનુ પ્રિમિયમ ન ભરવાનાં કારણે વકફમાં ફેરબદલ કરવું, પ્રિમિયમ ભરવાની જવાબદારી કોની ?**

**સવાલ :–** હમારે ત્યાં મસ્જિદ બનાવવા માટે ત્રણ પ્લોટ ખરીદેલ હતા. ઉદાહરણ તરીકે એક પ્લોટ સલીમભાઈ નામના માણસે ખરીદેલ હતો. જેની કિંમત ૬૫૦૦૦/– રૂા. (રૂપિયા પાસઠ હજાર પુરા) નક્કી કરેલ હતી. તેમણે જમીન માલિકને આપી દીધા હતા. તેમાં શરત એ હતી કે સલીમભાઈએ જે પ્લોટ ખરીદયો હતો, તે પ્લોટ નવી શરતમાં હતો. જમીન માલિકે સલીમભાઈને આ વાત પર એગ્રી કરેલા હતા કે જયારે મારી જમીન જૂની શરતની થાય ત્યારે જે પ્લોટ મેં તમને આપ્યો છે, પ્રિમિયમ ભરવાના સમયે એ પ્લોટનું પ્રિમિયમ તમારે ભરવાનું રહેશે. સલીમભાઈ તે વાત પર બંધાયેલ હતા કે પ્રિમિયમ સમયે મારા પ્લોટનું પ્રિમિયમ હું ચુકતે આપી દઈશ. હાલમાં મસ્જિદ બનાવ્યાને બે વર્ષ થયા. સલીમભાઈએ જમીન માલિકને પ્રિમિયમના પૈસા આપ્યા નથી. તેથી જમીન માલિકે સલીમભાઈને આપેલો પ્લોટ કોમન પ્લોટમાં ગણતરી કરી દીધો. જમીન માલિકનું કહેવું છે કે મને પ્રિમિયમના પૈસા આપો અથવા ૬૫૦૦૦/– રૂા. (રૂપિયા પાસઠ હજાર પુરા) પાછા લઈ જાવ. એ ૬૫૦૦૦/– રૂા. (રૂપિયા પાસઠ હજાર પુરા) જમીન માલિક મસ્જિદમાં પાછા આપવા માંગે છે. પરંતુ શહેરના એક ટ્રસ્ટના કહેવાથી મજકૂર મસ્જિદ બની છે. તો તે ટ્રસ્ટના અમુક માણસોનું કહેવું એવું છે. કે આ ૬૫૦૦૦/– રૂા. (રૂપિયા પાસઠ હજાર) હમને આપો અને સલીમ ભાઈએ જે પ્રિમિયમ નથી ભર્યું. તેટલા પૈસા સલીમભાઈ પાસેથી અમે બીજી મસ્જિદ બનાવવા માટે લઈશું અને બીજી મસ્જિદ બનાવીશું. તે ટ્રસ્ટના માણસોનું એવું કહેવું છે કે હવે સલીમભાઈની નિય્યત (હવે મારે આ મસ્જિદમાં નથી આપવા, બીજી

મસ્જિદમાં આપવા છે.) એવી નિય્યત બદલાય છે. માટે હમો આ પૈસા હવે બીજી મસ્જિદ બનાવવા માટે વાપરવા માંગીએ છીએ.

તો આ પૈસા કોને મળે ? જેણે સૌ પ્રથમ પ્લોટ વકફ કર્યો હતો તે સલીમભાઈને? અથવા મસ્જિદ ને? અથવા શહેરના ટ્રસ્ટને ? આ મસ્અલાનો સવિસ્તાર જવાબ આપી શુકીયાનો મોકો આપશો.

**જવાબ :–** حامدًا ومصليًا ومسلمًا મસ્જિદ બનાવવા માટે જે ત્રણ પ્લોટ ખરીદ કરવામાં આવ્યા હતા. જેમાનો એક પ્લોટ આપના લખવા મુજબ સલીમભાઈ નામના માણસે ખરીદ કરી મસ્જિદને આપ્યો હતો. જેમાં ખરીદ કરતી વખતે એ વાતની ચોખવટ કરવામાં આવી હતી કે પ્લોટવાળી જમીન નવી શરતની હોવાને લઈ તેને જયારે જુની શરતની કરવામાં આવે તે વખતે જે કાંઈ પ્રિમિયમ ભરવાનું આવશે, તો એ પ્લોટના હિસ્સાનું પ્રિમિયમ સલીમભાઈએ ભરવું પડશે અને સલીમભાઈએ એ વાતને માન્ય પણ રાખી હતી. ત્યાર પછી મસ્જિદ બની ગઈ અને મસ્જિદની એ જમીન જુની શરતની થઈ ગઈ, પરંતુ તે પ્લોટના પ્રિમિયમરૂપે ભરવામા આવતી રકમ સલીમભાઈએ જમીન માલિકને આપી નથી.

પુછેલી સૂરતમાં જયારે સલીમભાઈએ એક પ્લોટ ખરીદ કરી મસ્જિદ બનાવવા માટે આપી દીધો તો એનો મતલબ એ થયો કે તે જગ્યા સલીમ ભાઈ તરફથી મસ્જિદ બનાવવા માટે વકફ કરવામાં આવી અને વકફ બાબત શરીઅતનો હુકમ એ છે કે એકવાર વકફ સહીહ થઈ ચૂકયા પછી તે જગ્યામાં કોઈ ફેરફાર (કિંવા વેચાણ, બખ્શીશ, મિલ્કત તબદીલી વિગેરેને લગતો) થઈ શકતો નથી. જેથી હવે જમીન માલિકનું તે પ્લોટને

કોમન પ્લોટમાં ગણતરી કરી લેવું શરઈરૂએ શકય નથી. અને એમ કરવાથી શરઈરૂએ તે ગણતરીમાં આવશે નહિં. બલ્કે એ પ્લોટ સલીમભાઈ તરફથીજ મસ્જિદમાં વકફ થયેલો ગણાશે. અલબત પ્રિમિયમરૂપે લાગુ પડેલ રકમ તે પ્લોટને લગતું એક સરકારી ભરણું હોવાને લઈ શરઈરૂએ સલીમભાઈની જવાબદારી છે કે તેટલી રકમ જે જમીન માલિકે ભરી દીધી છે. જમીન માલિકને ચૂકવી આપે, તેમ ન કરવાથી તેઓ શરઈરૂએ જમીન માલિકના એટલા કર્ઝદાર ઠરે છે. મામલો મસ્જિદના પ્લોટનો હોય સલીમભાઈના આ રકમ જમીન માલિકને ન ચૂકવવાથી આ વાત ચર્ચામાં જ રહેશે. જેથી તેઓને જોઈએ કે તેઓ વહેલી તકે એટલી રકમ ચુકવીને પોતાની જવાબદારીમાંથી મુકત થઈ જાય. અને જો તેઓ એવું ન કરે તો મસ્જિદને લગતા પ્લોટ ઉપર આવેલ એક હકનો મામલો હોય અગર કોઈક વ્યકિત સ્વેચ્છાએ સવાબનું કામ સમજી એટલી રકમ જમીન માલિકને ચૂકવી આપે અથવા જમીન માલિક પોતે સ્વેચ્છાએ માફ કરી દીયે તો તેવું પણ થઈ શકે છે. (લિસાનુલહુક્કામ બિહામિશિ મુઈનુલ હુક્કામ પેજ–૫૫)

ولو اشترى دارا فاتخذها مسجدا ثم ادعى رجل فيها دعوى فصالحه الذى بنى المسجد أو رجل من بين اظهرهم للمسجد فهو جائز(لسان الحكام بهامش معين الحكام ص/٥٥)

પરંતુ સવાલમાં લખ્યા મુજબ જમીન માલિકનું આ પ્લોટ ને કોમન પ્લોટમાં ગણતરી કરી લઈ, સલીમભાઈએ કિંમતરૂપે ચૂકવેલ રૂા.

૬૫૦૦૦/– બાબત એમ કહેવું કે એને પાછા લઈ જાવ. અગાઉ ઉપર જણાવેલ શરઈ હુકમને લઈ જાઈઝ નથી. અને એ મસ્જિદ જે ટ્રસ્ટના સહકારથી બની છે તે ટ્રસ્ટવાળાઓનું એમ કહેવું કે એ પૈસા અમને આપી દીયો. અમે એમાં બીજા પૈસા ઉમેરીને બીજી મસ્જિદ બનાવી લઈશું. એ પણ સહીહ નથી. આ બધી વાતો શરઈ હુકમથી અજાણતાને લઈ થઈ રહી છે અને સલીમ ભાઈ પ્રિમિયમ જેટલી રકમ જમીન માલિકને આપવાને બદલે બીજી કોઈ મસ્જિદમાં આપશે તો પણ શરઈરૂએ તેઓ પોતાની જવાબદારીમાંથી મુકત થયેલ ગણાશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. સ્કૂલ માટે વકફ જમીનમાં તબ્લીગી કામ માટે રૂમ બનાવવાની માંગણી

**સવાલ :–** હમારા ગામમાં આઝાદ એજયુકેશનલ એન્ડ વેલ્ફેર ટ્રસ્ટની રચના કરી છે અને ટ્રસ્ટના નામે જમીન પણ ખરીદ કરી ટ્રસ્ટના નામે રજીસ્ટર કરાવેલ છે. ટ્રસ્ટનો મુખ્ય હેતુ એજયુકેશન અને હોસ્પીટલ છે. હવે પુછવાનું એ છે કે અમારા વિસ્તારમાં દઅવતી ઈજતેમાઅ માટે માલ–સામાન, કપડાના પર્દા કે વાંસના થાંભલા વસાવેલ છે. આ બધી વસ્તુઓ અને માલસામાન રાખવા માટે એક રૂમની ખાસ જરૂરત છે. હવે દઅવતના કામના ઝીમ્મેદારોનું કહેવાનું થાય છે કે આના માટે એક રૂમ બનાવવા માટે આ ટ્રસ્ટની જમીનમાં અમોને જગ્યા આપો. તો શું આ રીતે ટ્રસ્ટની જગ્યામાં જગ્યાની માંગ કરવી અને ટ્રસ્ટીઓએ આ હેતુ માટે

જમીન આપવી શરઈ દ્રષ્ટિએ જાઈઝ છે ? ન આપવાની સૂરતમાં હંગામી ધોરણે બદનામીનો અને આપવાની સુરતમાં ટ્રસ્ટના બીજા કામમાં ખોટી દખલગીરીનો ટ્રસ્ટ મંડળને ભય છે. આ બંને સૂરતોને સામે રાખીને કુર્આન હદીષની રોશનીમાં સચોટ જવાબ આપી આભારી કરશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً આપના લખવા મુજબ ટ્રસ્ટના નામે જમીન ખરીદ કરી ટ્રસ્ટના નામે રજીસ્ટર પણ કરાવી દેવામા આવી છે. તેનો મતબલ એ થયો કે એ જમીન શરઈરૂએ ટ્રસ્ટના હેતુઓ માટે વકફ થઈ ચૂકી છે. વકફ બાબત શરઈ હુકમ એ છે કે વકફ સહીહ થઈ ચૂકયા પછી તેમાં કોઈ ફેરફાર અર્થાત વેચાણ, બખ્શીશ વિગેરે પ્રકારની મિલ્કત તબદીલી થઈ શકે નહિં. (શામી ૩/ પેજ ૪૦૨). માટે દઅવતના કામના જીમ્મેદારોની માંગણી કે એક રૂમ બનાવવા માટે આ જમીન માંથી તેઓને જગ્યા આપવામાં આવે, એટલા માટે દુરૂસ્ત નથી કે તેમ કરવાથી વકફ થઈ ચૂકેલ એક જમીનમાં એવો ફેરફાર કરવો લાઝિમ આવશે જેની શરઈરૂએ ઈજાઝત નથી. અલબત્ત એ જમીનને ટ્રસ્ટના હેઠળ જ બાકી રાખી તેમાં કોઈ રૂમ બનાવી સવાલમાં દર્શાવેલ કામ માટે તેઓને ભાડાથી અથવા વગર ભાડે માત્ર વાપરવા માટે (માલિકી ધોરણે નહિં) આપવામાં આવે, તો ટ્રસ્ટડીડમાં જણાવવામાં આવેલ હેતુઓને લઈ દુરૂસ્ત કહેવાશે. પરંતુ તે રૂમ તેમજ તેની જગ્યા ઉપર વહીવટદાર ટ્રસ્ટ મંડળ જ ગણાશે. દઅવતના જીમ્મેદારો નહિં. અને એ રીતે આપવાની સૂરતમાં પણ સવાલમાં દર્શાવ્યા મુજબ ટ્રસ્ટના બીજા કામમાં ખોટી દખલગીરીનો ટ્રસ્ટ મંડળને ભય હોય તો તેઓ એમ કરવાથી ઈનકાર પણ કરી શકે છે.

શરઈરૂએ તેઓ ગુનેહગાર ઠરશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. ટ્રસ્ટની જગ્યા ઉપર જબર દસ્તી કબ્જો કરનાર માટે ધમકીઓ

**સવાલ :–** હમારૂ એક ટ્રસ્ટ છે જેના હાલમાં છેલ્લા બે વર્ષથી હમો નવા ટ્રસ્ટીઓ છીએ. ટ્રસ્ટને દાનમાં (બખ્શીશ) વકફ મળેલી એક ખુલ્લી જગ્યા છે. જે બે બાજુ નિકાલવાળી બંને બાજુ દરવાજા છે આ ખુલ્લી જગ્યા જે મહોલ્લામાં છે. તેની સામે એક મુસ્લિમ ભાઈ તેના કુટુંબ સાથે રહે છે. વર્ષો અગાઉ જુના ટ્રસ્ટીઓ સાથે તે ભાઈને (આ જગ્યા બાબત) કોઈ ઝઘડો થયો હતો. આ ઈમાનવાળા ભાઈ નતો જગ્યા ઉપર ભાડુત છે. નતો આ જગ્યા તેમના કોઈ સંબંધીની છે. અર્થાત કોઈ પણ જાતનો તેનો હક નથી.

હમો જયારે ટ્રસ્ટી બન્યા તો જુના ટ્રસ્ટીઓ હમને જગ્યાનો કબ્જો બતાવવા ગયા ત્યારે જગ્યામાં પેલા ભાઈએ પોતાના બકરા બાંધેલા હતા અને હમને (નવા ટ્રસ્ટીઓને) અહી આવવાનું નહિં, મારો જુનો ઝઘડો પતે પછી વાત, આમ કહી આજ દીન સુધી હમોને ત્યાં જવા દેતો નથી. ઝઘડાની વાતો કરે છે. કોઈ પણ રીતે વાત કરવા તૈયાર નથી. હમોએ રૂાં. ૨૫૦૦૦/– ખર્ચીને તે જગ્યા ઉપર મકાન બનાવવાનો પ્લાન પણ બનોવેલો, જે પણ મુદત પુરી થતાં રદ થઈ ગયો છે.

જો આ બાબતે સરકારી રાહે પગલા ભરીએ તો વર્ષો વિતી જાય

અને કોઈ પણ જાતનો હક કે કબ્જો ન હોવા છતાં તેનો કબ્જો પુરવાર થાય એવું જાણકારોનું કહેવું છે.

નવા ટ્રસ્ટીઓ ઝઘડો કરવા તૈયાર નથી. ઉપરની બાબતમાં શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما આપના ટ્રસ્ટના બખ્શીશ રૂપે જે જગ્યા મળી છે. તેના ઉપર તે મહોલ્લાના જે મુસ્લિમ ભાઈએ જબરદસ્તી કબ્જો કરી રાખ્યો છે. અને આગળના ટ્રસ્ટીઓ સાથે થયેલ ઝઘડાનું બહાનુ કાઢી આપ નવા ટ્રસ્ટીઓને પણ આ જગ્યા ઉપર જવા દેતો નથી તેનું આ કૃત્ય શરઈ રૂએ હરામ તેમજ વખોડવા પાત્ર છે. આ રીતે ટ્રસ્ટની જગ્યા ગસબ કરી લેવું ઘણુંજ ખતરનાક છે. હદીષે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે. જેણે એક વેંત જમીન પણ ઝુલ્મ રૂપે લઈ લીધી કયામતના દિવસે સાત જમીનનો હાર પહેરાવવામાં આવશે. (મિશ્કાત ૨૫૪) અન્ય એક હદીષમાં છે કે જેણે થોડી પણ જમીન નાહક રૂપે લઈ લીધી તેને કયામતના દિવસે સાત જમીન સુધી ધસાવી દેવામાં આવશે (મિશ્કાત ૨૫૬) અન્ય એક રિવાયતમાં છે કે જેણે નાહક રૂપે કોઈ જમીન લઈ લીધી તેની પાસે મેદાને હશ્રમાં તેની પુરી માટી ઉઠાવડાવવામાં આવશે. (મિશ્કાત પે. ૨૫૬) અન્ય એક રિવાયતમાં છે જેણે એક વેંત જમીન પણ નાહક રીતે લીધી કયામતના દિવસે અલ્લાહ તઆલા તેને તે જમીન સાત જમીનો સુધી ખોદવાની ફરજ પાડશે. અને ત્યાર પછી તેના ગળામાં તે પહેરાવવામાં આવશે. (મિશ્કાત પે. ૨૫૬).

નવા ટ્રસ્ટીઓને જોઈએ કે એવી સજજન વ્યકિતઓ જેની વાત તે

માણસ સાંભળતો અને માનતો હોય તેઓને તેની પાસે મોકલી તેને સમજાવી આ જમીનનો કબ્જો લેવાની કોશીશ કરે. મતલબ કે ટ્રસ્ટીઓએ પણ એ કબ્જો મેળવવા માટે પોતાનાથી બનતું બધુંજ કરી છૂટવાની જરૂરત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. જમીનને લાવારસ છોડનાર ટ્રસ્ટીઓ કેવા ?:–

**સવાલ :–** હમારી જમાઅતનું એક ટ્રસ્ટ (સંસ્થા) છે જેને પણ ૫૦–૬૦ વર્ષ અગાઉ એક વ્યકિતએ પોતાની ખૂલ્લી જગ્યા દાનમાં આપેલી. સંસ્થાના ટ્રસ્ટીઓએ આજદિન સુધી એ જગ્યાનો કોઈ ઉપયોગ કરેલ નથી. અને લાવારિસ છોડી દીધી છે. જેથી મહોલ્લા વાસીઓ કચરો કુંડો નાંખે છે. કુતરા બિલાડા ગંદકી લઈ આવે છે. અને જેને મનમાં આવે એ પોતાના ઘરનો ભંગાર નકામી વસ્તુઓ ત્યાં મુકી જાય છે. જેથી કરી આજુ બાજુના રહેવાસીઓને ઘણીજ તકલીફ થાય છે.આપણીજ સંસ્થાની જગ્યા હોય સરકારી ખાતાઓમાં અરજી યોગ્ય નથી. ટ્રસ્ટીઓને પણ ઘણી વાર ધ્યાન દોરવ્યું છતાં સાફ સફાઈ ઉપર કોઈ પગલાં લેતા નથી. અને કોઈ જાતની દેખરેખ પણ રાખતા નથી. તો આ બાબતે શરઈ માર્ગ દર્શન આપશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلما આપની જમાઅતના ટ્રસ્ટને ૫૦–૬૦ વરસથી જે જમીન દાનમાં મળી છે. તેને આપના લખવા મુજબ તે સંસ્થાના ટ્રસ્ટીઓએ લાવારસ છોડી દીધી છે. અને કોઈ પણ કામમાં તેનો ઉપયોગ કર્યો નથી. જેને લઈ ત્યાં કચરો, કુંજો અને ગંદકી નાખવામાં

આવે છે. ટ્રસ્ટીઓનું એ જમીન પ્રત્યે બેદરકારી બતાવવું ગુનાહિત કૃત્ય હોવાની સાથે પોતાની જવાબદારી નિભાવવામાં ખૂલ્લમ ખૂલ્લી કોતાહી અને ખિયાનત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. મકાનનું ભાડુ મસ્જિદમાં આપવાની નિય્યત બાદ નિભાવ ખર્ચ લેવું :–

**સવાલ :–** એક માણસે ઘર ભાડે આપવા માટે વેચાણ રાખ્યું ત્યાર બાદ નિય્યત કરી કે હવે પછી જે કાંઈ ભાડું આવે તેની રકમ મસ્જિદમાં ઈસાલે સવાબ માટે જમાં કરાવું. એક માણસને વકીલ બનાવ્યો કે હવે બીજા ઘરનું ભાડું પણ મસ્જિદમાં જમા કરાવવું. અને કહયું કે તમને જેમ યોગ્ય લાગે તેમ ચાહે આ એક મસ્જિદમાં જમા કરાવો અથવા પાસેની બીજી મસ્જિદમાં પણ જમા કરાવી શકો તમને સત્તા આપી. એ સિવાય કોઈ નિય્યત કરી ન હતી. હવે જયારે ઘરવેરો, મહેસુલ વેરો, રીપેરીંગ, રંગરોગાનનો વખત આવ્યો ત્યારે કહે કે ભાડુ આવે તેમાંથી આ બધો ખર્ચ કરવો. તો એ રકમ ભાડામાંથી ખર્ચ થઈ શકે કે કેમ ? અથવા પાછળથી નિય્યત કરી લે કે જયારે જયારે આવો ખર્ચ આવે તો તમે ભાડાની આવકમાંથી ખર્ચ કરી શકો. તો આવી નિય્યત ચાલે કે કેમ ? એ ભાઈને ખાનગી પોતાની અંગત રકમ ખર્ચ કરવાનો ઈરાદો નથી. એનો ખુલાસો કરવા વિનંતી. ભવિષ્યમાં આ બંન્ને ઘરો વેચવાનો ઈરાદો છે. બન્ને મસ્જિદ આ આવક ઉપર નિર્ભર નથી. તે જાણ ખાતર.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً પુછેલી સુરતમાં ઘરોના ભાડાની

આવકમાંથી ઘરવેરો, જમીન મહેસુલ વેરો, રીપેરીંગ, રંગરોગાન વિગેરે કરી શકાય છે. અગર આ ઘરો મસ્જિદ માટે વકફ કરવામાં આવ્યા હોતે, તો એ સુરતમાં પણ એના ભાડાની આવકથી એ ઘરોના નિભાવ ઉપર આવતો ખર્ચ તેના ભાડામાંથી વસુલ કરવાની શરઈરૂએ ઈજાઝત છે. (દુર્રેમુખ્તાર–શામી ૩/૪૧૨) તો પુછેલી સુરતમાં જયારે કે કાયદેસર વકફ કરવામાં આવ્યા નથી માત્ર તેની ભાડાની આવક મસ્જિદમાં આપવાની નિય્યત કરી છે. શરઈરૂએ નિભાવ ઉપર થતો ઉપર મુજબનો ખર્ચ તેમાંથી વિના વાંધે લઈ શકાય છે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. મસ્જિદના પ્લોટ બાબત :–

**સવાલ :–** અમારા ગામમાં મસ્જિદની જમીન (પ્લોટ) હતો, જે પ્લોટ મસ્જિદના વહીવટ કર્તાઓએ તે સમયે એક પાર્ટીને વેચાણ આપી દીધેલ છે. હાલમાં એજ પાર્ટી તે જમીન વેચવા માંગે છે. જેથી ગામ જમાઅતના લોકો એવું કહે છે કે આ જમીન આપણી મસ્જિદની જ હતી અને મસ્જિદની નજીક છે. જેથી હાલમાં ગામમાં જે કિંમત ચાલતી હોય તે પ્રમાણે આપણે ફરીથી ખરીદી લેવી જોઈએ. અને તે પ્રમાણે ગામમાં જમાઅતે ઠરાવ પણ કરેલ છે. કે આ જમીન ગામ જમાઅતે જ ખરીદવી. પરંતુ હાલમાં જમીનનો માલિક રંગરેજ બ્રધર્સ છે. એને ગામની બીજી વ્યકિત ગામના બજાર ભાવ કરતા વધુ કિંમત આપવા તૈયાર હોય અને હાલનો જમીનનો માલિક વધુ કિંમત આવે તેને આપવા તૈયાર છે. તો આવી સુરતમાં ગામ જમાઅતે ઠરાવ કરેલ છે કે આ જમીન મસ્જિદની હતી

એટલે મસ્જિદને જ હાલની કિંમત પ્રમાણે વેચવી જોઈએ. માલિક વધુ કિંમત આપે તેને આપવા ચાહે છે, તો આવી સુરતમાં શરઈ હુકમ શું છે તે જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً મસ્જિદનો એ પ્લોટ અગર મસ્જિદ માટે કોઈએ વકફ કર્યો હતો તો મસ્જિદના વહીવટ કર્તાઓનું એ પ્લોટ વેચવું શરઈ રૂએ રદ/બાતલ અને ના જાઈઝ હતું. અને પેલા ભાઈનું તેને ખરીદવું પણ સહીહ ન હતું, જેથી તેણે ચુકવેલી કિંમત પરત કરી એ પ્લોટ પાછો મેળવવો જરૂરી છે. અને જો એ પ્લોટ વકફ ન હતો બલ્કે મસ્જિદની રકમથી ખરીદ કરવામાં આવ્યો હતો અને મસ્જિદને જરૂરત ન રહેતા વહીવટ કર્તાઓએ વેચી નાખ્યો હતો તો એ વેચાણ દુરૂસ્ત હતું. હવે એના માલિક તે ખરીદનાર છે. હાલનો માલિક વધુ કિંમત આપનારને વેચવા ચાહે તો વેચી શકે છે. મસ્જિદ માટે જરૂરત હોય તો માલિક ખુશીથી જેટલી કિંમતમાં વેચવા તૈયાર થાય તેટલી કિંમત ચુકવવી જરૂરી છે. ઓછી કીંમત આપી દબાણ કરી ખરીદવું સહીહ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૭. પડતર કબ્રસ્તાનને વેચવું :–

**સવાલ :–** એક જમીન કબ્રસ્તાનની છે. પરંતુ તેના માટે કોઈ ટ્રસ્ટ નથી, અંગત નામ પર છે. પરંતુ સીટી સર્વેમાં તે જગ્યાની નોંધ કબ્રસ્તાન તરીકે છે. તેના ૨૦ વર્ષથી દફન વિધી બંધ છે તે જમીન ત્યાં એક મુજાવર ને દેખરેખ માટે આપી હતી. અને તે તેનો ઉપયોગ કરતો હતો. લોકોનું એમ

કહેવું છે કે અમુક ભાગમાં કબ્રસ્તાન હતું અને અમુક ભાગમાં નાની વાડી હતી, મુજાવરને વહીવટ માટે આપી હતી. તેણે તેના નામ પર કરાવી લીધી છે. અસલ હકીકત અલ્લાહ પાક જાણનાર છે. આ જમીનના અમુક ભાગ પર પહેલાં ઝુપડાં હતા  અત્યારે પાકા મકાન બની ગયા છે. બધી જમીન વેચાઈ ગઈ છે અને ૭૦૦ થી ૧૦૦૦ વારનો પ્લોટ બાકી રહયો છે તે પણ વેચવા માટે કાઢયો છે. આ પ્રકારની જમીન વેચી શકાય કે નહી ? જો વેચી શકાય તો તેની કિંમત કોને આપવી ? કયા કામમાં વાપરી શકાય ?

જવાબ :– حامداً ومصلیاً ومسلماً સીટી સર્વેમાં એ જમીનનું કબ્રસ્તાન તરીકે નોંધાયેલા હોવું એના વકફ હોવાની દલીલ છે. બની શકે છે કે વકફ કરનારે એક ભાગ દફન ક્રિયા માટે અને બીજો ભાગ વહિવટી ખર્ચની આવક માટે વકફ કર્યો હોય. બહરહાલ ઉપરોકત્ત સંજોગો જોતાં એ જમીન વકફની જ હોવાનું ગાલિબ ગુમાન છે. એવી જમીનનું વેચાણ કરવું અને કોઈ વેચતું હોય તો ખરીદ કરવું શરઈ રૂએ જાઈઝ નથી. એને કબ્રસ્તાન રીતેજ ઉપયોગ લેવામાં આવે, એ એનો સહીહ ઉપયોગ છે. અને જો ત્યાં અન્ય કબ્રસ્તાનથી દફનની જરૂરત સારી રીતે પૂરી થઈ રહી હોવાને લઈ ભવિષ્યમાં કબ્રસ્તાનના ઉપયોગમાં લઈ શકાય એમ ના હોય તો અન્ય ઈસ્લામી ધર્માદા હેતુઓ  (જેવાકે મદ્રેસા મસ્જિદ) વિ. માં વાપરવાની પણ ગુંજાઈશ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. વકફની મિલ્કતનું જૂનું ભાડું ચાલું રાખવું જાઈઝ નથી. :–

સવાલ :– (૩) મસ્જિદના નિભાવની નિય્યતથી આજથી

લગભગ ૨૦ વર્ષ પહેલાં કોઈ મુસ્લિમ ભાઈએ એક જમીન મસ્જિદમાં વકફ કરેલી. એ સમયે અમુક કારણોને લીધે એ જમીનનો ઉપયોગ કરી કોઈ બાંધકામ કરવામાં આવ્યું નહી. જે આજ સુધી થયું નથી. પરંતુ આ જમીન રોડ ટચ હોવાથી કિંમતી છે. તેથી અમૂક વર્ષો પહેલા હંગામી દુકાન લગાવનારા જેવા કે તડબૂચની સિઝનમાં તડબૂચની દુકાન કે, રેડીમેડ કપડાની હંગામી દુકાનો આવા ખુલ્લા પ્લોટમાં લગાવવા માટે જગ્યા ભાડેથી માંગવા માટે લોકો આવતા, અને સારી રકમ ભાડા પેટે મળે તેમ હતી, પરંતુ "નાઝિમો" એ જગ્યા કોઈને ભાડે આપી ન હતી. ત્યાર બાદ છેલ્લા ઘણા વર્ષોથી એ જગ્યા સોસાયટીમાં જ રહેતા એક ભાઈને, જે "નાઝીમીન" માંથી એક ટ્રસ્ટીના જમાઈ છે, તેમને ભાડેથી આપી દેવામાં આવી હતી. જેનું ભાડુ લગભગ ૫૦૦/– રૂપિયા નક્કી થયું હતું. હાલમાં પણ એ વ્યકિત આ જગ્યામાં પોતાની દુકાન ચલાવે છે.

હવે સવાલ એ છે કે જો આ જગ્યાનું વધુ ભાડું આવી શકતું હોય તો આ વ્યકિત પાસેથી તેટલું ભાડું માંગવુ જોઈએ કે નહિ ? જો તેઓ ન ભરી શકતા હોય તો બીજા કોઈ વ્યકિતને વધુ ભાડે આ જગ્યા આપવી જોઈએ કે નહિ ? જો આ રીતે મસ્જિદની આવકમાં નુકશાન થતું હોય તો એની જવાબદારી કોની રહેશે ?

મસ્જિદની જરૂરિયાત માટે કાયમ બીજા લોકો પાસે ચંદાની જરૂરત પેશ આવ્યા કરે છે. તો આવા સંજોગોમાં શું કરવું? મૂળ પ્રશ્ન એ છે કે આ વાત ટ્રસ્ટીઓને કોઈ કહી શકતું નથી અને ઝઘડાનો મોટો અંદેશો છે.

આ જગ્યા ઉપર દુકાનો બાંધી ભાડે આપવાની યોજના હેઠળ

અમારા એક ભાઈ ફોરેનથી અમૂક રકમ પણ ચંદો કરી લાવ્યા હતા, જેને ઘણા વર્ષો વિતી ગયા, અને એ રકમ એમની એમ પડી છે. જયારે આ બાબતે પૂછવામાં આવે તો જવાબ મળે છે કે "ચેરીટી કમીશ્નર"માંથી બાંધકામની મંજૂરી મળતી નથી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૩) મસ્જિદ ના નિભાવ માટે વકફ કરવામાં આવેલી જમીન જે આજના સમયે બજાર વિસ્તારમાં અને રોડટચ હોવાને લઈ મસ્જિદની આવકનું સારામાં સારું સાધન બની શકે છે. તેના ઉપર ઈમારત બનાવી મસ્જિદ માટે ભાડાની આવકની વ્યવસ્થા કરવામાં આવે, જે લોકોને મસ્જિદના ટ્રસ્ટી બનાવવામાં આવ્યા છે, તેઓની ટ્રસ્ટી તરીકેની ફરજ છે કે હંમેશા મસ્જિદના હિતને નજર સમક્ષ રાખે.

આપના લખવા મુજબ એ જગ્યા ઉપર ઈમારત બનાવવા માટે અમુક રકમનો ચંદો પણ કરવામાં આવ્યો હતો તો એ કામને છેવટ સુધી પહોંચાડવું જરૂરી બની જાય છે. જે લોકો ટ્રસ્ટી છે તેઓની ફરજ બને છે કે વહેલામાં વહેલી તકે આ કામને અંજામ આપે, ચેરીટી કમિશ્નરમાંથી બાંધકામની મંજુરી મળતી નથી એ જવાબ લૂલો અને અપુરતો છે, આ કામ માટે સોસાયટી વાળાઓની જનરલ મિટીંગ બોલાવી ચર્ચા કરી જે કાંઈ અડચણો છે તેને દૂર કરવા માટે પગલા લેવામાં આવે, અને જો હાલના ટ્રસ્ટીઓ એ માટે સક્ષમ ન હોય તો સોસાયટી વાળાઓમાંથી અન્ય અમાનતદાર નેક શરીઅતના પાબંદ વ્યકિતઓને ટ્રસ્ટીમંડળમાં શામેલ કરી આ કામ પાર પાડવામાં આવે.

વળી વકફ માટે શરઈ કાયદો એ પણ છે કે વકફની જગ્યા અથવા

મકાનને તેના બજાર ભાડાથી ઓછે ભાડે આપવામાં ન આવે વળી કોઈ એક જ વ્યકિતને એક સાથે એક વરસથી વધુ સુધી ભાડે આપવાનો કરાર કરવામાં ન આવે.

પુછેલી સુરતમાં એ જગ્યા સોસાયટીમાં જ રહેતા એક ભાઈને આપના લખવા મુજબ ભાડેથી આપવામાં આવી છે. જે ટ્રસ્ટીઓ પૈકી એકના જમાઈ પણ છે, અને આજથી વર્ષો પહેલાં ૫૦૦/– રૂા. ભાડું નક્કી કરવામાં આવ્યું હતું. તે જ ભાડું અત્યારે પણ ચાલી રહયું છે. હાલાંકે આપના લખવા મુજબ એનાથી વધુ ભાડું આવી શકે છે, તો એવી સૂરતમાં એ વ્યકિત પાસે એ જ ભાડામાં એ જગ્યાને રહેવા દેવું અને વધારે ભાડાની માગણી ન કરવું અથવા અન્ય વ્યકિત જે વધુ ભાડું ચૂકવવા તૈયાર છે તેને આ જગ્યા ભાડે ન આપવું, મસ્જિદના હિતના વિરૂધ્ધ હોવાને લઈ જાઈઝ અને દુરૂસ્ત નથી. મહમૂદુલ ફતાવામાં છે, વકફની મિલ્કતનું આજની રાહે જે ભાડું ચાલી રહયું હોય તેનાથી ઓછા ભાડે આપવું દુરૂસ્ત નથી. જેને આપવામાં આવી છે તેને કહેવામાં આવે કે કાયદેસરનું જે ભાડું થતું હોય તે મુજબ વધારી આપે અને જો તે વધારી આપવા તૈયાર ન હોય તો બીજી વ્યકિત જે કાયદેસરનું ભાડું આપતી હોય, તેને ભાડે આપવામાં આવે. (૨/૨૦૬)

આપ લખો છો કે આ વાત ટ્રસ્ટીઓને કોઈ કહી શકતુ નથી. ઝઘડાનો મોટો અંદેશો છે. ખરેખર તો ટ્રસ્ટીઓએ પોતાનું વ્યવસ્થાકીય માળખું એવું પારદર્શક બનાવવાની જરૂરત છે કે તેમાં મસ્જિદને લગતી તમામ જરૂરતોને પુરી કરવા તેમજ મસ્જિદના દરેક પ્રકારના હિતને નજર

સમક્ષ રાખવામાં આવ્યું હોય, જેથી કોઈને પણ તે ઉપર કોઈ જાતનો વાંધો ઉઠાવવાની જરૂરત જ ન પડે, અને અગર કોઈક વ્યકિત તરફથી ટ્રસ્ટીઓની માન મર્યાદા જાળવવાની સાથે મસ્જિદના હિતને લગતી કોઈ સુચના અથવા સલાહ આપવામાં આવે તો તે ઉપર ખુલ્લા દિલથી વિચાર વિમર્શ કરવા માટે તૈયાર રહેવું જોઈએ, અને લોકોને પણ જોઈએ કે મસ્જિદનો કારભાર સારી રીતે ચાલતો હોય તો તેમાં વિના કારણે ખોડખાંપણ અથવા વાંધાવચકા કાઢી ટ્રસ્ટીઓને ખોટી રીતે હેરાન ન કરે.બન્ને પક્ષે સમજદારીથી કામ લેવાની જરૂરત છે. અને બન્નેવ પક્ષ પોત પોતાની જવાબદારી પુરી અમાનત અને દયાનતદારીની સાથે નિભાવે એવું જ શરીઅત ઈચ્છે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૧) મસ્જિદ

## ૧. સરકારી જગ્યામાં વુઝૂની ટાંકી બનાવી દીધી જવાબદાર કોણ ?

**સવાલ :–** એક ગામમાં એક મસ્જિદ છે. તેની વુઝૂ બનાવવાની ટાંકી તથા બહારથી આવનાર જમાઅતો માટે કીચન રૂમ તથા પેશાબખાના ગુસલખાના તથા બૈતુલખલા આ તમામ સરકારી રોડની જગ્યામાં દબાણ કરીને બનાવવામાં આવ્યું છે. આશરે ૧૫ × ૧૦૦ = ૧૫૦૦ ફુટ જગ્યાનું દબાણ કરેલ છે. આ દબાણ મસ્જિદ જે સમયે બનાવવામાં આવી તે

સમયના ટ્રસ્ટીઓએ જે હાલમા હયાત નથી તેઓએ કરેલ છે.તો પુછવાનું એ કે મસ્જિદ જેવી ઈબાદતની જગ્યાએ આ રીતે દબાણ કરવું જાઈઝ છે કે નહી. જો ના જાઈઝ છે તો અત્યાર સુધી વુઝૂ બનાવી જે નમાઝો પઢવામાં આવી તે અદા થઈ કે નહી. અને હાલના ટ્રસ્ટીઓએ આ જગ્યા દબાણવાળી છે તેવું જાણ્યા પછી શું કરવું જાઈએ અને તેમની શું જવાબદારી બને છે. તે જણાવશો. સાથેજ મસ્જિદના દબાણના લીધે આસપાસના મકાન માલિકો પણ દબાણ કરવા લાગ્યા છે તો તેનો ગુનો મસ્જિદના પહેલાના ટ્રસ્ટીઓ જે હાલમાં હયાત નથી તેમને અને હાલના ટ્રસ્ટીઓને લાગુ પડી શકે કે નહી. તે જણાવશો.

જવાબ :–حامداً ومصلیاً ومسلما સવાલમાં દર્શાવ્યા મુજબ સરકારી રોડની જગ્યામાં દબાણ કરીને વુઝૂની ટાંકી, તેમજ કીચનરૂમ, પેશાબખાના, ગુસલખાના વિગેરે બનાવવું શરઈરૂએ ના–જાઈઝ છે. અલબત્ત એ ટાંકી માં સંગ્રહ કરવામાં આવેલ પાણી થી વુઝૂ કરી જે નમાઝો અદા કરવામાં આવી છે. તેની અદાયગીમાં કોઈ બાધ આવ્યો નથી.

મસ્જિદના એ દબાણને લઈ આસપાસના મકાન માલિકો પણ દબાણ કરવા લાગ્યા છે તો એના ગુનાહમાં પણ મસ્જિદના પહેલાંના ટ્રસ્ટીઓ જેઓ એ આ રીતે બદાણ કર્યું છે. તેઓ ભાગીદાર ગણાશે.

હવે જયારે કે આ બની ચુકયું છે અને એના લઈ અવર જવર કરનારાઓને કોઈ અગવડ પડતી ન હોય અને તેના ઉપર કોઈ વાંધો પણ લેતું ન હોય અને સરકારી રીતે સત્તાધીશોથી વાતચીત કરી એનો કોઈ ઉકેલ નિકળતો હોય તો એને બાકી રાખી શકાય છે. નહિં તો એ દબાણને

દુર કરવામાં આવે. એ સુરતમાં મસ્જિદને થતાં નુકશાનની વસુલી જે ટ્રસ્ટીઓએ આ રીતે બાંધકામ કર્યું હતું તેઓના માલમાંથી કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. મસ્જિદમાં ફોટોગ્રાફીનું આચરણ કરવું.:–

**સવાલ :–** મસ્જિદના જમાતખાના કે મસ્જિદની હદ (સહન) વગેરેમાં ફોટોગ્રાફી કે વિડિયોગ્રાફી માટે શરીઅતનો શું હુકમ છે? શાદી–નિકાહ ઈમીગ્રેશનના નામથી આજકાલ આવા કૃત્ય થાય છે. જે માટે જરૂરી ટૂંકો ખુલાસો આપી મહેરબાની કરશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً સજીવની તસ્વીર બનાવવાના હરામ હોવા ઉપર ઉમ્મતનો ઈજમાઅ છે. હદીસે પાકમાં એની સખ્ત મનાઈ આવી છે. હઝ. અબૂતલ્હા (રદિ.) થી રિવાયત છે કે નબી કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે જે ઘરમાં કુતરૂં અથવા તસ્વીર હોય તેમાં (રહમતના) ફરિશ્તાઓ દાખલ નથી થતા (બુખારી શરીફ પેજ ૮૦) હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ (રદિ.)થી રિવાયત છે કે મેં નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ઈરશાદ ફરમાવતા સાંભળ્યા કે કયામતના દિવસે સૌથી વધારે સખ્ત અઝાબ તસ્વીર બનાવનારાઓને થશે (બુખારી શરીફ) હઝ. અબૂ હુરૈરહ (રદિ.) થી રિવાયત છે કે મેં નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ઈરશાદ ફરમાવતા સાંભળ્યા કે એનાથી મોટો ઝાલિમ કોણ હશે જે સર્જન (પૈદા કરવા)ના અમલમાં મારો મુકાબલો કરે. આ લોકો એક દાણો અથવા

રજકણ તો પૈદા કરીને બતાવે ! (બુખારી શરીફ) હઝ. આઈશા (રદિ.) ફરમાવે છે કે નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એક સફરથી વાપસ તશરીફ લાવ્યા મેં એક તસ્વીર વાળો પરદો લટકાવેલો હતો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જયારે એને જોયો તો ફાડી નાખ્યો અને ફરમાવ્યું કે કયામતના દિવસે સૌથી સખ્ત અઝાબ તે લોકોને થશે જેઓ સર્જન (પૈદાઈશ) ના અમલમાં અલ્લાહ તઆલાની નકલ ઉતારે છે (બુખારી શરીફ).

માટે (૧) કોઈ પણ સજીવની તસ્વીર બનાવવું સખ્ત હરામ અને ગુનાહે કબીરહ છે. ચાહે તે તસ્વીર કોઈ પણ પ્રકારની હોય. મોટી અથવા નાની. કાપડ, કાગળ ઉપર બનાવવામાં આવે અથવા દિવાર, દરવાજા પર, કલમ વડે બનાવવામાં આવે અથવા કેમેરાથી.

(૨) તસ્વીર બનાવનાર ફોટોગ્રાફર અને તેના કામમાં કોઈપણ પ્રકારે ભાગ લેનાર માણસો ફાસિક છે.

(૩)તસ્વીર બનાવવાની જેમ ઈરાદા પૂર્વક તેને જોવું, બીજાઓને બતાવવું અને પોતાની પાસે રાખવું પણ જાઈઝ નથી (અહસનુલ ફતાવા ભાગ-૮ ઉપરથી)

મસ્જિદ અલ્લાહનું ઘર અને ઈસ્લામના શિઆર કિંવા ઓળખ ચિન્હોમાંથી છે. જેની તઅઝીમ અને અદબ વાજિબ અને જરૂરી છે. એવી જગ્યાએ ફોટોગ્રાફી અને વિડિયોગ્રાફી જેવા કબીરહ ગુનાહ નું આચરણ કરવું ઘણુંજ ખતરનાક અને અલ્લાહ તઆલાના અઝાબને દઅવત દેનારૂં કૃત્ય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. મસ્જિદની નવી તઅમીરમાં એક સફનો વધારો. :—

**સવાલ :—** અમારા મહોલ્લાની મસ્જિદ જે હાલ નવી તામીર કરવા બાબત શહીદ કરી દેવામાં આવેલ છે. તેમાં પ્રથમ જે જમાઅતખાનાનો હિસ્સો હતો તે જમાઅતખાનાનો એક સફ જેટલો હિસ્સો નવી મસ્જિદ બનતા બંધ સહેનમાં આવે છે તો; હવે સહન પણ જમાઅતખાનુ ગણાશે કે કેમ ? જમાઅતખાનાનો જે એક સફ જેટલો હિસ્સો મસ્જિદની જ બંધ સહનમાં આવે તો તેને ફરજીયાત જમાઅતખાનાનો હુકમ લાગુ પડશે ? કે નીય્યત કરવા ઉપર આધારિત છે કે કેમ ?

**જવાબ :—** حامدا و مصليا و مسلما જુના જમાઅતખાનાનો એક સફ જેટલો જે હિસ્સો હાલની બંધ સહનમાં લેવામાં આવ્યો છે, તેટલો હિસ્સો તો ફરજીયાત જમાઅત ખાનાનોજ ગણાશે બાકી સહેનનું જમાઅત ખાનામાં ગણવું નિય્યત ઉપર આધારિત છે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. મસ્જિદનાં વિભાગો :—

**સવાલ :—**દરેક જગ્યાએ મસ્જિદ માટે ત્રણ ચાર નામ વપરાય છે. જેમકે :— (૧) જમાઅતખાનું (૨)સહને મસ્જિદ (૩) ફિનાએ મસ્જિદ (૪) ખારીજે મસ્જિદ. તો ઉપર જણાવેલ નામોના ખરા નામો શું છે. તે નકશામાં બતાવેલ ક્રમ નં. ૧, ૨, ૩, ૪ માં લાગુ પડતો હોય તે લખવા ગુજારીશ છે.

| |
|---|
| ૧<br>ચાર દિવારી જયાં જમાઅત થાય છે. |
| ૨<br>બંધ સહન |
| ૩<br>ઓપન (ખુલ્લી સહેન) |
| ૪<br>ચંપલ ઉતારવાનું અને પેશાબખાના |

**જવાબ :–** حامداً ومصلياً ومسلما મોટે ભાગે ફિકહની કિતાબોમાં ત્રણ શબ્દો વપરાય છે.

(૧) " ફિનાએ મસ્જિદ" (મસ્જિદની જરૂરીયાતને લગતો મસ્જિદનો તે ભાગ જે જમાઅત–ખાનાથી ખારિજ છે.

(૨)મસ્જિદ અથવા જમાઅતખાનું (મસ્જિદનો તે છતવાળો બંધભાગ જયાં જમાઅત સાથે નમાઝ થાય છે. એ ભાગ જમાઅત–ખાનું છે. અને મસ્જિદે શરઈના તમામ હુકમો એને લાગુ પડે છે.

(૩) સેહને–મસ્જિદ (જમાઅત–ખાનાથી લાગેલો ખુલ્લો સહેન વાળો ભાગ તે કોઈક જગ્યાએ મસ્જિદમાં દાખલ ગણાય છે. કોઈક જગ્યાએ ખારિજ હોય છે. એનો હુકમ બનાવનારાઓની નિય્યત ઉપર આધારિત હોય છે. મોટા ભાગે જૂની મસ્જિદોમાં દાખલ હોય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. ખોજાની મસ્જિદમાં નમાઝ પઢવું :–

**સવાલ :–** મજુર વર્ગ જયાં ગાડી ખાલી કરવા અથવા ભરવા જાય છે. ત્યાંથી મસ્જિદ ૩ કીલો મીટર જેટલી દુર છે. તો ત્યાં એટલે કે

યાર્ડમાં ખોજા લોકોની મસ્જિદ છે. તો તેમની મસ્જિદમાં મજુર પોતાની રીતે નમાઝ એકલો પઢે તો પઢી શકાય કે નહી. કેમકે ગાડી ખાલી કરીને ભરવામાં ૫ કલાક થઈ જાય છે. અને ગાડી અધુરી રાખીને જઈ શકતા નથી તો મસ્જિદે જતાં સુધીમાં નમાઝનો વખત પુરો થવાનો ભય રહે છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً ખોજા લોકોની મસ્જિદમાં પોતાની રીતે સમયસર પોતાની નમાઝ પઢી લેવામાં શરઈરૂએ કોઈ બાધ નથી. અલબત્ત અગર ત્યાં જઈ નમાઝ પઢવાને લઈ તેઓના સંપર્કમાં આવી અકીદહ અથવા અમલની રૂએ કોઈ અસર કબૂલ કરવાનો ભય હોય, તો ત્યાં જવાથી પરહેઝ કરવું જરૂરી છે. તે સુરતમાં યાર્ડમાં જ કોઈ પાક જગ્યાએ નમાઝ પઢી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૬. મસ્જિદને છોડી મકતબમાં જમાઅતથી નમાઝ પઢવું :–

**સવાલ :–** મસ્જિદ જમાઅત ખાનું તૈયાર હોવા બાબત જણાવવાનું કે નવી વસાહતમાં ઝકરીયા મસ્જિદ બનોવેલી છે. અને જમાઅત ખાનામાં સફાઈ કરી આજે ચાર મહીનાથી બારી દરવાજા નથી તેમ બાજુમાં મકતબ બનોવેલો છે. જેમાં પણ બારી દરવાજા નથી તો નમાઝીઓ ખુલ્લા મકતબમાં પાંચ વખતની નમાઝ પઢે છે. તો મસ્જિદની હદમાં પઢવામાં શું વાંધો અને મસ્જિદનો સવાબ નો અજર કેટલો; તો આ બે વીગત માં નમાઝ કયાં પઢવી જમાતખાનામાં કે મકતબના બાજુમાં ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً મસ્જિદ સિવાય બીજી જગ્યામાં નમાઝ પઢવાની તુલનામાં મસ્જિદમાં નમાઝ પઢવાનો સવાબ પચ્ચીસ

ગણો વધુ છે. જેમ કે મિશ્કાતમાં હઝરત અનસ (રદી.) ની હદીસમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ નકલ કરવામાં આવ્યો છે. (મિશ્કાત પેજ–૭૨) જયારે જમાતખાનું નમાઝ પઢી શકવાના લાયક બની ચુકયું છે, તો માત્ર બારી દરવાજા ન હોવાને લઈ તેમાં નમાઝ ન પઢી ઉપરોકત હદીસમાં આવેલ મહાન સવાબથી પોતાને મહરૂમ રાખવું ભુલ–ભરેલું છે. આપણા બુઝુર્ગો વધારે પ્રમાણમાં નેકી પ્રાપ્ત કરવાની દરેક રીત અપનાવતા હતા. અને આપણે વધુ સવાબ તથા વધારે નેકીને હાથે કરી ખોઈ રહયા છીએ. તમામ મુસલ્લીઓ તથા મસ્જિદની જવાબદાર વ્યકિતઓને જાઈએ કે વહેલી તકે જમાતખાનામાં નમાઝ પઢવાની ગોઠવણ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. "વેચી શકાશે નહિં" એવી શર્તે ખરીદેલ જમીનમાં ઈબાદત ખાનું બનાવવું.

**સવાલ :–** આજથી આશરે ૩૦ વર્ષ પહેલાં અહિં સરકાર દ્વારા ગરીબો માટે એક સોસાયટી બનાવવામાં આવી. અને એક ગરીબ વ્યકિતને એક મકાનની ૧૦૦ વાર જગ્યા ૧૦૦ રૂા.ની કિંમતે એ શર્ત પર આપવામાં આવી હતી કે આ જગ્યા ગરીબોના રહેણાંક માટે છે. વેચી શકાશે નહિં. પરંતુ એક ગરીબ વ્યકિત મુહંમદ ભાઈએ જમીન ખાલિદ ભાઈને વેચી દીધી અને ખાલીદ ભાઈ પાસેથી યુનુસ ભાઈએ ખરીદી, હવે યુનુસભાઈ પાસેથી તે જમીન એક મુસ્લિમ ટ્રસ્ટ મદ્રસા અને ઈબાદત ખાનું બનાવવા ખરીદવા ઈચ્છે છે.

અને આ જમીન પર કબ્જો કોઈ પણ વ્યકિતનો હોય પરંતુ

સરકારી દસ્તાવેજો પર નામ તો જે વ્યકિતને સરકાર તરફથી આપવામાં આવી હતી તે મુહંમદ ભાઈનું જ રહે છે.

અને આજે ૯૫ % ગરીબોએ પોતાની આ જમીનો વેચી નાખેલ છે. અને વધારે ભાગે ત્યાં માલદારોજ વસવાટ કરે છે. તો ટ્રસ્ટ માટે યુનુસભાઈ પાસેથી આ જમીન ખરીદવી જાઈઝ છે કે નહિં ?

જો ન હોય તો આ મુસ્લિમ સોસાયટીમાં રહેતા બચ્ચાઓની દીની તાલીમ અને લોકોને ઈબાદત નમાઝ વગેરે અદા કરવા જમીન ખરીદવાની કોઈ જાઈઝ શકલ નીકળતી હોય તો રેહબરી કરી આભારી થશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً પુછેલી સુરતમા જયારે તે ગરીબોને એ જમીનના માલિક બનાવી આપવામાં આવ્યા છે અને તેઓના હિતને નજર સમક્ષ રાખી એવી શર્ત કરવામા આવી હતી કે એ જમીન વેચી શકાશે નહિં. ખરેખર તો જયારે તેઓને સરકાર તરફથી કિંમત વસુલ કરી તે જગ્યાના માલિક બનાવી દેવામાં આવ્યા છે. તો તેઓ એ જગ્યાના માલિક હોવાને લઈ શરઈરૂએ અન્ય કોઈને વેચી શકે છે અને તેઓના પોતાની રાજીખુશીથી આપસમાં નક્કી કરેલ કિંમત મુજબ તે જમીન અન્ય કોઈને વેચવાથી, તે ખરીદનાર વ્યકિત શરઈરૂએ તેની માલિક બની જાય છે. એ વાત અલગ રહી કે આ જમીન સરકાર તરફથી ગરીબોને વેચવામાં આવેલી હોવાને લઈ અને ઉપર જણાવેલ શર્ત પણ વેચતી વખતે કરવામાં આવેલ હોવાને લઈ સરકારી રાહે ખરીદનારના નામ પર થઈ શકતી નથી. પરંતુ શરઈરૂએ તો તે ખરીદનાર તેનો માલિક બની જાય છે. જેથી આજે તે જમીનના માલિક સવાલમાં જણાવેલ હકીકત મુજબ યુનુસ ભાઈ જ છે. અને કોઈ મુસ્લિમ ટ્રસ્ટ મદ્રસા તેમજ ઈબાદતખાનું બનાવવા માટે તે

જમીન તેઓ પાસેથી ખરીદવા ચાહે તો ખરીદી શકે છે. અને સરકારી ચોપડામાં મુહમદ ભાઈનું જ નામ રહેવાને લઈ મદ્રસા તેમજ ઈબાદતખાનાની શરઈ હયસિયતને કોઈ બાધ આવતો નથી. અલબત્ત ખરીદારી ટ્રસ્ટ માટે કરવામાં આવી રહેલ હોવાને લઈ સરકારી દફતરમાં મુહંમદ ભાઈ નું જ નામ રહેવાને લઈ આગળ જતાં ટ્રસ્ટને કોઈ નુકશાન ન થાય અને જમીન ઉપાચત થવાનો ભય ન રહે. તેની તકેદારી માટે સાવચેતીના પગલા રૂપે કોઈ મુનાસિબ લખાણ અથવા અન્ય કોઈ પગલા લેવામા આવે તો ઉચિત લેખાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. શંકાશીલ સહનના ભાગને જમાઅતખાનાનો જ ભાગ ગણવામાં આવે.

**સવાલ :–** (૧)નકશામાં જણાવેલ લાલપૂરની પૂરાની મસ્જિદનો નકશો છે. જેમાં નં. ૧માં જણાવેલ ૨૪×૨૪ નું જમાઅતખાનું (અંદરનો ભાગ)છે. આ બાબત કઈ પુછવાનું રહેતુ નથી. સબબ એ કે એના જમાઅતખાના હોવાનું લખાણ છે.

મુખ્ય પ્રશ્ન નંબર (૨) માં જણાવેલ સહનનો છે. આ ભાગના જમાઅતખાના એટલે (અંદરનો ભાગ) હોવાનું કોઈ લખાણ નથી. ઘરડા લોકો એટલે (લગભગ ૧૦૦ વર્ષની)ઉમરના વૃધ્ધોને એવું કહેતા સાંભળતાં આવીયે છીએ કે, "આ મસ્જિદ છે" ઘરડા લોકોના આ કથનનો શું અર્થ કરવો ? જમાઅત ખાનું (એટલે અંદરનો ભાગ) કે સહન (એટલે બહારનો ભાગ) ? જો કોઈ જમાઅતખાનું એટલે નં. (૧) માં વાતો કરતા તો ઘરડા લોકો તો તેમને પણ એવું કહેતા હતા કે "જો તમારે વાતો કરવી

હોય તો મસ્જિદની બહાર નીકળી જાઓ. તો આ મસ્જિદ શબ્દનો અર્થ શું ? વળી સહન નં. (૨) માં નકશામાં દર્શાવ્યા પ્રમાણે વુઝૂ માટે પાણીના નળની બેઠકો હતી, નળ અને પાણીની નીક મસ્જિદની મુખ્ય દિવારથી બહાર હતા. તો વુઝૂ માટે પાણીના નળની બેઠક સહન નં.(૨) માં હોવું શું સુચવે છે ? (હમણા સુધારો કરી વુઝૂ માટેના નળ નં(૨)માંથી કાઢી નંબર (૪) માં મુકવામાં આવ્યા છે. જે નકશામાં જોઈ શકાય છે.

ઉપરોકત ખુલાસા પછી હવે પુછવાનું એ કે,

(૧) સહન નં. (૨) ને જમાઅતખાનાનો ભાગ ગણવો કે નહીં ?

(૨) જો સહન નં. (૨)ને જમાઅતખાનામાં ગણવામાં ન આવે અને બહારનો ભાગ ગણવામાં આવે તો વર્તમાન ટ્રસ્ટીઓ સહન નં. (૨) ના ૨૪×૨૨ ના ભાગમાંથી બે સફ જમાઅતખાનામાં દાખલ કરવા ચાહે છે કે જેથી ગરમીના સમયે બહાર સહન નં. (૨)માં નમાઝ તથા તરાવીહની જમાઅત થઈ શકે.

(૩)બે સફ જમાઅતખાનામાં દાખલ કર્યા બાદ સહન નં. (૨)ના બાકીના ભાગના એક ખુણામાં ૧૦×૧૦ અથવા ૫×૫ ની જગ્યા તબ્લીગ જમાઅતવાળા ભાઈઓને ખાવા પકાવવા કે ખાવા બેસવા માટે નક્કી કરી શકાય ?

(૪) જો સહન નં. (૨) ને ઘરડા લોકોના કથન મુજબ જમાઅતખાનું ગણી લેવામાં આવે તો મસ્જિદ પાસે નકશામાં દર્શાવ્યા સિવાયની અન્ય કોઈ જગ્યા ન હોવાથી તબ્લીગ જમાઅતવાળા ભાઈઓ સહન નં. (૨) માંજ ખાવા બેસે છે જેથી ફર્શ પર ડાઘા પડે છે, ચિકણું થાય છે, કીડીઓ વગેરે આવે છે. આવી બાબતોથી બચવા વર્તમાન પરિસ્થિતિને

ધ્યાનમાં લેતા સહન નં. (૨)ના ૨૪×૨૨ના ભાગમાંથી ૧૦×૧૦ અથવા ૫×૫નો થોડો ભાગ જમાઅત ખાનાથી બહારનો ભાગ ગણવામાં આવે તો વધુ સુગમતા રહે. દરેક પાસાઓનો વિચાર કરી કુરઆન શ. અને હદીસ શ.ની રોશનીમાં જવાબ આપવા મહેરબાની કરશો.

જવાબ :– حامدا ومصليا ومسلما કિફાયતુલ મુફતીમાં છે કે સહનનો શબ્દ બે–અર્થમાં બોલવામાં આવે છે (૧) મસ્જિદના તે ખૂલ્લા (છત વગરના) ભાગને સહન કહેવામાં આવે છે, જે નમાઝના માટે તો હોય છે કિંવા નમાઝ બા–જમાઅત અદા કરવા માટે બનાવવામાં આવે છે. પરંતુ છત વગર ખૂલ્લો રાખવામાં આવે છે. (૨)નમાઝ બા–જમાઅતની અદાયગી માટે છતવાળા અને વગર છતવાળા ભાગ પછી તે ભાગ જે ખૂલ્લી જમીન અથવા પાકા ફર્શની સુરતમાં રાખવામાં આવે છે. પરંતુ તે નમાઝ બા–જમાઅતની અદાયગી માટે બનાવવામાં નથી આવતો. પહેલાં અર્થની રૂએ સહન (શરઈ) મસ્જિદનો જ એક ભાગ છે. અને તેના માટે મસ્જિદના જ હુકમો લાગુ પડે છે. તેમાં હોઝ અને વુઝૂના પાણીની નીક વિગેરે બનાવવું જાઈઝ નથી. કારણ કે જે જગ્યા એકવાર મસ્જિદ બની જાય અને તેને નમાઝ બા–જમાઅત માટે નક્કી કરી લેવામાં આવે પછી તેને અન્ય કોઈ કામમાં લાવી શકતા નથી. અને બીજા અર્થની રૂએ સહન એક અલગ વસ્તુ છે. કિંવા ચાહે તે મસ્જિદની સાથે વકફ હોવામાં શામેલ છે, પરંતુ મસ્જિદવાળા હુકમો તેને લાગુ પડશે નહિં. તેમાં જોડા પહેરીને જવું, જનાબત (ગુસલ)ની હાલતમાં ત્યાંથી પસાર થવું (શરઈ) મસ્જિદને વિશાળ બનાવવા માટે તેને મસ્જિદમાં શામેલ કરી લેવું અથવા તેમાં હોઝ અને વુઝૂની નીક બનાવવું જાઈઝ છે. અગર તેને એકવાર મસ્જિદમાં શામેલ

કરી લેવામાં આવ્યું તો પછી તે હંમેશ માટે મસ્જિદના હુકમમાં થઈ જશે (કિફાયતુલ મુફતી ૭/૩૪)

આપે જે મસ્જિદ બાબત સવાલ કર્યો છે તેમાં અસલ તો મસ્જિદ બનાવનારાઓ અથવા જે જમાનામાં મસ્જિદ બની હતી તે સમયના ઘરડા લોકો જે કહે તે મુજબ અમલ કરવામાં આવે. એહતિયાત એમાં જ છે કે તેને મસ્જિદનો જ ભાગ સમજવામાં આવે. આપણા ત્યાં ગુજરાતમાં જુની મસ્જિદોમાં સહનને જમાઅતખાનાનો જ એક ભાગ મોટા ભાગે ગણવામા આવતો હતો. આપે પોતાના સવાલમાં સહનમાં પાણીના નળની બેઠક થી જે દલીલ રજુ કરી છે તેમાં એ વાત ધ્યાન પર રહે કે બેઠકો જ અંદરના હિસ્સામાં છે. પાણીના નળ અને પાણીની નીક બહાર રાખવામાં આવી છે. એનાથી તો એ વાત સ્પષ્ટ થાય છે કે એ ભાગ મસ્જિદના જ હુકમમાં છે અને આ બેઠકો એ'અતેકાફ વાળાઓને વુઝૂની સગવડ રહે એ રીતે બનાવવામાં આવી હતી. બહરહાલ એને જમાઅતખાનાનો જ ભાગ ગણવામાં આવે. કારણ કે આપ અગર તેને મસ્જિદમાં દાખલ ન સમજી આપના લખવા મુજબ ખાવા–પકાવવા અને બેસવા માટે નક્કી કરશો તો એક એવી જગ્યા જે હંમેશના માટે મસ્જિદ બની ચૂકી હતી તેને મસ્જિદમાંથી કાઢી તેમાં એવા કામો જે મસ્જિદમાં કરવાની શરઈરૂએ ઈજાઝત નથી. તેને કરવા માટે રસ્તો કાઢશો અને એ રીતે હંમેશ માટે થનાર ગુનાહના સબબ બની ગુનેહગાર ઠરશો.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

માટે પ્રથમ શર્ત એ છે કે તે જગ્યા મસ્જિદ(અથવા મસ્જિદ) બનાવનારાઓની માલિકીની હોય. સ્પષ્ટ છે કે સરકારની મંઝુરી વગર (એટલી જગ્યાએ) મસ્જિદ બનાવી શકાય નહી. અને જો એ જગ્યાએ સરકારની રજા વગર મસ્જિદ બનાવી દેવામાં આવી તો જયાં સુધી સરકારની રજા મેળવવામાં (અથવા તેનાથી ખરીદ કરવામાં) નહિં આવે ત્યાં સુધી તેટલી જગ્યા મસ્જિદે શરઈ ઠરશે નહિં. અલબત્ત નમાઝ ત્યાં પણ દુરૂસ્ત થઈ જશે. (ફતાવા દારૂલ ઉલૂમ પ્રીન્ટ કરાચી–૨/૭૯૮)

(૨) **સવાલ :–** બીજી સુરત આ રીતે નીકળી શકે કે મસ્જિદમાં હાલ એટલો ખાંચો ભેળવી લીયે અને મસ્જિદ એટલી જગ્યા બીજે કયાંય પોતાની માલિકી (મસ્જિદની માલિકીની) જમાતખાનું તેમજ ખારિજ (ફીના એ મસ્જિદ) સિવાય પેશાબખાના કે મસ્જિદની દુકાનોમાંથી એટલી જગ્યા જેટલી મસ્જિદમાં વાળેલ છે. તેટલી મુકી દીયે તો ચાલશે તો સામસામ છેદ ઉડી જાય એવું ચાલે ?

(૨) **જવાબ :–** حامداً ومصلیاً ومسلما જે જગ્યા એક વખત વકફ થઈ ચુકી તે હવે વકફમાંથી નીકળી શકતી નથી. માટે એ સુરત દુરૂસ્ત નથી. (શામી ૩/૪૦૨)

(૩) **સવાલ :–** મસ્જિદ તેમ મસ્જિદની સહેન (પડસાલ)માં શહીદ થયા બાદ ત્યાં બે ત્રણ મુકતદીઓએ તે જગ્યા ઉપર એક જમાત બે ત્રણ મુકતદીની કરી લેવી જરૂરી છે ? કારણ કે મસ્જિદ શહીદ થયા બાદ નમાઝ મુશ્કેલ છે. જેથી હાલ નમાઝ મસ્જિદને લાગુ મસ્જિદના માલિકીના મદ્રસાની જગ્યામાં પઢવાનું રાખેલ છે તો આ બાબત ખુલાસો લખશો.

(૩) **જવાબ :–** حامداً ومصلياً ومسلماً બાંધકામ દરમિયાન મસ્જિદમાં વખત પર અઝાન આપવામાં આવે અને જેટલા માણસો વડે શકય હોય જમાઅત પણ કરવામાં આવે, ચાહે નાની હોય જેથી મસ્જિદ બિલ્કુલ વેરાન ન રહે. બીજા બાકી માણસો બીજી જગ્યાએ જમાઅત કરી પઢી શકે છે. (ફતાવા રહીમિય્યહ ૬/૧૦૯)

(૪) **સવાલ :–** શું સરકારી જમીન વગર વેચાણ લઈ મસ્જિદમાં ભેળવી લઈએ તો (જૂજ હિસ્સો સામે જણાવ્યા મુજબ બે ફૂટ પહોળાઈ અને ૧૦ ફૂટ લાંબો સાંકડો થતો જતો) તે ઉપર નમાઝ પઢવાથી નમાઝ થશે નહિં કે કેમ ?

(૪) **જવાબ :–** حامداً ومصلياً ومسلماً જવાબ નંબર (૧) માં વિગત આવી ચુકી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. સરકારી પરવાનગી વગર વેચેલ મિલ્કતની આવક મદ્રસહ મસ્જિદમાં વાપરવું

**સવાલ :–** એક રજિસ્ટર્ડ સંસ્થા છે તેની પાસેથી એક મિલ્કત વેચાણ લીધી છે પરંતુ ટ્રસ્ટ કાયદા પ્રમાણે મિલ્કત વેચતાં પહેલાં કાયદેસર પરવાનગી લેવી પડે, પરંતુ કાયદેસર પરવાનગી લીધા વગર એ મિલ્કત વેચાણ લીધી છે. અને આપણી સંસ્થા પણ ટ્રસ્ટ કાયદા પ્રમાણે નોંધાયેલ છે. અને આપણે પણ કાયદેસર પરવાનગી લેવી જરૂરી છે. એ પરવાનગી લીધા વગર મિલ્કત વેચાણ રાખી છે તો એ મિલ્કતમાંથી થતી આવકમદ્રેસા મસ્જિદમાં વાપરી શકાય કે કેમ? એ આવક મસ્જિદમાં વાપરવામાં કોઈ

શરીઅતથી વાંધો ખરો ? હકીકતમાં મિલ્કત વેચનાર અને મિલ્કત લેનાર બન્ને એ ટ્રસ્ટ કાયદા પ્રમાણે જરૂરી પરવાનગી લેવી પડે, તે લેવામાં આવી નથી. તો ઉપરોકત બાબતે શરીઅત શું કહે છે. તેનો ફતવો આપવા મહેરબાની કરશો.

**નોંધ :–** જરૂરી પરવાનગી માટે હાલમાં વેચનાર સંસ્થાએ પરવાનગી માંગી છે. અને એમાં જરૂરી પ્રમાણ પત્ર આપવાના હતા તેમાં પ્રમાણ પત્ર આપનારની સહી ખોટી કરી. (બોગસ સહી) તો શું કરવું ? મસ્જિદનો લાભ છે એમ સમજીને આવુ કર્યું છે. હવે એ પ્રશ્ન ઉભો થયો છે તે માટે પણ ફતવો આપશો.

**જવાબ :–** حامدًا ومصليًا ومسلمًا જે મિલ્કત વેચાણ લેવામાં આવી છે તે કોઈએ વકફ કરેલ નથી. અને શરીઅતે વેચાણ–ખરીદ માટે નક્કી કરેલ ધારા–ધોરણ મુજબ સોદો થયો છે. તો માત્ર સરકારી પરવાનગી ન હોવાને લઈ એ વેચાણમાં કાંઈ બાધ આવશે નહિં. અને એ મિલ્કતથી થતી આવક મદ્રેસા મસ્જિદમાં વાપરી શકાશે. અલબત્ત અગર એ સોદામાં કોઈ શરઈ અડચણ હશે તો પછી તે વેચાણ થયેલી મિલ્કતની આવક ને મદ્રસહ મસ્જિદમાં વાપરવું દુરુસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. એક મસ્જિદના વધારાના નાણાં બીજી મસ્જિદ માં વાપરવા

**સવાલ :–** મસ્જિદની એક જમીન વેચાણ તરીકે આપી છે. જેના નાણા આવવાના છે.એ નાણાનો ઉપયોગ મદ્રેસાના કામમાં અથવા બીજી

કોઈ મસ્જિદના કામમાં લઈ શકાય કે નહી. અને એના વગર પણ બીજા કોઈ સારા કાર્યોમાં ખર્ચી શકાય કે નહી. જે મસ્જિદની જમીન છે તે મસ્જિદનો ખર્ચ કાઢવા પછી પણ નાણા એટલા વધે છે કે અમુક મુદતે બીજા કાર્યોમાં એનો નિકાલ ન કરીએ તો ગવર્મેન્ટ પોતાના કાયદાના આધારે એ નાણા વકફ મિલ્કતમાંથી પોતાના કબ્ઝા હેઠળ લઈ લે છે, માટે વહેલી તકે જવાબ આપી આભારી કરશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً તે વધારાના નાણા એટલા હોય કે મસ્જિદને તેની જરૂરત હાલમાં કે ભવિષ્યમાં પડશે નહિં, અને તે ફાઝલ રકમના વેડફાઈ જવાનો સ્પષ્ટ ભય છે, તો તે રકમ બીજી જરૂરત મંદ અને મોહતાજ મસ્જિદના કામમાં લઈ શકાય છે. (ફતાવા દારૂલ–ઉલુમ–કરાંચી પ્રીન્ટ ૨/૭૬૮) તે મસ્જિદ (જેના નાણા છે) ના હેઠળ મદ્રેસો કાયમ કરી તેમાં પણ વાપરી શકાય છે. (ફતાવા મહમુદિય્યહ ૧/૫૦૯).

**નોટ :–** મસ્જિદની જે જમીન વેચાણ રૂપે આપી છે તે જમીન અગર મસ્જિદની વકફ જમીન હતી તો એ વેચાણ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૨. જરૂરત વગર મસ્જિદને શહીદ કરી નવી મસ્જિદ બનાવવું જાઈઝ નથી.**

**સવાલ :–** હમારા ગામામાં એક મસ્જિદ આવેલી છે.જેની બાજુમાં એક મકાન આવેલું છે, જેને તે મકાન માલિકે (દારૂલ ઉલૂમ ફલાહે દારૈન)

મદ્રેસામાં વકફ કરેલ છે. જેના માટે મસ્જિદના સંચાલકોએ મસ્જિદના ઉપયોગ (મસ્જિદને વિશાળ) કરવા માટે માંગણી કરી હતી, પરંતુ તેના માટે શરઈ દ્રષ્ટિએ ગુંજાઈશ નહિં હોવાથી તે મકાન મસ્જિદને મળેલ નથી. અને મળવાની શકયતા પણ નથી. માટે મસ્જિદ વિશાળ બનવી અશકય છે.

મઝકુર મસ્જિદ અલ્હમ્દુલિલ્લાહ ઘણી મજબુત છે. જેમાં દરેક પ્રકારની સગવડ છે. દા.ત. દિવારો બરાબર છે. હોજની પુરતી સગવડ છે. જેમાં રજ માત્ર પાણી ખુટવાની કે લીકેજ ની તકલીફ નથી. જમાઅતખાનાનો સ્લેબ બીલકુલ બરાબર છે. જેમાંથી ચોમાસામાં રજમાત્ર પાણી ટપકતું નથી. હવા ઉજાસની કોઈ તકલીફ નથી. મસ્જિદની શરઈ મુજબની ઉંચાઈ છે જેનાથી પરદહ વિગેરેનો એહતેમામ જળવાઈ રહે છે. મસ્જિદના જમાઅતખાનામાં હાલ સાંઠ મુસલ્લીઓ નમાઝ પઢી શકે તેટલી સગવડ છે. તથા વરંડામાં ૩૦ (ત્રીસ) મુસલ્લીઓની સગવડ છે. તથા વરંડાના પેસેજ પછી એક ધાબુ છે. તેના પર આશરે ત્રીસ(૩૦) મુસલ્લીઓ નમાઝ પઢી શકે છે. તેટલી જોગવાઈ છે. આ ધાબાના નીચે મુતરડીઓ, હોજ તથા વુઝૂ માટે નળની સગવડ છે, મજકુર મસ્જિદમાં સંડાસની સગવડ છે, પરંતુ મસ્જિદના એરિયામાં કુદરતી પાણીના તર ઉપર હોવાથી સંડાસનો ઉપયોગ કરવામાં વખતો વખત તકલીફ થાય છે.મજકુર મસ્જિદ માટે જે વર્ણન કર્યું છે તેમાં રાબેતા મુજબ નમાઝો અદા થાય છે. મસ્જિદમાં લખવા મુજબ તેટલા મુસલ્લીઓ નમાઝ અદા કરી શકે છે. આ મસ્જિદમાં ૧૧ (અગિયાર) મહિના સુધી ફજરમાં વીસ (૨૦), ઝોહરમાં ૩૫ (પાંત્રીસ), અસરમાં ૩૮ (આડત્રીસ), મગરીબમાં ચાલીસ

(૪૦) અને ઈશામાં ૩૦ (ત્રીસ) મુસલ્લીઓ વર્ષોથી થાય છે. જે જમાઅતખાનામાં સરળતાથી નમાઝો અદા કરી શકે છે. રમઝાન શરીફના પવિત્ર મુબારક માસમાં પહેલા પાંચ અને છેલ્લા પાંચ દિવસોમાં ઈશા, તરાવીહમાં પુરી મસ્જિદ ભરાય જાય છે. જેમને કોઈ અગવડ પડતી નથી. ઉપર મુજબના સર્વે સંજોગો જોતા શું મઝકુર મસ્જિદને શહીદ કરી એના એજ માપની જગ્યામાં ફરી મસ્જિદ બનાવવું જાઈઝ છે કે નહિં ? જયારે કે મસ્જિદનો કોઈ ભાગ જર્જરીત કે તકલાદી નથી. અહિંયાં સુધી કે એના બારી બારણા પણ ટનાટન છે. તો આ મસ્જિદને શહીદ કરી એક દાનવીરની અમુક રકમ તથા બાકીની મસ્જિદની મુડીમાંથી આ મસ્જિદ શહીદ કરી નવી મસ્જિદ બનાવવાની તજવીઝ થઈ રહી છે. તો ઉપરોકત સર્વે હકીકતને લક્ષમાં રાખી શું આ મસ્જિદને શહીદ કરી નવી મસ્જિદ બનાવી શકાય ? શું કોમનો પૈસો આ અંગે વાપરવું ઈસ્રાફમાં દાખલ નથી ?

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً આપે સવાલમાં દર્શાવેલ વિગતો જો સહીહ છે તો મઝકૂર મસ્જિદને શહીદ કરવું જાઈઝ નથી. હઝ. મવ. મુફતી મુહંમદ શફીઅ સા. (રહ.) પોતાની કિતાબ આદાબુલ મસાજીદમાં લખે છે :– "મસ્અલા–કીસી મસ્જિદ કો ઉમ્દા બનાનેકી ગર્ઝસે મુન્હદીમ કરના જાઈઝ નહિં. જબતક કે ઉસકે ગીર જાનેકા ખતરા ન હો." (પેજ નં.૪૭)

હઝ. મવ. અશરફ અલી થાનવી (રહ.) થી એક સવાલ કરવામાં આવ્યો. "સવાલ :– એક મસ્જિદ મુકામ અકબતરા, જીલ્લા બીલાપુર મેં મેરે ભાઈ હાજી ઈલાહી બખ્શ સાહબને પાંચ છે સાલ કા અરસા હોતા હે તૈયાર કી હે. અબ કુછ લોગ બીલકુલ શહીદ કરકે વો બારાહ પથ્થરકી

બનવાના ચાહતે હે. ઔર ઈસ વકત મસ્જિદમેં શીર્ફ શીકાયત યે હે કે અય્યામે બારીશમેં કુછ પાની છતકી વજહ સે આતા હય ".

એના જવાબમાં હઝ. થાનવી (રહ.) લખે છે :– " અગર છતકી શીકાયત હે તો છત કી મરમ્મત કાફી હૈ. બીલા જરૂરત કોઈ મસ્જિદ શહીદ કરના દુરૂસ્ત નહિં. "(ઈમદાદુલ ફતાવા) (૨/૨૧૫)

ફતાવા મહમુદિય્યામાં આલમગીરીના હવાલાથી લખ્યું છે. એક તામીર થયેલ મસ્જિદને કોઈ માણસ શહીદ કરી ફરીથી પહેલાંથી વધારે મઝબુત બનાવવા ચાહે છે તો એની ગુંજાઈશ નથી. મુ. (૧૦/૧૮૧)

હઝરત મવ. મુફતી સૈયદ અ. રહીમ લાજપુરી સા. (રહ.) એક સવાલના જવાબમાં લખે છે :– "સુરતે મસઉલા મેં જબકે જમાત ખાનાકી ઈમારત મઝબૂત ઔર મુસ્તહકમ હય. તો મસ્જિદ શહીદ કરકે બિલા ઝરૂરત લોગોં સે ચંદહ કા સવાલ કરકે ઔર ઉન પર બોજ ડાલને કી શરઅન ઈજાઝત નહિં, ઈસ્રાફ ઔર ફઝુલ ખર્ચી હોગી.

આજ કલ લોગ ચાલીસ લાખ, પચાસ લાખ, અસ્સી લાખકી મસ્જિદ બનાકર ફખ્ર કરતે હૈ. ફીઝમાનીના શાનદાર શાનદાર મસાજીદ બનાને કે બજાએ બચ્ચોંકી દીની તાલીમ પર તવજ્જુહ દેનેકી સખ્ત ઝરૂરત હે.(ફતાવા રહીમિય્યહ ઉર્દૂ ૯/૨૧૯)

એટલું યાદ રહે કે આવી ગેર જરૂરી તામીરમાં મસ્જિદની મુંડી વાપરવાની સુરતમાં વાપરનારે એટલી રકમ પોતાની પાસેથી મસ્જિદના ખાતામાં આપવી જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. બે નંબરના લાકડા મસ્જિદમાં વાપરવું :–

**સવાલ :–** એક વ્યકિત પાસ સહીત રૂા. બે માં બનાવી આપવા કહે છે અને એક બીજો વ્યકિત અર્ધા પાસના લાકડાં અને અર્ધા નં. બે નંબર ના લાકડાં વાપરી અર્ધી કિમત એટલે બે રૂા. નો માલ એક રૂા. માં બનાવી આપે છે. તો મસ્જિદના અંદર કયો માલ વાપરવો બેહતર છે ? આ તો મસ્જિદનું કામ છે. અને અલ્લાહનું મકાન છે અને આપણે જાણીએ છીએ કે બે નંબર માં માલ સસ્તો બનાવી આપવામાં આવે છે,જેથી શરીઅત નો હુકમ શું છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً બે નંબરના લાકડા કાનુની રૂએ સજાપાત્ર હોવાથી મસ્જિદના કામમાં વાપરવું એહતિયાતના ખિલાફ છે. જેથી એનાથી બચવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૪. પગાર લઈ બાળકોને મસ્જિદમાં પઢાવવું :–

**સવાલ :–** હમારે ત્યાં મસ્જિદમાં શરૂઆતથી મસ્જિદ અને મસ્જિદના નીચે મદ્રેસા કાયમ કરવામાં આવ્યો હતો.મદ્રેસા હોલમાં ચાર ઉસ્તાદોની સગવડ છે. જે મુજબ હોલમાં ચાર ઉસ્તાદો તાલીમ આપે છે. ભવિષ્યમાં તલ્બા વધારે થાય તો મદ્રેસાની ઉપર માળ લેવાની સગવડ અને પ્લાન મદ્રેસા, મસ્જિદ બાંધકામ કરતી વેળા કરવામાં આવ્યો હતો. હાલ છેલ્લા બે વરસથી અલહમ્દુલિલ્લાહ તલ્બાની સંખ્યા વધી અને મદ્રેસા હોલ તલબા માટે કાફી નથી. જેથી ત્રણ ઉસ્તાદો મુતવલ્લી અને કમીટી મેમ્બરોએ મશ્વેરો કરી મસ્જિદના જમાઅત ખાનામાં બેસાડવાનું ચાલુ કર્યું

ત્યારે વાર્ષિક મિટીંગમાં અમુક સાહેબોએ તે બાબત ધ્યાન દોર્યું કે જમાઅત ખાનામાં પગારદાર ઉસ્તાદો દીનની તાલીમ આપે તે સહીહ નથી, તે બાબત ચર્ચા થઈ, અમુક સાહેબોએ મસ્જિદના અતરાફમાં મકાન ભાડે લઈ તેમાં મદ્રસા ચાલુ કરવામાં આવે તો ભાડાનો બંદોબસ્ત પોતે કરી આપવાની ઝિમ્મેદારી પણ લીધી અને તે સમયે મદ્રેસા માટે મકાન ભાડે મળે તેમ પણ હતું. પરંતુ મિટીંગ બાદ ટ્રસ્ટીઓએ એ વાત ઉપર ધ્યાન આપ્યું નહીં અને છેલ્લા બે વરસથી મદ્રસો મસ્જિદના જમાઅત ખાનામાં ચાલુ છે.

મદ્રેસો જમાઅત ખાનામાં ચાલુ હોવાથી અમુક પ્રશ્નો બીજા પણ સામે આવે છે.

(૧)નાબાલિગ—નાસમજ છોકરાઓ જમાત ખાનામાં પઢવા આવે સફાઈ ઉપર તવજજુહ અપાય નહિ. પગના મેલોથી સફો ઘણીજ મેલી થઈ ગઈ છે.

(૨) નાના બાળકો ઘણીવાર મસ્જિદમાં પેશાબ પણ કરી દે છે.

(૩) ચાલુ રમજાનમાં એક ઉસ્તાદ સાહેબ કે જેમણે આખા રમઝાન શરીફમાં એતેકાફ કર્યો હતો, તેમની પાસે બિલકુલ નાના છોકરાઓનો કલાસ હતો. નાના છોકરાઓમાંથી અમુકે પેશાબ પણ જમાઅતખાનામાં કર્યો. જેથી ના છૂટકે મદ્રેસો રમઝાન શરીફમાં વહેલો બંધ કરી દેવામાં આવ્યો.

(૪) પગારદાર ઉસ્તાદો જમાઅતખાનામાં પઢાવે છે. અને મુતવલ્લી, ટ્રસ્ટી મંડળ બે વર્ષનો લાંબો ગાળો થઈ ગયો છતાં બીજી

વ્યવસ્થા કે માળ બાંધવાની તજવીઝ કરી શકયા નથી.

(૫) હાલ બીજી જગ્યાએ નવો મદ્રસેસો બાંધવાનો પ્લાન બનાવી રહયા છે. પરંતુ તેમાં ઓછામાં ઓછું એક વર્ષ થઈ જશે.

તો આ સુરતમાં શું હજી નવો મદ્રેસો બને ત્યાં સુધી મજબુરીની હાલતમાં જમાઅતખાનામાં મદ્રેસો ચાલુ રાખવો કે કેમ ? જો ચાલુ રાખવો સહીહ ન હોય તો એના ઝિમ્મેદારો, ટ્રસ્ટી મંડળ કે પછી વાલીઓ કે ઉસ્તાદો પણ ? શું ઉસ્તાદોએ જે આલીમ છે, એમણે આ રીતે જમાતખાનામાં તાલીમ ટ્રસ્ટીઓના કહેવા પ્રમાણે આપ્યા કરવી ?

જવાબ :– حامداً ومصلياً ومسلماً હઝરત મવલાના મોહંમદ શફીઅ સા. (રહ.) લખે છે. "પગાર (મહેનતાણુ) લઈ બાળકોને કુર્આન શરીફ વિગેરે મસ્જિદમાં પઢાવવાનું સર્વાનુમતે નાજાઈઝ છે. અને મહેનતાણા વગર માત્ર સવાબ ખાતર કેટલાક ફુકહા ઈજાઝત આપે છે. પરંતુ કેટલાક ફુકહા એને પણ જાઈઝ નથી સમજતા, કારણ કે હદીષે પાકના હુકમ મુજબ મસ્જિદમાં બાળકોને પ્રવેશ આપવો જ નાજાઈઝ છે." (આદાબુલ મસાજીદ–પેજ–૩૪)

પગારદાર વ્યકિતએ મસ્જિદમાં તાલીમ આપવાને બધાજ મુફતીઓએ મના લખ્યું છે. (જુઓઃ– ફતાવા મહમુદિય્યહ–૧૦/૧૫૧, ૧૦/૨૦૦, અહસનુલ ફતાવા ૬/૪૫૮, ફતાવા રહીમિય્યહ ૯/૧૯૯) પુછેલી સુરતમાં આપને ત્યાં મદ્રસામાં જગ્યા કમ પડવાને લઈ મસ્જિદના જમાતખાનામાં બાળકોને બેસાડવાનું ચાલુ કરવામાં આવ્યું અને એ કૃત્ય ઠીક નહિં હોવા પ્રત્યે ટ્રસ્ટીઓનું ધ્યાન દોરવામાં આવ્યું એ બાબત

મિટીંગમાં પણ ચર્ચાઈ, ભાડે મકાન લેવાની સુરતમાં ભાડાનો બંદોબસ્ત કરી આપવાની ઓફર પણ મળી તે છતાં ટ્રસ્ટીઓએ એ તરફ ધ્યાન નહિં આપ્યું અને મસ્જિદમાંજ તાલીમી કાર્ય ચાલુ રાખ્યું અને આજે પણ છેલ્લા બે વરસથી ચાલુ રહયું છે. જેના પરિણામ રૂપ બાળકોના પેશાબ કરવાથી મસ્જિદ નાપાક થઈ અને મસ્જિદનો અદબ તેમજ એહતેરામ નહિં જળવાયો. એ બધુંજ ઘણું ખરાબ અને ગુનાહિત કૃત્ય છે. ધ્યાન દોરવા છતાં ધ્યાન નહિં આપવું દીની અહકામ પ્રત્યે ગફલત, નિષ્કાળજી તેમજ બીન જવાબદારી ભરી વૃત્તિ છે. તે માફ કરી શકાય નહિં.

હવે જયારે બીજો મદ્રેસો બનાવી રહયા છો તો તે બનતા સુધી પુરક વ્યવસ્થા રૂપે કોઈ મકાન જરૂરત મુજબ ભાડે લઈ લેવામાં આવે અને વધારાના બાળકોને તેમાંજ બેસાડવામાં આવે, અલબત્ત અગર પુરી કોશિષ છતાં બીજી જગ્યા મળે નહિં અને બાળકોની તાલીમ બગડવાનો યકીન હોય તો મોટા અને સમજદાર બાળકો (જેઓ મસ્જિદનો અદબ–એહતેરામ સમજી શકતા હોય અને જાળવી પણ શકતા હોય તેઓ)ને ટેમ્પરરી રીતે મર્યાદિત અને ટુંકા સમય માટે ત્યાં બેસાડવાની ગુંજાઈશ એ શર્તે નીકળી શકે છે કે તેઓ મસ્જિદનો પુરો અદબ–એહતેરામ જાળવે. શોર–ઘોંઘાટ–મસ્તી–તોફાન તેમજ દુન્યવી વાતો ન કરે, અને ઉસ્તાદ પણ મસ્જિદમાં લાકડી તેમજ ધીકમુક્કાનો ઉપયોગ ન કરે અને બીજી જગ્યા (ચાહે ભાડાની હોય તે)ની વ્યવસ્થા થતાં જ એ કલાસ ત્યાંથી હટાવી લેવામાં આવે. એવા નાના બાળકો જે કપડા તેમજ બદનની પાકી નાપાકી અને મસ્જિદનો એહતેરામ જાળવતા નથી, તેઓની

કલાસ હરગીઝ હરગીઝ મસ્જિદમાં ચલાવવામાં આવે નહિં. તેઓને ત્યાં બેસાડવાથી મસ્જિદની પાકી–અદબ–એહતેરામ જળવાય નહિ. અને એ બધો વબાલ ટ્રસ્ટીઓના શિરે રહેશે. (ફતાવા રહીમિય્યહ ઉર્દૂ ૯/૨૦૦ ઉપરથી. ફકત અલ્લાહ તઆલ વધુ જાણનાર છે.

## ૧૫. મસ્જિદમાં છ ખુણીયા વાળો તારો બનાવવું :–

**સવાલ :–** હમારે ત્યાં મસ્જિદમાં સિમેન્ટથી તારાની ડીઝાઈન બનાવી છે જેમાં દરેક તારા ૬ (છ) ખુણા ના બનેલા છે. અમુક ભાઈઓનું કહેવું છે કે છ ખુણાવાળા તારા એ યહુદીની નિશાની છે. અને એ વાંધા જનક છે. આપની જાણ માટે (તારા આ પ્રમાણે છે. ✡ )

**જવાબ :–** حامداً ومصلياً ومسلما જીહાં, હમારી જાણ મુજબ છ ખુણીઓ તારો યહુદીઓનું નિશાન છે. જેથી એવી ડીઝાઈનથી બચવું જરૂરી છે. મસ્જિદમાં તારાની જે ડીઝાઈન બની ચુકી છે તેના ઉપર એ રીતે સિમેન્ટ ચોપડી દેવામાં આવે કે તે ડીઝાઈન ખતમ થઈ જાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૬. પડોશી માટે મસ્જિદની દીવારનો ઉપયોગ જાઈઝ નથી.

**સવાલ :–** અમારા મહોલ્લાની જુની મસ્જિદના કિબ્લા તરફ એક મકાન છે. તે મકાન અને મસ્જિદની દિવાલ વચ્ચે પાંચ થી સાત ફુટનું અંતર છે. મકાન માલિક જયારથી મસ્જિદ બની હતી ત્યારથી મસ્જિદની કિબ્લાવાળી દીવાલનો વપરાશ કરે છે. જેમ કે દીવાલમાં ખીલા ઠોકવા,

તેમજ મકાન અને મસ્જિદની દીવાલ વચ્ચે જે ગેબ છે તેમાં સીમેન્ટના પતરાં મસ્જિદની દીવાલના સહારે રાખવા, આવી રીતે લગભગ ૬૦ વર્ષથી મસ્જિદની દીવાલનો ઉપયોગ કરે છે . હાલ મસ્જિદને શહીદ કરેલ છે. શાયદ ભવિષ્યમાં પણ મસ્જિદની દીવાલનો ઉપયોગ કરશે તો આ બધુ શરીઅતની રૂએ કેવું છે ? તે વિગતે જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

જવાબ :- حامداً ومصلياً ومسلماً મસ્જિદ અલ્લાહ તઆલાનું ઘર છે. જેનો અદબ અને એહતેરામ જાળવવાનો કુર્આન અને હદીસ માં સ્પષ્ટ આદેશ છે. દરેક તે કામ જેનાથી મસ્જિદના અદબ અને એહતેરામ ઉપર આંચ આવતી હોય, કરવાની મનાઈ છે. ત્યાં સુધી કે મસ્જિદની દીવાલથી તયમ્મુમ કરવાને પણ મના લખ્યું છે. (ફતાવા મહમૂદીય્યહ ૧૫/૧૫૫)

ધોયેલા કપડાં સૂકવવા માટે મસ્જિદની દીવાર ઉપર નાખવાં (ચાહે મસ્જિદનો ઈમામ અથવા મુઅઝ્ઝીન કેમ ન હોય) જાઈઝ નથી. (અહસનુલ ફતાવા ૬/૪૪૫)

અગર મસ્જિદ કમીટી મસ્જિદના ઈમામને રહેવા માટે મસ્જિદના બાજુમાં રૂમ બનાવવા ચાહે છે અને તેના માટે મસ્જિદ ના જમાતખાનાની દીવાર ઉપર ગાડર યા લાકડું મુકવા ચાહે તો તે પણ જાઈઝ નથી. (શામી, ફતાવા મહમૂદીય્યહ ૧/૫૦૧)

તો પછી મસ્જિદની કિબ્લા તરફની દીવાર બાજુ રહેનાર પડોશી માટે મસ્જિદની દીવાર ઉપર ખીલા ઠોકવા તેમજ સિમેન્ટના પતરાં મસ્જિદની દીવારના સહારે રાખવા વિ. કામો કેમ કરી જાઈઝ હોય શકે છે ? એ ભાઈ પાછલા ૬૦ વર્ષથી આ રીતે મસ્જિદની દીવારનો જે ઉપયોગ કરી

રહયા છે, એમનું આ કૃત્ય સખ્ત ગુનાહીત અને શરઈરૂએ ના જાઈઝ છે. એમને જોઈએ કે તવબહ અને ઈસ્તેગફાર કરે, અને ભવિષ્યમાં પણ એવું કૃત્ય ન કરે. મસ્જિદ કમીટી અને જમાતની ફરજ છે કે તેને આ બદકૃત્યથી રોકે. નહિં તો બધાજ એ ગુનાહમાં ભાગીદાર કહેવાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૭. મસ્જિદોમાં બિછાવવામાં આવતી વિવિધ નરમ પ્રકારની સફો ઉપર સજદો અદા થશે ?

**સવાલ :–** મસ્જિદમાં ફલોરીંગ ઉપર જે સફો બિછાવવામાં આવે છે, જેથી સફો સીધી રહે અને નમાઝીને સહુલત રહે, તો એ સફોની જાડાઈ કેટલી હોવી જોઈએ ? સામાન્ય રીતે આપણે ત્યાં ચાર જાતની સફો બિછાવવામાં આવે છે.

(૧) કુદરતી ઘાંસ અથવા પ્લાસ્ટીકની સફો.

(૨) કોટન (સુતરાઉ) દોરામાંથી બનેલ સફ જે સખત હોય છે.

(૩) વુલન અને એકેલીક મટીરીયલમાંથી બનેલ સખત પ્રકારની સફ.

(૪) પ્યોર વુલન અથવા કોટનનાં દોરામાંથી બનેલ એકથી દોઢ ઈંચ જાડાઈની સફ. જે નરમ–પોચી હોય છે.

(૫) હમણા ઘણી જગ્યાઓ ઉપર ફર્શ ઉપર એકથી દોઢ ઈંચ જાડાઈનું સ્પંચ ટાઈપનું મટીરીયલ બિછાવી તેની ઉપર પ્રથમ ત્રણ પ્રકારની સફો બિછાવવામાં આવે છે.

નંબર (૪) અને (૫)માં દર્શાવેલ સફો એકદમ નરમ પ્રકારની હોય

છે. ઘુંટણ અને પેશાની, હાથના પંજા, પગના પંજા એ નરમાઈમાં જ રહે છે. ફર્શની કઠણાઈ – સખ્તાઈ માલુમ પડતી નથી. ઘણાં સાહિબોને હાલમાં ઘુંટણના દુખાવાની બીમારી આમ છે. તેમના માટે આ પ્રકારની સફો સારી છે.

તો દરેક મુસલ્લીઓને ધ્યાનમાં લઈ દર્શાવેલ પ્રકારની સફો બાબતે કયા પ્રકારની સફો વાપરવી જાઈએ તે તફસીલન દર્શાવવા ગુઝારીશ છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما જમીન પર કપાળ મુકવાને સજદો કહે છે. સુન્નત રીત એ છે કે સજદામાં કપાળ અને નાક બન્નેવને જમીન ઉપર મૂકે. કોઈ એવી નરમ વસ્તુ જેમાં કપાળ ખૂંપી જતું હોય અને કપાળ તેમજ નાક ટકી શકતાં ન હોય જેવી રીતે કે ઘાસ અથવા રૂ અથવા પાણી વિગેરે ઉપર સજદો કરશે તો સજદો દુરૂસ્ત ઠરશે નહિં અને જો કપાળ તેમજ નાક ટકી જાય અને જે જગ્યાએ મુકવામાં આવ્યું છે તેની કઠણાઈ માલુમ પડતી હોય કિંવા હવે જો વધારે દબાવવામાં આવે તો ન દબાય અને કપાળ નીચે ન જાય, તો સજદો જાઈઝ અને દુરૂસ્ત ઠરશે. એની વધારે સમજૂતી માટે એક દાખલો આપવામાં આવે છે. અગર ભુસાંનો ખૂલ્લો ઢગલો હોય અથવા વધારે માત્રામાં પરાળ ફેલાયેલી હોય અને તેના ઉપર સજદો કરવામા કપાળ ટકતું ન હોય બલ્કે જેટલું દબાવતા જાય તેટલું નીચે દબાતું જતું હોય તો એના ઉપર સજદો દુરૂસ્ત નથી. હાં અગર એ બન્નેવ વસ્તુને કોથળામાં સારી રીતે દબાવીને ભરી લેવામાં આવે અને પોટલાની શકલ બનાવી દેવામાં આવે, જેના લઈ તેની એક આગવી સપાટી બની જાય જે દબાવવાથી ન દબાય તો તેના ઉપર સજદો દુરૂસ્ત છે. એવી જ રીતે

અનાજ (ચોખા, ઘંઉ, જુવાર, મકાઈ વિ.)ખૂલ્લા ઢગલાની શકલમાં હોય તો તેના ઉપર સજદો દુરૂસ્ત નથી. કારણ કે તેના દાણાઓ લપસણાં હોવાને લઈ કપાળ તેના ઉપર ટકતું નથી. અને જો અનાજને કોથળામાં ભરી લેવામાં આવે જેના લઈ તેની એક આગવી સપાટી બની જાય અને કપાળ તેના ઉપર ટકી જાય તો સજદો દુરૂસ્ત કહેવાશે.

આપે પોતાના સવાલમાં મસ્જિદોમાં બિછાવવામાં આવતી વિવિધ પ્રકારની સફ નો ઉલ્લેખ કર્યો છે તે સૌમાં ઉપર જણાવ્યા મુજબ સજદો દુરૂસ્ત થઈ જાય છે. ખાસ કરી આપે નં. (૪) અને (૫)માં જે વિગત બયાન કરી છે, તે સફોમાં પણ નરમ હોવા છતાં સજદો કરતી વખતે કપાળ અને નાક સારી રીતે ટકેલા રહે છે, ભલે ફર્શની કઠણાઈ (જે ઘુંટણ અને કપાળ માટે દુખદાયક હોય તે)માલુમ પડતી નથી. જેથી એવી સફો વાપરવામાં પણ કોઈ બાધ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૮. મસ્જિદમાં એરકન્ડીશન (A.C.) લગાવવા બાદ અગત્યની ચોખવટ.

**સવાલ :–** બાદ સલામ ગુઝારિશ છે કે અમારી મસ્જિદમાં મુસલ્લીઓ વધુ પ્રમાણમાં અતરાફના તેમજ બહારના આવે છે. મસ્જિદ વિશાળ પણ છે. સ્થાયી મુસલ્લીઓ ઓછા પ્રમાણમાં છે. હવે મસ્જિદની આકારણી જેમાં ઉપર નીચે બે મંજલા છે. (૧) સેકન્ડ ફલોર અને બીજો એના ઉપરનો માળ અને બિલ્કુલ નીચેનાં ભાગમાં વુઝૂખાનું અને તહારત ખાનું છે. સેકન્ડ ફલોર પર પાંચ વખતની નમાઝ પઢવામાં આવે છે. જે

સેકન્ડ ફલોર ઉપર મેન ચારથી પાંચ દરવાજા છે. અને બારીઓ નંગ ૧૨ વુસ્અતની સાથે છે. જેમાં હવા અને ઉજાસ (અજવાળા) માટે સંપુર્ણ સગવડ છે. સાથે મસ્જિદમાં તકરીબન ૨૩ નંગ પંખાઓ લગાવેલ છે. જેથી કોઈ પણ જાતની હવા તેમજ (અજવાળા) માટે કોઈ પણ જાતની તકલીફ નથી. મસ્જિદની આગળના ભાગમાં મેન રોડ લાગેલ છે. અને ડાબી અને જમણી સાઈટમાં ખુલ્લી જગ્યા છે. જેમાં હવા તેમજ ઉજાસની કોઈપણ જાતની બંદિશ નથી. જે તમારી જાણ ખાતર લખેલ છે.

હવે મસ્જિદની આવક માટે થોડું ધ્યાન આપ સાહેબને આપી દઈએ. મસ્જિદની નીચે બનોવેલ દુકાનો જે પાંચ છે, જેની ફિકસ હરેકની ૧૨૦૦/- રૂા. ભાડા પેટે રકમ મળે છે. સાથે સભ્ય ફી માસિક રૂા. ૪૦૦૦/- આવે છે. અને બાકીની રકમ દર જુમ્અહમાં ગલ્લા સ્કીમથી મુસલ્લીઓ તરફથી રૂા. ૨૦૦૦/- ઈન્કમ આવે છે.મજકુર રકમમાંથી ઈમામ સા., મોઅઝ્ઝીન સા. તેમજ સંડાસ વગેરેની સફાઈ કરનારને. લાઈટ બીલ વિગેરેનો ખર્ચ કુલ ખર્ચ ૧૨૦૦૦/- થી ૧૪૦૦૦/- રૂા. જેટલો થાય છે. હવે ફિકસ ઈન્કમ મસ્જિદની રૂા. ૫૨૦૦/- જેટલી છે. અને બાકીની મુસલ્લીઓ તરફથી મળતી લિલ્લાહ રકમથી આ ખર્ચ પુર્ણ કરવામાં આવે છે. જે આપની જાણ માટે.

હવે અમારી મસ્જિદના ટ્રસ્ટીઓએ માંહોમાંહે મશ્વેરો કરી મસ્જિદમાં પહેલા માળ પર જમાતખાનાં માં A.C. (એરકન્ડીશન) મુકાવવાનો ઈરાદો કરી રહયા છે. અને જયારે જયારે કોઈપણ કામ નવું કરવાનો ઈરાદો કર્યો તો મસ્જિદના બોર્ડ ઉપર અને ઈમામ સાહેબના

એલાનથી મુસલ્લીઓમાં એક ટહેલ નાખી કોઈપણ કામ કરવામાં આવે છે. અને તે કામ અલ્હમ્દોલિલ્લાહ પુર્ણ કરવામાં આવ્યું છે. અને થયું છે. એવીજ રીતે A.C. મુકવા માટે ટહેલ નાખવામાં આવી અને તેનો પણ બંદોબસ્ત અલ્લાહના ફઝલો કરમથી થઈ ચુકયો છે. પણ એનું મેન્ટેનન્સ તેમજ વિદ્યુત ખર્ચ વધુ પ્રમાણે થવાની સંભાવના છે અને મૌજુદ ખર્ચાઓ વધુ છે. જેને પહોંચી વળવા માટે ઈન્કમ ઓછી છે. અને ખર્ચ વધુ છે. તેને પહોંચી વળવા માટે માંડ માંડ મુસલ્લીઓની લિલ્લાહ રકમની ઉઘરાણી કરી દર જુમ્અહમાં સહારો લેવો પડે છે. હવે આવી મુશ્કેલીઓ હોવા છતાં મુશ્કિલ કાળનો સામનો કરવા સાથે A.C. ના કાયમનો ખર્ચ ખૂબજ અસહય લેખાય અને દેખાય છે. જેથી અમુક સમજુ મુસલ્લીઓએ એવી સલાહ માટે ના પાડી છે તો શું યોગ્ય ગણાશે ? આ ખર્ચ ફુઝૂલ ગણાશે કે યોગ્ય ગણાશે એનો જવાબ આપવા મહેરબાની કરશો.

જયારે અમુક લોકો (ચંદ મુસલ્લીઓ) જયારે ટ્રસ્ટીઓને વાત કરી મેન્ટેન્સ તેમજ ખર્ચ વધી જશે એ વિષે વાત કરી અને ઈલેકટ્રીકસ બગડવાનો પણ ભય વધુ રહે છે જેથી એના ઉપર વિચાર કરો અને મુનાસિબ અને યોગ્ય પહેલુ ઈખ્તિયાર કરવું જોઈએ. ત્યારે ટ્રસ્ટીઓએ જવાબમાં બતાવ્યું કે આ A.C. જુમ્અહ, અને રમઝાનમાંજ ચલાવવામાં આવશે. અને બાકી દિવસોમાં ચલાવવામાં નહિં આવે. જેમાં પણ ઝગડાનું સ્વરૂપ થાય એવું અનુમાન લેખી શકાય. જે બાબતોનું અમો ચંદ અફરાદે ટ્રસ્ટી મંડળ મસ્જિદે ફાતમાને ધ્યાન અપાવ્યું તો ટ્રસ્ટી મંડળને પણ મજકુર બાબતો ઉપર રાખીને અને રાજી થઈને અમારો બધાનો મશ્વેરો

થયો કે જનરલ મિટીંગ બોલાવીને મશ્વેરો કરીએ જેથી જનરલ મીટીંગ બોલાવવાનું નક્કી કરી દરેક સમક્ષ A.C. અને એના ખર્ચાઓને પહોંચી વળવા સલાહ સુચન કરવામાં આવે. અને આ સલાહ સુચન કરતાં પહેલાં કોઈ એવું કૃત્ય ન થાય જેમાં કોઈ શરીઅત વિરૂધ્ધ થાય અને તે માટે અમે ગુનેગાર બનીએ. જેથી આપ મુફતી સાહબથી આ લખાણ લખી મોકલીએ છે, જેથી આપ સાહેબનો ફતવો શરઈ દ્રષ્ટ્રીએ મળે અને ફતવો અમારી જનરલ મીટીંગમાં મુકી શકાય. જેમાં અમને આપનાં શરઈ મુજબ માર્ગ દર્શન એજ અપેક્ષા.

ઉપરોકત બાબતમાં ચંદ સવાલો ઉપસ્થિત થાય છે.

(૧) શું ? આટલી ઓછી ફિકસ ઈન્કમના સામે A.C. લગાવવું જોઈએ. અને પુરતી હવા, ઉજાસવાળી મસ્જિદમાં જેમાં ચો તરફ હવાનું આવન જાવન કોઈજ પરેશાની નથી. જેમાં ઉપરોકત જમાતખાનાં જેની લંબાઈ, ચોળાઈ ૫૦×૩૦ છે, જેમાં ચાર દરવાજા ૧૩ નંગ વિશાળ બારીઓ અને સિલીંગ પંખા નંગ ૨૩ લગાવેલા છે. એટલી ગરમી નથી જેટલી ટ્રસ્ટીઓ સમજી રહયા છે. તો આવી હાલતમાં એ. સી. લગાવી શકાય કે નહિં ?

(૨) ટ્રસ્ટીઓ કહે છે કે ફકત રમઝાન અને જુમ્અહનાં જ દિવસે ચલાવવામાં આવશે, અને તે પણ જમાતખાનામાં. તો આ બાબત જે એ.સી. દેનારા અથવા તેમાં રકમ આપનારાથી એનો ઉલ્લેખ કરવો પડે કે નહિં ? તે પણ બતાવવા મહેરબાની કરશો. અને જમાતખાના ઉપર પણ એક જમાત ખાનું અને તેના ઉપર ટેરેસ છે. તેના ઉપર પણ મુસલ્લીઓ

નમાઝ પઢે છે. તો તેમના માટે ના ઈન્સાફી અને અફરા તફરી નહિં ગણાશે. અને ઝગડાનું સ્વરૂપ અને ના ઈત્તેફાકી પેદા થાય એવો સંભવ છે, જેથી ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની કરશો. અને અમો ચંદ અફરાદનાં કહેવાથી ટ્રસ્ટીઓએ એક જનરલ મિટીંગ બોલાવવાનું નક્કી કર્યું છે. જેમા આપના ફતવા નજર સમક્ષ રાખી ફેસલો કરવામાં આવે, જેથી અમો મના કરનાર ગુનેહગાર ન બની શકીએ. જેનો ખુલાસા વાર જવાબ આપવા મહેરબાની કરશો. અગર અમારી તરફ આ વાત ખોટી હોય તો અમો મના કરનાર ટ્રસ્ટીઓ પાસે માંફી માંગી લઈએ.

નોંધ :– સાલમાં ૪ મહીના ગરમી રહે છે અને ૨૪ જુમ્અહ એ.સી. ચાલશે અને સાલની ગણત્રીનાં હિસાબે ૪ વર્ષ કદાચ રમઝાન વરસાદની ઋતુમાં થશે તો એ ઋતુમાં એ. સી. નો ખર્ચ ફુઝૂલ નહિં ગણાય ? તો આપ સાહબથી ઉમ્મીદ છે કે સહીહ રસ્તો બતાવી અને શરઈ મુજબ અમને સલાહ આપી મહેરબાની ફરમાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما A.C. બાબત આપે ઉઠાવેલ સવાલના જવાબ પહેલાં પંખા મસ્જિદમાં લગાવવા જાઈઝ અને ના–જાઈઝ હોવા બાબત ઉલમાએ કરેલ ચર્ચાના કેટલાક અંશો ફતાવા રહીમિય્યહથી રજૂ કરવામાં આવે છે.

હઝ. મવ. અ. હય સા. લખનવી (રહ.) લખે છે. " મસ્જિદમેં પંખા ફર્શી લગાના ફી નફસીહી મબાહ હય. કોઈ મુમાનઅતે શરઈય્યહ ઈસમેં નહિં હય. ઔર ન કોઈ રિવાયતે ફિકહીય્યહ મોઅતબરહ ઈસમેં નઝર સે ગુઝરી....(ઈલા કવલીહી).... અલબત્તહ બિદઅતે લુગવિય્યહ

ઔર બિદઅતે મુબાહહ હય. પસ બ–લિહાઝે કમાલે ઈત્તિબાએ સલફે સાલિહીન તર્ક ઉસકા અવલા હોગા. ઔર ઈરતિકાબ ઉસકા મુજિબે ઝલાલત યા કરાહત નહિં હો સકતા (મજમૂઅહ ફતાવા ૧/૧૧૩) મવલાના મવસુફ કે નઝદીક બિદઅતે શરઈય્યહ તો નહિં હય મગર ખિલાફે અવલા હોના મુસર્રહ હય."

હઝ. મવ. મુફતી મુહંમદ શફીઅ સા. (રહ.) લખે છે..."મસ્જિદમે બરકી પંખા લગાના જાઈઝ હય. લેકિન ઈબ્નુલ હાજને મદખલમેં ઉસકોભી એક દરજહ કી બિદઅત ફરમાયા હય કયું કે સલફે સાલિહીન મેં ઉસકા દસ્તુર નથા."

મુન્દરજએ બાલા બુઝુર્ગોં કી ઈબારાત સે યહ સાબિત હો રહા હય કે "મસ્જિદમેં પંખા લગાના ઔર ઉસસે ફાયદા ઉઠાના જાઈઝ હય (મગર ન હોના અવલા હય). યહ હુકમભી ઉસ સુરતમેં હય કે પંખા ઐસા આહિસ્તા ચલાયા જાએ કે કિસી નમાઝી કો તકલીફ ન પહોંચે. આહિસ્તા ચલાના ભી મુઝિર ઔર બાઈસે તકલીફ હો ઔર ઝુઅફા–વ–મઅઝૂરીન ઈધર ઉધર ભાગતે ફીરે ઔર સફ છોડકર અલગ ખડે હોને પર મજબૂર હો ઔર ફઝીલત કી જગહ (કુર્બે ઈમામ) સે મહરૂમ રહેં તો પંખા લગાના ઔર ચલાના કિસી કે નઝદીક ભી પસંદીદહ નહિં હો સકતા બલ્કે મમનૂઅ કરાર પાયેગા."

આગળ જતાં હઝ મુફતી સા. (રહ.) લખે છે..."મસ્જિદ માત્ર ઈબાદતો અને ખાસ કરી નમાઝ બા–જમાઅત માટે છે, માટે જે વસ્તુઓ તેની અદાયગીમાં અને ખુશૂઅ–ખુઝૂઅમાં ખલલ પૈદા કરનારી હોય તેનું

નિવારણ કરવું જરૂરી છે. જે લોકો માટે પંખો નુકશાન કારક છે તેઓ શાંતિ અને ખુશૂઅ-ખુઝૂઅથી મહરૂમ થઈ જાય છે. જયારે કેટલાક લોકોએ પંખાને ફઝીલતની બુનિયાદ સમજયો છે. જયાં પંખો હોય તે જગ્યાએ નમાઝ પઢવાને પસંદ કરે છે ચાહે ઈમામથી દુર કેમ ન થઈ જાય !

અને છેલ્લે લખે છે સારાંશ કે "મસ્જિદમાં પંખો લગાવવું અને તેનાથી નમાઝીઓનું ફાયદો ઉઠાવવું સર્વાંગી રૂપે જાઈઝ છે, પરંતુ તેમાં કેટલીક ખરાબીઓ ઉત્પન્ન કરી લેવામાં આવી છે (૧) તીવ્ર ગતિથી ચલાવવામાં આવે છે અને તેનો ઘોંઘાટ પુરી મસ્જિદમાં ફેલાય જાય છે ત્યાં સુધી કે ઈમામની કિરાઅત અને ખૂત્બા ઉપર અસર પડે છે, સ્પષ્ટ રીતે સંભળાતાં નથી. (૨) મઅઝૂરોનો ખ્યાલ રાખવામાં આવતો નથી, તેઓ નાસ્તા ફરે છે અને એવું કહેવાય છે કે મઅઝૂરો અલ્પ સંખ્યામાં છે અને પસંદ કરનારાઓની સંખ્યા વધુ છે. જેના લઈ મઅઝૂરો સફથી અલગ ઉભા રહેવા માટે મજબુર થાય છે (૩) પંખાને લઈ મઅઝૂરો ફઝીલતની જગ્યા પ્રાપ્ત કરવાથી મહરૂમ રહે છે અને પંખાના શોખીનો ફઝીલતની જગ્યા ઈરાદાપુર્વક છોડી આપે છે (અને કેટલાક તો પંખાની નીચે ઉભા રહેવા માટે તકબીરે ઉલાને છોડી આપે છે.

ઉપરોકત કારણોને લઈ શરીઅતના સિધ્ધાંત

واثمهما اكبر من نفعهما

(કે એનું નુકશાન ફાયદા કરતા વધારે છે) મુજબ એનાથી બચવું જોઈએ અથવા મઅઝૂરોની ફરિયાદનું નિવારણ થવું જાઈએ. (ફતાવા રહિમિય્યહ જદીદ ૫/૧૬૮ થી ૧૭૧ થી ટુંકાવીને)

A.C. માણસની બુનિયાદી જરૂરતોમાંથી નથી, આજે પણ સમાજમાં મોટો વર્ગ એવો છે જેને A.C. ની સગવડ પ્રાપ્ત નથી. વળી નમાઝ બા–જમાઅતની પાબંદી કરનાર મુસલ્લીઓમાં જોવામાં આવે તો ૮૦% થી વધુ સંખ્યા એવી હશે જેને આ સગવડ પ્રાપ્ત નથી. વળી A.C. મશીન ખરીદીને તેને લગાાવવા માટે જે ખર્ચ થાય છે તે પુરો કરવા માટે તો ચંદાની ટહેલ નાખવી લોકો પાસેથી મેળવી લેવામાં આવે છે, પરંતુ તેના ઉપર થતો મેન્ટેનન્સ ખર્ચ તો મસ્જિદની કાયમની આવકમાંથી જ ભોગવવાનો રહે છે અને મોટા ભાગે મસ્જિદની કાયમની આવક આ પ્રકારનો મેન્ટેનન્સ ખર્ચ ઉઠાવી શકે એટલી હોતી નથી. જેના લઈ ઘણી જગ્યાએ વિજળીની ચોરી કરવામા આવે છે (અને મસ્જિદ જેવી પવિત્ર જગ્યા માટે આ રીત કેટલી ખતરનાક અને વાંધાજનક છે તે દરેક વ્યકિત સમજી શકે છે.) અથવા જોશ–જોશમાં A.C. લગાવી દેવામાં આવે છે અને પાછળથી મેન્ટેનન્સ ખર્ચ શકિત બહાર હોવાને લઈ લગાવવામાં આવેલ A.C. મશીનો બંધ રાખવું ફરજિયાત થઈ જાય છે. વળી ઘણી જગ્યાએ એના ચલાવવા બાબત નમાઝીઓમાં મતભેદ પૈદા થાય છે. એની કુલીંગની માત્રા પણ નમાઝીઓમાં ચર્ચાનો વિષય બને છે. વળી A.C. ના વપરાશને લઈ વિજળીનું દબાણ વધવાથી શોર્ટ સર્કિટ તેમજ અન્ય ફોલ્ટની શકયતાઓ વધી જવાને લઈ મસ્જિદને વધારાના ખર્ચમાં સપડાવું પડે છે.

આ જગ્યાએ એટલું યાદ રહે કે મસ્જિદના કાયમી ખર્ચાઓ પુરા કરવા માટે વકફ તેમજ ભાડાની આવકની જે વ્યવસ્થા કરવામાં આવી હોય તે માટે શરીઅતનો ઉસુલ એ છે કે જે જમાનામાં વકફ તેમજ ભાડાની

આ આવક ઉભી કરવામાં આવી તે જમાનામાં મસ્જિદના જે જે ખર્ચાઓ દસ્તુર મુજબ થતા હતાં તે જ ખર્ચાઓ એના વડે પુરા કરી શકાય છે. દા. ત. તે સમયે વિજળી બિલમાં લાઈટ તેમજ પંખા અને પાણીનું મશીન વિ. નો ખર્ચ થતો હતો તો હવે A.C.ના બિલનો ખર્ચ તે જુની આવકમાંથી લઈ શકાય નહિં.

આપે સવાલમાં જણાવ્યા મુજબ મસ્જિદના કાયમી ખર્ચાઓ જે આજ સુધી થતા ચાલ્યા આવ્યા છે તેના માટે પણ મસ્જિદની કાયમી આવક કાફી નથી, બલ્કે ચંદા વડે એ પુરા કરવામાં આવે છે. એ પોઝીશનમાં A.C. ના બિલ માટે પણ આ રીતે ચંદા પર મદાર રાખવો કેટલો યોગ્ય છે તેનો ફેસલો આપ જ કરી લેશો. આજે ઘણી મસ્જિદો એવી છે જેના ઈમામ અને મોઅઝ્ઝીનના પગાર માટે પણ તેની પાસે રકમ નથી. એવા સમયે આ રીતના ખર્ચાઓ મુસ્લિમ સમાજ ઉપર નાખવા વિચાર માંગી લેતી બાબતં છે. જેથી આપ તેમજ આપના સાથીઓએ ટ્રસ્ટીઓ સમક્ષ જે વાત રજૂ કરી છે તે ખરેખર વિચારવા અને ધ્યાન આપવા લાયક છે. અને મુનાસિબ એજ છે કે A.C.લગાવવામાં ન આવે અને જે રકમ ચંદાની ટહેલ નાખી પ્રાપ્ત કરવામાં આવી છે તે આપનારાઓને પરત કરવામા આવે અથવા તેઓની સંમતિ લઈ એનાથી વધારે મહત્વ અને ફઝીલતના કામમાં વાપરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૯. મસ્જિદના ટ્રસ્ટીઓની જવાબદારીઓ :–

**સવાલ :–** (૪)મસ્જિદનું વુઝૂખાનું બિલ્કુલ બિસ્માર થઈ ગયું છે.

જેને રીપેર કરવા કે ફરીથી નવુ બાંધવા માટે "ચંદો" આપનારી પાર્ટીઓ તૈયાર પણ છે. જેમાં પણ આ જ કારણ બતાવવામાં આવે છે. કે બાંધકામની મંજુરી નથી, અને મંજુરી મેળવવા માટે કોઈ પ્રયત્નો થતા હોય તેવું લાગતું નથી.

છેલ્લા ૨૦ થી વધુ વર્ષોથી કારભાર સંભાળે છે, તેથી કોઈ એમને કંઈ કહી શકતું નથી. જો કંઈ કહેવા જાય તો કહેવામાં આવે છે કે અમે છોડી દઈએ, તમે જ બધુ કરો. હવે આટલા વર્ષોમાં જે કામો સરળતાથી થાય એમ હતા, ત્યારે કર્યા નહિ અને હવે કોઈ આધાર વિના બીજાઓને સોંપી દેવાથી અવ્યવસ્થા સર્જાય તેથી કોઈ કારભાર લેવા આગળ આવતું નથી. જેમાં મસ્જિદને નુકશાન થઈ રહયું છે. માર્ગદર્શન આપશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً(૪) સામાજિક તેમજ દીની સંસ્થાઓનું સંચાલન એક સામુહિક ફરજ છે. જેઓને એનું સંચાલન કરવાની જવાબદારી સોંપવામાં આવે તેઓના હાથમાં આ જવાબદારી એક અમાનત છે. જેથી એ જવાબદારી અદા કરવા માટે જે પ્રકારની લાયકાત અને ગુણો હોવા જોઈએ તેવી જ વ્યકિતઓને આ જવાબદારી સોંપવામાં આવે. હઝરત મવ. મુફતી મુહંમદ શફીઅ સા. (રહ.) સૂરએ નિસાઅની આયત નં–૫૮ની તફસીરમાં લખે છે કે "કોઈ હોદ્દો એવી વ્યકિતને સોંપવો જે પોતાની અમલી અથવા ઈલ્મી કાબિલિય્યતની રૂએ તેનો લાયક ન હોય; જાઈઝ નથી, બલ્કે દરેક કામ અને દરેક હોદ્દા માટે તેના લાયક વ્યકિતની તલાશ જરૂરી છે. સંપૂર્ણ લાયકાત તેમજ બધી જ શરતો ઉપર પુરો ઉતરી શકે એવો કોઈ ન મળે તો હાજર લોકોમાં લાયકાત તેમજ અમાનતદારીની

રૂએ જે સૌથી વધુ શ્રેષ્ઠ હોય તેને પ્રાધાન્ય આપવામાં આવે, એક હદીષમાં રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે કે જે માણસને આમ મુસલમાનોની કોઈ જવાબદારી સોંપવામાં આવી હોય અને પછી તે કોઈ હોદ્દો કોઈ વ્યકિતને માત્ર દોસ્તી અને સંબંધને લઈ તે વ્યકિતની લાયકાત જાણ્યા વગર આપશે તો તેના ઉપર અલ્લાહની લઅનત છે, તેનો કોઈ ફર્ઝ અથવા નફલ કબૂલ થશે નહિં. ત્યાં સુધી કે જહન્નમમાં દાખલ થઈ જાય (જમઉલ ફવાઈદ પેજ ૩૨૫) કેટલીક રિવાયતોમાં છે કે કોઈક માણસે કોઈક હોદ્દો કોઈક વ્યકિતને આપ્યો, હાલાંકે તે જાણતો હતો કે બીજી વ્યકિત તે હોદ્દાના માટે વધારે લાયકાત ધરાવે છે.તો તેણે અલ્લાહની અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની અને તમામ મુસલમાનોની ખિયાનત કરી(મઆરિફુલ કુર્આન ૨/૪૪૬–૪૪૭)

માટે હાલના ટ્રસ્ટીઓ જે વરસોથી કારભાર સંભાળે છે તેઓ આ બધા કામો પાર પાડવા સક્ષમ ન હોય તો તેઓને જોઈએ કે ખરા દિલથી પોતે આ જવાબદારીથી અલગ થઈ જાય અને એવી વ્યકિતઓ જે આ કામોને પાર પાડવા માટે જે લાયકાતો અને ગુણોની જરૂરત છે તે ધરાવતી હોય તેઓને આ હોદ્દાઓ સોંપે "અમે છોડી દઈએ તમે બધું કરો," કહી છાંછીયા કરવાની જરૂરત નથી. એ બાબત ઉપરના જવાબમાં માર્ગદર્શન આપવામાં આવી ચૂકયું છે.

## ૨૦. મસ્જિદના માઈકથી પાણીનું એલાન કરવું :–

**સવાલ :**–(૨) અમારે ત્યાં આશરે ૨૨ જેટલા મકાનની સોસાયટી

છે, સોસાયટીના કોમન પ્લોટમાં બધા સભ્યોની મંજુરી અને ઠરાવથી મસ્જિદ બનેલ છે. મસ્જિદની જરૂરિયાત કે ખર્ચ માટેની કોઈ કાયમી વ્યવસ્થા નથી. તેથી લિલ્લાહ રકમની ઈમદાદથી પાણીની પાઈપ લાઈન નાખી સોસાયટીના ઘરોમાં પાણી પહોંચાડવામાં આવે છે. અને તે પેટે દરેક ગ્રાહક પાસેથી મહિને રકમ (લગભગ ૭૦ રૂપિયા) લેવામાં આવે છે. જે રકમ મસ્જિદના કામોમાં વાપરવાં આવે છે.

હવે પાણી સીધેસીધું મોટરથી છોડવામાં આવતું હોવાથી અને લાઈટ (થ્રી ફેઝ)ના સમયની અનિયમિતતાને કારણે વર્ષોથી એવી પ્રથા છે કે સવારે જયારે પાણી છોડવામાં આવે ત્યારે મસ્જિદના માઈક (લાઉડ સ્પીકર) ઉપરથી "પાણી ચાલુ કર્યું છે." એવુ એલાન બે વખત કરવામાં આવે છે. તો આ રીતે એલાન કરવું કેવું છે ? મસ્જિદના માઈક જે ખાસ અઝાન માટે લગાવેલ છે, જેના લઈને કોઈ વાંધો તો નથી ? આ રીતે એલાન કરવું શરીઅતની રીતે યોગ્ય ન હોય તો કોઈ બીજી રીત "જાણ કરવા" માટે અપનાવવી જાઈએ ? કોઈ વાર પાણીનું એલાન ન થાય તો અમુક લોકો ઝઘડો ઉભો કરે એવું છે. તો આપ માર્ગદર્શન આપશો.

**જવાબ**–حامداً ومصلياً ومسلماً (૨) જે માઈક અઝાન માટે વકફ કરવામાં આવ્યુ હોય, તે ઉપરથી અઝાન સિવાય અન્ય એલાનો કરવા દુરુસ્ત નથી, એ જ પ્રમાણે દુન્યવી એલાનો (દા. ત. આપે સવાલ મા પુછેલ પાણી ચાલું કર્યું છે જેવા) માટે વાપરવામાં આવતા માઈકોને મસ્જિદના ધાબા ઉપર ફીટ કરવું જાઈઝ નથી, મસ્જિદનું ધાબું પણ મસ્જિદના જ હુકમ માં છે. જેથી તેનો અદબ અને એહતેરામ તેટલો જ જરૂરી છે જેટલો

મસ્જિદનો જરૂરી છે અને મસ્જિદને એવા એલાનો માટે ઉપયોગમાં લેવાની હદીષે પાકમાં સ્પષ્ટ મનાઈ આવી છે (મહમૂદુલ ફતાવા ગુજરાતી ૨/૨૨૫ ઉપરથી) માટે સવાલમાં દર્શાવેલ એલાન કરવા અલગ માઈકની વ્યવસ્થા કરી તેને મસ્જિદ સિવાય કિંવા શરઈ મસ્જિદથી હટીને ફીટ કરવામાં આવે.

## ૨૧. મસ્જિદોમાં લગાવેલ પરચાને ઉખેડી નાખવા

**સવાલ :–** મસ્જિદમાં હદીસ અથવા કુર્આનના પરચા લગાવવામાં આવે છે. હમારે ત્યાં મસ્જિદમાં લગભગ એકથી બે વરસથી આ પરચા લાગેલા હતા, જે જુના થઈ ગયેલા હતા અને એ પરચા આરસના પથ્થર પર લાગેલા હતા. હવે મેં એ નિય્યતથી આ પરચાને સહી સલામત અદબથી કાઢીને મસ્જિદની ખોલીમાં બેઅદબી ન થાય એવી રીતે મુકી દીધા, હવે એક માણસ એમ કહે છે કે જેવી રીતે પરચાને ઉખેડી દીધા એવી રીતે અલ્લાહ પણ એ પરચા કાઢનાર ને ઉખેડી દેશે.મારા પુછવાનો મતલબ એ છે કે આ માણસ જે બોલ્યો તે યોગ્ય છે. ? આ માણસે આવું બોલવું જોઈએ ? શું હું ગુનેહગાર થઈશ.? અને અગર હું ગુનેગાર થયો તો મારે શું કરવું જોઈએ ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما જે કામ જે નિય્યતથી કરવામાં આવ્યું હોય તે મુજબ તેની સાથે મામલો કરવામાં આવે છે. સહીહ હદીસમાં છે, આદમી જે નિય્યત કરે છે તેવું તેને ફળ મળે છે. આપે જે પરચાઓને આરસના પથ્થર પરથી હટાવ્યા તે ઘણો સમય વિત્યો હોવાને

લઈ જર્જરિત થઈ ફાયદો ઉઠાવવા લાયક રહયા ન હતા. આપે એ નિય્યતથી કે " આ જગ્યાએ બીજા નવા અને ફાયદા કારક પરચા લગાવી શકાય, અને આ પરચાઓને બેઅદબીથી બચાવી લેવાય, તેને હટાવ્યા હતા તો એમ કરવાથી આપ ગુનેગાર ઠર્યા નથી. એ સુરતમાં પેલા ભાઈના સવાલમાં લખેલા શબ્દો અતિશ્યોકિત ભર્યા છે. અને એ પરચા હટાવનારની નિય્યત બીજી કોઈ હતી તો, તો તે નિય્યત મુજબ અલ્લાહ તઆલા તરફથી મામલો થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૨.મસ્જિદના બાંધકામ માટે આપવામાં આવેલી રકમ મકાનો ખાલી કરાવવા માટે વાપરી નાખી.

**સવાલ :–** હમારી મસ્જિદ કા તામીરી કામ ચલ રહાથા. કામ થોડા બાકી થા. રૂપિયોંકી ઝરૂરતથી. ઉસ ઝરૂરત કો પુરી કરને કે લીએ બયાનાત કે પ્રોગ્રામ રખ્ખે ગયે. ઔર લોગોં સે મસ્જિદકી તામીર કે મકસદ સે બતૌરે ચંદા કે રૂપિયે દેનેકી દરખાસ્ત કી ગઈ. લોગોં ને દીલ ખોલ કર મદદ કી. યહાં તક કે ઔરતોંને અપની મહેર કે પૈસે ઔર અપને દાગીને તક ભી દીએ. ખિચડેકા પ્રોગ્રામભી રખ્ખા ગયા. ઉસસે અચ્છા ખાસા પૈસા જમા હુવા. ખુલાસા યે કે જીતનાભી તામીરી કામ બાકીથા ઉસકા પૈસા જમા હો ગયા. જબ પૈસા મસ્જિદ કે ઝીમ્મેદારો કે પાસ આયા તો ઉન્હોને વોપૈસા મસ્જિદ કી તામીરમેં નહી લગાયા, બલ્કે ઉસ પૈસો સેં મસ્જિદકી માલિકી કે ઘર સે ભાડુઆંતોકો ખાલી કરવાયા. સવાલ યહ હૈકે જો પેસા લોગોંને મસ્જિદકી તામીર કે લીએ દીએ ઉસે ઈસ તરહ મસ્જિદકી પ્રોપર્ટી

કે ભાડુત ખાલી કરવાનેકે કામ મેં લેના સહી હે ?

દૂસરી ખાસ બાત યે કે પૂરા ચંદા હોને કે બાવુઝૂદ મુસ્જીદકા કામ પૂરા નહીં હુવ: હૈ. કયું કે રૂપિયા દુસરી જગા ઈસ્તેમાલ હો ગયા. જરૂર જવાબ સે નવાઝિયેગા. જઝાકલ્લાહ.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً આપે સવાલમાં જણાવ્યા મુજબ લોકોને મસ્જિદના બાંધકામ માટે ચંદો આપવાની અપીલ કરવામાં આવી હતી, અને તે અપીલની બુનિયાદ પર લોકોએ મદદ કરી જેમાં ઔરતો એ પોતાની મહેરની રકમ અને પોતાના દાગીનાઓ સુધ્ધાં આપ્યા. એ બધી રકમ આપના લખવા મુજબ મસ્જિદનું બાંધકામ અધુરૂં હતું તેને પૂરૂ કરવા માટે આપવામાં આવી હતી. તો એ રકમને અન્ય કામ અર્થાત મસ્જિદના માલિકીના ઘરો ભાડુતો પાસે ખાલી કરાવવામાં વાપરવું જાઈઝ ન હતું. શરઈરૂએ જે રકમ જે કામ માટે આપવામાં આવે તેમાં જ તેને વાપરવું જરૂરી ઠરે છે. મસ્જિદના ઝિમ્મેદારો તે રકમના માલિક ન હતા. બલ્કે તેઓની હયસિયત શરઈરૂએ વકીલની છે અને વકીલ બાબત સ્પષ્ટ હુકમ એ છે કે તેને જે કામ માટે રકમ આપવામાં આવી હોય તે સિવાય અન્ય કોઈ કામમાં તે રકમને વાપરવું જાઈઝ નથી. માટે પુછેલી સુરતમાં મસ્જિદના બાંધકામ માટે આપવામાં આવેલી એ રકમ જે મસ્જિદના ઝિમ્મેદારોએ ભાડુતોને મસ્જિદના મકાનો ખાલી કરવા માટે આપી તેમનું એ કૃત્ય શરઈરૂએ જાઈઝ નથી, અને એટલી રકમના તેઓ ઝામિન ઠરે છે.કિંવા તેઓએ એ રકમ પોતાના તરફથી મસ્જિદના બાંધકામ માટે ચુકવવી જરૂરી ઠરે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૨) કબ્રસ્તાન

**૧. ખ્વાબ દ્વારા બુઝુર્ગોની કબરને પાકી બનાવવાના આદેશ પર અમલ કરી શકાય નહીં.**

**સવાલ :–** હમારા ગામડાઓમાં કબ્રસ્તાનોમાં અલ્લાહવાળા બુઝુર્ગોની ઈંટોની જુના વખતની મજારો હોય છે. તે મજારો ખવાઈ જવાથી એક ગામમાં એક મજારવાળા ના બુઝુર્ગ ખુબસુરત ચહેરાવાળા એક માણસને ખ્વાબમાં હાજર થઈ કહે છે " અસ્સલામુ અલયકુમ વ. પછી કહે છે મારી મજાર જુની ખવાઈ ગઈ છે. તો તમો એને દુરૂસ્ત કરાવો અને ઉપર છત બનાવો, પેલા માણસ કહે છે એ મારી તાકાત શકિત નથી, તો બુઝુર્ગ કહે છે બીજા ગામના માણસના નામ સાથે ચીતાર બતાવી કહે છે. આ માણસને મલજે, તો પેલા ખ્વાબ વાળા કહે છે એમને હું ઓળખતો નથી, તો બુઝુર્ગ કહે છે તમો એ ગામ જશો એટલે એ તમને સામેજ મળશે. એટલે પેલા ભાઈ પેલા ગામ ગયા તો પેલા ભાઈ સામેજ મલ્યાને રાતના ચીતારથી ઓળખી લીધાને નામ લઈને કહયું મારે આવો બનાવ બનેલો છે અને તમારી પાસે મોકલ્યો છે, તો પેલા ભાઈ કહે છે મારી પણ એટલી શકિત નથી. પછી તે કહે છે બુઝુર્ગ બીજા કોઈને તૈયાર કરશે. બે ત્રણ દીવસે લંડન થી સગાનો ફોન આવ્યો. સારા ભલાની પુછક થઈ પછી કહે છે કંઈ કામ હોય તો બોલો પેલા ભાઈએ ઉપર વાળી વિગત કહી, તેજ વખત ૫૦ હજાર રૂપિયા આપ્યા અને બુઝુર્ગના કહેવા પ્રમાણે તૈયાર કરી

આપી, તો આ બનાવના આધારે આ કામ પુરૂં કર્યું તો આ બિદઅત છે અને નાજાઈઝ છે ? એનો જવાબ આપશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلما મુસ્લિમ શરીફમાં હઝરત જાબિર (રદી.) થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કબરને પાકી બનાવવાથી અને ઉપર બેસવાથી અને તેના ઉપર ચણતર કરવાથી મનાઈ ફરમાવી છે આ હદીસને લઈ ઉલમા લખે છે કે કબર ઉપર પથ્થર અથવા એના જેવી અન્ય વસ્તુઓ (ઈંટ સીમેન્ટ વિ.) વડે (છત, કુબ્બો વિ. નુ) ચણતર કરવું જાઈઝ નથી. (ફત્હુલ–મુલ્હીમ શર્હે સહીહ મુસ્લિમ ભાગ બીજો પેજ ૫૦૬)

હઝરત જાબિર (રદી.)ની ઉપરોકત રિવાયત અબુ દાવુદ શરીફમાં પણ મવજૂદ છે (બઝલુલ મજહૂદ શર્હે સુનને અબુ દાવુદ ભા. ૧૪ પેજ ૧૯૩)

અલ બુર્હાન શર્હે મવાહિબુર્રહમાન માં લખ્યું છે કે કબ્ર ઉપર ખુબસુરતી માટે ચણતર કરવું અમે નકલ કરેલી હદીસના લઈ હરામ છે. અને દફન પછી મજબુતાઈ માટે મકરૂહે તહરીમી છે. હઝ. શાહ વલીયુલ્લાહ દહેલવી (રહ.) હુજજતુલ્લાહિલ–બાલિગહમાં લખે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કબરને પાકી બનાવવા અને તેના ઉપર ઈમારત ચણવાની મનાઈ ફરમાવી, કારણ કે લોકો આગળ જતાં તેને મઅબૂદ બનાવી લીએ અને તેની તઅઝીમમાં એટલી બધી અતિશયોકતી કરે જે થવી નહિં જોઈએ. અને એવી રીતે દીનમાં તહરીફ કરી બેસે જેવી રીતે પહેલી ઉમ્મતોએ કર્યું. ખરી વાત તો એ છે કે નતો એટલી

તઅઝીમ કરે જે શિર્ક સુધી પહોંચાડનારી હોય અને ન તો તેનું અપમાન અને તેના તરફથી બે તવજજુહી કરે. બલ્કે વચલી રાહ અપનાવે.

અલજવહરતુન્નય્યિરહમાં છે કે કબરને લીપવી તેને પાકી બનાવવી તેના ઉપર ઈમારત બનાવવી મકરૂહે તહરીમી છે. (કિફાયતુલ–મુફતી ભા.૪ ૬૮–૬૯ નો ટુંકસાર)

ઉપરોકત ઈબારતોથી આપ સમજી ગયા હશો કે બુઝુર્ગોની કબરને પાકી બનાવવી અને તેના ઉપર છત બનાવવી એ ખોટું અને નાજાઈઝ કાર્ય હતું. ખ્વાબમાં કોઈ વ્યકિતને જોવું અને તે કહે તેને દલીલ સમજવું એ સહીહ નથી ખ્વાબમાં જોયેલી બાબત શરીઅતે મુતહહરહ મુજબ હોય તોજ તેના ઉપર અમલ કરી શકાય છે. નહિં તો એ ઉપર અમલ કરવું જાઈઝ નથી.

હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો પાક ઈરશાદ છે કે જેણે મને ખ્વાબમાં જોયો તેણે મનેજ જોયો કારણ કે શયતાન મારા જેવી શકલ બનાવી શકતો નથી. આ હદીસની ચોખવટ કરતાં ઉલમા લખે છે કે અન્ય કોઈ વ્યકિતને ખ્વાબમાં જોઈ હોય તો જરૂરી નથી કે તેજ વ્યકિત હોય બલ્કે શયતાન પણ એ વ્યકિતના નામે દેખાઈ શકે છે. માટે ખ્વાબની બુન્યાદ પર શરીઅતના હુકમનું ઉલ્લઘન કરવું ખતરનાક છે. માટે આવા ખ્વાબ જોઈ તેના ઉપર અમલ કરવા પહેલાં શરીઅતનો હુકમ એ બાબત શું છે તે જાણી લેવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. કબ્રસ્તાનકે ઘાંસ કો સાફ કરના :–**

**સવાલ :–** હમારે સુરત (ચોક બજાર) મેં એક કબ્રસ્તાન હૈ. વહાં હમને કબ્રસ્તાનકી સાફ સફાઈ ઓર કબરો કી મીટ્ટી ચઢાને એક આદમી રખા હુઆ હે અગર કબ્રસ્તાનમેં પીપલ, વડ, ઓર જંગલી ઝાડ એક સે દો ફુટ બડા હો ગયા હે ઉસે હમ ઉખાડ કે કબ્રસ્તાન સાફ કરતે હૈ તો કબ્રસ્તાન મેં આનેવાલે બાઝ લોગ કહતે હે યે ઝાડ કો મત નીકાલો, બહુત બડા ગુના હોગા, બરબાદ હોજાઓગે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً મુસ્તહબ યહ હય કે કબ્રકે ઉપર કી તર ઘાંસ વગેરહ ન કાટી જાએ, ઈસસે મય્યિત કો ઉન્સ હાસિલ હોતા હય ઔર ફાયદા પહોંચતા હય. હાં ! ખૂશ્ક હોને કે બાદ કાટને મેં મુઝાયકહ નહિ. અલબત્તહ અગર કબ્ર કે આસપાસ ઘાંસ હોને કી વજહ સે લોગોં કો તકલીફ હોતી હો તો ઉસે કાટ કર રાસ્તા સાફ કિયા જાસકતા હય. (ફતાવા રહિમિય્યહ ઉર્દૂ દારૂલ ઈશાઅત ૭/૧૨૫) ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

**૩. કબ્રસ્તાનમાં બાકડા મુકવું કેવું છે ? :–**

**સવાલ :–** જયારે જયારે કબ્રસ્તાનમાં દફન વીધી થાય છે, ત્યારે સહેજે અડધોથી પોણો કલાક થાય છે. આવી પરિસ્થિતીમાં ગુઠણના દુખાવાવાળા બિમાર, કમજોર અને ઘરડા માણસો એકજ જગ્યાએ સતત ઉભા રહી શકતા નથી. તેથી તેઓ બેસવા માટે જગ્યા શોધે છે. એમાંથી કેટલાક તો પાકી કબરોની પાળી ઉપર બેસી જાય છે. કેટલાક જમીન ઉપર

બેસી જાય છે. નીચે બિછાવવાનું કોઈ કપડું હોતું નથી. જેથી પાકી અંગે સંદેહ ઉભો થાય છે.બીજી પરિસ્થિતીમાં કબ્રસ્તાનની ઝિયારત કરવા આવનાર અને ઉપર જણાવેલ પ્રકારના ઘરડા, કમજોર, ગુઠણના દુખાવાવાળા બિમાર વિગેરે હોય અને તેમની તકલીફને મદ્દે નજર રાખી ઠેર ઠેર થોડા બાકડા મુકવામાં આવે તો શું એ શરિઅત વિરૂધ્ધનું કાર્ય થયું કહેવાય ? દુરુપયોગ થવાનો સંભવ હોય તો તેનો ઉપાય થઈ શકે છે. પણ તેથી કાંઈ ઉપર બતાવેલ બાકડા મુકાવવાનું કાર્ય શરીઅત વિરૂધ્ધ નું થાય છે, કે નહિં. તે જણાવશો.

**જવાબ :—** حامداً ومصلياً ومسلماً કોઈ પણ કામમાં કોઈ એકજ પાસું જોવામાં નથી આવતું, બલ્કે તેના તમામ પાસાઓને જોઈ તપાસી, તેના નફા તેમજ નુકશાન ઉપર વિચાર કરી તેને કરવું એજ દાનીશમંદી અને સમજદારીની વાત છે. આપે કબ્રસ્તાનમાં બાકડા મુકવા બાબત જે કારણ દર્શાવ્યું છે તેનો એ ફાયદો માની પણ લઈએ, તો પણ એ બાકડા જે ત્યાં મુકવામાં આવ્યા છે, તે કબ્રસ્તાનમાં થતી દફન વિધિના સમય પુરતાજ ત્યાં નહિં રહે. બલ્કે તે કાયમ માટે જ ત્યાં રહેશે. લોકોના દફન વિધિ પતાવી ત્યાંથી ચાલ્યા જવા પછી ગાફિલ અને બે—દિન પ્રકારના લોકો ત્યાં અડડો જમાવી એને સહેલ ગાહ નહિં બનાવે, અને ત્યાં બેસી ગપસપ અને મસ્તી તોફાન નહિં કરે તેની શું ગેરન્ટી ? બલ્કે વર્તમાન યુગના લોકોનું માનસ જોતાં એની શકયતા મજબુત છે. અને તે સુરતમાં કબ્રો અને કબ્રસ્તાનની ઝિયારતનો મુખ્ય હેતુ (આખેરતની યાદ તેમજ દુન્યાથી બે—રગબતી) જે હદીસે પાકમાં દર્શાવવામાં આવ્યો છે, તે મર્યો જાય છે. આખર હદીસે

પાકમાં જે ઔરતો કબ્રસ્તાનની ઝિયારત માટે જાય છે. તેણીઓ ઉપર લઅનત કેમ ફરમાવવામાં આવી ?.

આપે જે કારણ બાકડા મુકવા માટે દર્શાવ્યું છે, તે નવું નથી. પહેલા જમાનામાં પણ દફનવિધિમાં ભાગ લેનારા લોકોમાં ઘરડા, કમજોર, બીમાર માણસો રહેતા હતા. અને તે જમાનાના લોકો પણ એવાઓને રાહત પહોંચાડવાની નીય્યતે આ પ્રકારની વ્યવસ્થા કરવા શકિતમાન હતા. તે છતાં તેઓ એ આ પ્રતિ ધ્યાન કેમ નહિં આપ્યું. અને ત્યારના ઉલમાએ તેઓને આમ કરવા પ્રોત્સાહન કેમ નહિં આપ્યું ? વળી દફન વિધિ વખતે મુકવામાં આવેલા આ બાકડાઓ ઉપર એવા લોકોનેજ બેસવા દેવામાં આવશે અને અન્ય શકિત શાળી તંદુરસ્ત માણસો એનો ઉપયોગ નહિં કરે તેની શું ગેરન્ટી ? બલ્કે વર્તમાન યુગનું માનસ જોતાં, એ શકયતા વધારે છેકે દફન વિધી વેળા તંદુરસ્ત, તેમજ સશકત લોકો વહેલા આવી એના ઉપર કબજો જમાવી બેસી જાય, અને ઘરડા તેમજ બિમાર લોકો બેસવા માટે જગ્યા શોધતા રહે. ત્યારે એ કોયડાના ઉકેલરૂપે એવું વિચારાય કે બાંકડાની સંખ્યામાં વધારો કરવામાં આવે. માટે શરીઅતે માન્ય કરેલ ઉસુલો તેમજ ધારા ધોરણની રૂએ બાંકડા મુકવાનું આ કાર્ય અયોગ્ય જ છે. હઝરત મુફતી સય્યિદ અ. રહીમ લાજપુરી સાહબ (દા.બ.) આવા જ એક સવાલના જવાબમાં ટુંકમાં ઉપરોકત કેટલાક કારણો જણાવી લખે છે : "લિહાઝા કબ્રસ્તાન કો પુરાને ઓર સાદા તરીકે હી પર રખ્ખા જાએ. ઓર બેંચ વગયરહ ન રખ્ખા જાએ. બુઢ્ઢે લોગોં કો તકલીફ હોતી હો તો વોહ જમીન પર બેઠ સકતે હૈંય" (ફતવા– રહીમિય્યહ ૮/૧૭૧) માટે જમીન

ઉપર બેસવાની સુરતમાં માટી અંગે જે સંદેહ વ્યકત કર્યો છે, તે નિરર્થક છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૩) મદ્રસહ

## ૧. મકતબમાં પઢનાર બાળકીઓને ગેર શરઈ કામો આચરવા ઉપર મારવું શું "નહી અનીલ મુનકર" છે ? :–

**સવાલ :–**(૧) હું અહિંયા એક ગામમાં સદર મુદર્રીસ છું અને મદ્રેસાના તાલિમના સમયમાં ઈસ્લામી લિબાસ બાળકો માટે જરૂરી છે. એટલે કે છોકરાઓ માટે કફની અને પાઈજામો અને છોકરીઓ માટે માથાથી લઈ છાતી થી નીચે સુધીની પરદી પહેરવી જરૂરી છે. અને અલ્લાહના ફઝલથી આના ઉપર ચાર પાંચ વર્ષથી કંટ્રોલ અને અમન છે.

પરંતુ મદ્રેસાના તાલિમ સિવાયના વખતમાં છોકરીઓ શોટ કર્ટ પહેરે છે અને બે હયાઈના કારણે સાયકલો પણ ફેરવવા લાગી છે. તો હું આવી વાતો પર નકીર કરૂં છું અને તન્બીહના તોર પર ફકત બે ત્રણ લાકડી હાથમાંજ મારૂં છું તો અમૂક લોકો મને એવું કહે છે કે તમે મદ્રેસાના ટાઈમ સિવાય બાળકોના કરેલા કૃત્યો પર પકડ ધકડ ન કરો. ચાહે તે ગમે તે પહેરે અને ગમે તેમ સાઈકલો ફેરવે. તો શું આ લોકો એટલે કે બાળકીઓના વાલીઓના ના પાડી દેવાથી હું "નહી અનીલ મુનકર" ની ઝિમ્મેદારીથી સુબકદોશ થઈ જાવું છું ?

(૨) અને જો આજ વાત કમિટી તરફથી મને કહેવામાં આવે કે તમારે મદ્રેસાના સમય દરમ્યાન જ શરીઅત વિષે રોક ટોક કરવી. બહારના વખતમાં તમારે કોઈ રોક–ટોક કરવી કરવી નહીં તો શું કમિટીના આવા હુકમથી હું "નહી અનીલ મુનકર" ની ઝિમ્મેદારીથી સુબકદોશ થઈ શકું છું?

(૩) અને કમિટીના ના કહેવા છતાં જો હું રોક–ટોક કરૂં તો મારી મુલાઝમત ખતરામાં છે. તો શું મારે એની પરવા કરવી કે ન કરવી તેની જાણ પ્રાપ્તી કરવા ચાહું છું.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૧) અમ્ર બિલ મઅરૂફ અને નહિ અનીલ મુનકર ની ફરજ અદા કરવાને શરીઅતની પરિભાષામાં "એહતેસાબ" કહેવામાં આવે છે. અને તેના માટે ચોક્કસ શરતો છે જે પૈકી એક એ પણ છે કે જે મૌકા ઉપર એહતેસાબ કરવામાં આવી રહયો છે કિંવા જે વસ્તુ ઉપર નકીર કરવામાં આવી રહી છે તે; નકીર કરતી વેળા મવુઝૂદ હોય અને એટલાજ માટે જે ગુનો થઈ ચુકયો છે. કિંવા નકીર વેળા મવુઝૂદ નથી. તેના ઉપર નકીર કરવાનો અધિકાર દરેકને નથી બલ્કે માત્ર સત્તાધિશને છે. (ઉસ્વતુસ્સાલિહીન તરજુમહ આદાબુસ્સાલીહીન પે. ૨૪૯)

જેથી આપનું શોટ કર્ટ લિબાસ પહેરનાર બાળકીઓને તંબીહ રૂપે મદ્રેસામાં મારવું જયારે કે તેણીઓ આ કૃત્ય તે વેળા આચરી રહી નથી હોતી બલ્કે તે પહેલાં કરી ચુકી છે. "નહિ અનીલ મુનકર" કહેવાશે નહિ. વળી બુરાઈને રોકવા માટે જે દરજજાઓ હદિષે પાકમાં બતાવવામાં આવ્યા છે. તે ત્રણ છે હાથ થી રોકવું કિંવા હાથ વડે તે બુરાઈને દુર કરવું

દા. ત. કોઈક વ્યકિત શરાબ પી રહી હોય તો તેના હાથમાંથી શરાબનો ગલાસ લઈ શરાબને ફેંકી દેવું અથવા કોઈક વ્યકિત વાજિંત્રો વગાડી રહી હોય તેની પાસેથી તે વાજિંત્રો છીનવી તેને તોડી નાખવું આ પહેલો દરજ્જો છે. પરંતુ તે કૃત્ય આચરનારને લાકડી વડે ફટકારવું એનું નામ "નહી અનીલ મુનકર" નથી બલ્કે એતો એક પ્રકારની તઅઝીર કિંવા સજા છે જેનો હક હાકિમને આપવામાં આવ્યો છે. "નહી અનીલ મુનકર" નો બીજો દરજ્જો જબાન વડે રોકવાનો છે. અને ત્રીજો દરજ્જો દિલથી તેને બુરા સમજવાનો છે. માટે આપ જેને નહિ અનીલ મુનકર લખી રહયા છો હઝરાતે ફુકહાના મત મુજબ તેવું નથી.

(૨) "નહી અનીલ મુનકર" ની ઉપર જે રીતો બતાવવામાં આવી છે કિંવા હાથ થી રોકવામાં મારવાના બદલે તે કૃત્યનું સાધન છીનવી લેવા બાબત કદાચ કમિટી તરફથી પણ આપને રોકટોક કરવામાં નહિં આવે.

(૩) અગર "નહી અનીલ મુનકર" ની શરઈ રીત મુજબ (જેની વિગત ઉપર આવી ચુકી છે) રોકટોક કરવાથી પણ આપને કમિટી મનાઈ કરતી હોય અને તેના લઈ આપની નોકરી ચોક્કસ રૂપે ખતરામાં પડી જતી હોય અને તેના લઈ આપને જે અગવડો ભોગવવાનો ભય રહે છે તે આપના માટે અસહય હોય તો આપ ખામોશી ઈખ્તીયાર કરી શકો છો પરંતુ મારા માનવા મુજબ જબાનથી કહેવામાં કોઈ પ્રકારનો ભય આપને માટે નથી અને એમ કરવાથી કમિટી પણ ચોક્કસ રૂપે આપને રોકશે નહિં. જેથી પોતાની આ ફરજ ચુકેલા આપ કહેવાશો નહિં. બસ એટલું જ

છે કે પહેલાં દરજજાથી ઉતરીને બીજા દરજજા ઉપર સબ્ર કરવુ પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૨. મદ્રસહમાં રોપેલ ઝાડ મુદર્રીસ કપાવી શકે ? :–

**સવાલ :–** એક મુદર્રીસ વર્ષોથી મદ્રસહના મકાનમાં રહે છે. મકાન ના વાડામાં મુદર્રીસ પરિવારે એક જાંબુડાનું ઝાડ રોપ્યું હતું, તે ઝાડ પર જાંબુડા આવે છે પણ છોકરાઓ ઝાડ પર પથ્થર, વિગેરે મારે છે જેથી ઘરના નળીયાં ફુટે છે તો રોપનાર તે ઝાડ ને કપાવવા માંગે છે તો મુદર્રીસના પરિવાર તે કપાવી શકે કે નહિં. મુતવલ્લી કે ટ્રસ્ટી તેને કાપવાથી રોકી શકે છે ? ઝાડ રોપનાર પરિવારને મુતવલ્લી અટકાવે છે કે એ ઝાડ તો મદ્રસાના મકાન ના વાડામાં રોપ્યું એટલે મદ્રસાનું કહેવાય, જેથી કાપવા દેતા નથી તો આપ એનું સહીહ માર્ગ દર્શન આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** حامداً و مصلیاً و مسلماً ઝાડ રોપનારની માલિકી નું કહેવાશે માટે જો તે (રોપનાર) એને કપાવવા ચાહે તો કપાવી શકે છે. (આલમગીરી ૪/૩૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. ઘર, મદ્રસહ તથા ઓફિસમાં ખુરશી – ટેબલનો ઉપયોગ.

**સવાલ :–** (અ) બેસવા માટે ઘરોમાં ખુરશી –ટેબલ રાખવું કેવું છે ? (બ) વાંચવા લખવા માટે ખુરશી ટેબલ રાખવું કેવું છે ? (ક) ઓફિસમાં ખુરશી–ટેબલ રાખવું કેવું છે ?(ખ) મદ્રસહમાં મુદર્રિસને બેસવા માટે

ખુરશી–ટેબલ રાખવું કેવું છે? સાથે તલ્બાઓને બેસવા માટે બેંચો મુકવામાં આવે તો કેવું છે ? (ગ) ગામમાં અંજુમન કે મદ્રેસાની કે મસ્જિદની કમીટીની ઓફિસમાં ખુરશી–ટેબલ રાખવું કેવું છે.

જવાબ :– حامداً ومصلياً ومسلماً (અ.બ.ક.) બેસવા માટે ઘરોમાં તેમજ લખવા વાંચવા માટે, ઓફિસના વપરાશ માટે ખુરશી–ટેબલ રાખવું જાઈઝ છે. (ખ) મદ્રસામાં દીની ઈલ્મ (કુર્આન, હદીસ વિ.) પઢવા પઢાવવામાં આવે છે. ત્યાં મુદર્રીસ તેમજ તલ્બાઓને બેસવા માટે ખુરશી–ટેબલ તેમજ બેંચોનો વપરાશ દીની માહોલથી સુસંગત નથી. દરેક કામને પાર પાડવા માટે તેને મુનાસીબ મર્યાદાઓ તેમજ અદબો હોય છે. અગર તેનું પાલન કરવામાં આવે તો જ તેનો મલાજો જળવાય છે. (ગ) કમીટીની ઓફિસમાં ખુરશી–ટેબલ રાખી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. જરૂરત ન હોય તે છતાં મુદર્રિસની નિમણૂંક :–

સવાલ :– એક મદ્રસો છે જેમાં છેલ્લા બે વર્ષથી ત્રણ ઉસ્તાદો મદ્રસાને આરામ આસાનીથી ચલાવી રહેલ છે, અને ચલાવતા હતા. પણ અત્યારે પાછલા ૧૫ દિવસથી ચોથો મુદર્રીસ રાખેલ, ટ્રસ્ટી કમિટીના ત્રણ સભ્યોને કહયું કે ત્રણ મુદર્રિસની જ જરૂર છે, ચોથાની કાંઈ જરૂર નથી, છતાં ઉપરોકત ત્રણ સભ્યો માનતા નથી, અને ચોથા મુદર્રિસને રાખેલ છે. ચોથા મુદર્રિસનો પગાર મદ્રસાના ફંડમાંથી જે લોકોથી ચંદો કરી ભેગું કરાય છે અને આજના યુગમાં ફંડ ચંદો કરી ભેગું કરવું કેટલું મુશ્કીલ કામ

છે, આપ મુફતી સાહેબો તે જાણો છો, તે ચુકવાય છે.

પુછવાનું એ કે આ ચોથા મુદર્રિસની જરૂર નથી છતાં ત્રણ સભ્યોએ ટ્રસ્ટના ઈન્કાર કરવા છતાં રાખવું કેવું ? અને આ ચોથા મુદર્રિસનો પગાર જે મદ્રસાના ફંડમાંથી ચુકવાય છે તે કેવું ? શું આ ઈસરાફ–ખયાનત કહેવાશે. અને આ શરઈ દ્રષ્ટિએ બરાબર છે કે ખોટું અને આના જવાબદાર કોણ ? આ રીતે જરૂરત વગર ચોથા ઉસ્તાદને રાખી અને પગાર ચૂકવનાર ગુનેગાર થશે કે નહી.? ખુલાસાવાર લખવા મહેરબાની ફરમાવશો.

**જવાબ** :– حامداً ومصلياً ومسلماً ટ્રસ્ટ મંડળ માટે મુદર્રિસની નિમણૂકના જે નિયમો નક્કી કરવામાં આવ્યા હોય, તેને નજર સમક્ષ રાખી નિમણુંક કરવામા આવે, અગર ખરેખર મુદર્રિસની જરૂરત ન હોય તે છતાં મુદર્રિસ રાખી મદ્રસાના ફંડમાંથી તેનો પગાર ચુકવવું દુરૂસ્ત નથી.

ખરેખર મુદર્રિસની જરૂરત છે યા નહિં? તે બાબત અગર ટ્રસ્ટી મંડળના સભ્યોમાં મતભેદ હોય તો દીની તઅલીમના નિષ્ણાંત અનુભવી આલિમો સમક્ષ વાત રજૂ કરી તેમનો ફેસ્લો માન્ય રાખવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૫. કરારનું પાલન ન કરનાર ઉસ્તાદોને છૂટા કરવા :–

**સવાલ** :– (૨)ઉસ્તાદો, પેશ ઈમામની ડયુટી દરમ્યાનની ફરજો શું છે ? અગર કમીટીએ એમની ડયુટીઓ માટે કરેલા કરારોનું ઉસ્તાદ તથા પેશ ઈમામ પાલન ન કરે તો કમીટી મૌખિક તથા લેખિત નોટીસ

આપશે. છતાં તેમાં કોઈ સુધારો ન થાય તો એમને છૂટા કરી શકાય કે નહિં ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما (૨) ઉસ્તાદો અથવા ઈમામ સાથે તેઓની આ ખિદમત માટે નિમણુક વખતે જે કરાર કરવામાં આવે છે તે "અકદે ઈજારહ" માટે શરીઅતે નક્કી કરેલ ધારા/ધોરણ તેમજ મર્યાદામાં રહી કરવામાં આવ્યો હોય તો તેનું પાલન કરવું તેઓ માટે જરૂરી છે. કારણ કે અકદે ઈજારહ ઉકૂદે લાઝીમહ માંથી છે.

ومن التخفيف جواز العقد الجائزة لان لزومها شاقا تكون سببا لعدم تعاطيها و لزوم اللازمة والا لم يستقر بيع ولا غيره (الاشباه والنظائر)

સંજાગો વસાત કોઈ સખત જરૂરત પડી જવાને લઈ અગર ડ્યુટી બજાવવામાં કમી થઈ જાય તો દરગુજરથી કામ લઈ પકડ કરવામાં ન આવે. પરંતુ આઝાદી તેમજ બેપરવાહીની ટેવ બનાવી લેવી અને પોતાની જવાબદારી પ્રત્યે નિષ્કાળજીને લઈ મરજી મુજબ કરવું શરઈ રૂએ દુરૂસ્ત નથી. (ફતાવા મહમુદીય્યહ ૧૫/૧૮૧ ઉપરથી) એવી સુરતમાં કરાર મુજબ છૂટા કરવું પણ જાઈઝ છે.

# (૨૪) સંસ્થા

## ૧. એક ટ્રસ્ટી હિસાબ રજુ ન કરે તો બીજા ટ્રસ્ટીઓ શું કરે ?

**સવાલ :–** મસ્જિદમાં ટ્રસ્ટીઓ જે લાંબા વખતથી કામ કરે છે તેમાં એક ટ્રસ્ટી આવક જાવક નો હિસાબ રાખે છે. તેમણે આજ દિન સુધી

કોઈ પણ જાતનો હિસાબ ટ્રસ્ટીઓ આગળ રજુ કર્યો નથી અને હાલમાં એવું જાણવા મળ્યું છે કે બે ત્રણ વર્ષના હિસાબના ચોપડા પણ લખ્યા નથી અને વકફ બોર્ડમાં રજુ કર્યા નથી. તેમજ કોઈ પણ જાતની મીટીંગ પણ બોલાવી નથી. તો આવા હિસાબ લખનાર ટ્રસ્ટી સીવાઈ બીજા ૩ ટ્રસ્ટી અલ્લાહના ગુનેગાર થશે કે કેમ તેનો જવાબ આપવા વિનંતી છે.

મસ્જિદની આવક ખર્ચાઓ બાદ કરતા ઘણી વધારે છે અને રકમ બેંકમાં મુકવામાં આવતી નથી જે આપની જાણ માટે.

જવાબ : حامداً ومصلیاً ومسلماً કોઈ પણ સંસ્થાના ટ્રસ્ટી મંડળમાં એકથી વધુ ટ્રસ્ટી રાખવાનો આશય એ હોય છે કે એક ટ્રસ્ટી હોવાની સુરતમાં ખિયાનત અને હિસાબ–કિતાબમાં ઘાલમેલ નો ભય રહે છે તેવું ન થાય અને એક હથ્થુ કારભારથી સંસ્થાને જે નુકશાન પહોંચે છે તે ન પહોંચે. વળી સરકારી કાયદાની રૂએ પણ કોઈ પણ સંસ્થાની જમા રકમની એક ચોક્કસ માત્રાથી વધારે રકમને ટ્રસ્ટીઓને હાથ પર રાખવાની ઈજાઝત નથી, બલ્કે બેંકમાં સંસ્થાના ખાતામાં જમા રાખવી જરૂરી છે. તે પણ એટલા ખાતર જ કે સંસ્થાની રકમમાં ઘાલમેલ ન થાય.આપે લખ્યા મુજબ મસ્જીદના ૪ ટ્રસ્ટીઓ છે અને એક ટ્રસ્ટી જ આવક–જાવકનો હિસાબ રાખે છે. તો બાકી ટ્રસ્ટીઓની ફરજ છે કે તેઓ તેની બરાબર નિગરાની અને દેખરેખ રાખે. વરસના વિવિધ સમયોએ તેની ચકાસણી કરતા રહે કે વાસ્તવમાં પણ હિસાબમાં જણાવવામાં આવેલ આવક–જાવક ખરી છે યા નહિં ? તેની તપાસ રાખી રકમ અને સિલક ને પણ ચકાસતા રહે. બહરહાલ અન્ય ટ્રસ્ટીઓની આ બધી જવાબદારી ઠરે છે. માટે

પુછેલી સુરતમાં અગર ખરેખર તે ટ્રસ્ટીએ હિસાબો રજૂ કર્યા નથી તેમજ બે–ત્રણ વરસના ચોપડા પણ લખ્યા નથી અને રકમ પણ બેંકમાં મૂકવામાં આવતી નથી અને આ બધા કૃત્યોને લઈ મસ્જિદને નુકસાન પહોંચી રહયું છે. તો બીજા ટ્રસ્ટીઓ પણ શરઈરૂએ એના જવાબદાર અને ભાગીદાર ઠરે છે. અગર તે ટ્રસ્ટી અન્ય ટ્રસ્ટીઓને ગાંઠતા ન હોય, તો અન્ય ટ્રસ્ટીઓની ફરજ બને છે કે આ બધી હકીકતથી તે મસ્જિદ જે મુસ્લિમ જમાઅત હેઠળ ચાલી રહી છે તેને જાણ કરી આ બધા નુકસાનોથી મસ્જિદને બચાવવા માટે વહેલી તકે મેદાનમાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. સંસ્થાના પ્રમુખની બેદરકારીને લઈ પ્લોટ બરબાદ થયો. જવાબદાર કોણ ?

**સવાલ :–** હું હાલમાં એક સંસ્થાનો પ્રમુખ છું. મારે સવાલ એ પુછવાનો કે વર્ષ ૧૯૮૨ માં સંસ્થા માટે એક પ્લોટ ખરીદયો હતો. હાલ એ પ્લોટ ની જમીનનું પ્લોટ રૂપે અસ્તિત્વ નથી. કારણ કે પ્લોટીંગ થયેલ જગ્યાનું પ્રીમીયમ પ્લોટીંગ કરનારે ન ભર્યું હતું. તેના લઈને જમીન વેચાણ આપનારને વર્ષ ૨૦૦૧માં જીલ્લા પંચાયતે જમીનને બિન ખેડાણ પાત્રમાં મોકલી આપી.અને આ જમીનને ખેતીવિષયકમાં ફરી તબદીલ કરી આપી. કારણ કે પ્લોટીંગ કરનારે જમીન ની N/A નું પ્રીમીયમ ન ભર્યું અને પ્લોટ ખરીદનારે પણ પ્લોટ વિશે કોઈ તકેદારી કે દરકાર ન રાખી. આથી આ જમીન જીલ્લા પંચાયતના હુકમથી બિન ખેતીમાંથી ખેતીમાં તબદીલ થઈ ગઈ, જે હકીકત ગામ પંચાયતના તલાટી પાસેથી રૂબરૂમાં

મેળવી છે. જે જમીન ઉપર પ્લોટીંગ થયું હતું એ જમીન પ્લોટીંગ કરનારને વેચનાર (મૂળ માલિક) ના વારસદારોને નામ થઈ ગઈ છે. આ વારસદારોએ એ જમીન ફરી વેચાણ કરેલ છે. આથી પ્લોટીંગવાળી જમીન ઉપર સંસ્થાના પ્લોટનું અસ્તિત્વ નથી રહયું. તો સવાલ એ કરવાનો કે આ બાબતમાં કયા ટ્રસ્ટીઓએ બેદરકારી કરી ? અને પ્લોટના રૂપિયા કોની પાસેથી કેવી રીતે વસુલ કરી ટ્રસ્ટના ભંડોળમાં એ રૂપિયાનો શું ઉપયોગ કરવો ? એ જણાવશો.

ઉપરોક્ત સંસ્થાનું સંચાલન તેના બંધારણ હેઠળ કાયદેસર રીતે કરવામાં આવે છે.નવા હોદેદારોની નિમણૂંક, વાર્ષિક હિસાબ વખતો વખત મીટીંગ બોલાવિ વગેરે બાબતે ચોક્કસ તકેદારી રાખવામાં આવે છે.

૧૯૮૨માં પ્લોટ ખરીદવામાં આવ્યો હતો. અને ત્યાર બાદ તેની નોંધણી કે અન્ય કોઈ બાબત પ્રથમ કમીટી (ખરીદનાર) તથા પ્રમુખે પ્લોટ બાબત ધ્યાન બહાર રહેતા કોઈ કાર્યવાહી થઈ જ નથી. તેની કબુલાત કરી છે.

ત્યાર બાદ બે અન્ય કમીટી બદલાઈ ચુકી છે. તેમને પણ પોતાના અગાઉની કમીટી તરફથી પ્લોટ બાબત કોઈ જાણ કરવામાં આવી નથી. તેવું તેઓ જણાવે છે. હાલ ત્રીજી કમીટી કાર્યરત છે. જેમની જાણમાં આ બાબત આવતા પ્લોટ બાબત બેદરકારી કરનાર વ્યકિત કે કમીટી પાસેથી સંસ્થાને થતું નુકશાન ભરપાઈ કરવાની કોશીશ રૂપે આ સવાલ નો હલ શરઈ રૂએ જાણવા આપથી રૂજુઅ કરવામાં આવે છે.

તો સવાલ એ છે કે પ્લોટ ની કિંમતની જવાબદાર માત્ર પ્રથમ કમીટી કે તે કમીટીના પ્રમુખ (જેમણે બેદરકારી થઈ હોવાની કબુલાત કરી

છે.) ગણાશે ? તે તમામ કમીટીઓ કે તેના સભ્યો ? અને કિંમત જેનાથી વસુલ કરવાની આવે તો ત્યારે ચૂકવેલી તે કિંમત કે અત્યારે કિંમત કાઢી અત્યારના હિસાબે ? અને એ કિંમત વસુલ કરી તેનો ઉપયોગ શું જમીન ખરીદવાના હેતુમાં જ થવો જોઈએ ? કે અન્ય હેતુમાં પણ થઈ શકે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً સંસ્થા માટે કોઈ વસ્તુના ખરીદ–વેચાણનું કામ અગર પ્રમુખ સાહબ જ કરતા હોય(પછી ભલે તે કમિટીની મંજુરીથી હોય) તો પુછેલી સુરતમાં પ્લોટ ખરીદ કરનાર પ્રમુખ સાહબની જવાબદારી હતી કે તેઓ ખરીદારી ને લગતી બધી કાર્યવાહીને છેવટ સુધી પહોંચાડે.પુછેલી સુરતમાં તેઓએ એમ કર્યું નહિં. જેના લઈ સંસ્થાને નુકશાન થયું. જેથી સંસ્થાને થયેલ નુકશાનની જવાબદારી તેઓની જ રહેશે અને જેટલી રકમ સંસ્થા તરફથી એ પ્લોટની ખરીદી માટે ચૂકવવામાં આવી હતી, તેટલી રકમ તેઓ પાસેથી વસુલ કરી સંસ્થામાં જમા કરાવવામાં આવે. ત્યાર પછી અગર તે રકમ કોઈ એક યા વધુ વ્યકિતઓ પાસેથી જમીન ખરીદવા માટે ડોનેશનરૂપે મેળવવામાં આવી હતી. તો અગર ચોક્કસ તે જમીન માટે જ આપવામાં આવી હતી, તો એ રકમ ડોનેશન આપનાર વ્યકિતઓને અને તેઓ ન રહયા હોય તો તેઓના વારસદારોને પરત કરવામા આવે. અને જો ચોક્કસ તે જમીન માટે જ આપવામાં આવી ન હોય બલ્કે કોઈ પણ જમીનની ખરીદારી માટે મળી હોયતો તે રકમથી બીજી કોઈ જમીન ખરીદવામાં આવે અને જો એ રકમ જમીનની ખરીદી માટે જ આપવામાં આવી ન હતી. તો સંસ્થાના અન્ય હેતુઓમાં પણ એને વાપરી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. કમ્યુનિટિ માટે બંધારણ હોવું જરૂરી છે. :–**

**સવાલ :–**(૧) કમીટીના મુખ્ય જવાબદાર માણસો પોતાની મરજીથી જમાઅતની જનરલ મીટીંગ બોલાવ્યા વગર બીજા વધારાના નવા ટ્રસ્ટો બનાવે છે. જેનો મુખ્ય હેતુ ગવર્મેન્ટ (કાઉન્સલ અથવા બીજા ફંડો)વિગેરેની સ્કીમો મુજબ પૈસા મંજુર કરાવી જમાઅતના ફાયદાઓ સામે રાખી કામો કરે છે. મેમ્બરોને જાણ બહાર રાખી આવા નવા ટ્રસ્ટો બનાવવું કેવું છે ? અગર મોટા ભાગના મેમ્બરો નારાજ હોય તો આવા કામો કરવા કેમ છે ?નવી સ્કીમો માટે પ્લાનીંગ પરમીશન પાસ થઈ જાય પછી મેમ્બરોને કેહવું જાઈએ ? એના કરતાં કોઈ કામ કરવા પહેલાં તે કામો અંગે જનરલ મીટીંગ માં સર્વાનૂમતે મંજુરી મેળવે અથવા વધુ મતે માન્ય રાખી કામો કરેતો વધુ યોગ્ય ગણાશે ? જે શરીઅત પ્રમાણે ખુલાસાવાર જવાબ આપશો.

**સવાલ :–**(૨)અમારી જમાઅત વર્ષોથી મેમ્બરોની છોકરીના નિકાહ પઢાવે તો છોકરીના બાપ પાસેથી ૨૫ પાઉન્ડ ફી લે છે. જે નિકાહની ફી લેવું કેવું છે ? મારા મત મુજબ તો એ ઝુલમ ગણાશે એવું હું માનુ છું. કેમકે મેમ્બર લોકો મેમ્બર થયા બાદ દર વર્ષે (લિલ્લાહ) મેમ્બર ફી તરીકે જમાઅતને મદદ કરે છે. તો જમાઅતે નિકાહ ફી ને કાઢી નાખવી જોઈએ ? શા માટે આવી ફી રાખી ? મેમ્બરોના હિતમાં કામ કરતા નથી. આવી ફી લઈ જમાઅતને શું ફાયદો થવાનો છે ? અને ફી ન લેશે તો શું નુકશાન થવાનું છે ? જયારે જમાઅતને પૈસાની જરૂરત પડે તો અપીલ કરવાથી જમાઅતના મેમ્બરો જમાઅતને મદદ કરે છે. તો આવી ખોટી ફી

રાખે એનો હું વિરોધ નોંધાવું એ બરાબર છે ?

**સવાલ :**–(૩)મેમ્બર ભાઈઓના છોકરાઓની નિકાહ ફી લેવી જાઈએ? કે નહિં ? શરીઅતમાં નિકાહ ફી લેવું કેવું છે. ?

**સવાલ :**–(૪) ઘણી વખત કમીટીવાળા મેમ્બરોનું સાંભળતા નથી (એટલે કે ફરિયાદ ઉપર ધ્યાન આપતા નથી.) તો શરીઅત મુજબ કોઈઉકેલ આવે એ મકસદ થી માંગણી પુરી કરવા શાંત આંદોલન ની લડત માટે આવેદન પત્ર કમીટીને આપી પછી એનો કોઈ ઉકેલ ન આવે તો શરીઅતમાં શાંત આંદોલન માટે ઈજાઝત છે કે નહિં ? તે જણાવશો.

**સવાલ :**–(૫) અમારે ત્યાં નિકાહ ફી જે લેવામાં આવે છે, તેમાં ઈમામ સાહબને પણ મહેનતાણુ કે બક્ષીસ તરીકે આપે છે. તો ઈમામ સા. ને એ પૈસા લેવા કેવું છે ? અગર ઈમામ સા. ને આપવું હોય તો કોઈ સુરત છે ?

**સવાલ :**–(૬) ખુતબા માટે અસો(લાકડી) પકડી ખુતબો આપવાની કોઈ ખાસ ફઝીલત છે કે નહિ ? અમારે ત્યાં અસો (લાકડી) પહેલેથી મસ્જિદમાં હતો તેનો ઉપયોગ કરવો જાઈએ કે પછી કોઈ તરફથી સોલીડ બ્રાસનો ડીઝાઈન અને નગીનાવાળો ચળકતો રાજા મહારાજા ના દરબારમાં વાપરતા હતા તેવો અસો આવે, એ વાપરવો કેવું છે? અસો કેવો હોવો જાઈએ? તે ખુલાશાવાર જણાવશો.

**જવાબ :**– حامداً ومصلياً ومسلماً (૧) કોઈ પણ જમાઅત અથવા કમ્યુનિટી ના સામુહીક કામો કરવા તેમજ જમાઅતનો વહીવટ ચલાવવા માટે બેહતર એ છે કે શરીઅતની મર્યાદા માં રહી એક બંધારણ ઘડી

કાઢવામાં આવે. તે બંધારણને અમલમાં મુકતા પહેલાં જમાઅતના તમામ મેમ્બરોની સેવામાં મોકલી તેમનું મંતવ્ય જાણી લેવામાં આવે.તેઓ તરફથી તેમાં જે સુધારા/વધારા સુચવવામાં આવે તેને નોંધી એક જનરલ મીટીંગ બોલાવી તેમાં રજુ કરી સર્વાનુમતે મંજુરી કરી બંધારણ ને અમલમાં મુકવામાં આવે. એ બંધારણમાં બુન્યાદી ઉસુલી રીતે જમાઅતને લગતી તમામ બાબતો ને એ રીતે સમાવી લેવામાં આવે કે ભવિષ્યમાં જમાઅતના વહીવટ બાબત કોઈ પણ પ્રશ્ન ઉદભવે તો તેનો ઉકેલ બંધારણમાં મવજૂદ હોય. ત્યાર પછી જમાઅતની જનરલ મીટીંગ બોલાવી એ બંધારણ મુજબ જમાઅતનો વહીવટ ચલાવવા માટે એક કમીટીની નિમણૂંક કરવામાં આવે. કમીટી દીનદાર, કાબેલ અમાનતદાર વિશ્વાસ પાત્ર સારા અખ્લાક વાળા લોકોની બનેલી હોવી જોઈએ. એવી કમીટીને બંધારણ મુજબ જમાઅતનો વહીવટ ચલાવવા ની સત્તા આપી જમાઅતના બાકી મેમ્બરોએ નચિંત બની જવું જાઈએ. ત્યાર પછી તે કમીટીની જવાબદારી છે કે બંધારણમાં રહી જમાઅતનો વહીવટ પુરી અમાનતદારી સાથે ચલાવતી રહે, એ કમીટી ને દરેક કામ કરવા માટે જનરલ મીટીંગ બોલાવવાની પાબંદ બનાવવું વહીવટીરૂએ ના મુનાસીબ છે.કમીટી ની પણ ફરજ છે કે જમાઅતના હીતોને નજર સમક્ષ રાખી બંધારણની મર્યાદાઓમાં રહી બધા મેમ્બરને વિશ્વાસમાં રાખી વહીવટ ચલાવતી રહે. કોઈ એવું કૃત્ય અથવા એવી નીતી અપનાવવી જેનાથી મેમ્બરોને એવું લાગે કે ઈરાદા પૂર્વક અમને અંધારામાં રાખવામાં આવ્યા છે, કમીટી માટે દુરૂસ્ત નથી. તે છતાં કોઈ વખત એવું બને કે કમીટીએ ફલાણુ કામ ઠીક કર્યું નથી, તો એવી વાતો

નો ફેસલો બંધારણને સામે રાખી કરવામાં આવે, જો કમીટી તેમજ મેમ્બરોમાં મતભેદ થાય તો તેનો ઉકેલ કેમ લાવવો તે બાબત પણ બંધારણમાં નક્કી કરી લેવી. શરીઅતની મર્યાદાઓમાં રહીને તૈયાર કરવામાં આવેલ બંધારણ ઉપર અમલ કરવા માટે મેમ્બરો તેમજ કમીટી બંધાયેલા છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૨)(૩) મેમ્બરોના છોકરા છોકરીઓના નિકાહ ની ફીસ જે લેવામાં આવે છે તે માટે જમાઅત તરફથી શું વ્યવસ્થા કરવામાં આવી છે ? તેનો ખુલાશો આપે કર્યો નથી. અગર નિકાહ પઢાવવા માટે નીકાહ પઢાવનાર કાઝી અથવા મોલ્વીની વ્યવસ્થા તેમજ નિકાહની નોંધણી માટે રજીસ્ટર ની વ્યવસ્થા, તેમજ નિકાહ ખ્વાનીની મજલીસમાં લાઈટ તેમજ પંખા વિગેરે વ્યવસ્થા જમાઅત તરફથી કરવામાં આવતાં હોય તો એ બદલ નિકાહ ફીસના નામે કોઈ ચોક્કસ રકમ જમાઅત લઈ શકે છે. એ ચોક્કસ રકમની સંખ્યા કેટલી હોવી જોઈએ? તેનો ફેસલો કમીટી અથવા મેમ્બરો બંધારણમાં રહી કરી શકે છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૪) એનો જવાબ ઉપર નંબર એકમાં આવી ચુકયો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૫) ઈમામ સા. ને નિકાહ પઢાવવાના મહેનતાણા રૂપે નક્કી કરેલ કંઈક આપવું અને ઈમામ સા. માટે તેનું લેવું જાઈઝ છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૬) જુમ્અહનો ખુત્બો આપતી

વખતે અસા (લાકડી) લેવું મુસ્તહબ છે. હુઝુર અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાબીત છે. અસો કેવો હોવો જોઈએ એ બાબત કોઈ વિગત જોવા મળી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. જૂઠું સર્ટિફીકેટ બનાવવું અમાનતમાં ખિયાનત છે. :–

**સવાલ :–** હમો સંસ્થા અને સ્કૂલ ચલાવીએ છીએ. સંસ્થા રજીસ્ટર છે. અને સ્કૂલ અર્ધ સરકારી છે. હવે લોકો ખાસ કરીને આપણા વાળા અમારી પાસે જુના રેકર્ડમાં સર્ટિફીકેટમાં, દાખલામાં, મેરેજ સર્ટી, તેમ પ્રમાણિકતા વિગેરેના અનેક સાચા, ખોટા પ્રમાણિત પત્રો, તારીખ ફેર બદલના વિગેરે કામ કરાવવા આવે છે. જેના આધારે એનું દુનિયાનું કામ આસન થઈ શકે છે. ફાયદો પહોંચે છે. થઈ શકે તેવું કામ કરી આપીએ છીએ. અને જયાં તદન જૂઠુ, અને સરકારમાં વાંધો આવતો હોય, અથવા બદનામી થતી હોય, અમારે મજબુરીએ ના કહેવું પડે છે. જેથી લોકો નારાજ થઈ જાય છે. કહે છે કે મુસ્લિમ છે મુસ્લિમ સંસ્થા છે, છતાં પોતાના મુસ્લિમ ભાઈઓનું કામ નથી કરી આપતા. હવે આ બાબતે મહત્વનો પ્રશ્ન છે કે શું કરવું ? ખોટું કામ કરવાનું હમારૂ ઝમીર ના કહે છે. કોઈ વખત બદનામી પણ મળે અને ખુદા ન કરે નોકરી જાય અથવા જેલમાં જવું પડે અને કામ નહી કરીએ તો મુસ્લિમ ભાઈઓનું કામ નહી થાય, અને દુન્યાના લાભથી વંચીત રહેવું પડે. અને મુસ્લિમ ભાઈને કામ ન આવવાનો વસવસો રહે.

આ બાબતે કયો રસ્તો ઈખ્તિયાર કરવો, યોગ્ય માર્ગ દર્શન

આપશો.

**જવાબ :–** حامدا ومصليا ومسلما કોઈ પણ સર્ટિફીકેટ કિંવા પ્રમાણ પત્ર એક પ્રકારની સાક્ષી અને ગવાહી છે. જે વસ્તુ પ્રમાણિત કરી આપવામાં આવે છે તે ખરેખર જે પ્રમાણે પ્રમાણીત કરીને આપે તે મુજબ જ હોય તો સહીહ અને દુરૂસ્ત છે. અને જો તેનાથી વિભિન્ન છે, તે મુજબ નથી તો આ જુઠી ગવાહી કહેવાશે, જે માટે કુર્આન અને હદીષમાં સખત વઈદો આવી છે. અને જુઠી ગવાહી કબીરહ ગુનાહો પૈકી એક મહાન કબીરહ ગુનાહ છે. હઝરત મવ. મુફતી મુહંમદ તકી ઉસ્માની સા. ફરમાવે છે "આજ કલ ઈસકા આમ રીવાજ હો ગયા હે, અચ્છે ખાસે દીનદાર ઔર પઢે લીખ્ખે લોગ ભી ઉસમેં મુબતલા હે, કે જુઠે સર્ટિફીકેટ હાસીલ કરતે હે. યા દુસરો કે લીએ જુઠા સર્ટિફીકેટ જારી કરતે હે,મસલન અગર કીસીકો કેરેકટર સર્ટિફીકેટ કી જરૂરત પેશ આ ગઈ, અબ વોહ કીસી કે પાસ ગયા, ઓર ઉસ સે કેરેકટર સર્ટિફીકેટ હાસીલ કર લિયા. ઓર જારી કરનેવાલેને અંદર યે લીખદીયા કે મૈં ઉન્કો પાંચ સાલ સે જાનતા હું. યે બડે અચ્છે આદમી હે ઉન કા અખ્લાક વ કિરદાર બહુત અચ્છા હય. કિસી કે હાશય એ ખ્યાલ મેં યે બાત નહિ આતી કે હમ યે ના જાઈઝ કામ કર રહે હય. બલ્કે વહ યે સમજતે હય કે હમ નેક કામ કર રહે હય, ઈસલીયે કે યે જરૂરત મંદ થા. હમને ઉસ્કી જરૂરત પુરી કરદી. ઉસ્કા કામ કરદીયા. યે તો બાઈષે સવાબ કામ હે. હાલાકે અગર આપ ઉસ્કે કેરેકટર સે વાકિફ નહિ હે, તો આપકે લીયે એસા સર્ટિફીકેટ જારી કરના ના—જાઈઝ હે. ચેજાએ કે વોહ સમજે કે મૈં એક સવાબ કા કામ કર રહા હું. ઓર કિસી એસે શખ્સ સે

કેરેકટર સર્ટિફીકેટ હાસિલ કરના જો આપકો નહિ જાનતા. યેભી ના જાઈઝ હય. ગોયા કે સર્ટિફીકેટ લેનેવાલા ભી ગુનેહગાર હોગા ઓર દેનેવાલાભી ગુનેહગાર હોગા."(ઈસ્લાહી ખુત્બાત–૩/૧૩૦) આપે સવાલમાં ઉઠાવેલા મુદ્દાઓનો જવાબ ઉપર આવી ગયો. જુઠું સર્ટિફીકેટ કેટલું નુકશાન કર્તા અને ભયાનક છે, તે વિશે ફરમાવે છે." જુઠી ગવાહી દેના જુઠ બોલને સે ભી ઝિયાદહ શનિઅ ઓર ખતરનાક હે. ઈસ લીયે કે ઉસ્મેં કઈ ગુનાહ મિલ જાતે હંય, મસલન એક જુઠ બોલનેકા ગુનાહ, દુસરા દુસરે શખ્સ કો ગુમરાહ કરનેકા ગુનાહ, ઈસલીયે કે જબ આપને ગલત સર્ટિફીકેટ જારી કરકે જુઠી ગવાહી દી. ઓર વોહ જુઠા સર્ટિફીકેટ જબ દુસરે શખ્સ કે પાસ પહુંચા તો વોહ યે સમજેગા કે યે આદમી બડા અચ્છા હય. ઓર અચ્છા સમજકર ઉસસે કોઈ મુઆમલા કરેગા. ઓર અગર ઉસ મુઆમલા કરને કે નતીજેમેં ઉસકો કોઈ નુકશાન પહુંચેગા તો ઉસ નુકશાન કી ઝિમ્મેદારીભી ઉસ પર હોગી (ઈસ્લાહી ખુત્બાત–૩/૧૩૩) એવું જુઠુ સર્ટિફીકેટ બનાવી આપવામાં અમાનતમાં ખીયાનત કરવાનો ગુનાહ પણ લાગુ પડે છે. કારણ કે પ્રમાણ પત્રો કાઢી આપવા બાબત આપની સંસ્થા ઉપર જે વિશ્વાસ કરવામાં આવ્યો, જુઠુ પ્રમાણ પત્ર આપી તે વિશ્વાસ ખતમ કરવામાં આવ્યો છે. સાથે જ એમાં ધોકાબાજીનો ગુનોહ પણ લાગુ પડે છે. માટે એમ કરવાથી અવશ્ય બચવું. આજના સમયે લોકો પોતાનું કામ કઢાવવા માટે શરીઅતની પરિભાષાઓ સાથે ચેડા કરતા પણ ખચકાતા નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૫. એક સંસ્થાની વસ્તુનો ઉપયોગ બીજી સંસ્થા માટે :–**

**સવાલ :–** હમારી એક સુન્નત જમાઅતે સામાન્ય સભામાં ઠરાવ કરી મોહલ્લાની "મસ્જિદે અકસા" ની તરફેણમાં જમાઅતની માલિકીની ઈમરજન્સી લાઈટો, પાથરણા, પાણીના પીપો તેમજ સદર મસ્જિદને જરૂરત પડતા સાધન સામગ્રી વિના મુલ્યે વાપરવા માટે મંજુરી આપેલ છે. દીની મસ્અલા પ્રમાણે કોઈ પણ દીની સંસ્થાનો માલ, સાધન સામગ્રી અન્ય બીજી દીની સંસ્થા તેનો ઉપયોગ કરી શકે નહી. ઉપરાંત જમાઅતના નાણા ભંડોળમાં લીલ્લાહ ઝકાત ફીક્ષ ડીપોઝીટનું વ્યાજ તેમજ કબરસ્તાનના ઘાસ અને ઝાડના લાકડા અને કેરીની વેચાણનો આવકનો સમાવેશ છે. આવા સંજોગોમાં જમાઅતની વસ્તુઓનો ઉપયોગ મસ્જિદના કામોમાં લઈ શકાય કે કેમ ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما કોઈ પણ સંસ્થા માટે વકફ કરવામાં આવેલ અથવા સંસ્થાએ ખરીદ કરેલ વસ્તુનો ઉપયોગ અન્ય સંસ્થા કરી શકતી નથી. એ એક નિર્વિવાદ વાત છે. અલબત્ત એક સંસ્થા માટે વકફ થયેલ અથવા ખરીદ કરવામાં આવેલ વસ્તુ તે સંસ્થાના સભ્યોના વપરાશ માટે હોય તો શું એ જરૂરી છે કે તે સભ્યો તે વસ્તુનો ઉપયોગ એક ચોક્કસ જગ્યામાંજ કરી શકે ? પૂછેલી સૂરતમાં જમાઅતની વસ્તુઓના વપરાશની તેના સભ્યોને (પોતાના ઘરો અથવા અન્ય જાહેર જગ્યાએ લઈ જઈ ઈજાઝત હોય તો પછી તેજ સભ્યો એ વસ્તુઓને મસ્જિદમાં રહી કેમ વાપરી શકે નહી ? બહરહાલ અગર જમાઅતની વસ્તુઓ માટે બંધારણમાં એવી જોગવાઈ હોય કે તેના સભ્યો તે વસ્તુઓથી લાભ મેળવી શકે છે અને

તે માટે કોઈ ચોક્કસ જગ્યા અથવા મર્યાદા બાંધેલી ન હોય તો પૂછેલી સૂરતમાં મસ્જિદમાં રહીને પણ જમાઅતના સભ્યો તેને વાપરી શકે છે. ઠરાવમાં મસ્જિદને જરૂર પડતા વાપરવાની જે ઈજાઝત આપવામાં આવી છે તો એટલું તો હર કોઈ જાણે છે કે મસ્જિદ કોઈ વ્યકિત નથી, જે વસ્તુને વાપરતી હોય. બલ્કે મસ્જિદમાં આવનાર જમાઅતી ભાઈઓજ ખરેખર એને વાપરી રહયા છે.

અલબત્ત એટલું જરૂરી છે કે અગર ઉપરોકત વસ્તુઓ ફીક્ષ ડિપોઝીટના વ્યાજથી ખરીદી કરવામાં આવી હોય, તો તેનો વપરાશ મસ્જિદમાં તો શું અન્ય જગ્યાઓ ઉપર પણ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. કમીટીનો સદર, હજના સફરમાં ચાલુ રહીને જાય કે છૂટો થઈ ને ?

**સવાલ :–** હું મુસ્લિમ જમાઅત મોટી મસ્જિદ કમીટીમાં સદર તરીકે ખિદમત આપી રહયો છું. અલ્લાહના ફઝલો કરમથી અને હુઝુરે પાક સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સદકએ તુફેલ અને આપ લોકોની નેક દુઆથી આ સાલ હજજમાં જવાનું નક્કી થઈ ગયેલ છે. જેથી મુસ્લિમ જમાઅતની કમીટીમાંથી છૂટા થઈને જવું કે ચાલું રહીને જવું, જે શરઈ એ'અતેબારથી ખુલાસાવાર જવાબ આપવા નમ્ર ગુજારીશ છે.

**જવાબ :–** حامدا ومصليا ومسلما અગર મુસ્લિમ જમાઅતના બંધારણમાં એવી શર્ત હોય કે હજજ અથવા પરદેશના સફરે જનારે છૂટા

થઈને જવું તો આપે એ શર્ત પર અમલ કરવો. અને જો કોઈ એવી શર્ત બંધારણમાં નથી અને હજ્જ દરમિયાન આપની ગેર હાજરીથી જમાઅતના કામમાં કોઈ રૂકાવટ થાય એમ નથી તો આપને ઈખ્તેયાર છે, ચાહે ચાલુ રહીને જાઓ, ચાહે છૂટા થઈને જાઓ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. ગૈરોના લિબાસ પહેડાવવું, પ્રતિમા ઉપર ફુલહાર કરાવવું, "વંદેમાતરમ" પુકારવું વિ.

**સવાલ :–** ચાલુ વરસે દેશની આઝાદીને પચાસ વરસ થતાં દેશભરમાં સુવર્ણ જયંતિની ઉજવણી કરવામાં આવી. એ જ રીતે અમારા શહેરમાં પણ વિવિધ કાર્યક્રમો દ્વારા સુવર્ણ જયંતિ ઉજવવામાં આવી. આ પ્રસંગે ૧૫મી ઓગષ્ટ ૧૯૯૭ના રોજ રાત્રે નવ વાગે શહેરમાં એક કહેવાતી મુસ્લિમ શાળા દ્વારા આઝાદીના નામે શરીઅતથી આઝાદ કાર્યક્રમનું આયોજન કરવામાં આવ્યું આ કાર્યક્રમમાં મજકુર મુસ્લિમ શાળાએ ભરી મહેફીલમાં મુસ્લિમ છોકરીઓના ડાન્સ નો મ્યુઝિક સાથેનો પ્રોગ્રામ કર્યો અન્ય પ્રોગ્રામો પણ મ્યુઝિક સાથે કર્યા. હદ તો ત્યાં સુધી કે કલામુલ્લાહ શરીફની તીલાવત પણ મ્યુઝિક સાથે કરવામાં આવી. અન્ય મોટાઓ પ્રોગ્રામ દરમિયાન નાચ્યા. ઈતિહાસથી અજાણ એવા આ શિક્ષકો દ્વારા ન તો મુસલમાનોની આઝાદી ખાતરની કુર્બાનીઓનો ઝિક્ર ન ચર્ચા. મજકુર શાળાનું પોતાનું મકાન ન હોવાથી શાળા અત્રેના એક વિશાળ મકાન ધરાવતા મકતબની અંદર જ ચાલે છે. આજ મદ્રસામાં મજકુર પ્રોગ્રામોની પ્રેકટીસ કરાવવામાં આવી. એક તરફ બપોરની પાળીના

મદ્રેસાની તાલીમ ચાલે અને સામેના રૂમો માં મ્યુઝિક અને ડાન્સ સતત એક મહીના સુધી ટ્રસ્ટના આંખ આડા કાન સાથે આ પ્રેકટીસ ચાલી.

આંજ ઉજવણી નિમિત્તે અત્રેની બીજી એક પ્રાથમિક તથા માધ્યમિક સ્કુલ દ્વારા ૧૯ ઓગષ્ટ ના રોજ પ્રોગ્રામોનું આયોજન કરવા માં આવ્યું, આ પ્રોગ્રામોમાં મુસ્લિમ બાળાઓને શરમનાક રીતે સાડીઓ પહેરાવી નચાવવામાં આવી, વધુ શરમનાક બાબત એ કે સ્કુલના બાળ બાલિકાઓને રામ અને સીતાના પહેરવેશ પહેરાવી રામાયણ ના પાઠ ભજવવામાં આવ્યા, વળી ૧૩મી ઓગષ્ટના રોજ મજકુર મુસ્લિમ શાળાઓ દ્વારા શહેરભરમાં ફરનારી એક બાળરેલી આયોજન કરવામાં આવી. રેલીમાં આઝાદીને લગતા અનેક સુત્રો સાથે "વંદેમાતરમ" ના પણ અનેક રંગબેરંગી બેનરો બાળકોના હાથમાં હતા. બાળકો શિક્ષકોના માર્ગદર્શન હેઠળ "વંદેમાતરમ" ના સુત્રો પણ હોશે હોશે પોકારી રહયા હતા. આ રેલી દરમિયાન રસ્તામાં હિંદુ વિસ્તારમાં પડતી ગાંધીજી તથા સરદાર પટેલની પ્રતિમાઓને ફુલહાર કરવામાં આવ્યા.

આ પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓમા "વંદેમાતરમ" નું ગીત દરરોજ ફરજીયાત બોલાવવામાં આવે છે. જેનો વિરોધ આઝાદી પહેલાથી આજ સુધી મુસ્લિમ ઉલમા કરતા આવી રહયા છે. માનનીય મુફતી સા. ઉપર વર્ણવેલ હકીકતોના લીધે નીચે મુજબના ગૂંચવાડા ઉભા થાય છે. આપથી અરજ છે કે આપ શરીઅતની રોશનીમાં યોગ્ય જવાબ આપી અમારી રહનુમાઈ ફરમાવશો.

(૧) શું મ્યુઝિક સાથે કલામુલ્લાહ શરીફની કિરાઅત જાઈઝ છે ?

આ પ્રકારની તિલાવત કરનાર અને તેનું આયોજન કરનાર અંગે શું હુકમ છે ?

(૨) શું બાળકીઓ પાસે મ્યુઝિક સાથે જાહેરમાં ડાન્સ કરાવવું કે મોટા એ કરવું જાઈઝ છે ? આવા કામ કરનાર અંગે શું હુકમ છે ?

(૩) શું મુસ્લિમ બાળકીઓએ સાડી પહેરી જાહેરમાં આવવું તથા તેમને આવા કામની તાલીમ આપવાની શરીઅતમાં ઈજાઝત છે ?

(૪) શું એક મુસ્લિમ શાળા માસૂમ મુસ્લિમ બાળકીઓ પાસે રામ અને સીતાના પહેરવેશ પહેરાવી તેમના રોલ અદા કરાવે તે જાઈઝ છે ? શું આ તેમને ઈમાન–ઈસ્લામથી દૂર કરવા સમાન નથી ?આવા પ્રોગ્રામનું આયોજન કરનાર અંગે શું હુકમ છે ? શું તેમણે ફરીથી કલેમો પઢવો પડશે ? અને તેઓના નિકાહમાં કંઈ વાંધો આવશે કે નહી ?

(૫) શું મુસલમાનોને ગેરોની પ્રતિમાઓ ઉપર ફુલહાર કરવાની ઈજાજત છે. ?

(૬) શું મુસ્લિમ બાળકો પાસે "વંદેમાતરમ" ના સુત્રો પોકારાવવા જાઈઝ છે ?

(૭) શું મુસ્લિમ શાળા માં "વંદેમાતરમ" નું ગીત દરરોજ ફરજીયાત ગવડાવવું જાઈઝ છે ? આ કાર્ય કરનાર અંગે ઉલમા શું ફરમાવે છે ?

(૮) શું આવા પ્રોગ્રામોનું આયોજન અને "વંદેમાતરમ" ગીતો ગવડાવનાર શાળાઓ માં મુસ્લિમ બાળકોને મોકલવા યોગ્ય છે ?

(૯) શું મુતવલ્લીઓ મદ્રેસાના મકાનમાં આવા કાર્યક્રમની પ્રેકટિસ ની રજા આપી શકે છે ?

(૧૦) શું મદ્રસાના કલાસોમાં બાળકોને ગીચ બે કલાસોના

બાળકોને એક વર્ગમાં બેસાડી બીજો રૂમ શાળા માટે ખાલી કરી આપવાની પોલીસી યોગ્ય છે ?

મદ્રેસાના નામે ચંદો કરી બનાવેલ મકાનમાં શાળાના બાળકોને બેસાડવાની ઈજાઝત છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما (૧) મ્યુઝિક બાબત કુર્આન અને હદીસમાં મનાઈ ફરમાવવાની સાથે સખત વઈદો(ધમકીઓ) પણ આપવામાં આવી છે. સુરએ લુકમાનમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે.

ومن الناس من يشترى لهو الحديث ليضل عن سبيل الله بغير علم الخ

(અર્થાત) કેટલાક લોકો એવા છે જેઓ અલ્લાહ તઆલાથી ગાફિલ કરનાર વસ્તુઓના ખરીદાર છે. જાણ્યા સમજયા વગર અલ્લાહના રસ્તાથી ભટકાવે અને તેની હાંસી ઉડાવે. એવા લોકો માટે અપમાન ભર્યો અઝાબ છે. (સૂ. લુકમાન આયત–૬)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદી.) હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.), હઝત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) વિ. સહાબા તેમજ અન્ય તાબેઈનથી ઉપરોકત આયતની તફસીર બાબત નકલ કરવામાં આવ્યું છે કે એનાથી મુરાદ ગાવું વિ. છે. (ઈસ્લામ ઓર મુસીકી ૯૨ થી ૯૬) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે : "કયામતના નજીક ઝમાનામાં મારી ઉમ્મતના કેટલાક લોકોના ચહેરાઓ બગાડી તેઓને વાંદરા અને સુવ્વરમાં ફેરવી નાખવામાં આવશે." સહાબા (રદી.) એ અરજ કરી કે "અય અલ્લાહ ના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમ શું તેઓ મુસલમાન હશે ?" આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું "હાં તેઓ એ વાતની ગવાહી આપશે કે અલ્લાહના સિવાય કોઈ ઈબાદત ના લાયક નથી. અને એ વાતની પણ કે હું અલ્લાહ નો રસૂલ છું." સહાબા (રદી.)એ પુછયું કે અય અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તો પછી તેઓની આ હાલત કેમ થશે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે તેઓ વાજિંત્રો અને ગાનારીઓથી ટેવાય ગયા હશે અને દારૂ પીતા હશે. એક રાત્રે જયારેતેઓ દારૂપીવા અને લહવ (ગાવા વિ.)માં પરોવાયેલા હશે તો સવાર સુધીમાં તેઓના ચહેરાઓ બદલાય ચુકયા હશે. (પેજ ૧૨૦)

એક વાર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ રસ્તા પરથી પસાર થતાં ગોવાળીયાની વાંસળી ની આવાજ સાંભળી તો કાનમાં આંગળીઓ નાખી દીધી (પેજ ૧૩૨)

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે મ્યુઝિક સાંભળવું ગુનાહ છે. તેના માટે બેસવું ફિસ્ક છે. અને તેના વડે લિજ્જત માંણવી કુફ્ર છે. (પેજ ૧૪૧).

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે અલ્લાહે મને ઈમાન વાળાઓ માટે હિદાયત અને રહમત બનાવી મોકલ્યો છે. અને હુકમ આપ્યો છે કે હું વાંસળી–તંબુરો– ક્રોસ અને જાહિલિય્યત કાળની વાતો ને નષ્ટ કરી આપું (પેજ ૧૪૨).નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે મ્યુઝિક દીલમાં એવી રીતે નિફાક પયદા કરે છે. જેવી રીતે પાણી ખેતી ઉગાડે છે. (પેજ ૧૪૭–૧૪૮)

યઝીદ ઈબ્ને વલીદ નું કથન છે " અય બનુ ઉમય્યહ તમે મ્યુઝિક થી બચો કારણ કે એ શર્મ અને હયાને ઘટાડે છે. વાસનાને ઉત્તેજીત કરે છે. સંસ્કાર અને માનવતાને ખતમ કરે છે. એ દારૂનો નાયબ છે. નશાનું કામ કરે છે. અગર તમે એનાથી બચી નથી શકતા તો કમ થી કમ ઓરતોને એનાથી દુર રાખો કારણ કે મ્યુઝિક વ્યભિચારનું આમંત્રણ આપનાર છે (પેજ ૧૭૦) મ્યુઝિક બાબત અસંખ્ય કથનો બુઝુર્ગો, સહાબા (રદી.) વિ. ના મવજૂદ છે. સમજદાર માટે ઉપર વર્ણવેલ પણ કાફી છે. મ્યુઝિક તમામ ઈમામોના મત મુજબ હરામ છે. (પેજ ૩૩૯)ફતાવા આલમગીરીમાં છે.

اذا قرأ القرآن على ضرب الدف و القصب فقد كفر

અર્થાત. (ત્રાંશા અને વાંસળી ની ધુન ઉપર જે માણસ કુર્આન પઢે તે કાફીર છે.) (૨/૨૬૭)

જેઓએ મ્યુઝિક સાથે કુર્આને પાકની તિલાવત કરી છે અને જેઓએ એનું આયોજન કર્યુ છે. તે સૌએ જરૂરી છે કે તવબહ કરી ફરી કલેમો પઢી ઈમાનનું નવીકરણ કરી, નવેસરથી નિકાહ પણ પઢે. (શામી ૩/૩૧૨/૩૧૬)

(૨) જે કામ મોટા બાલિગ મર્દ અથવા ઓરત માટે કરવું હરામ છે, તેવું કૃત્ય નાના–નાબાલિગ બાળકો છોકરા–છોકરીઓ પાસે કરાવવું પણ હરામ છે. મ્યુઝિક સાથે ડાન્સ હરામ અને બે–ગયરતી ભર્યું કૃત્ય છે. મુસ્લિમ સમાજ ની દીની, નૈતિક અને સામાજીક ફરજ છે કે આવા શિક્ષકોને હરગીજ હરગીજ પોતાના બાળકો શિક્ષણ માટે હવાલે ન કરે. નહિંતો બધાજ પોતાની જવાબદારી અદા નહિં કરવાને લઈ અલ્લાહ

તઆલાના ગુનેહગાર અને ના ફરમાન ઠરશે. (૩) નહિં (૪) જવાબ નંબર એકમાં જુઓ (૫) નહિં. (૬–૭)"વંદેમાતરમ" ગીતમાં કેટલીક પંકિતઓમાં હિન્દુઓની એકદેવીની સ્તુતી કરવામાં આવી છે.જેના લઈ એ ગીત ગાવાની ઈજાઝત નથી. (૮)બિલ્કુલ નહિં. (૯) નહિં. (૧૦) ના–જાઈઝ હોવાની સાથે મદ્રેસહનું મકાન બનાવવા જમીનો વકફ કરનાર તેમજ ચંદો આપનારાઓના આશયથી વિરૂધ્ધ હોઈ આ રીતે આપવું દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૫) બુયૂઅ કિંવા વેપાર

**૧. ગુટખાની એજન્સી સ્વીકારવું કેવું છે. :–**

**સવાલ :–** દીની દુન્યવી ઈલ્મથી માહિર અને તબ્લીગી જમાઅતથી જોડાયેલા માણસ માટે ગુટખા ની એજન્સી નો ધંધો કરવો કેવો છે ? અને એ માણસ પણ જાણે છે કે ગુટખા ખાવાથી શરીર ને ઘણું નુકશાન થાય છે. છતાં પણ એ લોકો ને નુકશાન પહોંચાડે એવી વસ્તુનો ધંધો કરે છે અને થોડા દિવસ પહેલા ગુજરાત મિત્રમાં લેખ આવ્યો હતો કે ગુટખા–તંબાકુ ખાવાથી દસ જાતના કેન્સર થાય છે તો આવી હાલતમાં ગુટખાનો ધંધો કરવો કેવો છે, જેનાથી નવુઝૂવાન ની ઝિંદગી પર ઘણો અસર થાય છે. તફસીલથી જવાબ આપશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً તંબાકુ એટલી માત્રામાં ખાવું જે નુકશાન કારક અને નશા કારક ન હોય જાઈઝ છે. એના વધારે પડતા

સેવનથી બચવું, સેવન કરનારની પોતાની ફરજ છે. જેથી એજન્સી રાખનારની કમાણી ને હરામ ઠરાવી શકાય નહિં. દીની યા કવમી ગયરતને લઈ માણસ પોતેજ એજન્સી ન સ્વીકારે એ એની વ્યકિતગત બાબત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. સુવ્વરનું ફાર્મ ખોલવું હરામ છે :–

**સવાલ :–** જે રીતે મરઘાનું ફાર્મ તૈયાર કરી મરઘા પાળવાનો ધંધો કરવામાં આવે છે તેજ પ્રમાણે સુવ્વર ઉછેરી મોટા કરી વેચાણ માટે તેના ફાર્મ ખોલવું શરીઅતે મોહંમદી મુજબ જાઈઝ છે કે નહિ. ? તે ખુલાસા સાથે જણાવશો.

જો આ ફાર્મ માં સુવ્વર ને ખવડાવવાનો ખોરાક અનાજ–ઘાસ વિગેરે ખવડાવવામાં આવે અને ગંદી ખોરાકી ન આપવામાં તો તે ચાલી શકે અગર આ સુવ્વરના ફાર્મમાં સુવ્વરોને માટે બનોવેલ મરઘા નો અઘાર (મળ) ને ખવડાવવામાં આવે તો તે ચાલી શકે ? આપ તફસીલથી ઉપરના સવાલ નો જવાબ આપવા પ્રયત્ન કરશો.

**જવાબ :–**حامداً ومصلياً ومسلماً શરીઅતમાં સુવ્વરને "નજીસુલ–અયન" ઠરાવવામાં આવ્યું છે કિંવા એવું નાપાક જેનો એક–એક અવયવ અને એક–એક અંશ નાપાક હોય. એના ખાવા તથા અન્ય વપરાશ તેમજ એના વેચાણના હરામ હોવા બાબત શરીઅત તરફથી સ્પષ્ટ આદેશો કુર્આને પાક તથા હદીસે પાકમાં આપવામાં આવ્યા છે. કુર્આને પાક માં એની હુરમત નો ઉલ્લેખ ચાર અલગ–અલગ જગ્યાએ ખુલ્લા શબ્દો માં

આપવામાં આવ્યો છે. હદીસે પાકમાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નો ઈરશાદ છે કે : અલ્લાહ અને તેના રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે શરાબ તથા મુરદાર તથા સુવ્વર તથા મુર્તીઓના વેચાણને હરામ ઠેરવ્યું છે. (બુખારી –મુસ્લિમ) અને એટલાજ માટે સુવ્વરનું ખરીદ–વેચાણ હરામ હોવા બાબત પૂરી ઉમ્મતે– મુહમ્મદિયહ એકમત છે ( અહકામુલ કુર્આન લિલ જસ્સાસ ૧/૧૨૪) તકમીલ એ ફત્હુલ–મુલ્હિમ ૧/૫૫૯). માટે સવાલમાં લખવા મુજબ સુવ્વર ઉછેરી મોટાં કરી વેચવા માટે ફાર્મ ખોલવું ના–જાઈઝ અને હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. મગફળીના તૈયાર પાકનું વેચાણ :–

**સવાલ :–** મગફળીનો પાક જમીનમાં તૈયાર થઈ ચૂકયો હોય અને મગફળીના ફળ દાણા તૈયાર થઈ ચૂકેલ હોય પરંતુ મગફળી હજુ જમીનની અંદરજ હોય તો આવી સૂરતમાં મગફળી નો (જમીનમાં રહેલ હાલતમાંજ) સોદો કરી શકાય (વેચાણ કરી શકાય ?)કે આટલા વીઘાનું આ મગફળીના ખેતર ના પાકના કેટલા રૂપિયા આપશો ? આમ વેચાણ કરી શકાય ? ટૂંકમાં જમીનમાંથી કાઢવા વગેરેની મજુરી લેનાર ની માથે, આ શરતે પાક વેચાણ કરવો કેવો ?

**જવાબ :–**حامداً ومصلياً ومسلماً મગફળીનો પાક જમીનમાં તૈયાર થઈ ચુકયો છે, અને તે ચોક્કસ રૂપે અંદર મવજૂદ છે તો એનું વેચાણ દુરૂસ્ત છે (તનહુલ ફતાવ હામિદિય્યહ ૧/૨૪૦) અને જો એ પાકનું વેચાણ

ચોક્કસ વઝન ના હિસાબે નથી થયું, બલ્કે ઉચક વેચવામાં આવી છે તો એને કાઢવા વિ. ની મજૂરી પણ ખરીદનારના માથેજ રહેશે, ચાહે એવી શરત કરી હોય કે કરી ન હોય (શામી ૪/૪૬)ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. પેપર – નોવિલ વિ. ખરીદવું:–

**સવાલ :–** શું પેપર, સામાયિક, મેગેજીન વીગેરે ખરીદવા જાઈઝ નથી? તેજ રીતે વાર્તાઓ, નોવેલો, રિસાલાઓ વાંચવા જાઈઝ નથી ? અહીં પેપર, મેગેજીનમાં સમાચાર પણ આવે છે. સાથે સાથે વાર્તાઓ, બોધદાયક હપ્તાઓ, કવિતાઓ પણ આવે છે.

**જવાબ :–**حامداً ومصلياً ومسلماً પેપર, સામાયિક વિગેરે જેમાં ખબરો અને વિવિધ જાઈઝ જાણકારી આપવી અસલ આશય હોય તે ખરીદી શકાય છે.

નોવિલ વિ. એવા સામાયિકો જેમાં ગંદી વાતો, ફિલ્મી ખબરો, ગાયનો પ્રેમ વિ. ની તરકીબો, તેમજ ગુનેહગારો અને મુજરીમો ના પરાક્રમો વર્ણવવામાં આવ્યા હોય તેનું વાંચવું તેમજ ખરીદવું જાઈઝ નથી (મઆરિફૂલ–કુર્આન ૭/૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. નકશો જોઈ ખરીદેલ જમીનમાં ખિયારે અયબ :–

**સવાલ :–** ઝૈદ અને ઉમરે એક જમીન અબ્બાસ પાસેથી ખરીદી જે ખેતીની હતી. બિનખેતી કરવા અબ્બાસે સરકારી વિધી ચાલુ કરેલી.

જેના માટે સૌ પ્રથમ જગ્યા ઉપર બનાવવાના પ્લોટોની ડિઝાઈન—રસ્તા—કોમન પ્લોટ વિગેરે નગર આયોજન ખાતામાં અબ્બાસે મંજુર કરાવેલ. હવે એ જમીન ઝૈદે—ઉમરે રાખ્યા પછી બિન ખેતીનો હુકમ મળતાં પુર્વે ત્રણ શરતો કરી. ચાર પાર્ટીને વેચાણ આપેલી તે પૈકી પહેલા ભાઈને ૧૦૦૦૦ ફુટ, બીજાભાઈને ૪૦૦૦ ફુટ ત્રીજા ભાઈને ૧૭૦૦ ફુટ તથા ચોથાં ભાઈને ૪૦૦૦ ફુટ દરેક ને અલગ અલગ વેચેલી તથા દરેક સાથે ત્રણ શરતો કરેલી. (૧) પૈસા રોકડા (૨)મેઈન રોડ ટચથી જેટલી પહોળી લો એટલી ઉંડી—લાંબી લેવાની (૩) દસ્તાવેઝ, ટાઈટલ કીલ્યર થયેથી કરી આપીશું. ઉતાવળ કરવાની નહિ. હવે અબ્બાસે કરાવેલ ડીઝાઈનથી ઝૈદ અને ઉમરે પોતાના નામે જમીન કરી લઈ બિન ખેતી આગળની કાર્યવાહી કરાવેલ. કોઈ નવી ડિઝાઈન મંજુર કરાવેલ નહિ. તથા આ બાબત લગભગ ૧૪ વર્ષ પહેલાંની છે. બિન ખેતી થયા પછી દરેકના નામે કરાવી આપેલ. તથા ઝૈદ અને ઉમરે પોતાના માટે લગભગ ૨૦૦૦૦ ફુટ જગ્યા રહેવા દિધેલ, જે પૈકી ઝૈદે પાછળથી પોતાના ભાગની ૧૦૦૦૦ ફુટ પાંચમી પાર્ટીને વેચી આપી તેના નામે પણ કરી આપેલ. તથા પાંચેવને ઝૈદે અને ઉમરે કબ્જો આપી દિધેલ. અને દરેકનો રસ્તો રોડ ઉપરથી ડાયરેક મૌખિક આપેલ. હવે ત્રણમાંથી દરેકે પોતે રાખેલ જમીન ઉપર અબ્બાસવાળી ડિઝાઈન કેન્સલ કરાવી પોતાના પાસે દરેકે નવી ડિઝાઈન મંજુર કરાવી બાંધકામ પણ કરી લીધેલ છે. હવે બીજાભાઈ જયારે ૧૪ વર્ષ પછી પોતાની ડિઝાઈન ફેરફાર કરાવવા નગર આયોજનમાં ગયા ત્યારે રાખનાર તથા વેચનાર ભાઈઓ બન્નેવ પક્ષકારોને ખબર પડી કે

એમાં ફેરફાર થાય નહિ એવો જવાબ મળ્યો કારણકે એમાંથી મેઈન રસ્તો અબ્બાસે સોસાયટી માટે બતાવેલ છે.

પાછલા વર્ષોમાં સરકારી અધિકારીઓ તમો ગમે તેમ ડિઝાઈન મંઝૂર કરાવી ગમે તેમ બાંધકામ કરો તે એના ઉપર એકશન લેતા ન હતા તથા કાયદેસર કરી આપતા હતા. પણ હવે એ બાબતે સરકાર થોડીક કડક થઈ છે. જેથી બીજા ભાઈની ડિઝાઈનમાં ફેરફાર કરવા ના પાડે છે. હાલાંકે વેચતી વખતે દરેકને રોડ ઉપરથી ડાયરેક રસ્તો આપેલ છે. તે પ્રમાણે દરેકે કબ્જો તથા બાંધકામ પણ કરી લિધેલ છે. બીજા નંબરના ભાગમાં બનોવેલ રસ્તાથી અન્ય ભાગવાળાઓ ને પહેલાં પણ જરૂરત ન હતી. આજે પણ નથી. છતાં બીજા ભાગવાળા એમ કહે છે કે તમારી પાસે જે જગ્યા છે તે મને બદલી આપો.

હવે અત્યારે ઝૈદ પાસે કોઈજ જગ્યા નથી. ફકત ઉમર પાસે જગ્યા છે. તેમાં એમનાં અન્ય બે ભાઈઓનો ભાગ છે. જેથી ઉમર બદલી આપવા ના પાડે છે. તો બીજા ભાગવાળા ભાઈની માંગણી શરીઅત મુજબ વ્યાજબી છે ? જયારે કે ઝૈદ તથા ઉમર એમ કહે છે કે હમારી મિલ્કતમાં એબની કમીનો ૧૪ વર્ષમાં તપાસ કરવી જોઈતી હતી. છતાં તમોએ ૧૪ વર્ષ જણાવ્યું નહિં. તથા તપાસ કરી નહિ.

છતાં તમારે એબવાળી મિલ્કત ન જોઈતી હોય તો હમોને પરત આપી. તમોએ આપેલ કીંમત હમો આજે પણ પરત આપવા બંધાએલા છે. બાકી જમીન તમોને હમો આપવા સંમત નથી. છતાં હઝ. મુફતી સા. શરીઅત મુજબ ફતવો આપે તો હમો ગમે તેટલું નુકશાન ઉઠાવવા તૈયાર

છીએ. યાદ રહે હમોએ ઉપરોકત હકીકત બિલ્કુલ સત્ય રજુ કરી છે. જો અંદર એક પણ જુઠી વાત લખી હોય તો ખુદાના ત્યાં હમો એના જવાબદાર છીએ. તો સ્પષ્ટ શબ્દોમાં એમની જમીન માંગણી સહીહ છે? તથા ખીયારે એબમાં બય્અ ફસ્ખ કરી પાતે આપેલ પૈસાના હકદાર છે ? જણાવવા વિનંતી સહ દુઆની દરખાસ્ત. અત્રે એ જણાવી દઉં કે રસ્તો રાહદારી કે અન્ય સોસાયટીવાળાઓ માટે નથી. ફકત આજ બ્લોકના પ્લોટો પુરતો છે. બાકીનાઓએ પોતાની માલીકીની જમીન ઉપર સંપૂર્ણ બાંધકામ કરી લઈ પોતાનો હક જતો કરેલ છે. તથા નવી ડિઝાઈન જે મંજુર કરાવી છે તેમાં રસ્તો કેન્સલ કરાવેલ છે. જે જાણ પુરતું

**જવાબ :—** حامداً ومصلياً ومسلماً બીજા નંબરના ભાગવાળા ભાઈને જે ચાર હજાર ફુટ જમીન ઝૈદ+ઉમરે વેચી હતી. તે અગર સ્થળ ઉપર બતાવી ચોક્કસરૂપે નક્કી કરીને વેચી હતી અને હવે જુની ડિઝાઈનમાં ફેરફાર કરવા માટે નગર આયોજનવાળા ના પાડી રહયા છે તો એના લઈ બીજા નંબરવાળા ભાઈ ઝૈદ+ઉમરને જમીન બદલી આપવા માટે મજબુર કરી શકે નહિં.

અલબત્ત જયારે આ જમીન બીજા નંબરવાળા ભાઈને વેચવામાં આવી ત્યાર પછી તે જગ્યાનો નકશો પણ તેને આપવામાં આવ્યો હતો અને તે નકશામાં એને વેચવામાં આવેલી જગ્યા ઉપર રસ્તો બતાવવામાં આવ્યો હતો. અને તે રસ્તો જોવા છતાં તેણે આ ઉપર પોતાની રજામંદી બાકી રાખી અથવા જયારે તેણે આ જમીન ખરીદી ત્યારે ડિઝાઈનમાં બતાવવામાં આવેલ રસ્તાનું તે જમીનમાં હોવું વાંધાજનક ન હતું બલ્કે એ મુજબ રસ્તો

હોવા છતાં તેનું ખરીદ–વેચાણ કિંમતમાં કોઈ પણ પ્રકારની કમી વગર થતું હતું. તો એ બન્નેવ સુરતમાં ખરીદ કરનાર બીજા નંબરવાળા ભાઈને ખિયારે અયબ પણ પ્રાપ્ત થશે નહિં અને જો એમ ન હતું તો તેને ખિયારે અયબની રૂએ એ જગ્યા પરત કરી પોતે ચૂકવેલ રકમ વાપસ લેવાનો શરઈરૂએ હક છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. ખાલી બોટલો દારૂ ભરવા માટે વેચવું :–

**સવાલ :–** મારા એક સગા મસ્જિદની નીચે મસ્જિદની માલિકીની ભાડે રાખેલ દુકાનમાં લોખંડ, પ્લાસ્ટિક, કાચ, પેપર પસ્તી વિગેરેના ભંગારનો વેપાર કરે છે. તેઓ ફેરિયા અને લોકો પાસેથી છૂટક ભંગાર ખરીદી ભંગારના મોટા વેપારીને વેચી નફો કરે છે. આની સાથે તેઓ ફેરિયા અને લોકો પાસેથી ઈંગ્લીશ દારૂની લેબલ સાથેની કાચની ખાલી બોટલો ખરીદી ડુપ્લીકેટ ઈંગ્લીશ દારૂ બનાવીને વેચનાર વેપારીને આશરે આઠ થી દશ ગણા ભાવે વેચે છે. આ રીતે તે આડકતરી રીતે દારૂના વેપારમાં સાથ આપે છે. હવે તેમના ભંગારના વેપારમાં મુખ્ય વેપાર ડુપ્લીકેટ ઈંગ્લીશ દારૂ વેચનાર વેપારીને ખાલી બોટલો પૂરી પાડવાનો જ છે. હવે મારા સવાલો નીચે મુજબ છે.

**સવાલ (૧) :–** દારૂના વેપારમાં લેબલવાળી બોટલો પૂરી પાડી આડકતરો સાથ સહકાર આપવો જાઈઝ છે કે ના જાઈઝ ?

**સવાલ (૨) :–** દારૂના વેપારમાં બોટલો પૂરી પાડી આડકતરો સાથ સહકાર આપી કરેલ કમાણી હલાલ ગણાય કે હરામ ?

**સવાલ (૩) :–** દારૂના વેપારમાં બોટલો પૂરી પાડી આડકતરો સાથ સહકાર આપનાર માટે કુર્આન અને હદીષની રોશનીમાં શું વઈદ આવી છે.?

**સવાલ (૪) :–** મસ્જિદ પ્રીમાસસમાં ભાડે રાખેલી દુકાનમાં દારૂની બોટલો પૂરી પાડવાનો વેપાર થવાનું મુતવલ્લી સાહેબ જાણે છે તેથી તેઓ આ વેપાર રોકવા જવાબદાર ગણાય કે નહી ? જો તેઓ નહીં રોકી શકે તો તેમના માટે શું વઈદ હોય શકે ?

દારૂની બોટલો પૂરી પાડવાનો વેપાર કરનાર મારા આ સગા પોતે દીનદાર અને શરીઅતના સારા એવા જાણકાર છે. અને પોતાનો આવો વેપાર જાઈઝ છે અને તેની કમાણી હલાલ છે એમ કહે છે તે સમજાતું નથી.

મારો આ પત્ર લખવાનો આશય માત્ર મારા આ સગાની અને આમ મુસલમાનોની હિદાયત અને શરઈ જાણ માટેજ છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما શરીઅતમાં દારૂને હરામ ઠેરવવામાં આવ્યું છે. અને તેના લઈ દસ વ્યકિતઓને લઅનત પાત્ર ઠેરવવામાં આવી છે. (૧) બનાવનાર (૨) બનાવડાવનાર (૩) પીનાર (૪) ઉઠાવીને લઈ જનાર (૫) જેની પાસે લઈ જવામાં આવે છે (૬) પીવડાવનાર (૭) વેચનાર (૮) તેની કિંમત ને વાપરનાર (૯) તેને ખરીદનાર (૧૦) જેના માટે ખરીદ કરવામાં આવ્યું (મિશ્કાત પેજ–૨૪૨)

પૂછેલી સૂરતમાં ભંગારનો વેપાર કરનાર ભાઈ ફેરિયા તેમજ અન્ય લોકો પાસેથી ઈંગ્લીશ દારૂની લેબલવાળી કાચની બોટલો ખરીદ કરી

ડુપ્લીકેટ ઈંગ્લીશ દારૂ બનાવીને વેચનાર વેપારીને આશરે આઠ થી દસ ગણા ભાવથી વેચે છે. તેને આ બોટલોની આઠથી દસ ગણી કિંમત ખરીદનાર કેમ આપી રહયો છે? તે એ સહીહ રીતે જાણે છે. અને એને એ વાતનો યકીન હોવા છતાં કે હું જેને આ બોટલો વેચી રહયો છું, તે એમાં ડુપ્લીકેટ દારૂ ભરીને અસલી દારૂ કહી વેચશે. એક તો દારૂનું વેચાણ અને તે પણ ડુપ્લીકેટને અસલી કહી. ઉર્દૂની કહેવત કરેલા ઔર નીમ ચઢા જેવો હાલ થયો. એમાં હરામ વસ્તુનું વેચાણ કરનારને સહકાર આપવાની સાથે–સાથે ધોકાબાજીમાં પણ સહકાર અપાઈ રહયો છે. કુર્આને પાકમાં અલ્લાહ તબારક–વ–તઆલાનું ફરમાન છે કે

ولا تعاونوا على الإثم والعدوانِ

અર્થાત ગુનાહ અને ના ફરમાનીના કામોમાં સહકાર ન આપો

જવાહિરૂલફિકહમાં છે.

ثـم السبب...وإن لم يكن محركا وداعيا بل موصلا محضا وهـو مـع ذلک سبب قريب بحيث لا يحتاج فی إقامة المعصية به الـی إحـداث صـنـعة مـن الفاعل كبيع السلاحِ من أهل الفتنة و بيعِ الـعـصيـر مـمن يتخذ خمرا... فكله مكروه تحريمابشرط ان يعلم البـائـع والاجـر مـن دونِ تـصـريـح بـه باللسان فانه ان لم يعلم كان معذورا وان علم وصرح كان داخلا فی الاعانة المحرمة.

(જવાહિરૂલ ફિકહ ૧/૪૪૭)

આટલું બધું છતાં આપના લખવા મૂજબ તે ભાઈ પોતાના આવા

વેપાર અને તેની કમાણીને જાઈઝ કહે છે, તે દર હકીકત પોતાની જાતને ધોકો દઈ રહયા છે. એમને દર અસલ જે ગેર સમજ (અગર ખરેખર એવું સમજતા હોય તો ) પૈદા થઈ છે તેની બુનિયાદ એ મસ્અલો છે કે આ બોટલો અગર દારૂ સિવાય અન્ય કોઈ કામમાં પણ વાપરવામાં આવતી હોય અને જેને વેચવામાં આવી રહી છે તેના બાબત ચોક્કસરૂપે એવી જાણ ન હોય કે તે એમાં દારૂ ભરીને વેચશે, તો એ સૂરતમાં એના વેપારની શરઈરૂએ ગુંજાઈશ નિકળે છે. પરંતુ આપના લખ્યા મુજબ એ બોટલો દારૂ સિવાય અન્ય કામમાં લેવામાં આવતી નથી અને જેને વેચવામાં આવી રહી છે તે એને દારૂ ભરીને વેચવાના જ કામમાં લઈ રહયો છે તેની ચોક્કસરૂપે જાણ અને યકીન હોય તો એ વેચવું મકરૂહે તહરીમી હોવાનું કિતાબોમાં સ્પષ્ટરૂપે લખ્યું છે તે છતાં એ ભાઈનું આ વેપારને જાઈઝ સમજવું કેમ કરી દુરૂસ્ત કહેવાય ? વળી આપના લખ્યા મુજબ એ ભાઈ આ બોટલોને તે દારૂ બનાવનાર વેપારીને આઠથી દસ ગણા ભાવે વેચી રહયો છે. એ ભાઈ જાણતા હશે અને દરેક સમજદાર માણસ સમજી શકે છે કે તે વેપારી આ બોટલોનો આઠ–દસ ગણો ભાવ કેમ આપી રહયો છે ? ત્યાર પછી પણ એ ભાઈનું પોતાના આ કારોબારને જાઈઝ કહેવું કેટલું ઉચિત છે ? તેનો ફેસ્લો દરેક સમજદાર માણસ કરી શકે છે.

કાલે કયામતના દિવસે અલ્લાહ તઆલા સમક્ષ ઉભા રહીપોતાના બધા કૃત્યોનો જવાબ આપવાનો છે એ ભાઈ પણ વિચારી લિયે કે શું આ રીત નો જવાબ આપી હું અલ્લાહ તઆલાની પકકડથી પોતાને છોડાવી લઈશ ? ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. ટાઉન પ્લાનીંગ માં કપાયેલ જગ્યા નો જવાબદાર કોણ ? વેચનાર કે વેચાણ રાખનાર :–

**સવાલ :–** અમારે ત્યાં મારા નજીકના મિત્ર જેમની જમીન પ્લોટ લગભગ ૫૦૦૦ s.q. ft. હતો આ જમીનનો પ્લોટનો વેચાણ કરાર ૨૦૦૭ માં મારા બીજા મિત્ર સાથે થયો એ સોદા મુજબ રૂા. ૧૦૦ s.q. ft.ના નક્કી કરીને એની પૂરેપુરી કિંમત પ્લોટના માલિકને ચૂકવી આપી, પરંતુ વેચાણ રાખનાર ભાઈએ જયારે ૨૦૧૦ માં બીજી વ્યકિતને રૂા. ૪૦૦ ના s.q. ft. ના ભાવથી વેચાણ આપી, જયારે આ લેનાર પાર્ટીએ એના પર બાંધકામ કરવા માટેની કાર્યવાહી શરૂ કરી ત્યારે જાણ થઈ કે આ જમીન માંથી ફકત ૧૨૭૦ s.q. ft. જમીનમાંજ તમને બાંધકામની પરવાનગી મળી શકશે. બાકીની જમીન ટાઉન પ્લાનમાં કપાય ગયેલ છે. આ જાણ થતાં પ્રથમ જે વ્યકિતએ વેચાણ રાખી હતી એ વ્યકિતએ જેની પાસેથી લિધી હતી. એને હકીકતની જાણ કરી. પરંતુ આ હકીકતની પ્રથમ વેચાણ આપનારને બિલકુલ ખબર ન હતી. તો આ પ્રશ્નમાં પ્રથમ વેચાણ રાખનાર ના કહેવા મૂજબ કે તમે મને જે જમીન ૫૦૦૦ s.q. ft.વેચાણ આપી હતી એમાંથી ફકત ૧૨૭૦ s.q. ft. જમીન મળે છે તો તમો મને બાકીની જમીન જે ટાઉન પ્લાનમાં કપાય ગયેલ છે તેના આપણે જયારે ૨૦૦૭ માં સોદો થયો હતો એ મુજબ પૈસા પરત કરો, તો આ પ્રશ્નમાં શરીઅતને ધ્યાનમાં રાખીને કઈ રીતે ઉકેલ આવી શકે. આમ પ્રથમ વેચાણ રાખનારના કહેવા મુજબ ૫૦૦૦ s.q. ft. માંથી ૧૨૭૦ s.q. ft. જમીન મળે છે. ૩૭૩૦ s.q. ft.ના રૂા. ૧૦૦ લેખે પૈસા પરત માગે તો

આ રીતે આપવું જાઈઝ થશે ? અથવાતો તમો આ પ્રશ્નનું નિવારણ કઈરીતે આવી શકે તે શરીઅતની રૂએ જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً સર્વ પ્રથમ તો આપે સવાલમાં જે હકીકત રજૂ કરી છે તેનો ખુલાસો કરવો જરૂરી છે. આપે લખ્યું છે કે (બીજી) "લેનાર પાર્ટીએ એના પર બાંધકામ કરવા માટેની કાર્યવાહી શરૂ કરી ત્યારે જાણ થઈ કે આ જમીનમાંથી ૧૨૭૦ સ્કે. ફુટ જમીન માંજ તમને બાંધકામની પરવાનગી મળી શકશે બાકીની જમીન ટાઉન પ્લાનમાં કપાઈ ગયેલ છે." ઉપરોકત લખાણમાં આપે જણાવ્યું છે કે ૧૨૭૦ સ્કે. ફુટ જમીનમાંજ બાંધકામની પરવાનગી મળી શકશે બાકીની જમીન ટાઉન પ્લાનીંગમાં કપાઈ ગયેલ છે. બાકીની જે જમીન બાબત આપ લખો છો કે તે ટાઉન પ્લાનીંગમાં કપાઈ ગયેલ છે, તેનો મતલબ અગર એ હોય કે એટલી જમીન સરકારે લઈ લીધી છે. તો અગર સરકાર તરફથી તે જમીન લઈ લેવાની આ કાર્યવાહી પ્રથમ વેચાણ રાખનારના તે જમીનનો સોદો કરવા પહેલાથી થઈ ચૂકી હતી. તો એ સૂરતમાં પ્રથમ વેચાણ રાખનાર ભાઈને શરઈરૂએ ઈખ્તિયાર છે કે આ જમીન પરત કરી પોતે ચૂકવેલ પૂરેપુરી રકમ વાપસ લિયે અથવા જેટલી જમીન સરકારે લઈ લીધી છે. તેટલી જમીનના પૈસા (એના ચુકવ્યા મુજબ) એક સ્કે. ફુટના રૂા. ૧૦૦/– ના હિસાબે પરત લિયે (દુરરૂલ હુક્કામ શર્હે મજલલ્તુલ અહકામ ૧/૨૦૨, ૨૦૩)

અને જો આ કાર્યવાહી તેના સોદો કરવા પછી થઈ છે તો એ ભાઈને કોઈ પણ ઈખ્તિયાર રહેતો નથી. જે કાંઈ નુકશાન થયું તે એનું

થયેલું કહેવાશે.

અને જો ટાઉન પ્લાનીંગમાં કપાઈ જવાનો મતલબ એ હોય કે જમીન તો પૂરેપુરી (કિંવાં ૫૦૦૦ સ્કે. ફુટ) માલિકના પાસેજ રહેશે પરંતુ તેમાંથી માત્ર ૧૨૭૦ સ્કે. ફુટ ઉપર બાંધકામ કરવાની સરકાર પરવાનગી આપે છે. બાકી જમીન ખુલ્લી રાખવી જરૂરી છે. ભલે માલિકની મિલ્કિયતમાં બાકી રહે. તો એ સૂરતમાં પણ અગર ટાઉન પ્લાનીંગનો આ હુકમ સરકારે પહેલી પાર્ટીએ જમીન ખરીદી તે પહેલાંથી જ જારી કરી આપ્યો હતો તો એ સૂરતમાં પહેલી પાર્ટીને ઈખ્તિયાર છે કે તે આ જમીન પૂરેપુરી પોતાની પાસે રહેવા દિયે અથવા પૂરેપુરી જમીન પરત આપે. ટાઉન પ્લાનીંગમાં કપાયેલ જમીન જેટલી કિંમત પરત માંગવાનો તેને અધિકાર નથી. (દુરરૂલ હુક્કામ શર્હે મજલ્લતુલ અહકામ ૧/૩૩૭) એજ પ્રમાણે બીજી ખરીદનાર પાર્ટી પણ પહેલી ખરીદનાર પાર્ટી સાથે થયેલ સોદામાં આ મુજબનો જ ઈખ્તિયાર ધરાવે છે. કિંવા યા તો પૂરેપુરી કિંમત દઈ પૂરી જમીન પોતાની પાસે રહેવા દિયે અથવા પૂરેપુરી જમીન પરત કરી પોતે ચુકવેલ રકમ પૂરેપુરી વાપસ લિયે. ટાઉન પ્લાનીંગમાં કપાયેલ જગ્યા જેટલી રકમ પરત મેળવી બાકીની જમીન પોતાની પાસે રહેવા દેવાનો હક નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૮. વારસદારો પૈકી એક વારસદારનો ઈરાદો જમીન વેચવાનો ન હોય તો પણ અન્ય વારસદારો વેચી શકે છે.**

**સવાલ :–** ઈસ્માઈલ ના છોકરાઓ અને છોકરીઓ સા.

આફ્રિકામાં રહે છે. ઈસ્માઈલની જમીન તેમજ ઘર ઈન્ડિયામાં છે અને એમની પત્ની ને મળેલી જમીન પણ ઈન્ડિયામાં છે. (વારસામા) આજની તારીખે ઈસ્માઈલ ની એક છોકરી હયાત છે. બીજા બધા છોકરાઓ છોકરીઓના ઈન્તેકાલ થઈ ગયો છે. ઈસ્માઈલ ની છોકરી તેમજ પોત્રાઓની માલી હાલત સારી ન હોવાથી તેઓ આ બધી મિલ્કત વેચવા માગે છે. પરંતુ એક પોત્રો વેચવા માગતો નથી. તો શરીઅત પ્રમાણે તેઓ આ મિલ્કત વેચી શકે કે નહી તે જણાવશો. ઈસ્માઈલ તેમજ તેમની પત્ની ના ઈન્તેકાલ વખતે એમના બધા છોકરા અને છોકરીઓ હયાત હતા.

જવાબ :-حامداً ومصلياً ومسلماً પૂછેલી સૂરતમા ઈસ્માઈલે પોતાના મૃત્યુ વખતે પોતાની પાછળ છોડેલી જમીન તેમજ ઘર જે ઈન્ડિયામાં છે. એવી જ રીતે એમની પત્ની ને વારસારૂપે મળેલી જમીન જેને તેઓએ પોતાના મૃત્યુ વખતે પોતાની પાછળ છોડેલ છે. એ બન્નેવ જમીન તેમજ ઘર જે આજે ઈસ્માઈલ તેમજ તેની પત્ની ના વારસદારોની સહિયારી મિલ્કત છે એ બધા જ વારસદારો એ મિલ્કતના સહિયારા ભાગીદાર છે અને આ ભાગીદારી શરઈરૂએ મિલ્કતની ભાગીદારી કહેવાય છે. જેમાં દરેક ભાગીદાર પોત પોતાના હિસ્સામાં પોતે સ્વતંત્ર માલિક છે અને અન્ય ભાગીદારના હિસ્સામાં તેની હયસિયત અજનબી (કિંવાં પરાઈ)વ્યકિતની છે. માટે કોઈ પણ ભાગીદાર બીજા ભાગીદારના હિસ્સામાં તેની ઈજાઝત વગર કોઈ પણ પ્રકારનો વહીવટ કરી શકે નહિં (દુરરૂલ હુક્કામ ૩/૧૯,૨૮) અને એ ભાગીદારો પૈકી દરેક ભાગીદારને એ પણ હક મળે છે કે તે પોતાનો હિસ્સો બીજા ભાગીદારને અથવા અન્ય કોઈ વ્યકિતને વેચે

(૩/૪૮) અને કોઈ વ્યકિતને વેચવા માટે બીજા ભાગીદારોની સંમતિ અને રજા લેવી જરૂરી નથી. તેઓની રજા વગર પણ પોતાનો હિસ્સો અન્ય કોઈ વ્યકિત ને વેચી શકે છે અને એ રીતે અગર એણે પોતાનો હિસ્સો અન્ય કોઈ વ્યકિતને વેચ્યો તો બીજા ભાગીદારને તે વેચાણ રદ બાતલ કરવાનો હક નથી (૩/૪૯)

માટે પૂછેલી સૂરતમાં ઈસ્માઈલ તેમજ તેમની પત્નિના હયાત વારસદારોની માલી હાલત સારી ન હોવાને લઈ તેઓને મિલ્કતમાં વારસાઈરૂપે જે કંઈ હિસ્સો મળ્યો છે. તેઓ એને વેચવા ચાહે તો દરેક વારસદાર પોત–પોતાનો હિસ્સો વેચવાનો હક ધરાવે છે. જેથી વારસદારો પૈકી એક કિંવા ઈસ્માઈલના પૌત્ર નો ઈરાદો વેચવાનો ન હોવાને લઈ અન્ય વારસદારોનો પોતાના હિસ્સાઓને વેચવાનો હક ખતમ થઈ જતો નથી. જેથી એના સિવાય જે વારસદારો પોતાના વારસાઈ હિસ્સા વેચવા ઈચ્છે છે તેઓ એનો હિસ્સો છોડી પોતાના હિસ્સાઓનું વેચાણ કરી શકે છે. દા.ત. અગર તેનો હિસ્સો ઉપરોકત મિલ્કતોમાં ૭% હોય અને બીજા બધા વારસદારોનો હિસ્સો ૯૩ % છે તો ખરીદનાર સાથે આ રીતે સોદો કરી શકાય છે કે અમે અમારો વારસાઈ હિસ્સો જે આ મિલ્કતમાં ૯૩ % છે તે આપને આટલી કિંમતમાં વેચીએ છીએ અને ખરીદનાર તેને સ્વીકારી લીએ. એ સુરતમાં તે વારસદારોના ૯૩ % હિસ્સાનો માલિક ખરીદનાર બની જશે અને તે મિલ્કતોમાં બાકી રહેલ ૭ % ની માલિકી તેની રહેશે. મતલબ કે મિલ્કતોના વેચાણ બાબત તેના ઈનકાર કરવાથી અન્ય વારસદારોનો વેચાણ હક ખતમ થઈ જતો નથી અને મિલ્કતો સહિયારી જ

છે હજુ સુધી તેની વહેંચણી થઈ નથી. તે છતાં દરેક ભાગીદાર પોતાનો સહિયારો હિસ્સો ઉપર જણાવ્યા મુજબ અન્ય કોઈને વેચી શકે છે. કયા વારસદારને કેટલો હિસ્સો મળે છે. તે બતલાવવા માટે જરૂરી છે કે મૃત્યુ પામેલ વારસદારોનો મૃત્યુક્રમ (મરણ તારીખ વિગેરે) જણાવવામાં આવે. ત્યાર પછી જ કોને કેટલો હિસ્સો મળશે તે બતાવી શકાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. અન્યનો ભાગ ઈજાઝત વગર વેચ્યો તો કયા દિવસની કિંમત આપવી ?

**સવાલ :**– આજથી લગભગ ૪૫ વર્ષ પહેલાં હું અને મારા મોટા ભાઈ સાથે મુશતરક–ભાગ્યામાં એક ઘર લિધેલું જેની કિંમત જુનું ઘર જે બન્નેવ ભાઈઓનું હતું તે વેચીને તેની કિંમત અને ઉપરાંત એક હઝાર પાઉન્ડ બેંકમાંથી લોન લઈને ઘર લિધેલું હતું. ત્યાર પછી મોટા ભાઈ આફ્રિકા જતા રહયા. આ ઘર ડયુઝબરીમાં મારી માલી હાલત કમઝોર થવાથી ૧૬૦૦/– પાઉન્ડમાં મેં વેચી દીધેલું, જેમાંથી એક હઝાર પાઉન્ડ લોનના ભરીને ૬૦૦/– પાઉન્ડ મારા પાસે રહેલા. ઘર વેચતી વખતે ભાઈની રજા લઈ શકાઈ ન હતી. અગર ન વેચીએ તો બેંક મોરગેજમાં લઈ લેતે, હવે ભાઈને હમો ૩૦૦ પાઉન્ડ (વધેલી રકમમાંથી અડધા) આપવા ગયા તો તેવણ આજની તારીખે જે અડધી કિંમત થાય તે માંગે છે. તો હમારે હવે શું કરવું ? આ રકમ માટે ૧૫–૧૬ વર્ષ પહેલાં ભાઈ પાસે હમો ગએલા અમુક માણસો સાથે, ત્યારે પણ એમજ કહેલું કે આજની

કિંમત પ્રમાણે આપો. સાથેવાળા માણસો એ કહેલું કે આજના હિસાબે નહિં થાય, છતાં પણ હમોએ ત્યારે ૩000/– પાઉન્ડ આપવા કહેલા, કે જેથી સુલહ–સફાઈ થઈ જાય. પણ તેઓ આજની કિંમત પ્રમાણે આપો એવું ત્યારે પણ કહેલું તો હમારે શું કરવું ? કેટલા પાઉન્ડ આપવા ? ઘર જયારે વેચેલું ત્યારે બજાર માર્કીટ ૧૬00/– પાઉન્ડ હતી, વધારે ઓછી નહિં.

જવાબ :– حامداً ومصلياً ومسلما ઘરમાં જયારે ભાઈનો અડધો હિસ્સો હતો, તો તેઓના હિસ્સાનું ઘર આપના માટે વેચવું શરઈરૂએ જાઈઝ ન હતું. હવે જયારે આપે તેને વેચ્યું તો આપનું એમના હિસ્સાનું એ વેચાણ તેઓની ઈજાઝત ઉપર મવકૂફ હતું. અગર ભાઈએ ઈજાઝત આપી, પરંતુ આજની તારીખની અડધી કિંમતની માંગણી કરે છે. તો ઈજાઝત આપવાને લઈ એ સોદો દુરૂસ્ત થઈ ગયો અને જે કિંમતમાં વેચાયું હતું તે મુજબ જ એમનો હિસ્સો એમને મળશે.

ان تكون الإجازة بالثمن المسمى: فوقوعها على الثمن الذى سماه البائع الفضولى شرط فلو اجاز المالك بيع الفضولى على ثمن اخر كان غير جائز.

(દુરરૂલ હુક્કામ શર્હે મજલ્લતુલ અહકામ ૧/૪0૬)

અને જો તેઓએ આપે કરેલ સોદાને માન્ય ન રાખ્યો તો એમના હિસ્સામાં થયેલ સોદો શરઈરૂએ રદબાતલ થઈ ગયો અને તેઓ શરઈરૂએ પોતાના તે હિસ્સાના માલિક હોવાને લઈ ખરીદનાર પાસેથી તેનો કબ્જો મેળવી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૦. એક ભાઈને મકાન ખરીદા, દુસરે ભાઈને બઝરીયએ કર્ઝ મદદ કી, મકાન કા માલિક કોન ?**

**સવાલ :–** એક શખ્સ ને એક મકાન સન ૧૯૭૯ મેં ખરીદા ખુદ કે ઝાતી રૂપિયો સે ઔર ઉસકે વાલીદૈનભી સાથ મે રહતેથે, અબ ઉન રૂપિયે કે અંદર નીસફ રકમ ઉનકે દુસરે ભાઈજો U.S.A. મેં રહતે હૈ ઉનકી હૈ ઔર યહ મકાન યહ દો ભાઈ કે રૂપિયે કા ખરીદા હુઆ હૈ. ઔર ઈન દોનો ભાઈઓને ઉસકે કાગઝાતમેં અપની વાલીદા કા નામ ભી ડાલદીયા થા ઔર જો ભાઈને રૂપિયે દિયે વહ ભી તકાઝા નહી કરતે ઔર ઈનકે દુસરે (એક) ભાઈ ઔર (દો) બહને ઔર હૈ, શરીઅત કે એતેબાર સે ઈસ મકાન મેં ઈન્કે દુસરે ભાઈ બહેનો કા હક હૈ યા નહી ? યા ફીર સબ વહી દોનો ભાઈઓ કા હૈ.?

જો ભાઈ U.S.A.મેં રહતે હૈ ઉનસે માલૂમ કિયા તો ઉન્હોંનેં બતલાયા કે જો રકમ ઉન્હોને દી વહ છોટી બહન કો બાદમેં (હદિયા) દેને કી નિય્યતસે દીથી.

ઔર દોનો ભાઈયોંમેં આપસ મેં યહ તય હુઆ થા કે યહ મકાન તુમ્હારા રહેગા U.S.A.વાલે ભાઈને કહાથા કે મેરે દીયે હૈ વહ રૂપિયે સીર્ફ મેં કહું જબ દે દેના ઔર યહ મકાન સીર્ફ તુમ્હારે લીયે હી રહેગા.

**જવાબ :–** حامدا ومصليا ومسلما U.S.A. મેં રેહનેવાલે ભાઈને જો નિસ્ફ રકમ દીથી. ઉસકે મુતઅલ્લીક જબ ઉસને સાફ તૌર પર યહ બતલાદીયા હય કે યહ મકાન તુમ્હારા રહેગા અલબત્તહ મેરે દિયે હુવે રૂપિયે જબ મેં કહું તબ દે દેના. તો અબ જીસ ભાઈને યહ મકાન ખરીદા

હય, વોહ મકાન ઉસીકા સમજા જાયેગા. ઉસ મેં દુસરે ભાઈ–બહેનો કા કોઈ હિસ્સા નહિં. અલબત્તાહ U.S.A. વાલે ભાઈને જો રકમ દી હય વોહ ઉસ કી તરફ સે કર્ઝ હય, જીસકી અદાયગી ઈસ ભાઈ પર જરૂરી હય. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

## ૧૧. બ્લેક માં કેરોસીન વેચવાના દુન્યા અને આખિરતના નુકશાનો

**સવાલ :–**(૧) હું હમારા વિસ્તારમાં ભુરા કેરોસીનનું વેચાણ કરૂં છું. હું એક મહીનામાં એક લાખથી બે લાખ લીટર કેરોસીન વેચું છું મને એક લીટરમાં ૩ થી ૪ રૂપીયાનો નફો મળે છે. આ કેરોસીન વેચવાનું સરકારના ગુનામાં આવે છે. હું પોલીસ તથા બીજા સરકારી અમલદારોને માસીક હપ્તો રૂા. ૧,૫૦,૦૦૦/– આપુ છું. હું આ કેરોસીન ટ્રકના માલીકોને વેચું છું. અને એ કેરોસીનમાંથી મને જે નફો મળે છે તેમાંથી અમુક હિસ્સો હું ગરીબોને મદદ કરૂ છું. શું એ ગરીબોને તે મદદ કરવી જાઈઝ છે ? અમુક ટ્રકોના માલીકોને અમારી જવાબદારી ઉપર ઉધાર આપીએ છીએ અને તે અંગે અમો સહમતીથી લેવડ–દેવડ કરતા હોઈએ છીએ. ટ્રક માલીકોને ભુરૂ કેરોસીન વેચવું મારા માટે જાઈઝ છે ? હું સરકારી દુકાનમાંથી કેરોસીન કાળા બજારોથી લાવું છું શું એ મારા માટે જાઈઝ છે ? શરીઅત મુજબ કોઈ ગુનો બને છે ? ગુનો બનતો હોય તો ગુનાનું નામ અને દુનિયા અને આખિરતમાં મને શું નુકશાન થશે ? અગર નુકશાન થશે તો મારે શું તૌબા કરવી ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما (૧) સરકારી દુકાનોમાં વેચવામાં આવતું કેરોસીન દરેકના માટે હોતુ નથી. બલ્કે આર્થિક રીતે કમજોર લોકો જેમની માથાદીઠ આવક સરકારે નક્કી કરેલ ધોરણ મુજબ અથવા તેનાથી ઓછી હોય, તેઓ માટેજ સરકાર તરફથી ઓછા ભાવે કેરોસીનની વ્યવસ્થા કરવામાં આવે છે. એવું કેરોસીન પ્રાપ્ત કરવા માટે સરકાર તરફથી રાશન કાર્ડ આપવામાં આવે છે. એ મુજબનો રાશન કાર્ડ મેળવવા માટે કાર્ડ ધારકે ચોક્કસ માહિતી સરકાર સમક્ષ રજૂ કરવાની હોય છે. જે વ્યકિત ખરેખર એવો કાર્ડ મેળવવાને પાત્ર હોય અને તેને લગતી માહિતી સહીહ રીતે સરકાર સમક્ષ રજૂ કરી કાર્ડ મેળવે તેના માટે તો એ સુવિધાથી ફાયદો ઉઠાવવો જાઈઝ છે. પરંતુ જે વ્યકિત તે શર્તો ઉપર પુરી ઉતરતી નથી, તેનું ખોટા દસ્તાવેજી પુરાવાઓ રજૂ કરી સરકાર તરફથી આપવામાં આવતી આ સુવિધાથી ફાયદો ઉઠાવવું જાઈઝ નથી. કારણ કે તેમ કરવામા તેણે જુઠ અને ફરેબનો સહારો લેવો પડે છે. જે શરઈરૂએ હરામ કૃત્ય છે. વળી જે દુકાનદાર આ પ્રકારના સરકારી કેરોસીનનું વિતરણ કરતો હોય તેના માટે પણ જરૂરી છે કે તે સરકારે નક્કી કરેલ શર્તોને આધીન રહી વેચાણ કરે. બોગસ કાર્ડો બનાવી અથવા ખરેખરના કાર્ડવાળાઓને થોડા–ઘણાં પૈસા આપી તેમના કાર્ડો ઉપર મળતું કેરોસીન અન્યોને વેચવામાં પણ ફરેબ તેમજ જુઠનો સહારો લેવો પડે છે, જે શરઈરૂએ હરામ છે. હવે જે વ્યકિત એ પ્રકારનું કાળા બજારનું કેરોસીન દુકાનદારથી ખરીદ કરશે તે પણ આ ગુનાહમાં તેને મદદરૂપે બની રહયો છે અને ફરેબ તેમજ જુઠ કબીરહ ગુનાહ છે જેના ઉપર કુર્આન અને હદીષમાં સખ્ત

વઈદો આવી છે. વળી બન્નેવ પાર્ટીઓ (કિંવા વેચનાર સરકારી દુકાનદાર અને તેની પાસેથી ખરીદનાર) સરકાર સાથે કરવામાં આવેલ કરારનું પણ ઉલ્લઘન કરી રહી છે. દુકાનદાર તરફથી થઈ રહેલું ઉલ્લઘન તો સ્પષ્ટ છે કે તે ગરીબો અથવા આર્થિક રીતે પછાત લોકો માટે આપવામાં આવેલ કેરોસીનને અન્યોના હાથ વેચી રહયો છે. હાલાંકે સરકાર સાથે તેના કરાર થઈ ચૂકેલા છે કે સરકારી દુકાનમાં આવતું કેરોસીન અન્યોને વેચવું નહિં. તેનું આ કૃત્ય કરાર ભંગ હોવાની સાથે ગરીબોનો હક મારવાનું કારણ પણ બની રહયું છે. જેમાં શરઈરૂએ કુર્આન અને હદીષમાં કરાર ઉપર અમલ કરવાની જે તાકીદ કરવામાં આવી છે અને તેના વિરૂધ્ધ કરવા ઉપર જે વઈદો સંભળાવવામાં આવી છે. તેના લઈ કબીરહ ગુનાહ બને છે કુર્આને પાકમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે.

وأوفوا بالعهد ان العهد كان مسؤولا.

જેમાં કરાર ઉપર અમલ કરવાને જરૂરી ઠેરવવામાં આવ્યું છે. કરારોનો એક પ્રકાર તે છે જે એક માણસ બીજા માણસ સાથે કરે છે. જેમાં રાજદ્વારી અને વેપારી તેમજ મામલાતની લાઈનથી કરવામાં આવતા બધાજ કરારોનો સમાવેશ થાય છે, જે વ્યકિતઓ અથવા સમુહોના દરમ્યાન દુનિયામાં કરવામા આવે છે (મઆરિફુલ કુર્આન ૫/૪૬૮) ઉપરથી.

એજ રીતે ગરીબોના હક ઉપર તરાપ પણ ગુનાહિત કૃત્ય છે જે હુકૂકુલ ઈબાદમાંથી હોવાને લઈ વધારે સખ્ત છે. ખરીદનાર વ્યકિત દુકાનદારના આ બન્નેવ ગુનાહોમાં સહાય રૂપ અને સબબરૂપ બની રહયો

હોવાને લઈ તે પણ એટલીજ ગુનેહગાર છે. વળી તેણે પોતાના આ ગુનાહિત કૃત્યને છાવરવા માટે પોલીસ તેમજ સરકારી અમલદારોને રૂશ્વત રૂપે હપ્તાઓ આપવા પડે છે. એ વાત તો સ્પષ્ટ છે કે આ કોઈ પોતાનો હક વસૂલ કરવા માટે આપવામાં આવતી રૂશ્વત નથી. જેથી તેનું આ કૃત્ય પણ શરઈરૂએ હરામ કૃત્ય છે. હદીસે પાકમાં તેના ઉપર લઅનત આવી છે અને રૂશ્વતની ગણના કબીરહ ગુનાહોમાં કરવામાં આવી છે.

વળી ખરીદનાર આ કેરોસીન મુસ્લિમ વિસ્તારમાં ટ્રક માલિકોને વેચી રહયો છે જેના લઈ સમાચાર પત્રોમાં અવાર નવાર આ બાબતને ચર્ચામાં લાવી મુસ્લિમ સમાજની ઈજ્જત અને આબરૂ ઉપર હુમલાઓ કરવામાં આવે છે. અને એ રીતે પુરા સમાજની આબરૂનું ધોવાણ કરવાનો ગુનો પણ લાગુ પડે છે. શું આ બધા દુન્યા અને આખિરતના નુકશાનો સગી આંખે દેખાતા નથી ? અને શું આ બધું જાણ્યા પછી પણ ઈમાની ગયરત આ રીતનો કારોબાર કરવાની ઈજાઝત આપે છે ?

હવે આ પ્રમાણે હરામનું આચરણ કરી મેળવવામાં આવેલ નફો કેમ કરી હલાલ હોય શકે છે ? અને આ બધા ગુનાહોથી તવબહ ની રીત તે જ છે જે અન્ય કબીરહ ગુનાહો માટે શરીઅત તરફથી બતાવવામાં આવી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ :–** (૨)સર્વે ઈસ્લામી બંધારણને ધ્યાનમાં રાખીને હું મારી માલિકીની ટ્રક વેપારીઓના માલ લઈ જવા અને લાવવા ભાડે આપું છું અને આ બજારમાં ચાલતા ભાડા વસૂલ કરૂ છું. આ ટ્રક મારી રોઝી રોટીનો જરીયો છે. આ ટ્રકમાં સરકારના કાયદા મુજબ ડીઝલ નાંખવાનું હોય છે.

હમારે ત્યાં ૧૦૦૦ (એક હજાર) ટ્રકોના માલિકો છે. ૧૦૦૦ માંથી ૯૫૦ ટ્રકોના માલિકો પોતાની ટ્રકોમાં ભુરા કેરોસીનનો વપરાશ કરે છે. ૫૦ જેટલા ટ્રકોના માલિકો ડીઝલનો વપરાશ કરે છે. પરંતુ ૯૫૦ ટ્રકોના માલિકો ભુરા કેરોસીનનો વપરાશ કરે છે, તો ડીઝલ નાખીને ચલાવનાર માલિકોને પોષણ થતું નથી. કેરોસીનનો વપરાશ ટ્રકોમાં કરવો ગુનો છે, સરકારના કાયદા મુજબ આ કેરોસીન કાળા બજારીથી મળે છે અને વેચાણ કરતી વખતે પોલીસની દહેશત હોય છે. આ સંજોગોમાં કેરોસીન નાંખીને ટ્રકને ભાડામાં ચલાવીએ તો શરીઅત મુજબ શું ગુનો લાગે છે ? ગુનાનું નામ અને એ ગુનાથી દુનિયા આખિરતમાં શું નુકશાન થશે ?

જવાબ :–حامداً ومصلیاً ومسلما (૨) પૂછેલી સુરતમાં સરકારી નિયમના વિરૂધ્ધ કરવાથી સરકારી કાયદાનો ઉલ્લઘન થવાને લઈ સજા અથવા દંડના કારણે વાપરનારની બે–ઈજજતી ઉપરાંત માલી નુકશાન પણ છે. વળી ટ્રકમાં નાખવામાં આવતું ભુરૂં કેરોસીન મેળવવા માટે તે બધાજ ગુનાહોનું આચરણ કરવું પડે છે જેની જવાબ નં. (૧) માં વિગત આપવામાં આવી છે. એનાથી આપોઆપ શરીઅત મુજબ શું ગુનો બને છે, એ વાત સ્પષ્ટ થઈ જાય છે. મતલબ કે જવાબ નં. (૧) મુજબ હવે આ ગુનો માત્ર સરકારી કાયદાના ઉલ્લઘન અને તેના લઈ જાન અને માલના ઉપર ખતરો હોવાનો જ નહિં, બલ્કે શરઈરૂએ ના–જાઈઝ વસ્તુ વાપરવાનો ગુનો પણ બને છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. સોરટીની રકમ પોતાના ધંધામાં વાપરી શકાય નહીં. :–

**સવાલ :–** અમોએ રૂા. ૫૦૦/– (પાંચસો) વાળી સોરટી શરૂ કરવાનું વિચાર્યું છે. અને અમો આ રીતે રોજના એક એક સભ્ય પાસેથી રૂા. ૫૦૦/– લઈએ છીએ. જે સભ્યો પાસેથી રૂા. ૫૦૦/– લઈએ છીએ, એવા દસ સભ્ય છે. એમાં પ્રથમ સોરટી એટલે કે ૧૫૦૦૦૦/– (એક લાખ પચાસ હજાર) અમો લઈએ છીએ. અને અમો આખુ વરસ પૈસા ઉઘરાવીએ છીએ. અને રોજના ૫૦૦/– રૂા. એક સભ્ય પાસેથી લઈએ છીએ. એમ રોજના પાંચ હજાર થાય છે. જે અમે ધંધા અર્થે ઈસ્તેમાલ કરીએ છીએ અને આમા દર મહીને ડ્રો કરીએ છીએ જે તે સભ્ય ને રકમ પુરી ૧૫૦૦૦૦/– આપીએ છીએ. અને પાંચ તારીખે ડ્રો કરી ૧૦ (દસ) તારીખે પૂરેપુરી રકમ આપીએ છીએ.તો જે સભ્ય પાસેથી રકમ ઉઘરાવી ધંધામાં ઈસ્તેમાલ કરીએ છીએ એ સોરટી જાઈઝ છે કે નથી ? તે જવાબ જરૂરથી જણાવશો. રોજની ઉઘરાવેલ રકમ અમો ડાયરેકટ ધંધામાં ઈસ્તેમાલ કરીએ છીએ. અને જે રકમ ઉઘરાવીએ છીએ તે રોજ પાંચ હજાર આવતી રકમ રોજના રોજ સાઈડ પર મુકી તે પૈસાનો ઈસ્તેમાલ ન કરીએ તો તે સોરટી જાઈઝ છે કે ના જાઈઝ તેનો જવાબ જરૂરથી આપશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً રકમ ઉઘરાવવાનું કામ સભ્યોએ આપને સોંપ્યુ છે, જેથી પુરા મહીનાની રકમ ભેગી થતાં સુધી આવતી રકમ આપની પાસે અમાનત છે. જેને આપ પોતાના ધંધામાં વાપરી શકો નહીં બલ્કે તેને સાઈડ પર મુકી દિયો. અલબત્ત સભ્યો તરફથી આપને રોજની રકમ મહીનો પુરો થતાં સુધી વાપરવાની ઈજાઝત મળી હોય તો

વાપરી શકો છો. સોરટીમાં અગર અન્ય કોઈ શરત શરીઅત વિરૂધ્ધ નથી તો દુરૂસ્ત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. વેપારમાં નાંણા રોકવા ઉપર નફો લેવાની જાઈઝ સૂરત :–

**સવાલ :–** એક વ્યકિત એક પેઢીનો (દુકાનનો) માલિક છે. અને પોતાના પૈસાથી વેપાર કરે છે. આ વેપારમાં બેન્કની કોઈ લોન કે બીજું કરજ નથી. સદરહુ વ્યકિતને અવાર નવાર નાણાની જરૂરિયાત ઉભી થાય છે. બીજી તરફ એક ત્રાહિત વ્યકિત ઉપરોકત વેપારી પેઢીના માલિક ને નાણા વેપારમાં રોકવા આપે છે. પરંતુ તે પહેલાં તે એક શરત "તય" કરે છે કે નફામાં (ફકત) અમુક ટકા તારે મને યાને નાણા રોકનારને આપવા દા. ત. નાણા આપનાર વ્યકિત " બે લાખ રૂા." આપે છે અને નક્કી કરે છે કે નાણાકીય વર્ષ પુરૂ થતા તારે એટલેકે પૈસાના માલિકે ૧૬ % પ્રમાણે હિસ્સો નફામાં દેવો મતલબ કે નાણા રોકનાર ૩૨૦૦૦/– રૂા. વર્ષે લેશે તો પહેલાથી નફામાં ભાગ નક્કી કરી લઈ નાણા રોકનાર માટે જાઈઝ છે અને એનો શરઈ હુકમ ઈસ્લામી તરીકા પ્રમાણે શું છે ? આપ લખી જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً જે નાણા ત્રાહિત વ્યકિતએ વેપારમાં રોકવામાં માટે આપ્યા છે. તેના ૧૬ % નફા રૂપે આપવાની વાત શરઈ રીતે સહીહ નથી. એ તો વ્યાજ કહેવાશે. અલબત્ત એ નાણા વડે કરેલ વેપારથી જે નફો થાય તે નફામાં ટકાવારીના હિસાબે હિસ્સો નક્કી કરે તો આ દુરૂસ્ત લેખાશે.દા. ત. અગર એમ નક્કી કર્યું કે એ નાણાથી કરેલ વેપારથી જે નફો મળે તેમાં મને ૫૦ % આપવો તે સહીહ છે. હવે અગર એનાથી નફામાં

પચાસ હજાર રૂપિયા મળ્યા તો તેને પચ્ચીસ હજાર રૂપિયા આપવામાં આવે અને એક લાખ મળ્યા તો પચાસ હજાર આપવામાં આવે અને કાંઈ પણ નફો નહિં થયો તો તેને કાંઈ પણ મળશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૪. નાજાઈઝ વાળ કાપવાના ધંધાથી છૂટકારો કેમ મેળવવો ?

**સવાલ :-** હું વાળ કાપવાનો ધંધો કરૂં છું, તેમાં દરરોજ અંગ્રેજી ફેશનના વાળ કાપવા પડે છે. તેમજ દાઢી મુંડવી પડે છે અને મને આ પ્રકારની રોઝીની કરાહત-હુરમત બાબત જાણવા મળેલ છે. તો હું ધંધાની લાઈન બદલવા માંગુ છું. હવે હું રીક્ષા ખરીદવા માટે પુરતા નાણાં ધરાવતો નથી. મારી પાસે પુરતા નાણા ન હોવાથી મારે લોન લેવી પડે છે. અને સબસીડી ઉપરાંત બીજા નાણા ભરપાઈ કરવા માટે દર માસે હપ્તા ની રકમ જોડે વ્યાજની રકમ પણ ભરવી પડે છે. અને વ્યાજની લેવડ-દેવડ હરામ હોવાથી દિલ પાછું હટે છે. માટે મારે હવે શું કરવું તે માટે આપ સાહેબના તાકીદે માર્ગદર્શનની અત્યંત જરૂર છે. માટે મારે આ વાળ કાપવાનો ધંધો ચાલુ રાખવો કે છોડી રીક્ષા નો ધંધો કરવો ? તે જણાવશો. હું શાદી શુદહ બાલ બચ્ચાવાળો છું.

**જવાબ :-** حامداً ومصلياً ومسلماً જે કામને શરીઅતે હરામ અથવા ના જાઈઝ ઠેરવ્યું હોય તે કરવું અથવા તેમાં બીજાને મદદગાર થવું પણ હરામ છે. દાઢી મુંડવું/મુંડાવવું હરામ છે. અન્ય ગૈર કોમો જેવા વાળ બનાવવા પણ નાજાઈઝ છે. આપ પોતાના આ ધંધામાં એવા કામ કરો અથવા મદદગાર

બનો એ જાઈઝ નથી અને હરામ–નાજાઈઝ કામ વડે મેળવેલ મહેનતાણું પણ જાઈઝ નથી. રીક્ષા ભાડે ફેરવવું અને તે વડે મેળવેલ રોજી/મહેનતાણું હલાલ છે, અલબત્ત એના માટે વ્યાજુ લોન લેવી જેના સબબ વ્યાજ ચુકવવું પડે હરામ છે, કારણ કે કુર્આન અને હદીસમાં વ્યાજ ની લેવડ/દેવડ હરામ ઠેરવવામાં આવી છે.

આપ દોસ્ત/બિરાદર તેમજ નેકદીલ સખી સજ્જનો પાસેથી બિન વ્યાજુ કર્ઝ મેળવવાનું ચાલુ કરી દીયો, ત્યાં સુધી અગર બીજી કોઈ હલાલ આવકની વ્યવસ્થા થઈ જાય તો ઘણું સારૂં, નહિં તો હાલના ધંધાને દિલની નફરત તેમજ ઈસ્તેગફાર (અલ્લાહ તઆલા સમક્ષ ગુનાહની માફી વારંવાર માંગવા)સહિત ચાલુ રાખો. અલ્લાહ તઆલા આપના માટે હલાલ રોજીનો રસ્તો કાઢે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. જમીનના વેચાણ પછી બીજા ખરીદનારના નામે કરવામાં ખોટી રીતે પૈસા વસૂલ કરવા

**સવાલ :–** એક જમીનદારે પોતાની જમીન સને ૧૯૫૭માં તે વખતે ચાલતા જમીનના ભાવ પ્રમાણે ચુકતે કિંમત લઈ બીજા જમીનદારને વેચેલી. જમીનનો વિસ્તાર તથા હદ નિશાન બતાવી ખરીદારના કબ્જામાં આપવામાં આવેલી. વેચેલા વિસ્તારમાં બે રેકોર્ડ વિભાગ હતા, તે ખરીદનારને વેચનારે જાણ કરેલી નહી. તેમાંથી એક વિભાગ ખરીદનારના નામે કરવામાં આવેલ. સને ૧૯૫૭થી સને ૧૯૯૫ સુધી ૩૮ થી ૩૯ વર્ષ સુધી ખરીદારે તે જમીનનો વહીવટ કર્યો અને સને ૧૯૯૬માં તે જમીન ના

સારા ઉંચા ભાવ આવવાથી તે જમીન ખરીદારે એક હિંદુ ને વેચી. અગાઉ વેચનારે દાનત બગાડી. એક ભાગ પોતાના નામે હોવાથી તેનો લાભ ઉઠાવી હિંદુ ખરીદનાર પાસેથી કબ્જો છીનવી લેવા તોફાન કરી કોર્ટમાં ખટલો ઉભો કરી હિંદુ ખરીદાર પાસેથી વેચેલી જમીનના ફરી બીજીવાર પૈસાની માંગ કરવાથી ના છૂટકે મજબૂરન પૈસા આપી, બાકી રહી ગયેલો ભાગ નામ પર કરવામાં આવ્યો. આવા દગા ફટકાથી પૈસા લેવા મુસ્લિમ માટે જાઈઝ થાય કે ના જાઈઝ ? તેમ આવી રીતે લેવામાં શું વઈદ છે તે આપ શરીઅતની રોશનીમાં જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً જમીનદાર જયારે પોતાની જમીન બીજી વ્યકિતને વેચી તેની કિંમત પુરેપુરી વસૂલ કરી ચુકયો તો હવે તે જમીન ખરીદનાર વ્યકિતની માલિકીમાં આવી ગઈ તે જમીન ભલે બે–રેકોર્ડ ભાગમાં વહેંચાયેલી હતી, તે છતાં વેચનાર જમીનદારની ફરજ હતી કે બન્નેવ વિભાગને ખરીદનાર ના નામે કરાવી દેત, તેણે એવું નહિં કરી પોતાની ફરજની અદાયગીમાં કોતાહી કરી, ત્યાર પછી ખરીદનાર વ્યકિતએ તે જમીન ત્રીજી વ્યકિતને વેચી અને એ ત્રીજી વ્યકિત તે જમીનની માલિક બની અને પુરી જમીન તેના નામે કરવાનો વખત આવ્યો ત્યારે પહેલી વ્યકિતને પોતાની તે ફરજ અદા કરવાનો અલ્લાહ તઆલાએ મવકો આપ્યો હતો. આ ટાણે વગર આનાકાનીએ તેણે આ કામ કરવું જોઈતું હતું, બલ્કે પોતાની અત્યાર સુધીની કોતાહી ઉપર માફી માંગવી જોઈતી હતી. તેના બદલે તોફાન કરી કોર્ટમાં ખટલો ઉભો કરી ત્રીજી વ્યકિત પાસેથી ખોટી રીતે બીજીવાર પૈસા વસૂલ કર્યા, તેનું આ કૃત્ય શરઈ રૂએ હરામ/ના

જાઈઝ અને ગસબ કહેવાય છે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાએ ઈરશાદ ફર્માવ્યો છે.

لاتاكلوا اموالكم بينكم بالباطل.

(અર્થાત તમે લોકો તમારો માલ આપસમાં ખોટી રીતે હડપ ન કરો) હદીસે પાકમાં એને ઝુલમ કહેવામાં આવ્યો છે. એક મુસ્લિમનું આ કૃત્ય હરામ અને ના જાઈઝ હોવાની સાથે ઘૃણાસ્પદ અને ગેર મુસ્લિમોને ઈસ્લામ પ્રત્યે નફરત પૈદા કરનારૂં છે. તેને જોઈએ કે આમ ખોટી રીતે મેળવેલ તે રકમ તેને પરત કરી માફી માંગે નહિં તો, કાલે કિયામતના દિવસે એના બદલામાં પોતાની નેકીઓ આપવી પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૬. અખ્બારોની લાઈફ મેમ્બર ની શરઈ હૈસિયત :–

**સવાલ :–**(૧) હઝ. મુફતી મહમૂદુલ હસન સા. (રહ.) એ કાનપુરથી નીકળતા "નિઝામ" નામના ઉર્દુ માસિકમાં એક સવાલના જવાબમાં અખબારોની લાઈફ મેમ્બરશીપ (આજીવન ગ્રાહક) ને કિમાર (જુગાર) સાથે સરખાવી તેને નાજાઈઝ કરાર દીધો છે, જેથી "ઉમ્મીદ" સાપ્તાહિક તેના પર અમલ કરી લાઈફ મેમ્બર બનાવતા નથી. જયારે બીજા ઘણાં અખબારોમાં લાઈફ મેમ્બરશીપ ચાલુ છે. તો અમારે કયો માર્ગ અપનાવવો ?

**જવાબ :–**حامداً ومصلياً ومسلماً (૧)અખબારો (માસીક, ત્રિમાસીક, પખવાડિક, અઠવાડીક વિ.) ની લાઈફ મેમ્બરી ઉપર ધ્યાન પૂર્વક

વિચારીએ તો એનાં બે પાસા નજર સમક્ષ આવે છે. અને એ બન્નેવ પાસાઓ જોતાં આ મામલાની હૈસિયત અલગ અલગ થઈ જાય છે. અને હૈસિયત બદલાઈ જવાને લઈ હુકમ પણ બદલાય જાય છે. અને એજ કારણને લઈ આપણા અકાબિર તેમજ બુઝુર્ગોના ફત્વાઓ પણ એ બાબત જાઈઝ અને ના જાઈઝ બન્નેવ પ્રકારના છે. અગર લાઈફ મેમ્બરીને એ રીતે વિચારીએ કે એ અખબારના ખરીદ/વેચાણ નો મામલો છે. તો ખરીદ/વેચાણ માટે શરીઅતે નક્કી કરેલા ધારા ધોરણો ઉપર પૂરો ઉતરતો નહિં હોવાને લઈ એને નાજાઈઝ કહેવામાં આવશે. કારણ કે ખરીદ/વેચાણમાં શરઈરૂએ વેચવામાં આવી રહેલ વસ્તુ તેમજ તેની કિંમત બન્નેવનું નક્કી અને ચોક્કસ હોવું જરૂરી છે. જયારે લાઈફ મેમ્બરી વાળા મામલામાં એમ થતું નથી. દા. ત. કોઈ માણસ પાંચ હજાર રૂપિયા આપી લાઈફ મેમ્બર બન્યો. અને એના એક મહીના પછીજ એનું મૃત્યું થયું તો ત્યાર પછી અખબાર એને મળશે નહિં. કારણ કે મૃત્યું થવાને લઈ માલિક બનવાની લાયકાત જ રહી નથી. (પછી ભલે અખબાર વાળા તેના એડ્રેસ ઉપર મોકલતા રહે. તેનાથી કાંઈ ફર્ક પડતો નથી.) અથવા તે હયાત છે, પરંતુ અખબાર બંધ થઈ ગયું તો પણ એ રકમ એને પાછી મળવાની નથી. અને એ પણ શકય છે કે તે જીવંત રહયો અને અખબાર પણ ત્યાર પછી ત્રીસ ચાલીસ વર્ષ યા વધુ ચાલુ રહયું. અને તેના ઉપર પહોંચતું રહયું અને આટલી મુદતમાં તેની પાસે પહોંચેલા અંકોની કિંમત લાઈફ મેમ્બર ફીસ થી વધી ગઈ, જેને લઈ વેચવામાં આવી રહેલ વસ્તુ મજહૂલ (અચોક્કસ, અને તેની મિકદાર પણ નક્કી નહિં.)રહી. અને કિમાર કિંવાં જુગારનું રૂપ

પણ આવી ગયું, કારણ કે એક પણ અંક પહોંચ્યા પહેલાં મૃત્યુ થવાની સુરતમાં એની ફીસની રકમ મફતમાંજ ગઈ અને લાંબા સમય ગાળા સુધી જીવંત રહેવા અને અખબાર ચાલુ રહેવાની સૂરતમાં ફીસની રકમથી વધુ કિંમતની વસ્તુ મળી અને એનુંજ નામ જુગાર છે, કે પહેલાંથી ખબર નથી કે શું થશે? પહેલાં કારણ (કિંવાં વેચાણ થયેલી વસ્તુ મજહૂલ હોવા) ને લઈ હઝ. મવ. અશરફ અલી થાનવી (રહ.) એ ઈમદાદુલ ફતાવા ભાગ ૩ પેજ ૧૩૩ ઉપર આ મામલાને ના જાઈઝ લખ્યો છે. અને બીજા કારણ (કિંવા જુગાર) ને લઈ હઝ. મવ. મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.) એ ફતાવા મહમુદિય્યહ ભાગ ૪ પેજ ૧૭૨ ઉપર આ મામલાને નાજાઈઝ ઠેરવ્યો છે. જેનો આપસાહબે પણ નિઝામના હવાલાથી પોતાના સવાલમાં ઉલ્લેખ કર્યો છે.

લાઈફ મેમ્બરીને બીજી હૈસિયતથી વિચારીએ કે આ કોઈ ખરીદ/વેચાણનો મામલો નથી. બલ્કે લાઈફ-મેમ્બર બનવાવાળો માણસ આ રીતે અખબારને સહાય અને ઈમદાદ કરી રહયો છે. કારણ કે લાઈફ મેમ્બરીવાળી આ રીત રસમ મોટે ભાગે એવા અખબારોમાં અપનાવાય છે. જેનો હેતુ મઝહબ, કવમ, મિલ્લત, સંસ્થા, ફન(કળા) ઈલ્મ, વિગેરેની સેવા, ઉન્નતી, પ્રગતી, પ્રચાર હોય છે. જે અખબારો માત્ર વેપારી ધોરણે કાઢવામાં આવે છે, તેમાં આ રીત અપનાવવામાં આવતી નથી. સાથેજ લાઈફ મેમ્બર બનવા વાળી વ્યકિતઓ પણ મોટે ભાગે એહલે ઈલ્મ, ઈલ્મ પ્રેમી, સખી સજજનો, કોમ અને મિલ્લત, અથવા સંસ્થાના હિતેચ્છુઓ જ હોય છે. અને લાઈફ-મેમ્બર બનવાનો એમનો મકસદ સહાય તેમજ

ઈમદાદનોજ હોય છે. બાકી વેપારી માનસ ધરાવતી વ્યકિત તો એવુંજ વિચારશે કે હું આટલી મોટી રકમ આપી રહયો છું.તે કયારે વસૂલ થશે? અને આટલા વરસો એ રકમ રોકાયલી રહેશે તેમાં.મારો કેટલો લાભ ? અખબારનું (અને તે પણ ઉપર જણાવેલ હેતુઓ માટે પ્રગટ થતા અખબારનું) જીવન કેટલું ? ખબર નહિં મારી આટલી મોટી રકમ વસૂલ પણ થશે કે નહી ? કાંઈ એવું ન બને કે તે પહેલાંજ અખબાર બંધ થઈ જાય. અથવા હું મૃત્યુ પામું, આવું બધું વિચારી નિશંક તે એ પરિણામ ઉપર પહોંચશે કે એમાં તો મારૂ ખુલ્લું નુકશાન છે, એનાથી સારૂ તો એ છે કે વરસો વરસ લવાજમ આપતા રહી ગ્રાહક બની જાઓ. પરંતુ જે વ્યકિત આ બધું નઝર સમક્ષ હોવા છતાં લાઈફ–મેમ્બરની ફીસ આપે છે તો સ્પષ્ટ છે કે તેનો ધ્યેય માત્ર સહાય અને બળ પહોંચાડવાનો જ છે. અને જયારે તેણે અખબારને સહાય કરી બળ પહોંચાડયું તો તેની આ સહાય વૃત્તિ તથા સજજનતાના પુરસ્કારરૂપ "એહસાન નો બદલો એહસાન" વાળા સિધ્ધાંત ઉપર અમલ કરી અખબારના સંચાલકો પણ તેને માનદરૂપે અખબાર પહોંચાડે છે.આ  રીતે આ પુરો મામલો ખરીદ /વેચાણ નો નહિં રેહતા લાઈફ–મેમ્બર તરફથી ભેટ અને ઈમદાદ/સહાય નો અને અખ્બાર તરફથી માન સન્માન અને હદીયા નો બની, જાઈઝ ઠરે છે. અને આ પાસા તેમજ હેસિયત નેજ નજર સમક્ષ રાખી, હઝ. મવ. મુફતી સય્યિદ મેહદી હસન (રહ.) અને હઝ. મવ. મુફતી સય્યિદ અ. રહીમ લાજપુરી (રહ.)એ એને જાઈઝ ઠેરવ્યો છે. બન્નેવ ફત્વાઓની પુરી વિગત માટે જુઓ "ફતાવા રહીમીય્યાહ" ઉર્દુ ભાગ–૨, પેજ ૪૨૨થી ૪૨૮.

શરીઅતે–મુતહહરહમાં કેટલાય મસ્અલાઓમાં હૈસિયત અને નિય્યત બદલવાને લઈ આ રીતે એક જ કૃત્યમા જાઈઝ તેમજ ના જાઈઝ હોવાના હુકમો મવજૂદ છે. શરીઅત ના નિષ્ણાંત આલીમો એનાથી વાકિફ છે. નમૂના રૂપે એક દાખલો રજુ કરૂં છું. કોઈ માણસે રસ્તામાં પડેલી પાંચ સો રૂપિયાની નોટ જોઈ, હવે જો તે માણસ એ નોટ તેના અસલ માલિકને તલાશ કરી તેના સુધી પહોંચાડવાની નિય્યતથી ઉઠાવે છે તો તેનું એ ઉઠાવવું જાઈઝ બલ્કે કેટલાક સંજોગોમાં વાજિબ છે. અને જો પોતેજ માલિક બની બેસી પોતાના ઉપયોગમાં લેવાની નિય્યત થી ઉઠાવે છે. તો તેનું એ ઉઠાવવું હરામ છે. (દુર્રે મુખ્તાર, શામી ૩/૩૪૮,૩૪૯).

સારાંશ કે અગર લાઈફ–મેમ્બર બનવાવાળાનો ધ્યેય ખરીદ વેચાણ નો છે તો એ મામલો ના જાઈઝ છે. અને જો તેનો ધ્યેય સહાય/ઈમદાદ નો છે. તો એ મામલો જાઈઝ છે. બીજા આલિમોથી પણ તહકીક કરી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ :–** (૨) "ઉમ્મીદ સાપ્તાહિકનું ઉઘરાણું કરનાર સફીરોને ૨૦% કમિશન આપવામાં આવે છે. આ પ્રમાણે કમિશન આપવાને કેટલાક ઉલમા યોગ્ય ગણતા નથી. બીજી એક જગ્યા પર સફીરોને કહેવામાં આવે છે કે તમે રૂા. ૭૦૦૦/– ઉઘરાવો તો રૂા. ૧૦૦/– તમારા. આ બે માં કયો રસ્તો અપનાવવો તે જણાવી આભારી કરશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً (૨) આપે સવાલમાં જણાવેલ બન્નેવ રીતો શરઈ રૂએ દુરૂસ્ત અને જાઈઝ નથી. ટકાવારી કમીશન આપવું અને તમે ૭૦૦૦ ઉઘરાવો તો ૧૦૦/– રૂા. તમારા, એ બન્નેવમાં શરઈ રૂએ

કોઈ ફર્ક નથી. બન્નેવનો એકજ હુકમ છે.

કોઈ માણસને કોઈ કામ માટે નિયુકત કરી તેના બદલામાં મહેનતાણું આપવાનો જે મામલો કરવામાં આવે છે, તેને શરીઅતની પરિભાષામાં "અકદે ઈજારહ" કહેવામાં આવે છે.એ માટે શરીઅતે ધારા/ધોરણો નક્કી કર્યા છે. જો તે મૂજબ મામલો કરવામાં આવશે તો એ જાઈઝ અને સહીહ કહેવાશે. નહિં તો ના જાઈઝ અને ફાસીદ/બાતિલ ઠરશે.

"અકદે ઈજારહ" માટે નક્કી કરવામાં આવેલ શરઈ ધારા–ધોરણોમાંથી એક એ છે કે મહેનતાણા પેટે જે રકમ અથવા વસ્તુ આપવાનું નક્કી કરવામાં આવે તે "અજીર" (કામ કરવા માટે જે માણસને નક્કી કરવામાં આવ્યો હોય તે ) ના કર્મ રૂપે પ્રાપ્ત થતી ન હોય, પૂછેલી સુરતમાં સફીર જે લવાજમો ઉઘરાવી રહયો છે તેનોજ એક ભાગ (કિંવા ૨૦ ટકા રકમ ) ને અથવા રૂા. ૭૦૦૦/– ઉઘરાવી લાવે તો તેનોજ એક ભાગ (કિંવા રૂા. ૧૦૦/–) ને મહેનતાણા પેટે નક્કી કરવામાં આવ્યો છે.

એ સિવાય બીજી ખરાબી પણ છે. શરઈ રૂએ તો આ મામલો ના જાઈઝ હોવા માટે આ એક કારણ પણ પુરતું છે.

હા, આપ એવું કરી શકો છો કે સફીર ને દલાલની હૈસીયત આપી એમ કહો કે જો તું એક ગ્રાહક લાવી આપીશ તો તને તે ગ્રાહક દીઠ રૂા. ૨૫/– દલાલી રૂપે આપવામાં આવશે. એજ પ્રમાણે જેટલા ગ્રાહક બનાવીશ તેટલી દલાલી મળશે. અલબત્ત એ ધ્યાન રહે કે એવું ન કહેવામાં આવે કે તારા લાવેલા લવાજમ માંથી આપવામાં આવશે. બલ્કે કોઈ પણ પ્રકારની પૂર્વ શરત વગર માત્ર એટલુંજ નક્કી કરવામાં આવે કે "ગ્રાહક

દીઠ રૂા. ૨૫/– મળશે." પરંતુ એ સૂરતમાં ગ્રાહક બનનાર વ્યકિત એક વરસ માટે ગ્રાહક બન્યો હોય કે બે વરસ માટે તેને મહેનતાણા પેટે રૂા. ૨૫/– જ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૭. "ઈકાલહ" કિંવા વેચેલો માલ પાછો લેવો :–

**સવાલ :–** વેપારમાં વેચેલો માલ કોઈ પાછો આપવા આવે તો તે લેવો કે નહી લેવો. શરીઅત ની રોશનીમાં જો લેવો તો કેવી રીતે લેવો અને કેવો માલ પરત લેવો ? (૧) માનો કે આપણે એક વસ્તુ પેકીંગમાં આપી, ગ્રાહક પેકીંગ તોડીને લાવે, હવે તે આપણી પાસેથી કંપનીવાળા તોડેલું પાછુ ન લેતા હોય તો લેવું કે કેમ? (૨) દૂધની થેલી જે તોડીને ગરમ કરીને બગડી જાય અને પાછું આપવા આવે તો તે લેવું કેવું છે ? (૩) ઈંડા લઈ જાય અને તે બગડેલું નીકળે તો તેના પૈસા પરત આપવા કે કેમ ? (૪) વસ્તુ લઈ ગયા, કોઈ સીઝનની વસ્તુ છે, જેની આજે બે ચાર દિવસ ઘરાકી રહે છે, પછી રહેતી નથી. એવી વસ્તુ લઈ ગયા પછી એક દિવસે, બે દિવસે, ચાર દિવસે પરત આપી જાય અને પછી તે પડી રહેવાનો અંદેશો છે. તો તેવા સંજોગોમાં લેવી કે નહિં, શરીઅતની રોશનીમાં રહબરી કરશોજી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً વેચેલો માલ પાછો લેવાને શરીઅતની પરિભાષામાં "ઈકાલહ" કહેવામાં આવે છે. એ ફકત મુસ્તહબ છે. અને એના ઉપર ફઝીલતો વર્ણન કરવામાં આવી છે. અલબત્ત એના માટે શરઈ રૂએ કેટલીક શરતો રાખવામાં આવી છે. તેની પાબંદી જરૂરી છે. આ હુકમ

ત્યારે છે જયારે તે વેચેલા માલમાં અયબ (ઉણપ) ન હોય. અને જો એમાં કોઈ અયબ હોય તો તે સુરતમાં તેને પાછો લેવો જરૂરી ઠરે છે. પરંતુ એના માટે પણ શર્તો અને મર્યાદાઓ છે. જેનું પાલન કરવું જરૂરી છે. કોઈ માહિર મુફતીને રૂબરૂ મળી માહિતી મેળવી લેવી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૮. ફલેટોની વેચાણમાં અંદાજિત ગણતરી :–

**સવાલ :–** આજકાલ બિલ્ડર લોકો જયારે પણ કોઈ ફલેટ નું વેચાણ કરે છે ત્યારે તે લોકો ફલેટ લેવાવાળી વ્યકિતને ફલેટની વેચાણ કિંમત નક્કી કરતી વેળાએ સ્કેવરફુટ (SQ.FIT) ના આધારે ભાવ નક્કી કરે છે. અને સ્કવેરફીટ કારપેટ એરિયાની ઉપર ૩૫ થી ૪૦ ટકા અધ્ધર જ ગણી કાઢી સુપર બીલ્ટ અપ એરીયા ગણી કાઢીને પ્રતિ સ્કવેરફીટ ભાવ નક્કી કરે છે. દા. તરીકે કારપેટ એરીયા ૩૫૦ સ્કવેર ફીટ છે. જેની ઉપર ૩૫ ટકા આસરે કાઢતા અથવા લગાડતા તે ૧૨૨ સ્કવેર ફીટ નીકળે છે. આમ ટોટલ સ્કવેર ફીટ (સુપર બીલ્ટઅપ એરીયા નીચે મુજબ ગણાય છે.)

૩૫૦ સ્કવેર ફીટ કારપેટ એરિયા.

૧૨૨ સ્કવેર ફીટ કારપેટ એરિયાના ૩૫ ટકા લેખે થાય છે.

૪૭૨ સ્કવેર ફીટ સુપર બીલ્ટ અપ એરીયા

હવે એક સ્કવેર ફીટનો વેચાણ ભાવ રૂા. ૫૦૦/– લેખે ટોટલ વેચાણ કિંમત રૂા. ૫૦૦ × ૪૭૨ –રૂા. ૨૩૬૦૦૦/– થાય છે. હવે આ

૩૫ ટકા લેખે નીકળેલ એરીયામાં બીલ્ડર લોકો પાર્કિંગની જગ્યા તેમજ પગથીયાં / દાદરની જગ્યાનો સમાવેશ બતાવે છે, પરંતુ આ રીતની અંદાજીત ગણતરી ચોક્કસ પણે નીકળતી નથી. જયારે પ્રશ્ન અહીં એ ઉપસ્થિત થાય છે કે આ એક વેચાણ કરાર થાય છે અને તે પણ જમીન/મકાનનો છે. જેમાં એક તસુ બરાબર પણ જમીનની વધઘટ એ બન્ને પક્ષો એટલે કે બિલ્ડર તથા ફલેટ લેવાવાળી વ્યકિત માટે આખિરતમાં પકડરૂપ થઈ શકે છે. આથી આવી પ્રકારની વેચાણ પ્રથા અથવા આ પ્રકારની બિલ્ડર તરફથી થતી અંદાજિત ગણતરી શરીઅતની રૂએ કેમ છે? જે જરૂરથી જણાવશો. અથવા આ ધંધા માટે જરૂરી માર્ગદર્શન શરીઅતની રૂએ જણાવશો.

**જવાબ :**–حامداً ومصلياً ومسلما શરઈ રૂએ વેચાણ સહીહ થવા માટે જરૂરી છે કે જે ચીજ વેચવામાં આવી રહી હોય તેના બાબત કોઈ અજ્ઞાનતા ન રહે કિંવા વેચાણ થયેલ વસ્તુ બાબત પૂરી માહિતી બન્નેવ પક્ષો પાસે ઉપલબ્ધ રહેવી જોઈએ જેનાથી ભવિષ્યમાં કોઈ ગેર સમજ તેમજ વિવાદ ઉભો થઈ ન શકે. એજ રીતે કિંમત બાબત પણ કોઈ પ્રકારની અજ્ઞાનતા રહેવી ન જોઈએ. ફલેટોના વેચાણમાં કિંમત નક્કી કરવા બાબત બિલ્ડરો તરફથી જે રીત અપનાવવામાં આવે છે તે વિશે એ લાઈનના અનુભવીઓથી મેળવેલી માહિતીના આધારે કહી શકાય છે કે બિલ્ટ અપ એરીયા તેમજ સુપર બિલ્ટ અપ એરીયાની ગણતરીમાં બિલ્ડરો તરફથી અંદાજીત રૂપે ૩૫ ટકા જે હિસાબ લગાવવામાં આવે છે તેના બદલે અગર તેઓ ચોક્કસ હિસાબ લગાવવા ઈચ્છતા હોય તો તે મૂજબ પણ કરી શકે

છે. અને ચોક્કસ હિસાબ લગાવવાની સૂરતમાં સુપર બિલ્ટ અપ એરિયામાં ટકાવારી ની દ્રષ્ટિએ પંદરથી વીસ ટકાનોજ વધારો થાય છે. અગર વધુમાં વધુ ગણવામાં આવે તો પચ્ચીસ ટકાનો. પરંતુ બિલ્ડરો પોતાની નફાખોરીની વૃત્તિને લઈ પાંત્રીસ ટકાનો હિસાબ લગાવે છે. બલ્કે આજ કાલ તો આપણા સુરતમાં ચાલીસ ટકાની પ્રથા પડતી જઈ રહી છે. જે પૂરા ગુજરાતમાં કોઈ પણ જગ્યાએ નથી. બહરહાલ લખવાનો આશય માત્ર એટલો જ છે કે સુપર બિલ્ટ અપ એરિયાની ગણતરી માટે એમ કહેવું કે તેમાં માત્ર અંદાજો જ લગાવી શકાય છે. ચોક્કસ ગણતરી શકય નથી એ ખોટું છે. તે છતાં અગર એ રીતે કરવામાં આવેલી ગણતરી મુજબ ખરીદ વેચાણ કરવા ઉપર બન્નેવ પક્ષો કોઈપણ પ્રકારની ધોકાબાજી વગર સંમત હોયતો શરઈરૂએ એ વેચાણ સહીહ અને દુરૂસ્ત ગણાશે. ફલેટનો દસ્તાવેજ જયારે તૈયાર કરવામાં આવે ત્યારે તેમાં માત્ર બિલ્ટ અપ એરીયાનોજ ઉલ્લેખ કરવામાં આવે કારણ કે હકીકતમાં વેચાણ એટલા એરિયાનું જ થઈ રહયું છે. જયારે સુપર બિલ્ટ અપના નામે તો ખરીદારને કેટલાક હકો વાપરવાનો જ હક પ્રાપ્ત થાય છે. જેમ કે કોમન, પેસેજ, સીડી, લીફટ, ટેરેસ વિગેરે જેથી વેચાણખતમાં બિલ્ટ અપ એરિયો ચોક્કસ રૂપે લખી સાથે એવું લખી દેવામાં આવે કે એની સાથેના તમામ હકો સાથે આ વેચાણ કરવામાં આવી રહયું છે. અને આગળ બીજા પેરેગ્રાફમાં તે હકોને પણ સ્પષ્ટ રૂપે લખી દેવામાં આવે, જેથી વેચાણ બાબત કોઈ અજ્ઞાનતા બાકી ન રહે અને ભવિષ્યમાં કોઈ વિવાદ કે ગેર સમજ ઉભી ન થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૯. સોદો કર્યા પછી રકમ આપવામાં છેતરપીંડી :–

**સવાલ :–** અમે એક મુસ્લિમ ભાઈ કે જેઓ અમારી જમાઅતના પ્રમુખના ભાઈ છે. હાફિઝે કુર્આન છે. પાંચ વકતના નમાઝી અને માશાઅલ્લાહ દઅવતના કામમાં પણ લાગેલા છે. તેઓ સાથે ધંધાકીય રીતે જોડાયેલા હતા. અમે એક મિલનું કામ કમીશનથી કરીએ છીએ. તેઓને અમે મિલમાં લઈ જઈ ડાયરેકટ મિલના શેઠ સાથે મીટીંગ કરાવી હતી. મીલવાળાએ બજાર ભાવ કરતા ઓછા ભાવે માલ બનાવી આપવાનું કહયું હતું. તેના બદલામાં એડવાન્સ પેમેન્ટની માંગણી કરી હતી. પાર્ટી રૂપે આ એડવાન્સના પૈસા માલની મજુરી પેટે વસૂલ કરવાનું કહયું હતું. જે આપસમાં બન્નેએ મંજુર કર્યું હતું. આ કામ માં અમે ફકત મધ્યસ્થની એટલે કે દલાલ ની ભુમીકા ભજવી હતી. જેના બદલામાં મીટર પર પાંચ પૈસા ડાઈગના અને દશ પૈસા પ્રીન્ટીંગના માલમાં દલાલી નકકી થઈ હતી. થોડા દિવસ કામ ચાલ્યું. એ ભાઈએ થોડા થોડા કરી ૯ લાખ રૂપિયા એડવાન્સ પેટે આપ્યા. એમાંથી ૪.૫૦ લાખ રૂપિયા માલ બનાવીને વસૂલ કરી લીધા. એના પછી તેને તે મિલમાં માલ બનાવવાનો રસ રહયો નહિં, જેથી અમારી પાસે તેણે દગાથી જુઠું બોલી તેની બાકી નીકળતી રકમ કરતાં વધુનો માલ મંગાવીને બીજા દિવસે રોકડા રૂપિયા આપવાનું જુઠું વચન આપ્યું. આ માલ અમારા ભાઈએ પોતાની દલાલીમાં પોતાની દુકાને મંગાવીને એમને આપ્યો. (પાંચ અલગ અલગ પાર્ટીઓ પાસેથી આ માલ મંગાવ્યો) તેની સામે એ ભાઈએ થોડી રકમના ચેકો આપ્યા અને બાકી એક બે દિવસમાં રકમ આપીશ એમ કહયું. પાછળથી એ ભાઈએ આપેલ

તમામ ચેકો રીટર્ન આવ્યા. અને અમે જયારે એ રીટર્ન ચેકો લઈને ગયા ત્યાંરે નાગો જવાબ આપીને કહયું કે અમારા તે મિલમાં રૂપિયા બાકી છે, તે તમો વસૂલ કરી લેશો. એ રૂપિયા અમે આપીશું નહિં. આમ અમારી સાથે છેતર પિંડી અને વિશ્વાસઘાત થયો છે. જે પાર્ટી પાસેથી અમોએ માલ લઈ એમને આપ્યો હતો તે પાર્ટીઓ અમારી પાસે વસૂલી માટે દબાણ કરવા લાગી છે. આપની જાણખાતર લખું છું કે પૈસાં આપવાવાળા ભાઈ ઘણાંજ પૈસા પાત્ર અને વગવાળા છે. જયારે અમો ફકત કમીશનથી કામ કરવાવાળા, ઓછી મુડીનાં માણસો છીએ. મીલવાળો આજે પણ માલની સામે રકમ વસૂલ કરી આપવા તૈયાર છે. મિલવાળાને પણ આ પાર્ટીએ આપેલ રૂા. ૫૦૦૦૦/– નો ચેક રીટર્ન કરાવ્યો છે.

અમો નાના માણસોને હવે ધંધો કેવી રીતે કરવો તે સમજાતું નથી. અમારા સમાજના બે મોટા માણસોને પણ અમે આ બાબતમાં વાત કરી છે. તેમણે પણ અમને કહયું કે આ ખોટુ કર્યું છે. તમે મુફતી સહબને મસલો પુછીને લેખિતમાં જવાબ લાવશો તો ઈન્શા અલ્લાહ અમો દબાણથી તમારૂ કામ કરાવી શકીશું. માટે શરીઅતના હિસાબે અમને ન્યાય મળે એવો લેખિત જવાબ આપશોજી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً એ ભાઈએ ત્રીજા દિવસે રોકડા રૂપિયા આપવાનું વચન આપી આપથી સોદો કર્યો છે. તો શરઈરૂએ જરૂરી છે કે તે મુજબ આપને તે માલની પુરેપુરી રકમ અદા કરે. મિલમાં એમના જે રૂપિયા બાકી છે ત્યાંથી વસૂલ કરી લેવા માટે આપને જે જવાબ આપ્યો છે, એ શરઈરૂએ સહીહ નથી. તેમને જોઈએ કે આપની સાથે કરેલ

સોદાની રકમ વહેલી તકે અદા કરે. સમાજના વગદાર માણસોને જોઈએ કે તેમને આ રકમ અદા કરવા માટે દબાણ કરે. ફકત અલ્લાહ તઆલ વધુ જાણનાર છે.

## ૨૦. "યુનીયનટ્રેડ" ને નફો આપવાની રીત :–

**સવાલ :–** અમારી અનાજ કરિયાણાની દુકાન છે. જેમાં થોડી ખરીદી રોકડેથી તથા મોટાભાગની ખરીદી હોલસેલ વેપારીઓ પાસેથી ઉધારીના ધોરણે થાય છે.રોકડ ખરીદીની સરખામણીએ ઉધાર ખરીદીમાં માલની કિંમત વધારે આપવી પડે છે. વળી વેંપારીઓને પૈસા આપવા માટે નાણાની, તંગી પણ રહેતી હોય છે. જયારે બીજી તરફ અમારી વાલેદા, મસ્તૂરાત, તેમજ બાળકો ની માલિકીની અમુક રકમ ઘરમાં ફાજલ પડી રહે છે. જેથી મેં એક તરીકો ઈખ્તીયાર કર્યો, મારા ભાઈના તેમજ વાલેદા, બહેનો તથા બાળકો તેમજ મારી તથા ભાઈની ઓરતોના પૈસા પૈકી જુદા જુદા ભાગ રાખી એક ફંડ બનાવ્યું. જેમાં કોઈના ૧૦ ટકા કોઈના ૨ ટકા, પાંચ ટકા, જેટલા પૈસાનુંરોકાણ તેટલા હિસ્સાનો શેર રાખી તેનું નામ "યુનિયનટ્રેડ" રાખ્યું (તેમાંથી સહિયારો વેપાર કરવા માટે).

હવે વેપાર એવી રીતે કરવામાં આવે છે કે અમુક આઈટમો "યુનિયનટ્રેડ" હિસાબમાં ખરીદ કરી (લગભગ રોકડેથી) તેના ઉપર અલગ અલગ માલ પ્રમાણે અલગ અલગ નફો ચઢાવી(જેમ કે તેલ, ખાંડ, ઘી માં ૩ ટકા, કોઈ ચીઝોમાં ૪ ટકા, કે ૫ ટકા વિગેરે) તે માલ દુકાનના ખાતે વેચાણ લઉ છું. આમાં ફાયદો એ થાય છે કે ઉધાર ખરીદમાં વધારે

જતી રકમ રોકડ ખરીદીના કારણે બચી જાય છે. જેનો લાભ "યુનિયનટ્રેડ" ને થાય છે. અને એ નફામાંથી મહિને કે બે ત્રણ મહિને રોકાણના હિસ્સા પ્રમાણે દરેકને નફાની વહેંચણી કરવામાં આવે છે.યુનીયન ટ્રેડમાંથી દુકાનમાં વેચેલા માલના પૈસા રફતે રફતે (જેમ બીજા વેપારીઓને આપવામાં આવે છે તે પ્રમાણે)જમાં કરવામાં આવે છે. આમ રકમ જમાં થતી રહે અને બીજો માલ આવતો રહે. તો વેપારનો આ તરીકો ઈખ્તિયાર કરવો સહીહ છે કે નહિં ? અગર કંઈ વાંધાજનક હોય તો સહીહ તરીકો બતલાવવા મહેરબાની કરશો.

જવાબ :– حامداً ومصلياً ومسلماً ખરીદ વેચાણમાં એકજ વ્યકિત બન્નેવ તરફથી સોદો કરી શકતી નથી. આપ જયારે "યુનિયનટ્રેડ" વતી મોટા વેપારી પાસેથી ખરીદ કરો છો ત્યારે તો આપ તેઓ તરફથી ખરીદીના વકીલ બન્યા. ત્યાર પછી એ જ માલ જયારે દુકાન ખાતે વેચાણ લ્યો છો, ત્યારે "યુનિયનટ્રેડ" વતી વેચનાર વકીલ તમે બનો છો. અને દુકાન ખાતે ખરીદનાર અસીલ પણ તમેજ રહો છો. એમાં એક જ વ્યકિતનું સોદો કરવું લાઝિમ આવે છે. માટે હવે પછી જયારે તમે "યુનિયનટ્રેડ" વતી મોટા વેપારી પાસેથી માલ ખરીદ કરી લાવો ત્યાર પછી "યુનિયનટ્રેડ" ની જ કોઈ વ્યકિત (ભાઈ, માં, પત્નિ વિ. માંથી એકાદ)ને એ માલનો હિસાબ આપી, તેમને કહો કે હવે તમે એ માલ મને દુકાન માટે વેચો, તેઓ તમારી ગણતરીનો નફો ચઢાવી તમને વેચે અને તમે ખરીદ કરી લ્યો. જેથી ખરીદ વેચાણ એક જ વ્યકિત દ્વારા થયેલું ન કહેવાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૧. મલાઈમાં પાણી ભેળવી દુધ તૈયાર કરી વેચવું :–

**સવાલ :–** હું એક નેક નમાઝી ઈન્સાન છું. ખુબ જ પાબંદ અને શરીફાઈથી હું મારો દુધનો ધંધો કરૂં છું. એ ધંધાની વિગત આપની સમક્ષ લખી જણાવું છું. હમો ગ્રામ્ય વિસ્તારોની અંદર દુધનો ધંધો કરીએ છીએ. હમો ખેડુત પાસેથી દુધ ખરીદ કરી આગળ મોટા વેપારી (ખાનગી ડેરીવાળાને) આપીએ છીએ. એ વેપારી દુધ લેવાની રીતમાં દૂધને તપાસીને યાની કે દુધમાં કેટલું ક્રીમ (મલાઈ) છે, તે ઉપરથી દુધની કિંમત નક્કી કરી હમોને આપે છે. વેપારી દુધ આ રીતે લઈને તે પોતે પ્રોસેસ કરે છે. દૂધ પ્રોસેસમાં તે ક્રીમ અને સાફરેટ દૂધ બંન્ને અલગ પડે છે. ક્રીમ (મલાઈ)માંથી ઘી બનાવે છે. અને સાફરેટ દૂધમાંથી દહીં બનાવે છે. અમારા જેવા નાના વેપારીઓ પ્રોસેસન મશીન મોટા વેપારીઓ જેવું રાખે છે. તે દૂધ ને પ્રોસેસ કરી મલાઈ અને સાફરેટ દૂધ અલગ કરી તેનું દહીંમાં ઉપયોગ કરી લે છે. અને મલાઈની અંદર પાણી ભેળવી તેનું દૂધ બનાવી દે છે. તે દૂધને બીજા દૂધમાં અમૂક પ્રમાણમાં દૂધના જથ્થાની અંદર ભેળવી દેછે. તેથી દૂધની અંદરનો પારો સમ પ્રમાણમાં આવી રહે છે. તેથી સામા વેપારીને પણ કાંઈ ખોટ જતી નથી. અને નાના વેપારીને ખોટમાં પણ સરભર થઈ રહે છે. અમુક સીઝનમાં દુધનો જથ્થો જયારે વધુ હોય છે, ત્યારે દુધના ભાવ મોટા વેપારી ખૂબ જ ઓછા આંપી નાના વેપારીનું શોષણ કરે છે. જેથી નાના વેપારી ઉપર જણાવ્યા મુજબનો પ્રયોગ કરે છે. ઉપર વિગત વાર જણાવ્યા પ્રમાણે અમે હજુ સુધી આ પ્રયોગ કર્યો નથી. તો શું હમો આ રીતે દૂધ આપી શકીએ છે યા નહી. દૂધના ફેટ પર અમોને

પૈસા આપે છે. એટલે કે દૂધમાં મલાઈ (ક્રીમ) પ્રમાણે ભાવ આપે છે. અને દૂધની ટ્રોવેટી એટલે (પારો) ના પૈસા આપતા નથી.

**જવાબ :–** حامدا ومصليا ومسلما આપે સવાલમાં જણાવેલ રીતે મલાઈમાં પાણી ભેળવી જે દુધ તૈયાર કરશો તે હકીકતમાં દુધ નથી, બલ્કે મલાઈમાં પાણી ભેળવી તૈયાર કરેલું દુધ જેવું મિશ્રણ છે, જયારે તે વાસ્તવમાં દુધ નથી, તો દુધના નામે તેનું વેચાણ જૂઠ અને ધોકાબાજી કહેવાશે, જે દુરૂસ્ત નથી. આપ પોતાના મશીન વડે કાઢેલી મલાઈને મલાઈ અથવા માવા અથવા (ઘી બનાવી) ઘીના રૂપમાં વેચી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૬) મુઝારબત–ભાગીદારી

## ૧. બાપના હેઠળ દિકરાઓ કારોબારમાં શરીક હોય અથવા અલગ રહી કમાણી કરી હોય તો જાયદાદનો માલિક કોણ ?

**સવાલ :–**(૧) હું પાછલા ઘણા વર્ષોથી કામ–ધંધો કરતો હતો. જેમાં ઘણા બધા મશીનો પણ હતા. મારા છોકરાઓ મારી સાથે કામ શીખતા હતા. કોઈ કારણ સર હું ત્યાંથી જતો રહયો. હું હાલ એકલો રહું છું.મારા છોકરા જવાન થઈ ગયા. મારા માલિકીના મશીનો તેમની પાસે છે.અને તેનાથી કામ ધંધો કરે છે. અલ્હમ્દુલિલ્લાહ આવક સારી છે. અને તે આવકથી મારા અમુક પુત્રોએ જાયદાદ મિલ્કત ખરીદી. તો પૂછવાનો મકસદ એ છે કે મારા પુત્રોએ મારા માલિકીના મશીનો ની આવક થી જે

કઈ મિલ્કત જાયદાદ ખરીદી તો તેમા શું મારા બીજા પૂત્રો—પુત્રીઓ અને હું પોતે હકદાર છું કે નહી ?

નોંધ :— મારા પુત્રો જે દુકાન માં કામ કરે છે અને કમાણી કરે છે તે દુકાન મારી માલિકીની છે.

**સવાલ :—** (૨)મારા જે પુત્રોએ મારી મશીનો પર કબ્જો કર્યો છે. તેઓ મારા મકાનમાં જે મારી માલિકીનું છે કબ્જો કરી રહે છે. તો શરઈ દ્રષ્ટિએ શું હુકમ છે ? તેમના પોતાના મકાન હોવા છતાં મારા મકાન પર કબ્જો કર્યો છે. તો શું હુકમ છે. જવાબ આપવા વિનંતી છે.

**સવાલ :—** (૩)જે વખત મારી સાથે મારા છોકરા કામ કરતા હતા અને મારી સાથેજ એ છોકરાઓનું ખાવા પીવાનું હતું. તે વખત મેં પૈસા ભેગા કરી મિલ્કત ખરીદી હતી તે મિલ્કતમાં આ છોકરાઓનો હિસ્સો લાગશે કે નહી. શરીઅતની રોશનીમાં જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :—** (૧)حامداً ومصلياً ومسلما દિકરાઓ જયારે બાપના હેઠળ તેની છત્રછાયામાં રહી પરિવારના એક ભાગરૂપે એ રીતે કે તેઓના ખાવા—પીવા તેમજ અન્ય જરૂરતોની જવાબદારી પણ બાપના શિરેજ હોય, એ પ્રમાણે બાપેજ પોતાની મુડીથી શરૂ કરેલ કારોબારમાં તેના મદદગાર તરીકે કામ કરતા હોય તો એ સૂરતમાં બધીજ કમાણીનો માલિક બાપ ગણાશે, અને જો એવું ન હોય તો તે કમાણી દિકરાઓની જ કહેવાશે.

પૂછેલી સુરતમાં આપના દિકરાઓએ આપથી અલગ રહી જે કમાણી કરી છે અને તેનાથી જે મિલ્કત જાયદાદ ખરીદી છે તે કમાણી તેમજ તેના વડે ખરીદ કરવામાં આવેલ મિલ્કત જાયેદાદમાં આપ તેમજ આપના

બીજા પુત્રો–પુત્રીઓનો કોઈ હક–હિસ્સો નથી તન્કીહુલ ફતાવા–હામિદિય્યહમાં છે.

وأما قول علمائنا اب و ابن يكتسبان فى صنعة واحدةولم يكن لهما شىء ثم اجتمع لهمامال يكون كله للاب اذا كان الابن فى عياله فهو مشروط كما يعلم من عباراتهم بشروط منها اتحاد الصنعة وعدم مال سابق لهما وكون الابن فى عيال ابيه فاذا عدم واحد منها لا يكون كسب الابن للاب الخ (૨/૧૭)

અલબત્ત તેઓ જે દુકાનમાં કામ કરે છે, તેમજ જે મશીનો વડે ધંધો કરે છે તે દુકાન અને મશીનો આપની માલિકીની હોય તેઓ માટે જરૂરી છે કે આપને સુપ્રત કરે. તેઓનું એ દુકાન અને મશીનો ઉપર આપની મરજી વિરૂધ્ધ કબ્જો જમાવી રાખવું નાજાઈઝ છે.

(૨) આપના જે મકાન ઉપર આપની મરજી વિરૂધ્ધ તેઓએ કબ્જો કર્યો છે તે પણ શરઈરૂએ દુરૂસ્ત નથી. નાજાઈઝ છે. તેઓને જોઈએ કે તે મકાન આપને પરત કરે.

(૩) તે વખતે આપે જે મિલ્કત ખરીદ કરી છે તેના માલિક આપ જ છો. અત્યારે તેમાં તેઓનો કોઈ હક–હિસ્સો નથી. અલબત્ત રજા–કજા થયે આપના મૃત્યુ પછી અવલાદ હોવાને લઈ તેઓ પણ શરઈરૂએ વારસદાર હોવાને લઈ હકદાર ઠરશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. ભાગીદારી માં ધંધો કરવું :-**

**સવાલ :-** ભાગીદારીમાં ધંધો કરવા બાબતે શરીઅતનો શું હુકમ છે ? એક માંણસના પૈસા હોય અને એક માણસની મહેનત, નફામાં બન્નેનો અડધો ભાગ. બિયારણ ને મજૂરીનો અડધો ખર્ચ મહેનત કરનારે આપવો પડશે. આ રીતે ધંધો કરેતો શરીઅત ની રૂએ જાઈઝ છે ? બન્ને ભાગીદાર શરીઅતની રીતે કેવી રીતે ધંધો કરી શકે ? નુકશાન થાય તો બન્નેએ ભરવાના કે એક માણસે ? ખુલાસાથી સમજાવવા મહેરબાની.

**જવાબ :-** حامداً ومصلياً ومسلماً બિયારણ તો ધંધા માટે જેણે રકમ આપી છે તેમાંથીજ ખરીદવામાં આવશે. મજૂરી પણ તેમાંથીજ ચુકવવામાં આવે. મતલબ કે રકમની પૂરી જવાબદારી એક પાર્ટી ઉપર હોય. અને મહેનત પૂરી બીજા પક્ષ તરફથી હોય. જે પક્ષ ઉપર મહેનત છે. તેના ઉપર ખર્ચ નાખવામાં ન આવે. નુકશાન થાય તો તેને સૌ પ્રથમ તો નફામાંથી ભરપાઈ કરવું અને નફો જમાં ન હોય તો અસલ રકમ ઉપર જ નુકશાન લાગશે. મહેનત કરનાર ઉપર નુકશાનની જવાબદારી નથીં. એની મહેનત ઉપર એને કાંઈ ન મળ્યું એજ એના માટે કાફી છે. (બદાઈઅુસ્સનાએઅ ૬/૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. ભાગીદારીના ધંધામાં મિલ્કતોના મૂલ્યમાં જે વધારો થાય તેમાં વર્કીંગ પાર્ટનર નો પણ ભાગ રહેશે.**

**સવાલ :-** અમારી પેઢી (કંપની) માં અમારા કુટુંબના ભાઈઓ, બહેનો તથા અમારા નજીકના સગાઓ સાથે નું જોડાણ છે. જેની અમે નીચે

પ્રમાણેની વ્યવસ્થા રાખેલી છે.

દરેક કોટુંબિક સભ્યોના નાંણા અમારા ચોપડે (બુકસ ઓફ એકાઉન્ટ)માં કેપીટલ તરીકે સભ્યોના એકાઉન્ટમાં જમાં કરી રોકાણ કરવામાં આવે છે. અને તે રોકાણમાંથી ખર્ચાઓ જે પણ થયા હોય (પર્સનલ) તે દરેક ખર્ચાઓ દરેક રોકાણદારોનાં ખાતે ઉધારવામાં આવે છે. અને જે કંઈ પણ નફા સામે વર્કીંગ ભાગનો નફો બાદ કરી દરેક ના રોકાણ પ્રમાણે જમા રહેતી રકમ પર જે પણ ટકાવારી આવે તેની વહેંચણી કરીએ છીએ. અને તે રકમ રોકાણદારોના પર્સનલ ખાતામાં જમાં લઈ જે રકમ બને તેના પર ઝકાત અદા કરાવીએ છીએ. અને તે રકમ દરેક રોકાણદારોનાં ખાતે (લખવામાં) ઉધારવામાં આવે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે વર્કીંગ ભાગ જે છે, તે ભાગ ઉપરોકત મુડી રોકનારા ભાઈઓ તથા એમના દિકરાઓની વચ્ચે તેમના વર્કીંગ ભાગના મહેનતાણા તરીકે અપાય છે. દાખલા તરીકે એક લાખ રૂપિયા નફો હોય જેમાંથી ૨૫ % લેખે રૂપિયા પચ્ચીસ હજાર (૨૫૦૦૦/–) મહેનતાણાના તબક્કે કામ કરનારાઓને આવે છે. બાકી રહેલી રકમ ૭૫ % ની રૂપિયા ૭૫૦૦૦/– (પંચોતેર હજાર) દેરક રોકાણદારને એમની જમાં રહેલી રકમ ઉપર ટકાવારી પ્રમાણે વહેંચણી કરવામાં આવે છે.

કોઈ કોટુંબીક સભ્ય કંપનીમાંથી છૂટો થવા માંગે ત્યારે કંપની દરેક અસ્કયામત (મિલ્કત) ની બજાર કિંમતની આકરણી કરી જે વધારો થાય તે રકમ મુડીનાં હિસ્સા પ્રમાણે છૂટા થનાર વ્યકિતને આપવામાં આવે છે. (આ આકરણી ની રકમમાંથી મહેનતાણું આપવામાં આવતું નથી.) અને તે

રકમ દરેક કેપીટલવાળાનાં ખાતે જમાં કરી અસ્કયામત (મિલ્કત) ના ખાતે ઉધારવામાં આવે છે. અર્થાત બાકીની મુડી રોકનારા છે તેની ઉપરોકત રકમ રોકાણ (ઈન્વેસ્ટમેન્ટ)માં આવી જાય છે. આગળ પાંચ થી છ વખત છૂટા થનારા અથવા અવસાન પામનારાઓના ટાઈમે કંપનીની મિલ્કતોની કિંમતની આકરણી કરી બાકીના રોકાણ કરનારાઓના રકમમાંથી જે તે સભ્યને છૂટા કરવામાં આવે છે.

અગાવ અમે ફકત ટેક્ષટાઈલ્સ અર્થાત કાપડ ઉદ્યોગ સાથે સંકળાયેલા હતા. તે ઉપરાંત તેમાં વપરાતા યાર્ન નો અમારો વર્ષો જુનો ધંધો હતો. તેમાં અમારું કોટુંબીક રોકાણ રહેતું હતું. જેમાં લુમ્સ ખાતા, ડાંઈગ હાઉસો, યાર્ન બનાવવાની મશીનરીઓ અને તેની જરૂરત પ્રમાણેની જગ્યાઓમાં અમારૂ રોકાણ થતું હતું. હવે અમો કન્સટ્રકશન નું કામ કરીએ છીએ અને તેમાં રોકાણ કરીએ છીએ. તેમાં જે પણ કેપીટલનું રોકાણ થતું અને જે કંઈ પણ નફો થતો, ઉપરોકત વ્યવસ્થા પ્રમાણે વર્કીંગ તથા કેપીટલમાં ટકાવારી પ્રમાણે વહેંચણી કરતા.

હવે આ દરમ્યાન અમારા કુટુંબ પાસે થોડી નાણાંકિય છૂટ રહેતા અમો નાંણાનું જમીનોમાં રોકાણ કરેલ. અને તે રોકાણો ધંધાકિય આશયથી કરવામાં આવેલ અને મિલ્કતો વસાવેલ હોય, મિલ્કતોની કિંમતમાં વધારો થતો હોય જે તે વર્ષમાં કિંમતની ગણતરી કરી તે રીતે ઝકાત પણ અદા કરેલ. અને તે ઝકાત મિલ્કતોમાં રોકાણ કરનારાઓ ભોગવતા. અર્થાત મિલ્કતોમાં ખાતામાં ઉધારવામાં આવતું. હવે આ મિલ્કતોનું જે રોકાણ છે તેની કિંમતમાં જે વધારો થાય છે, તે વર્કીંગ ભાગવાળાને મહેનતાણા તરીકે

અપાય કે કેમ ? કારણ આ મિલ્કતોનું રોકાણ છે. એટલે ફકત આ વધારો કેપીટલવાળા ને આપવું જોઈએ કે કેમ ?

જવાબ :–حامداً ومصلیاً ومسلماً બે અથવા તેથી વધુ વ્યકિતઓ આપસમાં એવો કરાર કરે, જેના વડે તેઓ પોત પોતાનો માલ ભેગો કરી તેને ધંધામાં લગાવી અથવા તેઓ ભેગા મળી કોઈ નફાવાળું કામ કરી તેનાથી મળેલ નફો આપસમાં વહેંચી લીયે. તેને શરીઅતની પરિભાષામાં શિર્કતે અકદ (ધંધાકીય ભાગીદારી) કહેવામાં આવે છે. તેના ત્રણ પ્રકાર છે. શિર્કતે અમવાલ, શિર્કતે અ'અમાલ અને શિર્કતે વુજૂહ, પહેલા પ્રકાર શિર્કતે અમવાલમાં બે યા તેથી વધુ વ્યકિતઓ પોત–પોતાની ચોકકસ મુડી ધંધામાં લગાવે, એ રીતે કે તેઓ બધાજ અથવા તેમાંથી કેટલાક કામ કરશે અને મળેલ નફો બધાઓમાં સહિયારો રહેશે. આ શિર્કત (કિંવા ભાગીદારી) ના શરઈરૂએ સહીહ હોવા માટે એક શર્ત એ પણ છે કે નફાનું ધોરણ નકકી કરી લેવામાં આવે કિંવા દરેક ભાગીદારને કુલ નફાનો કેટલો ભાગ અથવા કેટલા ટકા મળશે, તે નકકી કરવું જરૂરી છે. જે ભાગીદાર માટે એવું નકકી કરવામાં આવ્યું હોય કે તે કામ પણ કરશે, તેના માટે નફો તેણે રોકેલ મૂડીની તુલનામાં વધારે નકકી કરવામાં આવે તો તે પણ જાઈઝ છે. ચાહે બીજો ભાગીદાર કામ કરે યા ન કરે, કામ નહિં કરનાર ભાગીદાર માટે તેના મૂડી રોકાણની તૂલનામાં ઓછો નફો નકકી કરવું પણ જાઈઝ છે. બહરહાલ કામ કરનાર ભાગીદારો માટે તેઓના કામને લઈ તેમના મૂડી રોકાણ કરતા વધારે નફો આપવો દુરૂસ્ત છે, વર્તમાન યુગમાં ભાગીદારીમાં કરવામા આવતા વેપાર–ધંધાઓમાં નફાને વહેંચવા માટે વર્કીંગ અને

કેપીટલની જે પરિભાષા ચાલી રહી છે. તેનો ખૂલાસો એટલો જ છે કે વર્કીંગના નામે અલગ કરવામાં આવતો નફો કામ કરનારા ભાગીદારોમાં જ વહેંચવામાં આવશે અને કેપીટલના નામે અલગ કરવામાં આવેલ નફો, બધા ભાગીદારોને પોત–પોતાની મૂડી મુજબ વહેંચવામા આવશે. બહરહાલ આ રીત ઉપર જણાવેલ સિધ્ધાંત મુંજબ દુરૂસ્ત છે.

શરીઅતની પરિભાષામાં નફો પ્રાપ્ત કરવાના આશયથી માલની લે–વેચને તિજારત કહેવામાં આવે છે. (મોઅજમુ મુસ્તલહાતીલ–માલીયહ પેજ–૧૨૭) અને તિજારતમાં રોકવામાં આવેલી મૂડી ઉપર થયેલ વધારાને શરીઅતની પરિભાષામાં નફો કહેવામાં આવે છે (મોઅજમ પેજ–૨૨૬)

વેપાર અર્થે કોઈ પણ પ્રકારનો માલ ખરીદ કર્યા પછી (તેનું વેચાણ કરતાં પહેલાં) જેટલી મુડી વડે તે ખરીદ કરવામા આવ્યો હતો, કિંમતોમાં વધારો થવાને લઈ તેની કિંમતમાં જે વૃધ્ધિ થઈ છે કિંવા ખરીદ કર્યાની તારીખે જેટલા પૈસાનું રોકાણ કરી તેને ખરીદ કરવામા આવ્યો હતો, સમય પસાર થવાને લઈ કિંમતમાં વૃધ્ધિ થવાથી આજની તારીખે તેની કિંમત અસલ મુડીથી વધી ચૂકી છે. તો એ વધારાને પણ શરઈરૂએ નફોજ સમજવામાં આવશે અને તે નફામાં વર્કીંગ પાર્ટનરોને ભાગીદારી કરતી વખતે તેમના માટે નક્કી કરવામા આવેલ ધોરણ મુજબ હિસ્સો મળશે. હિદાયહમાં એક મસ્અલહની છણાવટ કરતાં સાહિબે હિદાયહ લખે છે.

فان كان فى المال ربح، لم يجز له ان يشترى من يعتق عليه... (الى ان قال).... فان زادت قيمتهم بعد الشرى، عتق

نصيبه منهم؛ لملكه بعض قريبه. ولم يضمن لرب المال شيئا ،لانه لا صنع من جهته فى زيادة القيمة ولا فى ملكه الزيادة، لان هذا الشيء يثبت بطريق الحكم الخ

(હિદાયહ આખીરયન પેજ–૨૬૧)

ઉપરના હવાલામાં માત્ર કિંમતમાં વધારો થવાને લઈ કામ કરનાર ને તેમાં હિસ્સો મળવાની સ્પષ્ટ શબ્દોમાં ચોખવટ કરવામા આવી છે, તિજારતની ઝકાત બાબત જયાં ચર્ચા કરવામા આવે છે ત્યાં સ્પષ્ટ શબ્દોમાં લખવામાં આવ્યું છે કે ઝકાત અસલ મુડી અને નફા બન્નેવ પર લાગુ પડે છે.જુઓ (ઈમ્દાદુલ ફતાવા ૨/૨૧,૧૯) એટલા જ માટે વેપાર માટે ખરીદ કરવામાં આવેલ વસ્તુ જેટલી કિંમતમાં ખરીદવામાં આવી હતી, ઝકાતનું વરસ પુરૂં થતાં ભાવોમાં વધારો થવાને લઈ તે વસ્તુનું મૂલ્ય વધી ગયું છે, તો એ સુરતમાં તે વસ્તુ ખરીદવા માટે જે મુડી રોકવામાં આવી હતી તેમાં તેમજ ભાવો વધાવાને લઈ મૂલ્યમાં જે વધારો થયો છે, તે બન્નેવમાં ઝકાત લાગુ પડશે.

જેથી વરસ પુરૂં થતાં આપ જયારે મિલ્કતોનો હિસાબ કરો ત્યારે તે મિલ્કતો ખરીદવા માટે રોકવામાં આવેલ મુડી જેની જેટલી હતી તેના ઉપર તે મુજબ તેની ઝકાત લાગુ પડશે. અને તે મિલ્કતોની કિંમતમાં જે કંઈ વધારો થયો છે, તે વધારો નફો હોવાને લઈ ભાગીદારી વખતે નફાની વહેંચણી જે ધોરણે કરવામા આવી છે. વર્કીંગ અને કેપીટલ, તે મુજબ જેના હિસ્સામાં જેટલો નફો આવે છે તેની ઝકાત તેના ઉપર વાજિબ થશે. (હિન્દીયહ ૧/૧૮૧)

ولو لم يبلغ نصيب كل واحد نصابا، لا يجب شيء. في شرح الطحاوي فان كان نصيب كل وا حد منهما على الانفراد يبلغ نصابا كاملا، تجب الزكوة والّا فلا، سواء كان شركتهما شركة عنانٍ او شركة مفاوضة او شركة بالارث وغيره من اسباب الملكً .(فتاوی تاتارخانیه ۲/۲۹۷، ۲۹۸)

فان كان نصيب كل واحد منهمايبلغ نصابا، وجبت الزكوة وإلا فلا،سواء كان شركتهما عنانا أو مفاوضة او شركة ملك بالارث أوغيره من اسباب الملك . (هنديه ۱/ ۱۸۱)

જેથી આજ સુધી આપે તે મિલ્કતોમાં આવતી બધીજ ઝકાત મુડી રોકાણ કરનારાઓ પાસેથી વસૂલ કરી આપની એ રીત દુરૂસ્ત ન હતી. અને હવે જયારે એ વાત સ્પષ્ટ થઈ ચુકી કે ભાવોના વધવાને લઈ મિલ્કતોના મૂલ્યમાં જે વધારો થાય છે તે વધારાનો શુમાર પણ શરઈરૂએ નફામાં થાય છે. એમાં કેપીટલવાળાઓની જેમ વર્કીંગવાળાઓનો પણ ભાગ રહેશે. જેથી આજ સુધી આપે કોઈ કૌટુંબીક સભ્યના કંપનીમાંથી છૂટા થવા વખતે મિલ્કતોની બજાર કિંમતની આકરણી કરી તે વધારાને માત્ર મુડી રોકાણ કરનારાઓના ખાતે જમા કરવી આપની એ રીત પણ શરઈરૂએ દુરૂસ્ત ન હતી.બલ્કે એ વધારો નફો હોવાને લઈ જરૂરી હતું કે તેમાં વર્કીંગ અને કેપીટલ બન્નેવના હિસ્સાઓ તેઓ માટે નક્કી કરેલ ધોરણ મુજબ રાખવામાં આવે અને એના જેઓ હકદાર છે તેઓના ખાતે જમા કરવામા આવે. જેથી આજ સુધી આપે તે વધારાને માત્ર મુડી રોકાણ

કરનારાઓના ખાતે જમા કર્યો અને વર્કીંગ વાળાઓનો તેમાં હિસ્સો ન રાખ્યો. આપની એ રીત પણ શરઈરૂએ દુરૂસ્ત ન હતી. માટે ભવિષ્યમાં તો ઉપરોકત બન્નેવ રીતોમાં જવાબ માં સુચવ્યા મુજબનો સુધારો કરી લેશો અને ભુતકાળમાં જે બન્યું તેને પણ ફરીથી હિસાબ કરી સુધારી લેશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. એક ભાગીદાર અન્યથી કર્ઝ લઈ પોતાના ભાગમાં શરીક કરી નફો આપી શકે ?

**સવાલ :–** હું આઈસ્ક્રીમની દુકાનમાં ૧૦ પૈસા નો ભાગીદાર છું, તેમાં મારા ભાગના રૂા. ૧૨ લાખ રોકયા છે. હવે મારે બીજા ધંધામાં રૂપિયાનું રોકાણ કરવું છે. મારી પાસે દેશમાં જમીન છે. તો તે વેચી બીજા ધંધામાં રોકાણ કરવું છે. પણ મંદીના કારણે જમીનની કિંમત વ્યવસ્થિત આવતી નથી. હવે મેં નવા ધંધામાં થોડું રોકાણ કર્યું છે. મારી પાસે બીજા ભાગીદારો રૂપિયાની માંગણી કરે છે. તો રૂપિયા મારી પાસે નથી, તો હું આઈસ્ક્રીમની દુકાનમાંથી ૫ પૈસા ભાગ રૂા. ૬ લાખમાં ટેમ્પરરી વેચી બીજાને મૌખિક આપું છું (ભાગીદારી (એગ્રીમેન્ટ)માં નવા ભાગીદારનું નામ નહિં આવે) જયારે મારી પાસે રૂા. ૬ લાખ ની સગવડ થશે, રાખનાર પાર્ટીને રૂપિયા આપી ભાગ પાછો લઈ લેવો, તે શરતે ભાગ આપવા માંગુ છું. ત્યાંર સુધી રૂપિયા રોકનાર પાર્ટી જે કાંઈ નફો આવે તે લઈ લેશે, તો આ રીત નો વ્યવહાર કરવો જાઈઝ છે કે નહી તે લખી જણાવશો.

**જવાબ :–** حامدا ومصلیا ومسلما આ રીતનું વેચાણ શરઈ રૂએ દુરૂસ્ત

નથી. બલ્કે ફાસીદ છે. અને ગીરોના હુકમમાં છે. (ફતાવા મહમૂદીય્યહ–૨૯૦). ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૫. ભાગીદાર પગાર લઈ શકે છે :–

**સવાલ :–** હું એપેક્ષ ટાઈમ પ્રાઈવેટ લિમીટેડ માં ૧૦ પૈસાનો ભાગીદાર છું, હું આ કંપનીમાં પગાર ઉપર મેનેજમેન્ટ કરૂં છું. કંપની બે વર્ષથી અમલમાં છે. કંપની ની આવક અને ખર્ચ સરભર થાય છે. નફામાં આવી નથી. અમે સાંભળ્યું છે કે ભાગીદાર કંપનીમાં પગાર લઈ શકતો નથી. ચલાવવા અથવા મેનેજમેન્ટ પેટે જે ભાગીદાર નક્કી કરે તે લઈ શકે છે. અમારી કંપનીમાં ચલાવવા માટે ભાગ આપવામાં આવતો નથી, તો પગાર લેવો જાઈઝ છે કે નહી તે લખી જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً હઝ. મુફતી રશીદ અહમદ લુધીયાનવી સાહબે અહસનુલ ફતાવા ૭/૩૨૧ થી ૩૨૮માં એની ઈજાઝત આપી છે.

### ૬. મુઝારઅતની એક સુરત દરેક ચીઝમાં અડધો અડધો ભાગ

**સવાલ :–** અમારે ત્યાં ખેતર અડધા ભાગે ખેતી માટે આપવાનો રીવાજ છે. જેની રીત એ છે કે જમીન વાળો અને ખેતી કરનાર બંને ને દરેક ચીજમાં અડધો અડધ ભાગે ખર્ચ આપવાનો રહે છે. અને પાકમાં અડધો અડધો વહેચી લેવાનું રહે છે. બીજ–પાણી–ખાતર ટ્રેકટર વગેરેથી ખેડવાની તેમજ મશીનથી ઘઉં વગેરે કઢાવવાની તેમજ મજદૂરથી મજદૂરી

કરાવવાની ઉજરત જે કઈ પણ ખર્ચ આવે, અડધો અડધો બંને કાઢે. તો આ રીત શરીઅતના રીતે જાઈઝ છે કે નથી ? જે રીત જાઈઝ નથી તેની કોઈ મુતબાદીલ શકલ થઈ શકે તો જણાવશો, કેમકે જો આ રીતે ખર્ચ ના આપીએ તો કોઈ ખેતી વાવતું નથી. અને ઉમુમે બલવા જેવું છે જેથી વિગતવાર જવાબ આપવા મહેરબાની કરશો, જેથી દરેકને બા ખબર કરી શકાય અને અમુક તો શરત કરે છે કે અત્યારે ખર્ચ ખેતી વાવનાર પુરેપૂરો કાઢે અને જયારે પાકે ત્યારે ખર્ચ જેટલું ખેતીના પાકમાંથી વસૂલ કરીલે તો આ શરત કેવી છે. શરત કર્યા વગર ખેતી કરનાર સામેથી ખુશીથી કહે કે પૂરો ખર્ચ હું આપી દઉ છું અને પાકમાંથી વસૂલ કરી લઈશ, તો કેવું છે?

જવાબ :–حامداً ومصلیاً ومسلما ફિકહની કિતાબોમાં મુઝારઅત કિંવાં જમીન ભાગે આપવાની જે જાઈઝ સુરતો લખી છે તેમાં પૂછેલી સુરત નો સમાવેશ નહિં હોવાને લઈ આ પૂછેલી સુરત ના જાઈઝ છે.

અગર પૂછેલી રીત સિવાય કોઈ ખેતી વાવતું ન હોય તો ખેતરનો માલિક ખેતરને ભાગે આપવાના બદલે ભાડે કિંવા ગણોતે આપી શકે છે. ચોક્કસ મુદત માટે ચોક્કસ વસ્તુ વાવવાની ચોખવટ સાથે ભાડા રૂપે ચોક્કસ રકમ નક્કી કરી આપી શકે છે. એ રીતે જમીન પણ ખાલી નહિં પડી રહેશે અને જમીન માલિકને પોતાની જમીન ની આવક રૂપે રોકડ રકમ ભાડાની મળી જશે. તે રોકડ રકમથી પોતાની જરૂરતનું અનાજ ખરીદી શકે છે. અને જો ભાગેજ આપવી હોય તો માત્ર જમીન આપી બાકીની બધીજ જવાબદારી ખેડૂત ઉપર નાખી પોતાનો ભાગ અડધો નહિં રાખતાં, ત્રીજો અથવા ચોથો રાખી શકે છે. એતો જમીન માલિક પોતે

અડધો ભાગ માંગે છે એટલે કોઈ વાવતું નથી, કારણકે ખેડનારને ખર્ચ સાથે પરવડતું નથી. પરંતુ અગર જમીન માલિક પોતાનો ભાગ અડધો રાખવા ને બદલે ત્રીજો યા ચોથાઈ રાખશે તો કોઈ ઈનકાર નહિં કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૭. એક મહીના સુધીની ભાગીદારીમાં વધુ મુદત ખેંચવું. :–

**સવાલ :–** આજથી ચાર વર્ષ પહેલાં સુરતમાં રહેનાર એક વ્યકિત કે જે આલીમ પણ છે, તેના સાથે મેં તેના કહેવાથી નવ લાખ રૂપિયા નું રોકાણ એક કાયદેસરનાં ધંધામાં કર્યું હતું. રૂપિયાનું રોકાણ કરવા પહેલાં તે ભાઈ તરફથી એવી શરત નક્કી થઈ હતી કે એક મહિના માં રોકેલા રૂા. છૂટા થઈ જશે. તથા ધંધામાં સારી બરકત રહેશે. બસ આ વાત પર કે આલીમ માણસ કોઈ દિવસ બેઈમાની કે ધોકો નહી કરે એ હિસાબે એના ઉપર વિશ્વાસ મુકી એને એક મહિનાની અંદર રોકડા નવ લાખ રૂપિયા મેં એને આપ્યા હતા. ત્યાર બાદ એક મહિનાની જગ્યાએ એક વર્ષ પછી પણ ધંધો કેમ ચાલે છે, ધંધાનું પોજીશન કેવું છે ? મુદલ રોકેલા રૂપિયા કયારે છૂટા થશે. એની કોઈ વાત કે ખુલાસો પણ નહિં. ત્યાર બાદ બરાબર દોઢ વર્ષ પછી જે ધંધાનું રોકણ મારી પાસે કરાવેલું એ બાબતે ખરી–ખોટી વાતો કરી રૂપિયા આપવા માટે અસંખ્ય જુઠા વાયદાઓ કર્યા. અને એ દરમિયાન બેથી ત્રણ વખત તો તમારી નવ લાખ રૂપિયાની મુડી એક સાથે આપી દઈશ અને નફાનો હિસાબ પછી કરીશું એ રીતે પણ જુઠી તસલ્લી આપી અને સમજાવ્યો હતો. મારી રૂપિયાની પોજીશન ખરાબ હોવા છતાં હું સબર

કરતો હતો. ત્યાર બાદ મેં બહુ કાલાવાલા કર્યા તો છ મહિના પછી ટુકડે ટુકડે સાડા ત્રણ લાખ જેટલી રકમ આજ દીન સુધી એ આલીમ ભાઈએ મને આપી છે. ત્યાર બાદ ત્રણ ચાર મહિના પહેલા મેં મારા નીકળતા રૂપિયા જલ્દી આપવા તથા તાત્કાલિક દસ હજાર રૂપિયાનો બંદો બસ્ત કરી આપવા કહયું તો મને એ આલીમે છેલ્લો એવો જવાબ આપ્યો કે આપણા ભાગીદારીના ધંધામાં ખોટ ગઈ છે. એટલે તમે એ રૂપિયાનું નામ નલ્યો, મતલબ કે તમારા નિકળતા રૂપિયા ભુલી જાવ. ત્યારે મેં તેને સવાલ કર્યો કે તારા કહેવાથી મેં તારી સાથે ભાગીદારીમાં એક નંબર નો એટલો કાયદેસરનો ધંધો કર્યો હતો તો એ હિસાબે એ ધંધા અંગેનો ઈમાનદારી પૂર્વક મને હિસાબ આપ, અને મને પછી સમજ પાડ કે ધંધામાં કેવી રીતે ખોટ ગઈ ? તો હું એ ખોટ ખમવા તૈયાર છું. તો એ ના પાડે છે અને જુઠી જુઠી વાતો કરી કુર્આન શરીફ પકડવાની પણ વાત કરે છે. જોકે મેં એના પાસે દુન્યવી દૌલત માટે કુર્આન શરીફ પકડાવ્યું નથી અને પકડાવવાની ઈચ્છા પણ નથી. ટુંકમાં હવે મારે એ આલીમ સાથે શું કરવું ? તે મને સમજ નથી પડતી. ઉપર લખેલી બાબતમાં શરીયતના હિસાબે કઈ રીતે નિકાલ આવી શકે એ પ્રમાણે ફતવાનો જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :—** حامداً ومصلیاً ومسلماً આપે સવાલમાં જે હકીકત દર્શાવી છે તેમાં સૌ પ્રથમ આપે પોતાના એ ધંધાકીય ભાગીદાર સાથે જે શર્ત નક્કી કરી હતી કે "એક મહીનામાં રોકેલા રૂપિયા છૂટા થઈ જશે" જેનો મતલબ એ થયો કે આપના તરફથી આપવામાં આવેલ રકમથી તો ધંધો માત્ર એક મહીનો જ કરવામાં આવશે, અને તે એક મહીનામાં એટલો નફો થઈ જશે

કે ત્યાર પછીનો ધંધો આપના નવ લાખ વડે નહિ બલ્કે નફા વડે મેળવેલ રકમથી થશે. માટે હવે તે ભાઈની ફરજ ઠરે છે કે એક મહીના સુધી ધંધો કરી જે પરિણામ આવે તેની આપને જાણ કરે. ધંધાને એક મહીનાથી ઉપર લઈ જવું અને એક મહીનાથી વધુ મુદત આપની આપેલ મુડી નવલાખ નું રોકાણ કરી રાખવું આપસમાં નક્કી થયેલ શર્તનું ઉલ્લઘન હોવાને લઈ આપની આપેલ તમામ મુડી પરત કરવાની તેમના ઉપર જવાબદારી આવે છે. (દુર્રે મુખ્તારમાં ૪/૫૪૨)

ولا يملك ايضا تجاوز بلد او سلعة او وقت او شخص عينه المالك لان المضاربة يقبل التقييد ولو بعد العقد......فان فعل ضمن بالمخالفة وكان ذالك الشراء له(قوله الشراء له) وله ربحه وعليه خسرانه ولكن يتصدق بالربح عندهما(در مختار شامی ۴/۵۴۲)

(અર્થાત) ધંધાકીય ભાગીદાર કિંવા મુઝારિબને માલિક તરફથી નક્કી કરવામાં આવેલ શહેર યા સામાન યા સમય યા વ્યકિતથી હટવાની ઈજાઝત નથી, કારણ કે એ રીતની લાભકારક પાબંદી મુઝારબતમાં લાગુ પડે છે. હવે જો તે ભાગીદાર તેનું ઉલ્લંઘન કરશે તો મુડીનો જવાબદાર ઠરશે અને ધંધાની ખરીદી તેના શિર રહેશે. કિંવા નફો થશે તો એનો ઠરશે અને ખોટ જશે તો તેના શિર પડશે..(દુર્રે મુખ્તાર શામી ભાગ ૪/૫૪૨).

આપના ભાગીદારની વાતોમાં વિરોધભાસ પણ છે. પહેલાં કહયું કે "નવલાખ ની મુડી એક સાથે આપી દઈશ. નફા નુકશાનનો હિસાબ પછી કરીશું" પછી કહે છે "આપણા ભાગીદારીના ધંધામાં ખોટ ગઈ છે "

સારાંશકે આપ તેમની પાસેથી પોતાના નવ લાખ રૂપિયા પુરેપુરા વસૂલ કરી લ્યો અને નફાની માંગણી ન કરો. પોતાના નવ લાખ વસૂલ કરવા માટે શરઈ મર્યાદામાં રહી દરેક રીત અપનાવી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૭) સૂદ કિંવા વ્યાજ

**૧. મંડળીઓ વડે માલનું વેચાણ કરવું અને કર્ઝ લેવું :–**

**સવાલ :–** હમો મુસ્લિમ ખેડુતો છીએ. અમારો મુખ્ય ધંધો ખેતી છે. અમારી ખેતીમાં વિવિધ પાકો થાય છે. જેમકે ડાંગર, ચણા, કપાસ વિગેરે. હમારે ત્યાં એક સહકારી મંડળી આવેલી છે. તેમાં તાલુકાના લોકો એમા વિવિધ પાકો નાંખે. આ મંડળી તાલુકાના ગામડા ના ખેડુતો ના સભાસદ થી બનાવેલી છે. જેમા કર્મચારી રાખી ખેડુતોને પુરતા પ્રમાણમાં ખેતીનાં પાકનું વળતર મળે અને સારો ભાવ મળે તેથી આ રીતે મંડળી બનાવી છે. આ મંડળી સભાસદ ભાઈઓને દવા, ખાતર બિયારણ પણ આપે છે. જે ખેડુત રોકડ રકમથી માલ લેતો નથી પરંતુ ઉધાર આપે છે, તેની પાસે વ્યાજ પણ લે છે. પરંતુ મુસ્લિમ ખેડુત મંડળી પાસે દવા, ખાતર, બિયારણ લેતા નથી. હમારે ત્યાં ડાંગર વધુ પ્રમાણમાં થાય છે. માટે ઘણા મુસ્લિમ ખેડુતો મંડળીમાં નાખે છે.

જયારે હમારે ત્યાં ડાંગર લેવાવાળા વેપારી પણ છે. જે પુરા

તાલુકામાં એકજ છે. માટે ખેડુતો પાસેથી ઓછા ભાવે ડાંગર લે છે. અને તોલ માપ પણ એનો બરાબર હોતો નથી. અને રોકડા પૈસા આપે તો રોકડ વટાવ કાપે છે. જેથી ખેડુતો એને ત્યાં ખેતીનો પાક નાખતા નથી. જયારે હમો મંડળીમાં ડાંગર નાખીએ છીએ ત્યારે મંડળી માલ બધા ગામોનો ભેગો કરી વેપારી લોકોને વેચાણ કરે છે. શરૂઆતમાં ડાંગરનો ભાવ પડતો નથી એટલે મંડળી ડાંગર લાવનાર ખેડૂતને એડવાન્સ પેટે રૂપિયા આપે છે. દા. ત. ૧૩૦ રૂા. ભાવ ડાગર નો હોય તો મંડળી ૧૦૦/- રૂા. એડવાન્સ ખેડૂતને ચુકવે છે. પછી બાકીના રૂપિયા જયારે ભાવ પડે ત્યારે ખેડૂતને આપે છે. પરંતુ જયારે ખેડૂત ને ૧૦૦/- રૂા. એડવાન્સ આપે છે ત્યારે ખેડૂત પાસેથી તેનું વ્યાજ ઓછા ટકા પ્રમાણે લે છે. હમો નવેમ્બર માસમાં ભાત નાંખીએ છીએ અને ભાવ જુન માસમાં થાય છે ત્યાં સુધીનુ વ્યાજ મંડળી ખેડૂત પાસેથી લે છે. જયારે ભાવ બહાર પડયા પછી તે વ્યાજ ની રકમ ખેડૂતનાં પાકમાંથી કાપી લે છે.

જયારે અમુક મુસ્લિમ ખેડૂત ડાંગર ત્થા વિવિધ પાક નાખે છે તો જયાં સુધી ભાવ બહાર ન આવે ત્યાં સુધી પાકનાં પૈસા લેતા નથી. જયારે મંડળી ભાવ પાડે છે ત્યારે પુરેપુરા રૂપિયા લે છે જેથી વ્યાજ લાગતું નથી. માટે શું આ રીતે મંડળીમાં ડાંગર નાખવું જાઈઝ છે ? અગાઉથી કિંમત નક્કી કર્યા વગર અમારો માલ (ડાંગર વિગેરે) નાંખી શકાય યા નહિં ?

માટે મુફતી સાહબ આપની ઘણી મહેરબાની થશે, હદીસની રોશનીમાં સહી જવાબ આપશો. જેથી ઘણા બધા મુસ્લિમ ભાઈનો પ્રશ્ન છે. જવાબ બરાબર વિગતવાર લખવા મહેરબાની કરશો. જેથી બધા મુસ્લિમ

ભાઈઓને બતાવી શકાય, જે મંડળી કાર્ય છે તે તમારી સમક્ષ લખી જણાવ્યું છે, બધાની આખેરતનો સવાલ છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً સહકારી મંડળી ખરેખર તો ખેડુતો જે એના સભાસદ હોય છે તેઓનુંજ કાયમ કરેલું એક સંગઠન છે. જેનો ઉદ્દેશ ખેડુતને તેની ખેતી ઉપજની કિંમત પુરેપુરી મળી રહે એજ છે. કાચા માલના વેપારીઓ ખેડુતો પાસેથી તેમની ખેતી ઉપજનો કાચો માલ ઓછી કિંમતે ખરીદ કરી તેનાથી બહોળો નફો મેળવી ખેડુતોનું જે શોષણ કરતા હતા તેનાથી ખેડુતોને બચાવવા માટેજ પોતાની મંડળીમાં પોતાની ખેતી ઉપજનો જે માલ નાખે છે, તે ખરેખર તો મંડળીને વેચતો નથી. બલકે મંડળીમાં જમાં કરાવે છે. દા.ત. કપાસ ખેડુત જયારે મંડળીમાં કપાસ નાખે છે તે વેચાણ નથી હોતું. બલકે મંડળી ખાતે જમા કરાવે છે. હવે મંડળીમાં જયારે તેના સભાસદ એવા બધાજ ખેડુતોનો બધોજ કપાસ ભેગો થઈ જશે. ત્યારે મંડળીના સંચાલકો કોઈ જીનીંગ ફેકટરી સાથે વાતા ઘાટ કરી તેમાં એ કપાસ પીલાવી એનું રૂ અને કપાસીયા અલગ કરાવશે. ત્યાર પછી પેપરોમાં જાહેરાત આપી અથવા અન્ય કોઈ રીત અપનાવી. એ રૂ ને હરાજી વડે યા ખુલ્લા બજાર માં વેચશે. એજ પ્રમાણે કપાસીયાને પણ વેચશે. જયારે બન્નેવ વેચાય જશે અને કિંમત આવી જશે, ત્યાર પછી આ કાર્વવાહી ઉપર અત્યાર સુધી જે ખર્ચ થયો છે તે બધોજ એમાંથી બાદ કરી બાકી રહેલ રકમ ખેડુતોએ જમા કરાવેલ કપાસ મુજબ દરેકના હિસ્સે ફાળવાશે. એનુંજ નામ ભાવ પાડવો છે. હવે ખેડુત તો ગરીબ માણસ છે. કપાસ જમા કરાવ્યાના સમયથી લઈ ભાવ પડતા સુધી એના માટે રાહ

જોવું ઘણુંજ કઠીન છે એ દરમીયાન એને ખર્ચ માટે રકમની જરૂર હોય તો મંડળી તેને કરજ રૂપે એના માલની કિંમત મુજબ કાંઈક રકમ આપે છે એનેજ રકમના હપ્તા કહેવામાં આવે છે. હવે મંડળી પોતે એ રકમ સરકારી બેંકોમાંથી કરજ લાવે છે. જયાં એનું એને વ્યાજ ભરવું પડે છે. જેથી તે પણ પોતાના સભાસદો પાસેથી વ્યાજ વસૂલ કરે છે. અલબત્ત આ રકમમાં સરકાર નો સહકાર હોવાથી બેંકોની તુલનામાં વ્યાજ ઓછું હોય છે. પછી જયારે અસલ માલની કિંમત આવી જાય છે. ત્યારે તેમાંથી ખર્ચ તેમજ અત્યાર સુધી લિધેલી રકમ વ્યાજ સહિત વસૂલ કરી જે બચ્યું તે ખેડુત સભાસદોને છેલ્લા હપ્તા ના નામથી આપી દેવામાં આવે છે. જેથી આ સહકારી મંડળીઓ વડે માલનું વેચાણ કરાવવું દુરૂસ્ત છે. અલબત્ત એની પાસેથી દરમીયાનમાં પૈસા ઉપાડવા જાઈઝ નથી. કારણકે એમાં વ્યાજ ભરવું પડે છે. જેથી જે મુસ્લિમ ખેડુતો ભાવ બહાર ન આવે ત્યાં સુધી પાકના પૈસા લેતા નથી. એજ રીત દરેક મુસ્લિમ અપનાવે.

**સવાલ :–** અત્યારે હાલના તબક્કામાં શેરડીનું વાવેતર ઘણાં બધા વિસ્તારમાં થાય છે. શેરડીની નિકાલ કરવાનો ઘણો મસ્અલો છે. શેરડી સુગર ફેકટરીમાં નાખવામાં આવે છે. દક્ષિણ ગુજરાતમાં ઘણી બધી ફેકટરી આવેલી છે. ઘણા મુસ્લિમભાઈ શેરડીનું વાવેતર કરે છે, અને સુગર ફેકટરીમાં પોતાની શેરડી નાંખે છે.

આ સુગર ફેકટરી ખેડુતની શેરડી પોતે કાપી જાય છે. મજુર અને ટ્રકો પણ તેઓની હોય છે. ખેડૂતની શેરડી કટિંગ થવા પછી શેરડીનો ભાવ સુગર ફેકટરી પહેલાં જણાવતી નથી. એ ખેડૂતોની શેરડી કાપી ગયા પછી

ખેડૂતને ૨૫૦/– રૂા. લેખે ટન દીઠ એક હપ્તો આપે છે. આમાં ખેડૂતને પણ ભાવની ખબર હોતી નથી. અને સુગર ફેક્ટરીને પણ, જયારે (૬ અથવા ૭ મહિના પછી ભાવ ખબર પડે છે) બીજો હપ્તો ખેડૂતને એક માસ પછી પાછો આપે છે ૨૫૦/– રૂા. હવે ત્રીજો હપ્તો જે ખેડૂતને ભાવ બહાર પાડયા પછી જેટલા રૂપિયા નીકળે તે પુરેપુરા પૈસા કાર્ટિંગ, મજુરી કાપીને આપે છે. આ રીતે ખેડૂત સુગર ફેકટરીમાં પોતાની શેરડી નાંખી શકે યા નહિં ?

શેરડી નિકાલ કરવાનો બીજો ઉપાય ગોળ બનાવનાર (કોલાહ)વાળાને આપે છે તે કોલાહ વાળો પણ પોતાના મજુર કે ટ્રેકટર વડે શેરડી કાપી જાય છે. પરંતુ ભાવ ખુબજ ઓછો આપે છે. અને રૂપિયાની કોઈ ગેરન્ટી હોતી નથી. તે પોતાની મરજી મુજબ કર્ટિંગ કરે છે. અને જો શેરડી બળી ગઈ હોય તો તે લેતા નથી. જયારે સુગર ફેકટરી લઈ જાય છે. કોલાહવાળાને શેરડી ખેડુત આપે છે તો ભાવ નક્કી કરીને આપે છે. અને એ પણ ખેડૂત સાથે ભાવ નક્કી કરી લે છે. તો શું સુગર ફેકટરીમાં નાંખવુ જાઈઝ છે યા નહિં? કોલાહમાં નાખવું જાઈઝ છે યા નહિં.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً (૨) સુગર ફેકટરીઓ પણ ઉપર જણાવેલ રીતેજ કામ કરે છે. એના માટે પણ એજ હુકમ છે ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. વિમા બાબત શરઈ હુકમ :–**

**સવાલ :–** હુલ્લડ થાય છે તેની માટે મેં લુટફાટ, ચોર અને

આગનો વિમો લીધેલ છે. તે મારા માટે જાઈઝ છે કે નહી. તેનો જવાબ આપશો.

આગનો વિમો લીધેલ તો વિમા કંપની ની અંદર આગની સાથે જોઈન્ટેડ વિમા તરીકે પેટા વીભાગમાં પાણીના પુરથી થયેલ નુકશાન થયું હોય તો તેનો પણ વિમો કંપની નુકશાન થયેલ ખર્ચ આપે છે તો તે લેવું મારા માટે જાઈઝ છે કે ના જાઈઝ તે જણાવશો અને જાઈઝ હોય તો કેટલી હદ સુધી લેવું. કારણકે વિમા કંપની માં નુકશાન વધારે બતાવીએ તો આપણને અડધા પૈસા મળે છે તો કેટલા સુધી લેવું જાઈઝ છે તે જણાવશો.

**જવાબ :–**حامدا ومصليا ومسلما વિમો કરાવવામાં વ્યાજ અને જુગાર એમ બે પ્રકારના ગુનાહ લાગુ પડે છે. જેથી વિમો કરાવવું જાઈઝ નથી બલ્કે હરામ છે.

અલબત્ત આજના યુગમાં હુલ્લડો વધી ગયાં અને હુલ્લડ કરનારાઓ ખાસ કરીને મુસ્લિમોની મિલકતો તેમજ દુકાનને નિશાન બનાવે છે. હવે જો ચોક્કસ રીતે એવું લાગે કે અગર હુલ્લડ કરનારાઓને એવી જાણ થઈ જાય કે આ મિલ્કત અથવા દુકાન નો વિમો ઉતારવામાં આવ્યો છે તો તેઓ એને કોઈ નુકશાન પહોંચાડશે નહિં. તો ઉપરોકત ખતરાને લઈ વિમો કરાવવાની ગુંજાઈશ છે. પરંતુ એ સુરતમાં પણ ખુદા ન કરે દુકાન અથવા મિલ્કત ને નુકશાન પહોંચાડવામાં આવ્યું તો આપે વીમા કંપનીમાં જેટલી રકમ જમાં કરાવી છે. તેટલીજ રકમ એની પાસેથી લઈને પોતાના કામમાં લઈ શકો છો. એનાથી વધારે જે રકમ આપને મળે તે રકમ ગરીબો–મોહતાજોને સવાબની નિય્યત વગર માલિકી ધોરણે આપી

દેવી. પોતાના વપરાશમાં ન લેવી.

અને જો એવું લાગે કે વિમો કરાવ્યો છે એવું જાણવા છતાં હુલ્લડ કરનારાઓ દુકાન અથવા મિલ્કતને નુકશાન પહોંચાડીને જ રહેશે તો એ સુરતમાં એ વિમો કરાવવું વ્યર્થ હોવાને લઈ વિમો કરાવવું હરામ અને ના–જાઈઝ જ રહેશે. (ફતાવા રહીમીય્યહ ઉર્દુ ૬/૧૩૩ ઉપરથી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ :–** મારી બહેન ને એક ભાણી છે અને મારા બનેવી ટેમ્પાના એકસીડન્ટમાં ખુદાની રહમતમાં પહોંચી ગયા છે. અને તેમના મરણ બાદ બહેનના સસરાએ પોતાની ઘરની ગાડી હોવાથી તેમણે વીમા કંપની માં કલેમ કર્યો છે તો તે કલેમ કરવો જાઈઝ છે કે કેમ તે જણાવશો અને હીન્દુસ્તાનના કાનૂન પ્રમાણે તે ફરજીયાત વિમો લેવો જ પડે છે તે માટે લીધેલં છે. કલેમ પાસ થઈને બહેનના નામે પૈસા આવ્યા છે. અને ભાણીના નામના પૈસા પણ પાસ થયા છે. અને બહેનના સસરા ત્થા સાસુ બન્નેવ ને પણ પૈસા મળે છે તો તે પૈસા બહેન અને ભાણીના લેવા બહેન માટે જાઈઝ છે કે નથી તે જણાવશો. ભાણી બહેનના સાથે રહે છે. અને તેનાજ નામના પૈસા પાસ થયા છે. તો તેના માટે શું કરવું ? અને આ રકમ ફીકસ ડીપોઝિટમાં જાય છે તો તેનું વ્યાજ આવે તો તેના માટે અમે અમારી સગી બહેન ગરીબ છે તો તેને અમે વગર સવાબની નીય્યતથી આપી શકીએ કે કેમ? તે પણ જણાવશો. અથવા તેમ ન થાય તો હમારે તે વ્યાજના પૈસાનું શું કરવું તે લખી જણાવશો.

વિમા માટે પહેલાં નંબરમાં જણાવેલ તેના સંદર્ભમાં પૈસા વિમાના

પાસ થઈને આવ્યા અને અમારા માટે કદાચ જાઈઝ નથી તો તે પૈસા આવે અને ગરીબોને આપી દઈએ વગર સવાબે તો તે અમારા માટે જાઈઝ છે. અને તેની પાસે માગતા પૈસા અમે પછી વસૂલ કરી શકીયે કે કેમ તે પણ જણાવશો.

**જવાબ :–** حامدا ومصليا ومسلما કાયદાની મજબુરીને લઈ વિમો કરાવ્યો પણ વિમા કંપની તરફથી મરનારના વારસદારોને જે રકમ મળી તે રકમ લઈને ગરીબો–મોહતાજોને સવાબની નિય્યત વગર આપી દેવી. અલબત્ત પ્રીમિયમ રૂપે જેટલી રકમ વિમા કંપનીમાં ભરી હતી તે રકમ અગર આપના બનેવીએ ભરી હતી તો એટલી રકમ વારસદારોમાં શરઈ હિસ્સા પ્રમાણે વહેંચાશે અને તે રકમ આપના બનેવીના બાપે ભરી હતી તો તેટલી રકમ તેઓ લઈ લે અને વધારાની તમામ રકમ સવાબની નિય્યત વગર ગરીબો ને આપી દેવામાં આવે. અને એ રકમ ફિકસ–ડીપોઝિટમાં હોવાથી એનું જે વ્યાજ મળે તે પણ સવાબ ની નિય્યત વગર ગરીબોને આપી દેવામાં આવે. ગરીબોને માલિકી ધોરણે આપી દેવા પછી તે ગરીબ તમારા તેની પાસે નિકળતા લેણા પેટે તમને ચુકવવા ચાહે તો ચુકવી શકે છે અને તમે તેને માલિક બનાવ્યા પછી તેની પાસેથી પોતાના લેણા પેટે વસૂલ કરી શકો છો.

**૩. એમ. બી એ. કોર્ષ માટે શૈક્ષણિક લોન લેવું જાઈઝ નથી.**

**સવાલ :–** હું M.B.A. (માસ્ટર ઓફ બિઝનેસ એડમિનિસ્ટ્રેશન)માં રસ ધરાવું છું. મારી કોમર્શીયલ લાઈન હોવાથી

M.B.A. કોર્ષમાં રસ ધરાવું છું. તે માસ્ટર ડિગ્રી કોર્ષ છે. હાલમાં ગ્રેજયુએટ થયેલ છું. માટે આગળ M.B.A Course કરવા ઈચ્છું છું. પણ આ કોર્ષમાં ફીનું ધોરણ ઊંચુ છે. ભારતમાં આ કોર્ષ માટે ફીનું ધોરણ ૭ થી ૮ લાખ રૂપિયા છે. અને વિદેશમાં પણ આ કોર્ષ ની ફી ૮ થી ૧૦ લાખ રૂપિયા છે. અને આ રકમ ભરપાઈ થઈ શકે એમ નથી."

માટે ભારતમાં અને વિદેશમાં ફી બાબતમાં કોઈ ફર્ક પડતો નથી. માટે હું U.K. માં M.B.A. કરવા ચાહું છું. પણ આટલી મોટી રકમ ફકત બેન્કમાંથી (એજયુકેશન લોન) મારફતે મેળવી શકે એમ છે.

શૈક્ષણિક લોન મેળવવા માટે બેન્કના નીચે મુજબ નિયમ છે.

☆ પાંચ લાખ સુધી વ્યાજનો દર ૧૦% છે.

☆ પાંચ લાખથી વધુ વ્યાજનો દર ૧૧ % છે.

લોન પેટે લીધેલી રકમની ચૂકવણી સૌથી પહેલા અભ્યાસ ચાલુ હોય તે દરમ્યાન ફકત વ્યાજ માસિક રીતે ચુકવવાનું હોય છે.

☆ અને લોન ની ચૂકવણી અભ્યાસ બાદ છ મહિના પછી હપ્તે થી ચૂકવવાની હોય છે.

બાદમાં જણાવવાનું કે ભારતમાં M.B.A. Course બે વર્ષ નો છે જયારે U.K. માં ફકત ૧ વર્ષમાં થઈ શકે છે આ ફાયદાને જોતા U.K. માં જવાનો વિચાર વધુ છે. અને અભ્યાસ દરમ્યાન પાર્ટ ટાઈમમાં જોબથી પોતાનો દૈનિક ખર્ચ નીકળી શકે છે અને શૈક્ષણિક લોનની ચૂકવણી બેન્ક સિસ્ટમ પ્રમાણે આસાન છે. જેમા ભરપાઈ કરનાર ને તકલીફ પડતી નથી. આથી ઉપર જણાવેલ વિગત પ્રમાણે શૈક્ષણિક લોન શરીઅત પ્રમાણે

લઈ શકાય કે નહિં ?

**જવાબ :–** حامدا ومصليا ومسلما લોન રૂપે જે રકમ બેંકમાંથી લેવામાં આવે છે તે ઉપર વ્યાજ આપવું પડે છે. અને વ્યાજનું લેવું તેમજ દેવું શરઈરૂએ હરામ અને ના–જાઈઝ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યાજ ખાનાર અને ખવડાવનાર બન્નેવ ઉપર લઅનત ફરમાવી છે. માટે શૈક્ષણિક લોન પણ આપ બેંકમાંથી લઈ શકતા નથી. હલાલ અને જાઈઝ રીતે મેળવેલી રકમથી જેટલું શિક્ષણ લઈ શકતા હોય, તેટલું લઈને સંતોષ માની કામમાં લાગી જાઓ. મુસલમાનની તરક્કી અને કામ્યાબી હલાલ–હરામ માં ફર્ક કર્યા વગર માલ મેળવવામાં નથી બલ્કે તેની તરક્કી અને કામ્યાબી શરીઅતના હુકમોની પાબંદી કરવા તેમજ હરામ તથા લઅનતના કામોથી સંપૂર્ણ રીતે બચવામાં છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. ધંધા અથવા ઘર માટે સબસીડી લેવું :–

**સવાલ :–** એક ગરીબ માણસ છે જેની પાસે રોજી કમાવવા માટે સાધન (હાથલારી) નથી. તે માણસને કોઈ કર્જ આપતું નથી કે પોતે લારી ખરીદી શકે. તેવીજ રીતે એક ગરીબ માણસ છે જેને રહેઠાણ નું મકાન છે જે રીપેરિંગ માગે તેમ છે અને રીપેરિંગ માટે કોઈ કર્જ આપતું નથી તેમ પોતે જાતે કરાવી શકે તેમ નથી. માટે આવી વ્યકિત અગર બેંક પાસેથી લોન લઈ (જેમ કે આજકાલ સમાજ કલ્યાણ) તરફથી જે સબસીડી વાળી લોન અપાય છે. જેમાં સેકડે ૩૩ % સબસીડી (માફી) આપે છે. તો

પુછવાનું એ કે આવી સબસીડીવાળી લોન લઈ વ્યાજની રકમ સબસીડી માંથી ચુકવી આપે તો મજબુરીના દરજામાં આવી લોન ઉપરોકત જણાવેલ હેતુ માટે લઈ શકાય ? (સબસીડી ની રકમ વ્યાજની ભરવી પડતી રકમ કરતાં વધુ હોય છે.)

જવાબ :–حامدا ومصليا ومسلما ચુકવવામાં આવતી રકમ લેવામાં આવેલી રકમ ની બરાબર અથવા એનાથી ઓછી હોય તો એ મામલો વ્યાજુ ગણાશે નહિં. (નીઝામુલ ફતાવા) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. ડીપોઝીટની રકમ બેંકમાં મુકી વ્યાજ સાથે પરત કરી દુકાન ખાલી કરાવવી.

**સવાલ :–** આજકાલ દુકાનો ભાડે આપનાર વ્યકિત ભાડે રાખનાર પાસેથી ડીપોઝીટ ની અમુક રકમ લઈ દુકાન માસિક ભાડાથી નક્કી કરેલ ભાડા પ્રમાણે આપે છે. હવે અમુક મુદ્દત દા.ત. ૧૦ વર્ષ બાદ ભાડે રાખનાર વ્યકિત ભાડૂઆત તેનો ધંધો બંધ કરવાથી દુકાન બંધ કરે પણ તે દુકાન તેના અસલ માલિકને સુપરત ન કરતાં બીજી વ્યકિત ને જે તેની ડીપોઝિટની રકમ (દુકાન માલિકને ત્યાં આપેલી) કરતાં વધુ રકમ લઈ બારોબાર ત્રાહિત બીજી જ વ્યકિતને જે વધુ રકમ આપે તેને દુકાનનો કબજો સોંપી દે છે. અને આવા સંજોગોમાં દુકાન માલિકને તેના ભાડામાં નજીવો વધારો કરી નવા ભાડુઆત ને માન્ય રાખવો પડે છે. મજબુરન આમ નવા ભાડુઆતને સ્વીકારવો પડેછે.

હવે મસઅલો એ છે કે પ્રથમથીજ આપણે દુકાન ભાડે આપતાં પહેલાં ભાડુઆત પાસેથી અમુક રકમ માની લોકે રૂા. ૫૦૦૦/– ડીપોઝિટ લઈ ભાડાની રકમ માસિક રૂા. ૧૦૦/– એ ભાડે દુકાન આપીએ અને ડીપોઝિટની રકમ બારોબાર બેન્કમાં ફીકસ ડીપોઝિટ કરાવીએ તો તે પ્રથમ પાંચ વર્ષે ૫૦૦૦/– + ૫૦૦૦ બરાબર ૧૦૦૦૦/– થાય અને બીજા પાંચ વર્ષે ૨૦૦૦૦/– થાય તો આ રકમ ભાડુઆત જયારે દુકાન ખાલી કરે અને તેની દાનત ડીપોઝિટ થી વધુ રકમ મેળવવાની હોય તેવા સંજોગોમાં ઉપરની રકમનો બધોજ અથવા થોડો, માંગે તેટલો ઉપયોગ કરી શકાય કે કેમ ?

(૧) આ રીતે બેન્કમાં રકમ મુકવી જાઈઝ છે ?

(૨) આ રીતે દુકાનનો કબજો મેળવવો જાઈઝ છે ?

(૩) માની લો તે ૧૦૦૦૦ માંગે તો બાકી ૧૦૦૦૦ વધે તો શું કરવું.

(૪) વ્યાજનો ગુનો દુકાન માલિકને લાગશે ?

(૫) દુકાન માલિકને પોતાના અંગત ઉપયોગમાં આ રકમ વાપરવાનો મુદ્દલ ઈરાદો નથી પણ ભાડુઆત ની આડોદાઈ ને લીધે તેને મજબુરન આ રકમ વાપરવી પડે છે.

(૬) ભાડુઆત ગેર કૌમ હોય તો શું હુકમ અને મોમિન હોય તો શું હુકમ છે ?

(૭) આમ ન કરે તો હાલમાં કાયદા એવા પ્રકારના છે કે તેની દુકાન તેની પાસે પરત આવે નહી. વળી રકમ પણ એવી ગંજાવર ભાડુઆત

માંગે છે કે તે દુકાન માલિકની શકિત બહાર હોય છે. ઉપર પ્રમાણેના મસઅલાનો જવાબ દીન ની રોશનીમાં શરીઅતે મોહંમદી પ્રમાણે આપવા ગુજારીશ છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૧) રકમની હિફાઝત બેંકમાં નાણાં મુકવા વગર શકય ન હોય. અથવા એવીજ બીજી કોઈ શરઈ મજબૂરી હોય ત્યારે બેંકમાં નાણાં મુકવાની ગુંજાઈશ છે. સવાલ માં દર્શાવેલી હકીકતની રૂએ તો માત્ર વ્યાજ મેળવવા માટેજ નાણા મુકવામાં આવે છે. જેનું હરામ હોવું સ્પષ્ટ છે.

(૨) એ વ્યાજુ નાંણા વડે દુકાનનો કબજો લઈ શકાય નહિં.

(૩) ઉપરોકત જવાબ (૧) મુજબ હવે એ પ્રશ્નજ ઉપસ્થીત થતો નથી.

(૪) સ્પષ્ટ છે કે દુકાન માલિક ગુનેહગાર ઠરશે.

(૫) ભાડુત ની આડોદાઈ ને લઈ વ્યાજ લેવાની રજા મળે નહિં.

(૬) બન્નેવ સુરતમાં એકજ હુકમ છે.

(૭) એવા ભાડુતને દુકાન ભાડે ન આપે.એજ એનો ઈલાજ છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. એડવાન્સ (ડિપોઝિટ) આપેલ રકમ ઉપર કમીશન વ્યાજ છે

**સવાલ :–** અહિંયા કચ્છમાં વલસાડ જીલ્લાના માછીમારો મચ્છી મારવા આવે છે. તેમને અહિં (કચ્છ)નાં મચ્છીના વેપારી એડવાન્સ

ડિપોઝિટ આપે છે. તેના બદલામાં વલસાડના માછીમારો ચોક્કસ પ્રકારની મચ્છી તે વેપારીને આપવા બંધાયેલા હોય છે. બીજા કોઈ વેપારીને તે માલ આપી શકતા નથી.ચોમાસા બાદ વલસાડના માછીમારો કચ્છ આવી જાય છે, અને પોતાના વેપારી ને માલ આપે છે અને ગરમી શરૂ થતાં પોતાના વતન ચાલ્યા જાય છે. હવે ઘણાં માછીમારો એડવાન્સ લીધા છતાંય સંજોગ વસાત અથવા ઈરાદા પૂર્વક વલસાડ થી કચ્છ આવતા નથી અને મુંબઈ ચાલ્યા જાય છે અને આખી સીઝન ત્યાંજ ધંધો કરે છે.તો વેપારીની એડવાન્સની રકમ ફસાઈ જાય છે. અને પૈસો રોકવા છતાં વેપારીનો ધંધો થતો નથી. એના ઉકેલ માટે અહિંના માછીમાર ઉપર કમીશન લગાવે છે. કે માછીમાર કચ્છ આવ્યા હોત અને વેપારીને જેટલો નફો થયો હોત તેટલું કમીશન માછીમારના ખાતામાં માછીમારની રાજીખુશીથી લગાવવામાં આવે છે.આ કમીશન ની રકમ શું વ્યાજ ગણાશે ? અહિં કેટલાક દીનદાર લોકો આ ધંધામાં રોકાયેલાં છે. તેઓ એમ કહે છે કે અમે મૌલાનાને મસ્અલો પુછી લીધેલ છે. તો ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً જી હાં કમીશનના નામે માછીમાર ઉપર લગાવવામાં આવતી એ રકમ વ્યાજ છે. જે શરઈ રૂએ હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. ગેસ કંપનીના ડિલર માટે વ્યાજુ લોનનાં ગુનાહથી બચવાની રીત

**સવાલ :–** હું સેલ ગેસ કંપનીની ડિલરશીપ ધરાવું છું. સેલ ગેસ કંપનીએ બેંક થ્રુ બહાર પાડયું છે કે જે કોઈને પણ ગેસ કનેકશન જોઈતું હોય તો તેઓ રૂા. ૩૦૦૦/– ની લોન આપે છે. (૧૬ ટકા વ્યાજ કપાતના હિસાબથી) આ જાણી ગ્રાહકો મારી પાસે આવ્યા. ગેસની ખરીદી માટે આવ્યા. તો મેં તેમને સમજ પાડી કે બેંક આ કનેકશન વ્યાજ લઈને આપે છે. અને વ્યાજે પૈસા લેવા–દેવા શરીઅતની વિરૂધ્ધમાં છે. છતાં અમુક ગ્રાહકો આ વાતનો આગ્રહ રાખે છે. હવે જો એ લોકોને કનેકશન બેંક થ્રુ લેવું હોય તો લોન ના ફોર્મ ઉપર મારી દુકાનના સહી સીક્કા જરૂરી બને છે, કારણ કે મારી અંદરના એરિયામાં મારા સિવાય બીજા કોઈ પાસે આ ડિલરશીપ નથી. બેંક ગ્રાહકને તેજ દુકાનનો સિક્કો મારી લાવવાનો આગ્રહ રાખે છે, જયાંથી ગેસની ખરીદી થવાની છે. આથી મારી પાસેથી ખરીદી કરવા માંગતા ગ્રાહકોને મારે આ સિક્કો મારી આપવો પડે એમ છે. આથી મારે શું કરવું તેની સમજ પડતી નથી. ગ્રાહકોને સમજાવવા છતાં તેઓ આ લોન ગેસ કનેકશન ખરીદવા ઈચ્છે છે. તો જો હું તેમને લોન લેવા માટે સહી સિક્કા કરી આપું તો શું હું ગુનેગાર ગણાવું ? હું પોતે લોન લેતો નથી. અને ગ્રાહકને પણ ન લેવા સમજાવું છું. છતાં જો ગ્રાહક ન માને તો મારી પાસે એજન્સી હોવાથી સિક્કો મારવોજ પડે. તો આમ કરતાં શું આ લોન અપાવવામાં મારી ભાગીદારી ગણાય ? હું પણ ગુનેગાર ગણાઉ ? માટે મારે શું કરવું તે જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً ગ્રાહકને બેંક તરફથી મળતી વ્યાજુ લોન આપનો સિક્કો લાગવા ઉપર અવલંબિત હોવાથી એમાં આપ

સહભાગી બની ગુનેહગાર તો ઠરો જ છો.

એનાથી બચવાની એક રીત સમજમાં આવે છે, તે એ કે લોન વડે લેવામાં આવતું ગેસ કનેકશન ગ્રાહક અન્ય ડિલર મારફત મેળવી લીએ. ત્યાર પછી તેને આપને ત્યાં ટ્રાન્સફર કરાવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. સહકારી મંડળીમાં માલ નાંખી શકાય :–

**સવાલ :–** આપણા ગામડાઓમાં સોસાયટી કો. ઓ. હોય છે. જે ધીર ધાર (વ્યાજુ લેવડ દેવડ) પણ કરતી હોય છે. અને ખેડૂતોનો માલ (ઉપજ) લેતી હોય છે અને તેના પર ધીરાણ કરતી હોય છે. અને જે એડવાન્સ પૈસા ન લે તેને હીસાબ વખતે વ્યાજની રકમ ભાવ પડે તેના કરતાં વધારાની રકમ મળે છે. તો એવી સંસ્થામાં આપણી ખેતીની ઉપજ નાંખવી કેવું છે ? હવે ત્યાં નથી નાખતા અને વેપારીઓને આપવા જઈએ છીએ તો તેઓ ભાવ ઓછા આપે છે તો તેવા સંજોગોમાં શરીઅતની રોશનીમાં શું કરવું ?

**જવાબ :–** حامدا ومصليا ومسلما સરકાર તરફથી સ્થાપવામાં આવેલી સહકારી મંડળીઓનો અસલ ધ્યેય એ છે કે ખેડુત વર્ગને પોતાની ખેત પૈદાશની ખરી અને સાચી કિંમત મળતી રહે. કારણ કે વેપારીઓનું માનસ એ રીતનું હોય છે કે જયારે ખેડુતને ત્યાં પાક તૈયાર થાય છે અને તે પોતાના પાકને વેચવા માટે બજારમાં લાવે છે ત્યારે ભાવો નીચે ઉતારી આપે છે અને ત્યાર પછી જયારે બધો પાક ખેડુતના હાથમાંથી નીકળી વેપારીઓ

પાસે પહોંચી જાય છે ત્યારે ભાવો ઉંચા ચઢાવી દેવામાં આવે છે. અને એ રીતે ખેડૂત વર્ગનું શોષણ કરવામાં આવે છે. ખેડૂત વર્ગને આ શોષણથી બચાવી એમની ખેત પેદાશોનો પુરેપુરો ભાવ મળી રહે એ ખાતર સરકારે સહકારી મંડળીઓનો કાયદો બનાવી તેની સ્થાપના કરી અને તે વડે ખેડૂત વર્ગ ને રાહત પહોંચાડવાનું બીડુ ઝડપ્યું. જેમાં જરૂરત વખતે ખેડૂતોને કર્ઝ આપવાની પણ વ્યવસ્થા રાખવામાં આવી છે. મતલબ કે બધા ખેડૂતો મળીને એક સંસ્થા ઉભી કરે છે. જેમાં તેઓની ખેત પેદાશને ભેગી કરી એક ચોક્કસ સમયે તેનું વેચાણ કરી સારો ભાવ મેળવવાની કોશીશ કરવામાં આવે છે. અને બધા જ ખેડૂતોએ ભેગી કરેલી પોતાની ખેત પેદાશ વેચાઈ ગયા પછી હિસાબ કરી દરેકને તેના માલ મુજબ આવેલી કિંમત અદા કરવામાં આવે છે. અલબત્ત ગવરમેન્ટ ગેર મુસ્લિમ હોવાને લઈ તેનો એક કાયદો છે કે કોઈની પણ રકમ કોઈની પાસે ચોક્કસ મુદત સુધી રોકાયેલી રહે તો વ્યાજ આપવું પડશે. તેના લઈ મંડળી તરફથી પણ કિંમતની સાથે થોડું વ્યાજ પણ ચુકવવામાં આવે છે, માટે અગર કોઈ ખેડૂત એ સહકારી મંડળીમાં પોતાનો માલ માત્ર એટલા માટે નાખતો હોય કે ખરો ભાવ મળે અને તેની નેમ વ્યાજ મેળવવાની ન હોય તો તે એ મંડળીમાં માલ નાખી શકે છે. અલબત્ત એના માટે જરૂરી છે કે મંડળી તરફથી હિસાબ કરી જયારે રકમ ચુકવવામાં આવે ત્યારે તેમાં વ્યાજ રૂપે મળેલી રકમ પોતે હરગીઝ નહિં વાપરતાં ગરીબો– મોહતાજોને સવાબની નિય્યત વગર આપી દીએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૯. "પેસેન્જર વાન નાં ૭૫ સભ્ય" યોજના બાબત શરઈ હુકમ**

**સવાલ :–** અમે ભાડે ફેરવવા માટે એક પેસેન્જર વાન જેની કિંમત અંદાજે ત્રણ લાખનાં આસપાસ છે, લાવવા માંગીએ છે. આ વાહનમાં હમારા બે સિવાય બીજા કોઈનો કોઈ પણ હિસ્સો નથી. ઉપરોકત યોજનામાં અમે અંદાજે ૭૫ સભ્યોને એવી રીતે શામેલ કરવા માંગીએ છે કે દરેક સભ્ય પોતાની વાર્ષિક સભ્ય ફી વ્યકિત દીઠ ૧૨૦૦/– રૂા. અમને એડવાન્સ આપે (આ કુલ આવનારી સભ્ય ફી રકમ ગાડી માલિક જયાં ચાહે ત્યાં વાપરી શકશે) આ ૧૨૦૦/–રૂા. સભ્ય ફી ફકત એક વર્ષ માટે માન્ય રહેશે. તથા દરેક સભ્ય નીચે દર્શાવેલ ભાડે તથા નિયમ અનુસાર આખા વર્ષમાં ત્રણ વાર ગાડી ભાડે લઈ જઈ શકશે. સાથે ૧૨૦૦/– રૂા. સભ્ય ફી, સભ્ય ચાહે સફરનો લાભ ઉઠાવે ચાહે ન ઉઠાવે. વર્ષ ના અંતે મળવા પાત્ર નથી. આ સાથે પાછળ જણાવેલ નિયમ નંબર ૪ શામેલ છે.

**–: ભાડા પત્રક :–**

પહેલા સફર નું ભાડું :– ૧૦૦૦/– રૂા.

ચાહે સભ્ય પોતેસફર કરે, ચાહે બીજા કોઈ વ્યકિતને ઉંચી કિંમતે સફર વેચી દે.

તા.ક. આજ કાલ બજાર ભાવ ૨૦૦૦/– રૂા. છે.

બીજા સફરનું ભાડું :– ૧૨૦૦/– રૂા.

ઉપર મુજબ

ત્રીજા સફર નું ભાડું :– ૬૦૦/– રૂા.

ઉપર મુજબ.

પાછળ દર્શાવેલ ભાડે જો કોઈ સભ્ય પોતાનો પૂરેપુરો ફાયદો ઉઠાવે તો એને નીચે મુજબ નો ફાયદો થઈ શકે છે.

હાલના બજાર ભાવ ત્રણ સફરના :–૬૦૦૦/–

માન્ય સભ્ય ભાવ " " – ૨૮૦૦/–

૩૨૦૦/–રૂા. ફાયદો.

– ૧૨૦૦/–રૂા.વાર્ષિક સભ્ય ફી.

રૂા.ચોખ્ખો ફાયદો સભ્યને થઈ શકે.જો પોતે સફર કરે તો. ૨૦૦૦/–

## –: નિયમો :–

(૧) દરેક સભ્યના સફર માટે ગાડીની સંખ્યા એક રહેશે.

(૨) આ યોજનામાં દરેક સભ્ય ત્રણેવ સફર ગામના અતરાફના ૧૫ કિ.મી. થી લઈ મુંબઈ તરફ ફકત સહારા એરપોર્ટ સુધી અથવા ગામના અતરાફ ના ૧૫ કિ.મી. થી લઈ મુંબઈની વિરૂધ્ધ દિશામાં કોઈ પણ તરફ એક સફરનાં ૫૦૦ કિ.મી. આવવા જવાના હિસાબે કરી શકશે.

(૩) દરેક સભ્યે પોતાના પહેલા સફરનો ઉપયોગ ગાડી શરૂ થવાથી પ્રથમ ચાર મહિનામાં, બીજી સફરનો ઉપયોગ બીજા ચાર મહિનામાં, ત્રીજા સફરનો ઉપયોગ છેલ્લા ચાર મહીનામાં કરવાનો રહેશે. જો કોઈ સભ્ય બિલકુલ કોશીષ તથા ઉપયોગ ન કરે તો સફર આપોઆપ રદ થઈ જશે.

(૪) જો કોઈ સભ્ય વર્ષના ત્રણેવ સફરના ત્રણ તકમાં યા કોઈ એક

પણ સફરની નોંધણી કરાવવા આવ્યો તથા તે દરમ્યાન ગાડી બીજા સભ્ય માટે નોંધણી થઈ ગઈ હોય તો વર્ષના અંતે ગાડી માલિક સભ્યને કોશીષ કરતાં પણ લાભ ન મેળવી શકયો હોવાથી પૂરેપૂરી ૧૨૦૦/– રૂા. સભ્ય ફી પાછી અપાશે.

(૫) દરેક સભ્યે બુકીંગ કરી ૫૦૦/– રૂા. ડીપોઝિટ ભરી રસીદ મેળવવાની રહેશે. જેથી બુકીંગ થયેલી તારીખે બીજો સભ્ય એ જ તારીખે બુકીંગ માટે આવે તો એને રસીદની કોપી બતાવી શકાય, જેથી મનદુઃખ ન થાય.

(૬) ટેલિફોન તથા પત્ર મારફતે બુકીંગ થશે નહિં. ફકત તારીખ ની જાણકારી મેળવી શકશે.

(૭) જો કોઈ સભ્યે પોતાના સફરમાં ફેરફાર અથવા રદ કરાવવું હોય તો વહીવટી ખર્ચ તરીકે સભ્યે બીજા ૨૦૦/– રૂા. આપવાના રહેશે. અને તે પણ સફરની તારીખથી ૨૪ કલાક પહેલાં હોય તો. જો ૨૪ કલાકની અંદર હોય તો વહીવટી ખર્ચ ૪૦૦/– રૂા. આપવાના રહેશે.

(૮) દરેક સભ્યને ગાડી સફરમાં ઉપડવાના સમયથી પરત થતાં સુધીની ૨૪ કલાકની મુદત મળશે. જો એ દરમ્યાન સફર પૂરો ન થાય તો કલાક દીઠ બીજા ૧૦૦/– રૂા. એકસ્ટ્રા ચાર્જ લાગશે.

(૯) જો વાહનમાં યાંત્રિક ખામી આવી જાય અથવા ટ્રાફીક જામના લીધે મુદત વીતી જાય તો એકસ્ટ્રા ચાર્જ લાગશે નહિં.

(૧૦) જો ગાડી નિર્ધારીત સમયે ન આવી શકે તો ગાડી માલિક બીજા નોંધાયેલા હોય તેવા સભ્ય માટે બીજી ગાડીનો બંદોબસ્ત કરી

આપશે.

(૧૧)દરેક સભ્યે પોતાનું બુકીંગ શકય એટલું વહેલુંકરાવી લેવું. મોડા માં મોડું ૨૪ કલાક પહેલાં કરવાનું રહેશે.

(૧૨)સંજોગવસાત એવું બન્યું કે ગાડીમાં મોટુ રીપેરીંગ આવ્યું તો જયાં સુધી ગાડી રીપેરીંગ માંથી ન આવે ત્યાં સુધીના સભ્યોનાં બુકીંગ નું વળતર મળશે નહિં.

(૧૩) જો કોઈ સભ્યે માન્ય ઠરાવેલા સભ્યોથી વધારે પેસેન્જર લઈ જવા હોય તો વધારાનાં વ્યકિત દીઠ ૨૦૦/– રૂા. ચુકવવા પડશે.

(૧૪) જો કોઈ સભ્ય દા. ત. પહેલી તારીખે બુકીંગ કરાવી ડીપોઝિટ ભરી ગયો ત્યાર બાદ બીજો સભ્ય પણ પહેલી તારીખે જ બુકીંગ માટે આવ્યો તો આવી સુરતમાં પહેલો આવેલ સભ્ય બીજા આવનારા સભ્યને રાજીખૂશીથી પોતાનાં સાથે સફર કરાવે તો કરાવી શકશે. બલ્કે આ પગલું બધા માટે આવકારદાયક રહેશે. જેથી બન્ને સભ્યો લાભ ઉઠાવી શકે.જો આ સુરત ઉદભવે તો ગાડી માલિક જે તે સફરના કુલ ખર્ચમાંથી (જેમાં ડ્રાઈવર પાર્કિંગ વિગેરે શામેલ છે) ૭૦% રકમ બીજા નંબરે નોંધણી કરાવનાર સભ્ય પાસે તથા ૩૦ % રકમ પહેલા નંબરે નોંધણી કરાવનાર સભ્ય પાસે વસૂલ કરશે. આ સુરતમાં બંને સભ્યોને સાથે સફર કરવામાં વધતો ઓછો ફાયદો થઈ શકશે. પણ ગાડી માલિક બંને સભ્યોના સફરને ગણી લેશે.

(૧૫) દરેક સભ્ય પોતાના એકલાનાં સફરમાં વધુ માં વધુ ૭ થી ૮ માણસ બેસાડી શકશે તથા બંને સભ્યો ભેગા મળી જવામાં વધુમાં વધુ

૧૦ માણસ બેસાડી શકશે.

(૧૬) દરેક સભ્યે ડ્રાઈવરનું ભથ્થુ, પાર્કિંગ તથા રસ્તે પેસેન્જર તરફથી આપવી પડતી રકમ જે તે સભ્યે ચૂકવવી પડશે.

(૧૭)કોઈ સભ્યને ગાડીમાં એરકંડીશન ની જરૂર હોય તો દરેક સફર પર વધારાનાં ૬૦૦/– રૂા. આપવાના રહેશે.

(૧૮) જો કોઈ સભ્ય એરકંડીશન માટે ત્રણેવ સફરના એડવાન્સ આપે તો ફકત ૧૦૦૦/– રૂા. આપવા પડશે.

(૧૯) કોઈ સભ્યથી ગાડીનું નુકશાન થઈ ગયું તો જે તે નુકશાન ને બનાવી આપવું પડશે, અથવા નુકશાની આપવી પડશે.

(૨૦) એક ઘરમાંથી ચાહે તેટલા સભ્ય થઈ શકશે.

(૨૧) આ યોજનામાં ગાડી માલિક તથા ઘરવાળા સભ્ય–બની શકશે નહિં. હાં, તે વગર કોઈનો સફર ન હોય તથા ગાડી ઘરે હોય તો માલિક, ઘરવાળા ગમે ત્યાં ઉપયોગ કરી શકશે.

(૨૨) ટૂંકમાં આ યોજનામાં માલિકથી માંડી સભ્યોને વધતો ઓછો ફાયદો તથા વધતું ઓછું નુકશાન થઈ શકે છે.

જવાબ :–حامداً ومصلیاً ومسلماً આપે સવાલમાં દર્શાવેલ યોજના શરઈ રૂએ જાઈઝ અને દુરૂસ્ત નથી. એમાં ઘણી બાબતો શરીઅતે "અકદે–ઈજારહ" બાબત નક્કી કરેલ ધારા ધોરણની વિરૂધ્ધ છે. જેમાંની કેટલીક પ્રતિ અંગૂલી નિર્દેશ કરવામાં આવે છે.

સર્વ પ્રથમ સભ્ય ફી ઉપર ચર્ચા કરવી જરૂરી છે. આપ જે ૭૫ વ્યકિતઓને સભ્ય બનાવવા ચાહો છો. તેઓમાંથી દરેક પાસેથી સભ્ય ફીસ

રૂપે રૂા. ૧૨૦૦/– વસૂલ કરવા ચાહો છો, જેનો મતલબ એ થયો કે એક સભ્યપદની કિંમત રૂપે આપ રૂા. ૧૨૦૦/– મેળવશો. શરઈ દ્રષ્ટીએ સભ્ય–પદ એવી વસ્તુ નથી, જેની કિંમત વસૂલ કરવામાં આવે. જે–જે જગ્યાએ કોઈ સંસ્થાની સભ્ય ફીસ વસૂલ કરવાની ઉલમા ઈજાઝત આપે છે. ત્યાં એ સભ્ય ફીસને શરઈ ધારા–ધોરણથી સુસંગત કરવા માટે કોઈ ને કોઈ તાવીલ (કિંવા તેને કાંઈક રૂપ આપી) જાઈઝ બતલાવવામાં આવે છે. દા.ત. કોઈક સેવાભાવી સંસ્થાની સ્થાપના વેળા સભ્ય નોંધણી કરવામાં જે ફીસ વસૂલ કરવામાં આવે છે. તેને ઈમદાદ અથવા દાન માની દુરૂસ્ત ઠેરવવામાં આવે છે.કારણ કે એવી સંસ્થાની સ્થાપનાનો ધ્યેય જ લોકોને રાહત પહોંચાડવાનો હોય છે. તો એમાં આપવામાં આવતી સભ્ય ફીસની રકમ તે સંસ્થા ચલાવવા માટે આપવામાં આવેલ દાન અને મદદ હોય છે. આપ પેસેન્જર વાન લાવી ભાડે ફેરવવા માંગો છો. અને એમાં સ્પષ્ટતા કરી છે કે વાનની માલિકી માત્ર આપ બન્નેવની જ રહેશે. જેનો મતલબ એ થયો કે ભવિષ્યમાં જે લોકો આપની આ વાન ભાડે લઈ એનાથી ફાયદો ઉઠાવવાની ઈચ્છા રાખે છે, તેઓને આ વાન પોતાની જરૂરતના ટાણે ઓછા કિરાયે ભાડાથી મળી શકે એ ખાતર તેઓ આપની આ યોજના મુજબ સભ્યપદ સ્વીકારી એક વરસની સભ્ય ફીસ રૂા. ૧૨૦૦/– ભરી આપને એના માલિક બનાવી આપે.

હવે સવાલ એ ઉઠયો કે સભ્ય ફીસ રૂપે ભરવામાં આવેલી એ રકમને શું ઉપમા (નામ) આપવી ? ખુલ્લી વાત છે કે એ રકમ આપને દાન કે ઈમદાદ રૂપે આપવામાં આવી નથી. કર્ઝ પણ નથી. હવે એક જ રીત

રહી જાય છે. તે એ કે આ રકમને ભાડાનો જ એક ભાગ કહેવામાં આવે. પૂછેલી સુરતમાં જયારે "અકદે ઈજારહ" થયો જ નથી તો ભાડાની માંગણી કે વસૂલી નો પ્રશ્ન જ નથી. કારણ કે ભાડે આપનારની માલિકી ભાડાની રકમ ઉપર થવા માટે શરઈ રૂએ ત્રણ માંથી એક વસ્તુ હોવી જરૂરી છે. (૧)"અકદે–ઈજારહ" કરતી વેળા ભાડું પહેલાં ચુકવવાની શર્ત બન્નેવ પક્ષકારોએ નક્કી કરી હોય.(૨) શર્ત કર્યા વગર જ (અકદ પછી) ચુકવી દેવાયું હોય. (૩) ભાડે લેવાયેલી વસ્તુથી ફાયદો ઉઠાવી લીધો. (બદાઈ ઉસ્સનાએઅ ૪/૨૦૨).

કોઈ સભ્ય ચાહે સફરનો લાભ ઉઠાવે યા ન ઉઠાવે, વરસના અંતે સભ્ય ફીસ નું મળવા પાત્ર ન હોવું એ પણ બતાવે છે કે સભ્ય ફીસ ના નામે વસૂલ થયેલ રકમ ભાડાનો ભાગ નથી. મતલબ કે એ રકમને ભાડાનો જ એક ભાગ શુમાર કરી, એની ઈજાઝત આપવાની કોઈ સૂરત આ યોજનામાં નથી. જેથી ચોક્કસ રીતે સાબીત થઈ ગયું કે આપના તરફથી સભ્ય ફીસ ના નામે વસૂલ વામાં આવતી રકમ, આપની વાન ઓછા કિરાયે ભાડાથી મેળવવાના એક પ્રલોભન અને એની લાલચ રૂપે જ લેવામાં આવે છે. હવે સવાલ એ ઉત્પન્ન થાય છે કે આપે પોતાની આ યોજનામાં સભ્યોને જે ફાયદો અને લાભ મળવાનું લખ્યું છે તે શું દરેક સભ્યને ચોક્કસ રૂપમાં મળી શકશે ? આપ ૭૫ સભ્યો બનાવવા ઈચ્છો છો. અને પહેલા સફરનો લાભ ગાડી શરૂ થયાના પ્રથમ ચાર મહીના માં ઉઠાવવાનો પાબંદ બનાવો છો. અને ૫૦૦ કિ.મી. આવવા જવાના હિસાબે (૨૪ કલાકમાં સફર પુરી કરવાની શર્તે ) એક સફરનો લાભ આપવા લખો છો. અને ૨૪ કલાકનો

એક્ષસ્ટ્રા ચાર્જ રૂા. ૧૦૦/– ના હિસાબે વસૂલ કરવાનું જણાવો છો, સાથે જ યાંત્રીક ખામી/ટ્રાફીક જામ ની સુરતમાં એક્ષસ્ટ્રા ચાર્જ નહિં લેવાનું લખો છો. હવે વાસ્તવિક રૂપમાં વિચારીએ તો આપણા દેશના રસ્તાઓની કફોડી સ્થિતી, હાઈવે ઉપર રહેતો ટ્રાફિક જામ, અને આપણા યાંત્રીક સાધનો ની પોઝીશન, એક સફર પુરો થયા પછી બીજો સફર શરૂ થવા દરમીયાનનો સમય ગાળો, વિગેરે જોતાં બધા જ સભ્યોને એ લાભ મળી રહે એ વાત અશકય જેવીજ છે. અને ગાડી રીપેરીંગમાં જવાની સુરતમાં તે સમય ગાળાના બુકીંગો રદ થવાની સાથે તેનું વળતર પણ નહિં મળે. જેનો મતલબ એ થયો કે આપ જે લાભ અને ફાયદાનું પ્રલોભન આપી આ સભ્ય ફીસની રકમ વસૂલ કરો છો તે લાભ દરેક સભ્યને મળવો જરૂરી નથી. શકય છે કે મળે અને શકય છે કે ન મળે. એવી સુરતને જ શરીઅતની પરીભાષામાં જુગાર કહેવામાં આવે છે. જેનું હરામ હોવું કુર્આન અને હદીષમાં સ્પષ્ટ રૂપે આવ્યું છે, અને જે સુરતોમાં આપ વળતર આપો છો. (જેમ કે નિયમ, ૪ મુજબ કોઈ સભ્ય સફરની નોંધણી કરાવવા આવે અને ગાડી બીજા સભ્ય માટે નોંધાઈ ગઈ હોય.) તેમાં પણ આપ વરસના અંતે ભલે તેની રકમ પરત કરો, પરંતુ આપે તેને એક લાભ પહોંચાડવાનું પ્રલોભન આપી રકમ વસૂલ કરી, અને તેને તે લાભ નહી પહોંચાડયો, તો શું એમાં સામેવાળા સાથે ધોકાબાજી ન થઈ ? ભલે આપે જાણી બુજીને આ કામ ન કર્યું હોય, પરંતુ આ મામલામાં ધોકાબાજીની શકયતા તો આવી ગઈ, શરીઅત એવો દરેક મામલો જેમાં આવું થઈ શકતું હોય તેને હરામ ઠેરવે છે. હદીસમાં એની સ્પષ્ટ રૂપમાં મનાઈ આવી છે.

આ તો આપની સ્કીમના એક પાસા ઉપર જ શરઈ દ્રષ્ટીએ ચર્ચા કરી છે. તે પણ પુરી નહી. એની અન્ય કલમો પણ વાંધા જનક છે, પરંતુ આપના સમજવા માટે આટલું પણ કાફી છે.

આ ટાણે એક વાત ધ્યાનમાં રાખવાની અરજ છે. વર્તમાન કાળમાં પુરા વિશ્વના અર્થકરણ ઉપર યહુદીઓનું વર્ચસ્વ છે. જેમનું ખમીર જ વ્યાજ અને જુગારથી બનેલું છે. માણસનું લોહી ચુસી દવલત ભેગી કરવી એ જ એમનો જીવન–ધ્યેય છે, આવી લોભામણી અને આકર્ષક સ્કીમો જાહેર કરી લોકોને લાલચમાં ફસાવી પોતાનો મકસદ પ્રાપ્ત કરે છે. એક મુસ્લિમે એવી લાલચમાં નહી આવતા શરીઅતને મજબુતીથી વળગી રહેવું, એમાં જ એની દુન્યા અને દીનનું ભલુ છે, ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૮) કરઝ

## ૧. માફ કરી આપેલ રકમ વસૂલ કરવું

**સવાલ :–** (૨) હમારે ઘર કે નીચે હમારી દુકાનેં હય. મેરી ઓર મેરે બળેભાઈકી દુકાન મિલાકર એક છોટીસી મારકેટ બનાઈ જીસમેં મોબાઈલ કે ધંધેકે લીયે કુછ કાઉન્ટર બનાકર કીરાએપર દી ઓર મારકેટ બનાને મૈં હમારે ભત્રીજેને પુરા ખર્ચ કીયા, મેરી માલી હાલત કમઝોરથી તો મેરે ભત્રીજેને મુજસે કહા ચાચા પુરા ખર્ચ મૈં કરૂંગા આપ કીરાએમેંસે મુઝે થોડે થોડે પૈસે જમા કરાદેના. મૈં રાજી હોગયા, મેરે ભત્રીજેને

૬૬૦૦૦/– (છાંસઠ હજાર રૂપિયે મેરી દુકાનમેં ખર્ચ કીયા. જીસ મેં મૈંને ઉસે ૧૬૦૦૦/– સોલાહ હજાર જમાં કરાએ.

બાદમેં વોહ મારકેટ ફેલ હોગઈ તબ મેરે ભત્રીજેને દો આદમીકે સામને મુજે કહા કે ચાચા મૈંને આપકી દુકાનમેં જો ખર્ચ કીયાથા વોહ બાકી પૈસે મેં આપકો મુઆફ કરદેતા હું. ઓર મુઝે માફ કરદીએ. હમારે બળે ભાઈકો પતા ચલા તો ઉન્હોને કહા બેટા મેરા પૈસા તેરે ઉપર બાકી હય ઉસકા કયા ? હમારે ભાઈકી કુછ બળી રકમ હમારે ભત્રીજે સે યાને ઉનકે બેટેસે લેનીથી તો ભાઈને કહા તુને જો ૫૦ હજાર ચાચાકો મુઆફ કીયે હય વોહ પૈસે હમારી દુકાનો કે ભાડેકી રકમ હય, ઉસમેંસે મેં ચાચા કે પૈસે લેલુંગા ઓર હમારે બડે ભાઈને હમદોનો કો જો કીરાએપર કાઉન્ટર દીયેથે વોહ રકમ ભાઈકે પાસ જમાથી ઉસ રકમ મેં સે ભાઈને પૈસે વસૂલ કરલીયે, મેરે ભત્રીજેને મુજે મુઆફ કરદીયેથે વોહ રકમ હમારે ભાઈને મુઝસે વસૂલ કરલી તો યેહ સહી હય ? ઈન સવાલોંકા જવાબ દેકર મેરી રેહનુમાઈ ફરમાએ.

જવાબ : (૨) પૂછેલી સૂરતમાં ભત્રીજાએ આપના ઉપર તેની બાકી રહેલી રકમ (પચાસ હજાર રૂપિયા) માફ કરી આપી તો હવે તેમના બાપ કિંવા આપના મોટા ભાઈનું દુકાનોના ભાડાની આવેલી આપના હિસ્સાની રકમમાંથી તેનું વસૂલ કરવું જાઈઝ નથી. તેઓને જોઈએ કે આપની એ રકમ આપને અદા કરી આપે. (દુરરૂલ હુક્કામ ૧/૫૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. લેણદાર અને દેણદાર ની જહાલત (દુનિયામાં નહી આખિરતમાં હિસાબ કરીશ)

**સવાલ :–** મેં એક મુસલમાન ભાઈને મકાન ખરીદવા માટે પુરેપુરી રકમ આપી. અમુક મુદત પછી મારે નાંણાની જરૂરત પડી તો મેં છ થી સાત મહીના અગાઉ એ ભાઈને ઘરે જઈ હિસાબ આપી જણાવ્યું કે મારે ફલાણા દિવસે નાંણાની જરૂર છે. તે દિવસ સુધીમાં ખાતામાં નાંણા જમાં થઈ જવા જોઈએ.એ દિવસે નાંણા જમાં ન થવાથી બે દિવસ બાદ ફોન કરી બેંકમાં બોલાવ્યો ખાતામાંથી એ ભાઈનું નામ કમી કરાવી જાણ કરી કે મારે હવે દુન્યિામાં નાંણાની જરૂર નથી, પરંતુ તારી સાથે હું આખિરતમાં હિસાબ કરીશ, ત્યાર બાદ લગભગ વર્ષે દોઢ વર્ષે હમણા બે ત્રણ વીક ઉપર મારે ઘરે નોક કર્યો, મારી બીમારી ના કારણે એને મેં ચાલી જવા કહયું, બહાર ગયો ફરી નોક કર્યો, દરવાજો ખોલ્યો, મેં ફરી ના કહયું ત્યારે જણાવે છે કે નાંણા થઈ ગયાં છે, નાંણા લઈ ને આપવા આવ્યો નથી. પરંતુ કહેવા આવ્યો કે નાંણા થઈ ગયા છે. તુરત જવાબ મેં આપ્યો કે તારી સાથે હું આખિરતમાં હિસાબ કરીશ. તો તે ચાલી ગયો પરંતુ એ વખતે મારી ઓરતને કોટ પહેરેલો જોઈ થોડે દુર જઈ ગાડી ઉભી રાખી, જેવી મારી ઔરત ત્યાં પહોંચી કે તુરત જ જણાવે છે કે એ જાતે જ મારા ઘરે નાંણા લેવા આવશે તો હું એમને આપીશ બીજાને નહિં. અને એમની હયાતી નહિં હોય તે દિવસે એ નાંણા હું લિલ્લાહ કરી આપીશ. તે પહેલાં બીજા ભાઈ ને પણ એણે જણાવ્યું છે કે એમને આખિરતમાં હિસાબ જોઈએ છે, તો શું કામ એ નાંણાનો સવાબ હું અહિં દુન્યિામાં ન કમાઈ લઉ ? તો શું

માલિકની ઈજાજત વગર નાંણાં લિલ્લાહ કરવા જાઈઝ છે? અને માલિકની ઈજાજત વગર પારકા નાંણાથી એ સવાબ હાસીલ કરી શકે છે. શરીઅતની રૂએ જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً આપ (તેમજ તે ભાઈ) બન્નેવના દરમિયાન જે કાંઈ વાતચીત થઈ એ આપ બન્નેવની શરઈ અહકામથી ના વાકિફીય્યત અને બે ખબરી સિવાય કાંઈ નથી. આપે તેને જે રકમ કરજ રૂપે આપી હતી, તેની અદાયગી એ ભાઈની ફરજ છે. હવે જો તેની પાસે આપે માંગણી કરી ત્યારે રકમ નહિં હોવાને લઈ ત્યારે અદાયગી કરી શકવાની હાલતમાં ન હતા, તો આપને જાણ કરતે કે અત્યારે મારી પાસે રકમ નહિં હોવાથી હું અદાયગી કરી શકું એમ નથી, જેથી મને આટલી મુદતની મોહલત આપો. અને તે સુરતમાં આપની ફરજ એ હતી કે તેમને મોહલત આપતે અને તે ભાઈ એટલી મુદતમાં રકમની વ્યવસ્થા કરી આપને અદા કરી આપે. પરંતુ બન્નેવમાંથી કોઈએ પણ શરીઅતના માર્ગદર્શન ઉપર અમલ કર્યો નહિં. રકમ થઈ ગઈ છે, તો હવે એ ભાઈની ફરજ છે કે વહેલી તકે આપને કરજ પરત કરે. અને આપને પણ જોઈએ કે ગઈ ગુજરી ભુલી જઈ કરજ સ્વીકારી લ્યો. તમે અલ્લાહના બંદાઓ સાથે માફ કરવાની નીતિ અપનાવશો તો અલ્લાહ તઆલા એના બદલામાં આપના સાથે પણ માફીનો મામલો કરશે. આપણે પણ અલ્લાહ તઆલાની અગણિત નાફરમાનીઓ કરીએ છીએ તેના હકો વખત પર અદા કરતા નથી. અગર અલ્લાહ તઆલા પણ આપણી સાથે આવો જ મામલો કરે તો કેવું થાય ?

અગર આપ કરજની રકમ સ્વીકારવાથી ઈન્કાર કરો અને તે આપના સામે મુકીને ત્યાંથી ખસી જાય, તો પણ તેમની જવાબદારી પુરી થયેલી ગણાશે. આપના મૃત્યુ પછી આપના વારસદારોને ચુકવી દીએ તો પણ કરજ અદા કરી આપ્યું કહેવાશે.

બાકી અગર તે ભાઈ એ નાંણા આપની રજા વગર કોઈક નેકીના કામમાં આપશે તો કરજ અદા થયેલું કહેવાશે નહિં. અલબત્ત તે કામનો સવાબ તેવણને મળશે. અને અત્યારે તો એ નાંણા જયાં સુધી તમે નહિં સ્વીકારો ત્યાં સુધી તેવણના જ છે. તે જયાં ખરચ કરવા ચાહે કરી શકશે. તે વડે નેકીના કામ કરી નેકી પણ કમાઈ શકશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. દેવું અદા કરવામાં વિલંબ કરવું, લેણદારની મિલ્કત ઉપર કબ્જો કરવું

**સવાલ :–** ધંધાકિય વ્યવહાર. ઈંડા મુકતી મરઘીના ફાર્મરો સાથે :– અમારા પોલ્ટ્રીફિડના ધંધામાં ગ્રાહક જોડેનો નાંણાકીય વ્યવહાર ઉધારનો પણ ઘણો વધારે પ્રમાણમાં હોય છે. જે શરૂઆતમાં લાંબાગાળા માટે (આશરે પાંચ મહીના) હોય છે. અને પછીથી આવક પ્રમાણે ગ્રાહક પૈસા જમા કરાવતા જાય છે, અને આશરે પાંચથી છ મહીના પછી રોકડા નો જ વ્યવહાર થઈ જાય છે, અને ત્યાર પછી ફાર્મર નવો માલ (મરઘીના બચ્ચા) લાવે એટલે તેના ઉછેરના માટે પાંચ મહિના ઉધાર ફીડ આપવો પડે છે. આ રીતે વ્યવહાર ચાલે છે.જે અગાઉથીજ નક્કી હોય છે. આ

રીતના વ્યવહારમાં કોઈ જાતનું ડિસ્કાઉન્ટ અપાતું નથી.

બોઈલર મરઘી (મટન માટેની મરઘી) ના ફાર્મરો સાથે :–

સામાન્ય રીતે બોઈલર મરઘી ૪૫ દિવસમાં વેચી દેવાતી હોય છે. જેના માટે ૬૦ દિવસની ઉધાર ની સહુલત આ ધંધામાં હોય છે, અને જે ફાર્મર ૪૫ દિવસની ઉધારીથી ખોરાક લઈ જાય તેને ડિસ્કાઉન્ટ અપાતું નથી.

અમારી સમસ્યા :– અમારી સાથે જે ફાર્મરો એક વર્ષથી કે તેથી વધુ સમય પહેલાં ધંધાનો વ્યવહાર બંધ કરીને અમારી બાકી પડતી રકમને બે થી અઢી વર્ષના સમયગાળાના ટુકડા પાડીને આપવા તૈયાર થાય છે (દર મહિનાના હપ્તાથી) એ ઘણો જ લાંબો સમય થઈ જાય છે. જે અમોએ ક–મને મજબુરીથી સ્વીકારવા વિવશ થવું પડે છે. આ મુજબની વાત સ્વીકારવા પછી પણ દર મહિને અમોએ ઉઘરાણી કરવી પડે છે. અને તેમાં પણ અપવાદ રૂપ કિસ્સા સિવાય હપ્તા આપવામાં વિલંબ કરે છે. અથવા હપ્તો આપતાજ નથી. અથવા નક્કી કરેલા હપ્તામાં પણ ટુકડા પાડે છે. અમુક કિસ્સામાં ઘણો લાંબો સમય (બે વર્ષથી પણ વધુ) થયા પછી પણ અમારી વારંવાર ઉઘરાણી છતાં પૈસા આપવાની વાત કરતા નથી. અમુક કિસ્સાઓમાં પાછળની રકમ જે રૂપિયા ૫૦૦૦/– કરતાં ઓછી હોતી નથી, તેવા ગ્રાહકો એ બાકીના પૈસા આપતા જ નથી.

ગ્રાહકોની વર્તણુંક :– ગ્રાહકોની અમારી સાથે ધંધાકિય વ્યવહાર બંધ કર્યા પછીની ફરજ તો એ છે કે અમારી બાકી પડતી રકમ પુરેપુરી ત્યારે આપી દેવી જોઈએ. પરંતુ તેના બદલે અમારી બાકી પડતી રકમ ના

લેણા થકી ગ્રાહકો, (૧) પોતાનો ધંધો વધુ સહૂલીયતથી ચલાવે. (૨) ધંધાનો વિકાસ કરે.(૩) બીજા ધંધામાં પૈસા રોકે. (૪) ઘરની સાજ–સજાવટમાં પૈસા વાપરે.(૫) સામાજિક વ્યવહારમાં કે કોઈ મુશ્કેલીનો સમય આવી પડે તો તેમાં જરૂરત માટે રાખે. (૬) ફુઝૂલ ખર્ચી કે ઐયાશીમાં ઉડાવે. અમુક ગ્રાહકો એવું વિચારે કે આતો ધંધાના બાકી રૂપિયા કહેવાય, જેના પર વ્યાજ લાગતું નથી. અને પોતે વ્યાજના ચક્કરથી દૂર રહેવા માટે અમોને નાંણાકીય તકલીફમાં મુકીદે છે. જયારે હકીકત એવી છે કે પાંચ વર્ષ પહેલાં અમોએ મોટો ધંધો કરવા અને ધંધો વધારવા બેંકની સુવિધા લીધી હતી. જેનું પ્લાનીંગ પાંચ વર્ષના અંદર પૈસા ભરપાઈ કરવાનું હતું જે પુરૂ થતું નથી. અલ્લાહ તઆલાએ અમારા દિલોમાં વાત નાખી અને જેમ બને તેમ જલ્દીથી આ કર્જામાંથી બહાર આવી જાય તેની કોશિશમાં લાગી ગયા છીએ. જો ફકત અમારા ગ્રાહકોની બાકી પડતી રકમ (જે ઘણાં સમયથી જમાં આવી નથી.) એ આવી જાય તો હમો આ કર્જના બોજામાંથી અને આફતોથી છૂટકારો મેળવી શકે એમ છીએ. અને આ ધંધો અમારા પૈસાથી વિકસાવી શકીએ છીએ. ગ્રાહકો પોતે કોઈ વધારેના વ્યાજના કર્જામાં ન ફસે એવી ગણતરીથી અમારા બાકી લેણા પૈસાને ધક્કે ચડાવે છે અને આપવામાં વિલંબ કરે છે.

આ સાથે જણાવેલા પ્રશ્નો નો જવાબ કુર્આન અને હદીષની રોશનીમાં આવી વર્તણુક કરનારની સાથે દુનિયા અને આખીરતમાં કેવો સુલૂક થશે એ જણાવશો. આ મસ્અલો પુછવાનો અમારો એક માત્ર મકસદ એ કે અમારા ગ્રાહકો પર બાકી નીકળતા પૈસા જલ્દીથી જલ્દી આવી જાય

જે અમોને અમારા કર્જ નો બોજો મુકત કરવા ઉપયોગી નિવડે. આ નેક ઈરાદા સાથે આપને ગુજારીશ છે કે અમારા માટે દુઆ માંગશો અલ્લાહ તઆલા જલ્દીથી જલ્દી વ્યાજના કારોબારમાંથી બહાર કાઢે. આમીન.

**નોંધ :–** ઉપરના સંજોગોમાં અમુક ગ્રાહકો પાસે સગવડ હોવા છતાં બાકી નીકળતી રકમ આપવાનું ટાળે છે. એ સંજોગોમાં અમો લેણદાર સામેવાળા પાસે એમની સ્થાયી–અસ્થાયી મીલકતો લઈ શકીએ કે નહી? તે પણ જણાવશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلما કોઈની પાસે થી કરજ રૂપે રકમ લઈ અથવા ખરીદ વેચાણમાં ઉધારે માલ લઈ અદાયગી માટે કરેલા વાયદા પ્રમાણે દેવું અદા ન કરવું શરઈરૂએ મહાન ગુનોહ છે. આ ગુનાહની મહાનતાનો અંદાજ એ ઉપરથી લગાવી શકાય છે કે ઈસ્લામમાં શહાદત ઘણો જ ઉચ્ચ મકામ ગણાય છે. જેની તમન્ના ખુદ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પણ કરી છે. અને શહીદના માટે ઘણીજ ફઝીલતો હદીષોમાં આવી છે. તેમાની એક એ પણ છે કે શહીદના બધા જ ગુનાહ માફ કરી દેવામાં આવે છે. પરંતુ તેના ઉપર કોઈનું દેવું બાકી હોય તો તેનો એ ગુનોહ માફ થતો નથી. (મિશ્કાત–પેજ–૨૫૨) બલ્કે પોતાના જે ગુનાહોના લઈને બંદો અલ્લાહ તઆલા સમક્ષ હાજર થશે, તેમાં મોટો ગુનોહ એ છે કે કોઈ માણસ એવી હાલતમાં મૃત્યુ પામે છે કે તેના ઉપર દેવું હોય અને તેની અદાયગી માટે કાંઈ છોડયું ન હોય. (મિશ્કાત પેજ–૨૫૩) બલ્કે હુઝૂર અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો એક ઈરશાદ તો એટલો કડક છે કે તેને સાંભળીને બદનના રૂંવાટા ઉભા થઈ

જાય. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે.કે " કસમ છે તે જાતની જેના કબ્જામાં મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની જાન છે, અગર કોઈ માણસ અલ્લાહના રસ્તામાં શહીદ થઈ જાય, ફરી જીવંત થાય, ફરી અલ્લાહના રસ્તામાં શહીદ થાય અને ફરી જીવંત થાય, ફરી અલ્લાહ ના રસ્તામાં શહીદ થાય અને તેના પર દેવું છે તો જયાં સુધી તે દેવું અદા કરવામાં નહિં આવે ત્યાં સુધી તે જન્નતમાં પ્રવેશ નહિં પામે." (મિશ્કાત શ. પેવ-૨૫૪) હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે કોઈ જનાઝો લાવવામાં આવતો અને જનાઝાની નમાઝ પઢાવવા માટે અરજ કરવામાં આવતી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેના બાબત પુછપરછ કરતા હતા કે એના ઉપર કોઈનું દેવુ હતું ? અગર જવાબ હકારમાં મળતો, ફરી પુછતા "શું તેણે એ દેવાની અદાયગી માટે માલ છોડયો છે?" અગર જવાબ હકારમાં મળતો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેની જનાઝાની નમાઝ પઢાવતા, નહિ તો સહાબાને સુપ્રત કરી દેતા કે તમે પઢી લીઓ.

જે ગ્રાહકો પાસે સગવડ હોવા છતાં અને વાયદાનો સમય વીતી ગયો હોવા છતાં તેઓ દેવું અદા ન કરતા હોય તો તેમની પાસે બાકી નીકળતા લેણા પેટે તેમની સ્થાયી અથવા અસ્થાયી મિલ્કત ઉપર કબ્જો કરી શકો છો, પરંતુ એ ખ્યાલ રહે કે પોતાના હકથી વધારે હરગીઝ ન લીઓ. (શામી. ૫/૧૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. જે વ્યકિત દ્વારા રકમ આપવામાં આવી, તે ઝિમ્મેદાર છે.

**સવાલ :–** જગદીશ નામનો માણસ અમુક રકમ લઈને બહારના દેશોમાં માણસોને મોકલવાનું કામ કરે છે (બ્લેકમાં), તો તેના પાસે અહમદભાઈ એક ગ્રાહક ભરત નામનો લઈને ગયેલો, તેણે અહમદ ભાઈના હાથથી ત્રણ લાખ રૂપિયા જગદીશને આપ્યા હતા. જગદીશે પૈસા લઈને કીધેલું કે હું તમને ૧ મહીનામાં અમેરીકા ઉતારી દઈશ, પણ પછી ભરતભાઈ અહમદભાઈ સાથે એક મહિના પછી જગદીશ પાસે ગયા. તો જગદીશે કીધું કે તમારૂ કામ બાકી છે. એટલે હજુ તમારે એક મહિના સુધી વધારે રાહ જોવી પડશે. એવી જ રીતે જગદીશ આ બન્ને માણસોને ધક્કા ખવડાવતો રહયો. એના ઘરે પાછા ગયા તો જગદીશના ઘરે તાળુ હતું. પડોસીને પુછયું તો કહયું કે હમુને કંઈ ખબર નથી કે એ લોકો કયાં ગયા છે. ઘણી જ જગા પર શોધ કરી પણ કંઈ પણ ખબર નથી પડી કે કયાં છે. આજે પણ એના ઘરમાં તાળું લાગેલું છે. એટલે ઘર બંધ થવાને પણ દોઢ વરસ થઈ ગયું છે. પેહલા દોઢ વરસ એહમદભાઈ અને ભરત જગદીશના ઘરે ધક્કા મારતા રહયા અને જગદીશ વાયદો કરતો રહયો. અને પછી અચાનક ગાયબ થઈ ગયો. એમ મળીને આજે કુલ્લે ત્રણ વરસ થઈ ગયા છે. હવે જે માણસે અમેરીકા જવા માટે પૈસા આપ્યા હતા તે તો અહમદભાઈ પાસે જ માંગે છે. અને કહે છે કે અમને તમે કહેલું એટલે જગદીશને પૈસા આપેલા. હવે અહમદભાઈને જે માણસે પૈસા આપેલા તે પણ જાણે છે કે બધા પૈસા અહમદ ભાઈએ જગદીશને આપી દીધેલા છે. પણ જયારથી જગદીશ ઘર છોડીને ચાલ્યો ગયો, ત્યારથી જ ભરત

અહમદભાઈને જ તંગ કરે છે. હમોએ તમારા પર ભરોસો કરીને આપેલા એટલે હવે તમો જ મને આપો. હવે અહમદભાઈ આ દુન્યામાં રહયા નથી. તેમનો ઈન્તેકાલ થઈ ગયો છે. અને ભરત ઘરે આવી ને કહે છે કે અમને તમો પૈસા આપો.

વચમાં એક વાત એ છે કે જગદીશ પૈસા લઈને નાસી ગયા પછી ભરતે અહમદ ભાઈને ઘણી ધમકી આપી અને તંગ કર્યા તો અહમદ ભાઈએ જેમ તેમ કરીને પોતાના પૈસા જમાં કરીને પચાસ હઝાર રૂપિયા ભરતને આપ્યા હતા. એટલે હવે તકરીબન અઢી લાખ રૂપિયા બાકી બોલે છે.

બીજી વાત એ છે કે અહમદભાઈ ભરતને જગદીશ પાસે એટલા માટે લઈ ગયા હતા કે અહમદભાઈને જગદીશે કીધેલું કે તમો ગ્રાહક લઈ આવો તો તમને પણ પચાસ હજાર રૂપિયા કામ થઈ ગયા પછી મળશે. તો એ ભરોસા પર અહમદભાઈ ભરતને લઈને જગદીશ પાસે ગયા હતા. અને ભરતના સામે જ જગદીશ ને અહમદભાઈએ પૈસા આપ્યા હતા. અમેરિકા ચઢાવવા માટે.

(૧) તો હવે પુછવાનું એ કે અહમદભાઈ તો દુન્યામાં રહયા નથી, અને એમની ઘરવાળી પાસે કોઈ એવી ઈન્કમ પણ નથી. કે આટલા બધા પૈસા આપી શકે. તો શરીઅતના રૂએ મર્હુમ અહમદભાઈ મકરૂઝ ગણાશે, કે નહી? બાકી અઢી લાખ રૂપિયા ઝિમ્મે રહેશે કે નહી? શું એ પૈસાના બારામાં આખેરતમાં એમની પૂછપરછ થશે કે નહી તે જણાવશો.

(૨) અહમદભાઈ તો બે માણસના વચમાં એક ઝરીયો બન્યા છે. બાકી અહમદભાઈએ તો એ રકમમાંથી એક પૈસો પણ લીધો નથી. બલ્કે

પચાસ હઝાર રૂપિયા પોતાની મહેનતની કમાણીમાંથી આપ્યા છે. અહમદભાઈની અવલાદમાં પણ એટલી તાકાત નથી કે આ રકમ આપી શકે. તો આ બારામાં શરીઅત શું કહે છે તે જવાબ આપશો.

જવાબ :–حامداً ومصلیاً ومسلماً અહમદભાઈ અગર પોતાની જવાબદારી પર ભરત ને જગદીશ પાસે લઈ ગયા હતા અને ભરતે રકમ અહમદભાઈના હાથમાં આપી હતી, અને અહમદભાઈએ જગદીશના હાથમાં આપી હતી જેમકે સવાલમાં લખ્યું છે, તો એ પૈસા ચવાઈ જવાની સુરતમાં અહમદભાઈ પાસે ભરત માંગી શકે છે. શરઈરૂએ અહમદભાઈ મકરૂઝ કહેવાશે. અહમદભાઈએ મૃત્યુ વખતે જે મિલ્કત છોડી હોય તે વેચીને એ રકમ ભરપાઈ કરવામાં આવે. અગર એવણે કોઈ મિલ્કત (ઘર, જમીન વિ.) છોડી ન હોય તો એમના વારસદારોની જવાબદારી નથી. આખિરતમાં અહમદભાઈની પૂછપરછ થશે. અને મિલ્કત છોડી હોવા છતાં તે વેચીને કરજ ભરપાઈ નહી કરશે તો વારસદારો પણ ગુનેહગાર ઠરશે, અને એમની પૂછપરછ થશે. અલબત્ત એ કરઝ અહમદભાઈની મિલ્કતમાંથી ભરપાઈ કર્યું તો પછી જયારે જગદીશ પાસેથી રકમ મળશે, તે રકમ અહમદભાઈના વારસદારોને તેઓના વારસાઈ હક મુજબ વહેંચવામાં આવશે. અહમદભાઈએ અગર કોઈ મિલ્કત નથી છોડી તો વારસદારો ઉપર તેની અદાયગી જરૂરી નથી. તે છતાં અગર તેઓ અહમદભાઈ ને આખેરતની પકડમાંથી બચાવવા ખાતર કરઝ લઈ રકમ ભરપાઈ કરી દીએ તો સવાબના હકદાર ઠરશે. ત્યાર પછી અન્ય લોકો તેઓને ઝકાતની રકમ આપી તેઓનું કરઝ અદા કરાવી દીએ. એટલું યાદ

રહે કે ઝકાતની રકમ સીધેસીધી મર્હુમના કરઝની અદાયગી માં આપી શકાય નહી. એમ કરશો તો ઝકાત અદા થશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૯) રહન કિંવા ગિરવી રાખેલી વસ્તુ

## ૧. ગીરો રાખેલ ખેતરથી ઉપજ મેળવી શકાય નહીં :–

**સવાલ :–** મેં એક ખેતર ગીરો રાખ્યું ૫૦૦૦/– રૂા. માં , મેં પૈસા ચુકવી દીધા અને એ ભાઈએ લખાણ આપીને કાગળો મને સુપરત કર્યા. ખેતર રાખવા બાદ શરીઅત નો મસઅલો જાણવા મળયો કે ગીરો જમીન રાખી શકતા નથી. એની ઉપજ વ્યાજ ગણાશે.

હવે ખેતર રાખી તો લીધું હવે પસ્તાવું છું હવે આપ કોઈ સુરત બતાવો એની ઉપર હું અમલ કરૂં જેથી હું ખેતરમાંથી ઉપજ (પાક) પણ લઈ શકુ અને ગુનેહગાર ન બનું.

**જવાબ :–** حامداً و مصلیاً و مسلماً કોઈ ને કર્ઝ આપ્યું હોય તો તે કર્ઝ ની વસૂલી ના વિશ્વાસ રૂપે ગીરો રાખવું જાઈઝ છે ગુનાહ નથી. અલબત્ત જે વસ્તુ ગીરો રૂપે રાખી હોય (ચાહે ખેતર હોય અથવા ઘર) તે વસ્તુથી કોઈ પણ જાતનો ફાયદો ઉઠાવવો જાઈઝ નથી. બલ્કે હરામ અને વ્યાજ ના હુકમ માં છે. માટે આપે જે જમીન ગીરો રૂપે રાખી છે તેનાથી આપ કોઈ ઉપજ

મેળવી શકતા નથી. એ જમીન એમજ પડતર રહેવા દયો, એટલે આપ ગુનેહગાર ઠરશો નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ :–**ખેતર રાખવા બાદ મે એવી નિય્યત કરી છે કે ખેતરની સરકારી ગણોત ના પૈસા અને બીજા ૨૦૦/– રૂા. બન્નેવ મલીને જે થાય તે દર વર્ષે કુલ રકમમાંથી બાદ કરી આપુ.

દા. તરીકે ૨૦૦ રૂા. ગણોત

૨૦૦ રૂા. બીજા

૪૦૦ રૂા.

ખેતર માલિક બે વર્ષમાં છોડાવી લે તો હું બે વર્ષના ૮૦૦/– રૂા. હું બાદ કરીને ૫૦૦૦ – ૮૦૦ = ૪૨૦૦ રૂા. લઈને ખેતર માલિક ને સોંપી દઉ તો એ રીત શરીઅત માં જાઈઝ છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما તમારી એ નિય્યતથી આપના માટે તે જમીન ની ઉપજ લેવી જાઈઝ ઠરતી નથી. ગણોત તો ત્યારે આપવી પડે જયારે આપે એ ખેતર ગણોત રૂપે લીધું હોય, પૂછેલી સુરતમાં ખેતર ગણોતે રાખ્યું નથી બલ્કે ગીરો રૂપે રાખ્યું છે. અને જયાં સુધી એ ખેતર આપની પાસે ગીરો છે ત્યાં સુધી આપ એને ગણોતે રાખી શકતા નથી.

આપ જો આ ગીરોવાળો મામલો ખત્મ કરી તેની સાથે નવેસરથી ગણોત નો મામલો કરવા ચાહો તો કરી શકસો. અલબત્ત એટલું આવશ્યક છે કે જે ગણોત નક્કી કરો તે કાયદેસર ની ગણોત હોય જો ઓછી હશે તો તે પણ કર્ઝ વડે ફાયદો ઉઠાવવાને લઈ વ્યાજ નો ગુનાહ લાગુ પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૦) હિબહ કિંવા બખ્શીશ.

**૧. છોકરી ને મિલ્કત આપવા નો તરીકો :–**

**સવાલ :–** મારે ત્રણ છોકરીઓ અને એક છોકરો છે. બે છોકરીઓની શાદી થઈ ગઈ છે. અને એક છોકરી બીમાર રહે છે જેથી શાદી કરવાની નથી, મારી હયાતી ના હોય તો ભાઈ ન ખબર રાખે અગર ન રાખે એટલા માટે મારી હયાતી માં મારી મીલ્કતમાંથી અમુક મીલ્કત એના નામે કરવાનો ઈરાદો છે તો એના નામે કેટલી મીલ્કત કરી શકાય. શરીઅતમાં કોઈ હદ મુકરર છે ? અને એમ કરવામાં બીજી છોકરીઓ તથા છોકરાનો હક મારેલો નહિં ગણાય.?

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً બીમાર છોકરી પોતાનું ગુજરાન કોઈની મોહતાજી વગર ચલાવી શકે એ નિય્યતથી આપ પોતાની હયાતીમાં એને કોઈ મિલ્કત આપવા ચાહો તો આપી શકો છો.પણ બે વાતોનો ખ્યાલ રાખશો. પેહલી એ કે તમારી નિય્યત તે બીમાર છોકરીને ભવિષ્યમાં પડનારી તકલીફ દૂર કરવાની હોય, બીજી અવલાદને નુકશાન પહોંચાડવાની ન હોય. બીજી વાત એ કે જે કાંઈ મિલ્કત તેને આપવા ચાહો તેને બીજી મિલ્કતથી અલગ પાડી તે છોકરીના કબ્ઝા ભોગવટામાં આપી દીયો. માત્ર નામ ઉપર કરાવી દેવાથી બખ્શીશ સહીહ નહિ થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. વારસાઈ–હિસ્સો બીજા વારસદારને વહેચણી પહેલાં બક્ષિશરૂપે આપવું અથવા વેચવું :–**

**સવાલ :–** અમારા વાલીદ સાહબ મુદત થઈ ગુજરી ગયા. જેમના વારસદારોમાં અમે બે ભાઈઓ અને અમારી ચાર બહેનો અને અમે ભાઈ બહેનોની હકીકી માં છોડી ગયા. વફાતના બીજા દીવસે અમે ભાઈ બહેનો અને વાલીદાએ મશવેરો કરી દરેકની રાજીખુશીથી (તે સમયે અમે બધાજ બાલીગ હતા) એક ખેતર વાલીદ સાહબના ઈસાલે સવાબ અર્થે મદ્રેસામાં આપ્યું. તે સમયે પાંચેવ મસ્તુરાતે એમ કહયું કે અમારે મર્હુમની મિલ્કતમાંથી ભાગ જોઈતો નથી. તમે બન્નેવ ભાઈઓને આપ્યો. અમે રાજીખુશી છે. એટલે વારસા વહેંચણી કરી નહી. અને અમે બન્નેવ ભાઈઓ અને વાલીદા ભેગા રહેવા લાગ્યા. અને મીલ્કતનો ભોગવટો સહયારો કરવા લાગ્યા. મુદત થયે બન્નેવ ભાઈ વહેંચણી કરી જુદા થયા અને પોત પોતાના ભાગે આવતી મીલ્કતનો પોતે ભોગવટો કરતા રહયા. વાલીદાને અમુક જમીન ખાવા પેટે અલગ કરી આપી અને તેઓ એ જમીન સાથે મારા ભેગા રહેવા લાગ્યા. મુદત થયે વાલીદાનો ઈન્તેકાલ થયો. એટલે એમને ખાવા કાઢેલ જમીન અમે બન્નેવ ભાઈઓ એ વહેંચી લીધી. ત્યાર પછી અમારી મોટી બહેનનો ઈન્તેકાલ થયો. જેમના વારસદારોમાં ધણી, બે પુત્રીઓ, અમે બે ભાઈ અને ત્રણ બહેનો છે. હાલ એક રીસાલામાં એક એવો મસ્અલો જોવા મળયો. કે હકકે વિરાસત સાકીત કરવાથી સાકીત થતો નથી. એ હક કાયમ રહે છે. તો સવાલ એ છે કે અમને જે અમારી મા બહેનો એ હક લેવાનું ના કહયું અને માફ કર્યો એ હક

હજુ ચાલુ રહેશે ? જો ચાલુ રહેતો હોય તો હવે શું કરવું ? જો આપવાનો થતો હોય તો હું આપું અને ભાઈ આપવા તૈયાર ના થાય તો મારે કેટલી મીલકતનો ભાગ આપવો પડે. અને કોને કોને કેટકેટલો આપવો પડશે. ? અને અત્યાર સુધી વિણ વહેચાયેલી મીલ્કત મેં વાપરી એનું શું કરવું. ? અને જો હાલ બહેનોના વારસદારો લેવાનું ના કહે તો શું કરવું.? વાલીદ સાહબ ગુજરી ગયા તે સમયે જે નાની મોટી વસ્તુઓ હશે એનો ખ્યાલ પણ નથી. એવીજ રીતે ખાવા પીવાની વસ્તુઓ અનાજ વિગેરે કેટલી હશે એ પણ ખ્યાલ નથી. એનું શું કરવું.? હું મારા ભાગે આવેલ મીલકતની વારસા વહેચણી કરૂં અને ભાઈના ભાગે આવેલ મીલકતની વારસા વહેચણી ના કરે તો મર્હુમની આખી મીલકત પેટે કંઈ વાંધો આવશે ? અને મારા એકલાની વહેંચણી સહી ગણાશે કે નહીં ? વારસા વહેચણી પહેલાં વેચાયેલી મીલકત વિષે પણ ખુલાશો ફરમાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً વારસદારને મરનારના માલમાંથી વારસાઈ રૂપે જે કાંઈ મળે છે, તેમાં તેની મરજી અને ઈખ્તીયારને કોઈ દખલ નથી. બલ્કે મરનારના છોડેલા માલમાં શરીઅતે જે જે વારસદારો માટે જેટલો ભાગ નક્કી કર્યો છે. મરનારના મૃત્યુથી આપો–આપ તેઓ તેણે છોડેલા માલમાં પોત–પોતાના હિસ્સા મુજબ માલિક બની જાય છે. વારસદારોને પ્રાપ્ત થતી આ માલિકી એમની રજામંદી અથવા એમના સ્વીકાર ઉપર અવલંબીત નથી. બલ્કે તેઓ ઈચ્છે યા નહિં ઈચ્છે. શરીઅતે તેઓને માલિક બનાવી આપ્યા. જે ઘડીએ મરનાર મૃત્યુ પામ્યો તેજ ઘડીએ તેણે છોડેલી માલ–મિલ્કતમાં વારસદારોની માલિકી સાબીત થઈ ગઈ. આ

બાબત તેઓની મરજી પુછવામાં નહિં આવે કે તમે આ માલ–મિલ્કત ના માલિક બનવા ઈચ્છો છો યા નથી ઈચ્છતા ? રાજી છો યા નથી. સ્વીકાર કરો છો યા નથી કરતા ? ફુકહા હઝરાત વારસાઈહક ને માલિકીના ગેર–ઈખ્તીયારી કારણોમાં શુમાર કરે છે. હઝ. મવ. અબ્દુલ હય લખનવી (રહ.) ફરમાવે છે.

سبب الملك على قسمين : أحدهما: أن يكون باختيار العبد وصنعه وهو الذي يتوقف على الإيجاب و القبول وتبطل بامتناعه كالشراء ، وقبول الهبة و الوصية و الصدقة و الخلع و الصلح وغيره من أسباب الملك . وثانيها: أن يكون مما لا اختيار فيه للعبد كالوراثة ، فإن الميراث يدخل في ملك الوارث بلاصنع حتى أن الجنين يرث ولا فعل له ولا يسقط بالإسقاط . (حاشية شرح وقايه ١/٢٢٠)

અર્થાત : માલિકીના કારણો બે પ્રકારનાં છે. પહેલું જેમાં માણસના ઈખ્તીયાર અને કર્તવ્ય ને દખલ હોય અને તે કારણ એવું છે જે ઈજાબ તેમજ કબૂલ ઉપર મવકુફ હોય તેમજ તેના અસ્વીકારથી ખતમ થઈ જાય. જેમકે ખરીદ કરવું. તેમજ ભેટ, વસીય્યત, સદકો, ખુલ્અ, સુલહ, વિ. ને કબૂલ કરવું. અને બીજાું તે છે જેમાં માણસને કોઈ ઈખ્તીયાર (તેના સ્વીકાર/અસ્વીકારનો) નથી હોતો જેમકે વારસાઈ, કારણ કે વારસો વારસદારની માલિકીમાં આપોઆપ આવી જાય છે. ત્યાં સુધી કે માં ના પેટમાં રહેલું બાળક પણ વારસદાર બને છે. હાલાંકે તેની કોઈ મરજી

(કર્તવ્ય) નથી હોતી અને છોડી દેવાથી વારસાઈ ખતમ નથી થઈ જતી. (હાશીયએ શર્હે–વિકાયહ ૧/૨૨૦)

ઉપરોકત ચર્ચાથી એ સાબીત થઈ ગયું કે મરનારે છોડેલી માલ–મિલકત માં વારસદારની માલિકી મરનારના મૃત્યુથી આપો–આપ સાબીત થઈ જાય છે.. વારસદારની મરજી અને તેનાં સ્વીકાર કરવા ઉપર મવકુફ નથી. તો અગર કોઈ વારસદાર એવું કહે કે મારે વારસો નથી જોઈતો. એના આ કહેવાથી તેની માલિકી ખતમ થતી નથી. "ફતાવા બઝઝાઝીયહ" માં છે.

ولوقال تركت حقي من الميراث أو برئت منه أو من حصتي لا يصح وهو على حقه ، لأن الإرث جبري لا يصح تركه .(بزازيه على هامش الهندية، ٣٨١/٥)

અર્થાત : અગર (કોઈ વારસદાર) કહે કે મેં વારસામાંથી મારો હક છોડી દીધો અથવા હું તેનાથી છૂટો થઈ ગયો યા મારા હિસ્સાથી છૂટો થઈ ગયો. તો એનું આમ કહેવું દુરૂસ્ત નથી. તે એના હક ઉપર કાયમ છે. કારણ કે વારસો આપો–આપ મળનારી માલિકી છે. તેને છોડવું સહી નથી. (ફ. બઝઝાઝીયહ અલા હામિશીલ–હિન્દીય્યહ ૫/૩૮૧)

"અલ–અશબાહ–વન્નઝાઈર" માં છે. لو قال الوارث تركت حقي لم يبطل حقه ، إذ الملك لا يبطل بالترك. (ص: ٣١٦)

અર્થાત : અગર વારસદાર કહે કે મેં મારો (વારસાઈ હક) હક છોડી આપ્યો તો (એવું કહેવાથી) તેનો હક ખતમ થયો નથી. કારણકે છોડી દેવાથી માલિકી ખતમ થતી નથી. ( પેજ ૩૧૬) ફતાવા–દારૂલ ઉલૂમ

(અઝીઝુલ ફતાવા) માં છે

**સવાલ :–** એક શખ્સને અપને વાલિદ કી જાયદાદ સે હક લેને સે ઈન્કાર કર દીયા થા. અબ ઉસકી અવલાદ અપને જદ્દ કી જાયદાદ સે હિસ્સાએ–શરઈ પાનેકી મુસ્તહિક હય યા નહિં.? અલ જવાબ :– તારીકે હકકી અવલાદ અપને જદ્દ કી જાયદાદ સે હિસ્સા લે સકતી હંય.

(ફતાવા દારૂલ ઉલુમ, અઝીઝુલ ફતાવા, મતબૂઅહ કરાચી ૧/૭૮૦)

ફતાવા રહીમીય્યહ માં છે : ઈસ તહરીર સે કે મુઝે લેના નહિં હય. ઉનકા હક ખતમ નહિં હુવા. બલ્કે હાજી સાહબ અપને હકકે હકદાર હંય. (ફતાવા રહીમીય્યહ ઉર્દુ, મુકદ્દમહ પેજ–૮)

બીજી જગ્યાએ છે. : જો શખ્સ શરઈ વારીસ હય. ઉસેભી યેહ હક નહિં હય કે અપના હિસ્સા ન લે. ઉસે ઉસકા હક મીલેગા. (ફતાવા–રહીમીય્યહ ઉર્દુ ૧૦/૫૦૫)

એજ પ્રમાણે કોઈ વારસદાર એવું કહે કે મેં મારો વારસાઈ હક માફ કરી દીધો. તો એવું કહેવાથી પણ તેની માલિકી મરનારે છોડેલી મીલકતમાંથી ખતમ થતી નથી. "તનકીહુલ ફતાલ હામીદીય્યહ" માં છે.

سئل في أحد الورثة إذا أشهد عليه قبل قسمة التركة المشتملة على أعيان معلومة أنه ترك حقه من الإرث وأسقطه وأبرأ ذمة بقية الورثة منها ، ويريد الآن مطالبة حقه من الإرث فهل له ذلك ( الجواب ) الإرث جبري لا يسقط بالإسقاط ، وقد أفتى به العلامة الرملي كما هو محرر في فتاواه من الإقرار نقلا عن الفصولين

وغيره ، فراجعه إن شئت ( تنقيح الفتاوى الحامدية ، ٢/٢٧)

અર્થાત :– (સવાલ) મરનારે છોડેલી એવી મીલકત જે ચોક્કસ ચીજવસ્તુઓ ઉપર શામેલ હતી તેની વહેંચણી પહેલા એક વારસદારના વિરૂધ્ધ એવી સાક્ષી રજુ કરવામાં આવી કે તેણે પોતાનો વારસાઈ હક છોડી દીધો અને માફ કરી આપ્યો. અને બીજા વારસદારોને એમની જવાબદારીમાંથી મુકત કરી આપ્યા છે. અને તે વારસદાર હવે પોતાનો તે વારસાઈ હક લેવા ઈચ્છે છે, તો શું તે એવું કરી શકે છે. ? (જવાબ) વારસાઈ આપોઆપ સાબીત થનારો હક છે. જે માફ કરવાથી માફ થતો નથી. અલ્લામહ રમલીએ એ મુજબનોજ ફતવો પોતાના ફતાવાની " કિતાબુલ ઈકરાર " માં આપ્યો છે. (ભાગ બીજો, પેજ ૨૭)

ફતાવા ખયરીય્યહમાં છે.

( صرح علمائنا بأن الإرث لا يصح اسقاطه إذ هو جبري ، إلخ )

અર્થાત :– આપણા ઉલમાઓએ સાફ શબ્દોમાં જણાવ્યું છે કે વારસામાલિકી માફ કરવાથી માફ થતી નથી. કારણકે તે આપો–આપ સાબીત થનારી માલિકી છે. (ફતાવા ખયરીય્યહ અલા હામિશીલ હામીદીય્યહ ૨/૧૫૬)

નોટ :– અગર મરનાર વ્યકિતનું અન્ય લોકો ઉપર દેવું (કર્ઝ) કિંવાં લેણી નીકળતી રકમો હતી. તો કોઈ વારસદાર એવું કહે કે તે મેં માફ કરી આપ્યું તો એ લેણી રકમમાં એના હક પુરતો હિસ્સો માફ થઈ જશે. (ફતાવા ખયરીય્યહ અલા હામિશીલ હામીદીય્યહ ૨/૧૫૬)

અગર કોઈ વારસદાર બીજા વારસદારોને કહે કે મેં મારો હિસ્સો

તમને આપ્યો. તો એનો હુકમ વિગતવાર જણાવતાં પહેલાં કેટલીક પ્રાથમીક ચોખવટ જરૂરી છે. સહિયારી વસ્તુઓ બે પ્રકારની છે. પહેલી તે જેમાં વહેંચણી શકય છે. કિંવાં જેના ભાગ પાડી શકાય એવી છે મકાન, ખેતર, મોટો રૂમ વિ. બીજી તે જેમાં વહેંચણી શકય નથી કિંવાં જેના ભાગ પાડી શકાતા નથી. જેમકે જાનવર, કુવો, બળદગાડું, અથવા ભાગ તો પાડી શકાય છે. પરંતુ ભાગ પાડયા પછી તે વસ્તુ જે આશય માટે બનાવવામાં આવી છે. તે આશય પુરો નથી થતો, જેમકે નાનો રૂમ, કે એના ભાગ પાડવાથી તે રહેવા લાયક (જે એના બનાવવાનો આશય હતો.) નહિં રહે. ચાહે એના વડે સામાન મુકવાનું કામ લઈ શકાય. દુરે મુખ્તાર, તકમીલએ શામી (૨/૩૪૦–૩૪૩)

ومشاع لا يبقى منتفعا به بعد أن ينقسم كبيت وحمام صغرين (در مختار)

قال العلامة ابن الشامي (قوله: ومشاع) أي غير مقسوم في الصحاح سهم شائع أي غير مقسوم . واعلم أن الشائع على قسمين : شائع يحتمل القسمة كنصف الدار ونصف البيت الكبير ، وشائع لا يحتملها كنصف قن ورحى وحمام وثوب وبيت صغير ، إلخ .(تكملة شامى ٢/٣٤٠) (قوله : لا يبقى منتفعا به بعد أن ينقسم ) أي ليس من شانه أن ينقسم بمعنى أنه لا يبقى منتفعا به بعد القسمة أصلا كعبد واحد ودابة واحدة أو لا يبقى منتفعا به بعد القسمة من جنس الانتفاع الذي كان قبل القسمة كالبيت الصغير

والحمام الصغير . انتهى . درر . أي فإن البيت الصغير إذا قسم ربما ينتفع به مخزنا أو مربطا للحمار ، ولكنه لا ينتفع به للبيتوتة كالانتفاع السابق ، فهو مما لا يقسم فيصح هبة بعضه مشاعا، الخ (ايضا ٢/ ٣٤٢)

પહેલા પ્રકારની મીલકત અથવા વસ્તુમાં કોઈ માલિક પોતાનો હિસ્સો બીજી વ્યકિતને વહેંચણી કરી પોતાનો હિસ્સો અલગ કર્યા વગર બખ્શીશ કરે તો એ બખ્શીશ સહીહ નથી. ચાહે જે વ્યકિતને બખ્શીશ કરી રહયો છે. તે ભાગીદાર હોય અથવા ત્રાહિત વ્યકિત હોય. અલબત્ત એક કથન મુજબ અગર ભાગીદારને જ બખ્શીશ કરી હોય તો દુરૂસ્ત છે. પરંતુ એ કથન ઉપર ફતવો નથી. (દુર્રે મુખ્તાર શામી ૪/૫૭૦)

لا تتم بالقبض فيما يقسم ولو هبة لشريكه أو لأجنبي لعدم تصور القبض الكامل كما في عامة الكتب ، فكان هو المذهب ، وفي الصيرفية عن العتابي ، وقيل يجوز لشريكه وهو المختار (در مختار)

શામી માં છે :

(قوله: في عامة الكتب) وصرح به الزيلعي وصاحب البحر ( قوله: هو المذهب ) راجع لمسئلة الشريک كما في المنح ( قوله: وهو المختار ) قال الرملي: وجد بخط المؤلف يعني صاحب المنح بإزاء هذا ما صورته ولا يخفى عليک أنه خلاف المشهور (شامی ٥٧٠/٤)

"તનકીહુલ–ફતાવા–હામીદીય્યહ" માં છે. :

هبة المشاع فيما يحتمل القسمة .... لاتفيد الملك للموهوب له في المختار مطلقا شريكا كان أو غيره ابنا أو غيره فلو باعه الواهب صح ، لأن هبة المشاع باطلة وهو الصحيح (تنقيح الفتاوى الحامدية ٢/٩١)

"તનકીહુલ–ફતાવા–હામીદીય્યહ" માં અલ્લામહ શામી (રહ.) એ આ કથન ઉપર વિગતવાર ચર્ચા કરી એને અયોગ્ય બતાવી છેલ્લે લખ્યું છે :

فحيث علمت أنه ظاهر الرواية نص عليه محمد وإنه قول أبي يوسف ظهر أنه الذي عليه العمل ، إلخ (٢/٩٢)

અર્થાત : જયારે તમે જાણી લીધું કે (બખ્શીશનું દુરૂસ્ત ન હોવું) એજ ઝાહિરે રિવાયત છે. અને ઈમામ મુહમ્મદે (રહ.) સ્પષ્ટ રૂપમાં એવુંજ કહયું છે. અને ઈમામ અબુ–યુસુફ (રહ.)નું કથન પણ એજ છે તો જાહેર છે કે અમલ એ મુજબજ થશે (૨/૯૧–૯૨).

બીજા પ્રકારની મીલકત અથવા વસ્તુમાં કોઈ માલિક પોતાનો હિસ્સો બીજી વ્યકિતને બખ્શીશ કરે તો એ બખ્શીશ સહીહ અને દુરૂસ્ત છે. ચાહે જે વ્યકિતને બખ્શીશ કરી રહયો છે. તે ભાગીદાર હોય અથવા ત્રાહીત વ્યકિત હોય. "તકમીલએ–શામી" માં છે.

هبة فيما لا يحتمل القسمة جائزة من شريكه ومن غيره ( ٢/٣٤٠)

અર્થાત : જે વસ્તુની વહેંચણી શકય નથી તેમાં કોઈ માલિકનું પોતાનો ભાગ કોઈકને બખ્શીશ કરવું દુરૂસ્ત છે. ચાહે ભાગીદારને બખ્શીશ કરે અથવા અન્ય કોઈને (૨/૩૪૦)

"જામેઉલ–ફુસુલૈન" માં ઉપર મુજબ અક્ષરશ છે (૨/૬૨) અલબત્ત એ માટે એક શર્ત છે. તે એ કે બખ્શીશ કરનાર માલિક ને ખબર હોય કે એનો હિસ્સો કેટલો છે (શામી ૪/૫૭૦)

ويشترط في صحة هبة المشاع الذي لا يحتملها أن يكون قدرا معلوما حتى لو وهب نصيبه من عبد ولم يعلمه به لم، لأنها جهالة توجب المنازعة . بحر (٥٧٠/٤)

"તકમીલએ–શામી" માં પણ એ મુજબજ છે (૨/૩૪૩).

હવે આપણે અસલ મુદ્દા ઉપર આવીએ. અગર એક વારસદાર તેના મરનાર સગાએ છોડેલી મીલકતમાં તેને લાગેલો વારસાઈ–હિસ્સો બીજા વારસદારને વહેચણી પહેલાં બખ્શીશ રૂપે આપે તો અગર તે મીલકત અથવા વસ્તુ ઉપર જણાવેલ પહેલા પ્રકારની છે તો તેની આ બખ્શીશ દુરૂસ્ત નથી. જેમકે વિગતવાર આવી ચુકયું છે. અને જો તે મીલકત અથવા વસ્તુ બીજા પ્રકારની છે તો ઉપર જણાવેલી શર્ત ને આધીન રહી તે બખ્શીશ દુરૂસ્ત લેખાશે.

હઝ. મવ. મુફતી ઈસ્માઈલ બિસ્મીલ્લાહ સાહબ (રહ.) લખે છે : એવી ચીઝ જેની વહેંચણી થયા પછી પણ તે કામની રહે છે. જેમકે જમીન, ઘર, વગયરહ. તેની વહેંચણીમાં જયાં સુધી દરેકનો ભાગ છૂટો થયો ન

હોય. ત્યાં સુધી કોઈ પોતાનો ભાગ બીજાને બખ્શીશ આપે તો તે બખ્શીશ સહીહ લેખાતી નથી. પણ એક રિવાયત એવી છે ખરી, કે તેમાના એક ભાગીદાર તેમાના બીજા ભાગીદારને વહેંચણી દ્વારા ભાગો છૂટા થવા પહેલાં પોતાનો ભાગ બખ્શીશ આપીદે તો આપી શકે છે. એટલે એ રિવાયતને આધારે બહેનો પોતાના ભાગ છૂટા થયા પહેલાં પણ, યા છૂટા થયા પછી, જયારે પણ પોતાના ભાઈને બખ્શીશ આપવા ચાહે, ત્યારે આપી શકે છે. અને જે વસ્તુ તેની વહેંચણી થયા પછી કામની રહેતી નથી, જેમકે વાસણ, વૃક્ષ, જાનવર વગયરહ. તે તો બેશક વહેંચણી અગાઉ પણ વિના વાંધે બખ્શીશ આપી શકાય છે. (મુસ્લિ ગુજરાત ફતાવા સંગ્રહ, પુસ્તક ત્રીજુ પેજ ૮૩૭ આવૃત્તિ પહેલી)

આપે પુછેલા સવાલમાં મસ્તુરાતે માત્ર એટલુંજ નથી કહયું કે "અમારે મર્હુમની મીલકતમાંથી ભાગ જોઈતો નથી" બલ્કે આગળ એવું પણ કહયું છે કે "તમે બન્નેવ ભાઈઓ ને આપ્યો." જેથી આ બખ્શીશવાળી સુરત છે. માટે આપના વાલીદે મર્હુમે છોડેલી મીલકતમાં જે વસ્તુઓ અથવા મીલકતો બીજા પ્રકારની હતી. જેમકે વાસણો, પેટી, પેટારા, તેમજ ઘરનો તે સામાન જેની વહેંચણી–ભાગ પાડવા શકય નથી. તો એમાં આગળ ઉપર જણાવેલી શર્ત મુજબ બખ્શીશ સહીહ થઈ જશે. અને ભાઈઓ માલિક બની ગયેલા કહેવાશે. અલબત્ત અનાજ, તેલ, વિ. જેની વહેચણી શકય છે. અથવા ઘરના સામાનમાં એકજ પ્રકારની વસ્તુઓ એટલી સંખ્યામાં હોય કે વારસદારોના હિસ્સા મુજબ દરેકના હિસ્સે તે

આખે–આખી આવતી હોય. વહેંચણી માટે ભાગ અને ટુકડા પાડવાની જરૂરત ન પડતી હોય જેમકે એટલી ચમચીઓ છે. કે દરેક વારસદારને એના હક મુજબ મળી રહે છે. એજ પ્રમાણે વાસણ વિ. તો એ સુરતમાં બખ્શીશ સહીહ થયેલી કહેવાશે નહિં.

અને વાલીદે–મરહુમે છોડેલી મીલ્કતમાં જે વસ્તુઓ અથવા મીલ્કતો પહેલા પ્રકારની હતી કિંવા જેના ભાગલા પાડવા શકય હતા. જેમકે જમીન, મકાન વિ. તેમા બખ્શીશ સહીહ થઈ નથી. તેમા બહેનોનો હિસ્સો બાકીજ છે. હવે એમાંની જે વસ્તુઓ ખાય–પી કાઢી અથવા વાપરીને ખતમ કરી નાખી તેમાં બહેનોના હિસ્સે આવતા હક ની કિંમત અદા કરવી ભાઈઓ ઉપર જરૂરી છે. અલબત્ત હવે જયારે કે તે વસ્તુઓ ખાય–પી અને વાપરીને ખતમ કરી દેવાથી તેઓના હિસ્સાની કિંમત ભાઈઓ ઉપર વાજિબ થઈ. અગર બહેનો પોતાની લેણી નીકળતી આ રકમ માફ કરી દેશે તો માફ થઈ જશે. કારણ કે તે વસ્તુ બાકી નહિં રહી હોવાથી હવે તેમાં બહેનોની માલિકી બાકી ન રહી. બલ્કે ભાઈઓ એ તે વસ્તુઓ ખતમ કરી નાખી. જેના લઈ ઝીમાન રૂપે તેઓ ઉપર તેની કિંમત અથવા તેવી વસ્તુ વાજિબ થઈ. જે એક લેણ હક કહેવાયો અને લેણદાર પોતાનો લેણહક માફ કરે તો તે માફ થઈ જાય છે. (અલઅશબાહ વન્નઝાઈર પેજ ૩૧૬)

પહેલા પ્રકારની જે મીલકતો વેચી કાઢી છે. તેમાં બહેનોએ અગર એ વેચાણની ઈજાઝત આપી હતી તો તે દુરૂસ્ત થઈ ગયું અને જો તેઓએ ઈજાઝત આપી ન હતી, તો એમાં લાંબી વિગત છે. જેની આ ફતવામાં

ગુંજાઈશ નથી.

પહેલા પ્રકારની જે મીલકતો હાલ મવજૂદ છે. તેમાં બહેનોનો હિસ્સો બાકી છે. હવે યા તો એની દરેકના હિસ્સા મુજબ કાયદેસરની વહેંચણી કરી. દરેકને એનો હિસ્સો આપી દેવામાં આવે. અને જો હજુ પણ તેઓ ભાઈઓનેજ આપવા આગ્રહ રાખે છે. તો તેણીઓ પોતાનો હિસ્સો ભાઈઓને એક નક્કી કિંમતમાં વેચી દીએ. અને કાયદેસર જેમ વેચાણ માં ઈજાબ અને કબૂલ થાય છે તેમ કરે. ત્યાર પછી ભાઈઓ ઉપર જે કિંમત વાજિબ થઈ તે એમની પાસેથી વસૂલ કરી લીએ અથવા માફ કરી દીએ. આ સુરતમાં પણ એક લેણહક માફ કર્યો હોવાથી તે માફ કરવું દુરૂસ્ત છે. ઈમદાદુલ ફતાવા ૪/૩૬૦ માં આ સુરત લખી છે.

નોંટ :– બીજા ભાઈ વહેંચણી માટે, અથવા ભુલસુધાર માટે રાજી ન હોય તો તે સુરત ત્યારે પુછશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. અવલાદ ને બખ્શીશ આપવા બાબત :–

**સવાલ :–** મારે ઔલાદમાં ચાર છોકરા તથા બે છોકરીઓ હયાત છે. ૩ છોકરાઓ વર્ષોથી ઈંગ્લેન્ડમાં મુકીમ છે. બધા લાખોપતી છે. ૧ છોકરી પણ વર્ષોથી ઈંગલેન્ડમાં મુકીમ છે. તે પણ લાખોપતી છે. હવે ૧ છોકરી સૌથી મોટી અહીં સુરતમા હમારા જમાઈ સાથે રહે છે. તેની ઉમર હાલ ૬૦ વર્ષની છે. જમાઈ રીટાયર્ડ માસ્તર છે. એમની ખેતીની જમીન પણ છે. હાલાત સારા છે. હાલ સુરતમાં છે.

મોટી છોકરીને પગોમાં બહુ દુખાવો છે. ખુરશી પર બેસીને નમાઝ

પઢે છે. ત્યાં હું છોકરીને ત્યાં મહીને બે ત્રણ વખત જઈ આવું છું. ૪-૫ દીવસ રહી આવું છું. હવે મુળ સવાલ પુછવાનો કે હું ૫-૬ વખત લંડન છોકરાને ત્યાં ફરવા ગયેલો છું અને ત્યાંના રીવાજ મુજબ લોકો પુષ્કળ હદીયો-તોહફો આપતા હતા. તે રકમ લાખોમાં મારી પાસે ભેગી જમાં છે. મારી પાસે છે. તે આ લાખોની રકમ હું મારી મોટી છોકરી (સુરતમાં છે) ને એ રકમ આપું તો શરીઅત મુજબ શું હુકમ છે? આ મોટી છોકરી સિવાય બધા લાખોપતી છે. અને છોકરીથી ચાલવામાં, કામ કરવામાં સખત તકલીફ છે. અને એને અહીં સુરત ખાતે ઘર લેવાનું છે. એટલે ઉપર મુજબ મને હદીયામાં મળેલ રકમ બધી એને આપી દઉ તો શરીઅત મુજબ એનો શું હુકમ છે. તે જણાવશો.

મારી કુલ મિલ્કતની શરીઅત મુજબ વર્ષોથી વહેંચણી કરી સરકારી દફતરે દરેકના નામ કબ્જેદાર તરીકે દાખલ કરી દીધા છે. હાલ મારી પાસે રહેવાનું ઘર કે ગભાણ તથા જમીન છેજ નહી. બધુંજ દરેક ને વહેંચી દીધેલ છે. ફકત જમીનનો કબ્જો મારો પોતાનો રાખ્યો છે.

૧, છોકરો બધી જમીન અહી ઈન્ડીયામાં રહી વાવે છે અને તેનું ઉત્પન્ન પણ એજ છોકરો લે છે.

હજુ પણ લંડનથી છોકરા કે ખાસ રિશ્તેદારો અહીં મને ઈન્ડીયા-માતર ઘર બેઠાં હદીયો આપ્યાજ કરે છે. તો એ વિષે મારે શું કરવું ? હું એ હદીયો ગરીબ રિશ્તેદારોને તથા દારૂલ ઉલૂમના મદ્રેસાઓમાં લીલ્લાહ આપી શકું કે નહી તે ચોખવટ કરી લખી જણાવશો.

જવાબ :- حامداً ومصلياً ومسلماً આપને ભેટ સોગાત રૂપે જે રકમ

લાખોની સંખ્યામાં મળી છે. તેના આપ પોતે માલિક અને મુખ્તાર છો. જયાં અને જેવી રીતે નેકીના કામોમાં ખર્ચ કરવા ચાહો કરી શકો છો. તે માટે આપે કોઈથી રજા લેવાની જરૂરત નથી.

માણસ પોતાની હયાતીમાં પોતાની અવલાદને જે કાંઈ આપે છે. શરઈ રૂએ તેની હયસિયત બખ્શીશની છે. અને તે માટે શરીઅત તરફથી જે રીત બતાવવામાં આવી છે એમાં તમામ અવલાદને સરખું આપવામાં આવે. ચાહે છોકરો હોય અથવા છોકરી, એકને બીજી અવલાદથી વધારે ન આપવું, અલબત્ત અગર અવલાદમાં કોઈક આર્થિક રીતે કમજોર હોવાને લઈ મદદની મોહતાજ છે જયારે અન્ય અવલાદ આર્થિક રીતે સધ્ધર હોવાને લઈ તેને મદદની જરૂરત નથી, તે સુરતમાં આર્થિક રીતે કમજોર અવલાદને જ આપવું અથવા તેને વધારે આપવું શરઈરૂએ દુરૂસ્ત છે. અલબત્ત એવું કરતી વેળા નિય્યત અન્ય અવલાદને નુકસાન પહોંચાડવાની ન હોય તેનો ખ્યાલ રહે.

પૂછેલી સૂરતમાં આપની મોટી દીકરીને આપની પાસે હદયાની આવેલી રકમ તેની આર્થિક કમજોરીને લઈ તેણીને એકલીને જ આપવા ચાહો તો આપી શકો છો.

આપે સવાલમાં લખ્યું છે કે આપે પોતાની કુલ મિલ્કત તમામ અવલાદને વરસો પહેલાં થી વહેંચણી કરી સરકારી દફતરે દરેકના નામ કબ્જેદાર તરીકે દાખલ કરાવી આપ્યા છે, ફકત જમીન નો કબ્જો આપનો પોતાનો રાખ્યો છે, એ બાબત એટલું યાદ રહે કે શરઈરૂએ બખ્શીશરૂપે આપવામાં આવેલ વસ્તુને તેના ભાગો પાડી દરેક ભાગ નોખો કરી જેને

પણ બખ્શીશ આપવામાં આવી રહયું છેતેના કબ્જામાં નહિં આપવામાં આવે ત્યાં સુધી તે બખ્શીશ સહીહ થતી નથી. જેથી આપને જોઈએ કે અવલાદને જે કંઈ વહેંચ્યું છે. તેનો કબ્જો ભોગવટો પણ તેઓને આપી દીયો, તો જ બખ્શીશ સહીહ થઈ, તેઓ શરઈરૂએ એના માલિક થયેલા ગણાશે, નહિં તો આ બધી મિલ્કત શરઈરૂએ આપની માલિકીની જ રહેશે અને આપની વફાત બાદ એમાં વારસા–વહેંચણીનો શરઈ કાયદો લાગુ પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૪. સાથે રહેતા છોકરાને પરદેશ ફરવા લઈ જનાર બાપ પાસેથી છોકરીએ તેટલા રૂપિયાની માંગણી કરવું કેવું ?

**સવાલ :–** એક માણસની ૫૮ વર્ષની ઉમર છે, હયાત છે. એહલીયા પણ હયાત છે, અને તેમની ઉમર ૫૧ વર્ષની છે, એ માણસને ૧ છોકરો અને ૨ છોકરીઓ છે. ત્રણેવની શાદી થઈ ગઈ છે. ત્રણેવને છોકરાઓ પણ છે. છોકરીઓ પોતાના સાસરામાં રહે છે. છોકરો સાથે જ રહે છે. અને આ છોકરો આ માણસની પ્રોપર્ટીનું દેખરેખનું કામ કરે છે. ખેતર ગણોતે દીધું છે. દુકાનો ભાડે આપી છે. તેની દેખરેખ કરે છે. એમનો આ છોકરો બીજુ કંઈ કામ ધંધો કે નોકરી કરતો નથી કે તે પોતાનું કંઈ અલગ કરતો નથી. વાલિદૈન સાથે રહે છે. તેની બીવી છે. બે છોકરા છે. આ રીતે આ માણસ પોતાની બીવી, એક છોકરો, વહુ તેમજ બે પોત્રા સાથે રહે છે. ઘર મિલ્કત પોતાની જ છે. બેટ્ટી ઈન્કમ આવ્યા કરે છે અને તેઓ ખાય છે.

આ માણસ જયારે ઈન્ડીયામાં કે ફોરેન (પરદેશ) ફરવા જાય છે ત્યારે આ છોકરા, વહુ, બીવી, પોત્રાઓને પણ સાથે લઈ જાય છે. તેમજ છોકરા—વહુ—પોત્રાનો ખર્ચો પણ તેઓ આ ઈન્કમમાંથી આપે છે. છોકરો પોતાનું અલગ કંઈ કામ કરતો નથી.

હવે પુછવાનું એ છે કે આ માણસની બે છોકરીઓ જે પરણીને સાસરે ગઈ છે. તેઓ એમ કહે છે કે તમે ભાઈને સાથે ફરવા લઈ જાવ છો તો તેટલા રૂપિયા સરખા ભાગે અમને પણ આપો. તો આ છોકરીઓનું સરખા ભાગે ફરવાના પૈસા માંગવું જાઈઝ છે ? જેટલા રૂપિયા છોકરાના ફરવા પાછળ ખર્ચાયા તેટલા જ પૈસા સરખા ભાગે પરણી ગયેલી બેવ છોકરીઓને પણ આપવા પડે ? શરીઅતના હિસાબે શું કરવું ?

જવાબ :— حامداً ومصلیاً ومسلماً માણસ જયાં સુધી હયાત છે ત્યાં સુધી પોતે જ પોતાની મિલ્કતોનો માલિક અને મુખ્તાર છે. પોતાની મરજી મુજબ યોગ્ય સમજી જે વહીવટ (લે—વેચ, બખ્શીશ, સદકો, ખયરાત) કરવા ચાહે તે કરી શકે છે. તેની અવલાદ અથવા અન્ય કોઈ તેના ઉપર પાબંદી અથવા રોક લગાવી શકતું નથી. અલબત્ત જયારે માણસ મૃત્યુરોગ (જે બિમારી એના મૃત્યુ માટે કારણ ભુત બને તે) માં સપડાય જાય ત્યારે ત્રીજા ભાગથી વધુ મિલ્કત બખ્શીશ યા ખયરાત કરી શકતો નથી. તે અગાઉ પોતાની બધીજ મિલ્કતમાં દરેક પ્રકારનો વહીવટ કરવાની સત્તા ધરાવે છે.

માણસ પોતાની હયાતીમાં પોતાની અવલાદ ને બખ્શીશરૂપે કંઈક (મિલ્કત અથવા અન્ય કોઈ વસ્તુ ) દેવા ચાહે તો તેની બેહતર અને શરીઅતે પસંદ કરેલ રીત એ છે કે બધીજ અવલાદ ને આપે. કોઈક ને

આપવું અને કોઈકને ન આપવું મકરૂહ છે. એજ પ્રમાણે બધીજ અવલાદ ને એક સરખું આપે. અવલાદમાંથી કોઈક (ચાહે દિકરો હોય અથવા દિકરી)ને વધું આપવું અને કોઈકને ઓછું આપવું મકરૂહ છે. પરંતુ આ હુકમ પણ ત્યારે છે જયારે કે આપવા, નહિં આપવા અથવા વધતું ઓછું આપવામાં એક ને ફાયદો પહોંચાડી બીજાને નુકશાન પહોંચાડવાની નેમ હોય અને આવું કરવા માટે કોઈ શરઈ કારણ ન હોય, તે છતાં આ પ્રમાણે કરવાથી બખ્શીશ સહીહ અને મોઅતબર ગણાશે. કિંવા જેને નથી મળ્યું, અથવા ઓછું મળ્યું તેને શરઈરૂએ હક નથી કે તે માંગણી કરે. અને જો આવું કરવા (અવલાદમાંથી કોઈક ને આપવા અને કોઈકને નહિં આપવા અથવા કોઈક ને વધું અને કોઈક ને ઓછું આપવા) માટે શરઈ કારણ મવજૂદ છે તો આમ કરવું મકરૂહ પણ નથી, બલ્કે જાંઈઝ છે. (મહમૂદુલ ફતાવા ગુજરાતી ૨/૩૩૩ ઉપરથી)

પૂછેલી સૂરતમાં બાપ જયારે ઈન્ડીયામાં કે ફોરેન ફરવા જાય છે ત્યારે તેની સાથે રહેતા છોકરા, વહુ, પત્ની, પોત્રાઓ વિગેરેને પણ સાથે લઈ જાય છે અને તેઓનો ખર્ચ પણ બાપજ પોતાની આવકમાંથી આપે છે અને એવું કરવામાં એની નેમ પોતાની છોકરીઓને નુકશાન પહોંચાડવાની નથી, તો શરઈરૂએ તેનું આ કૃત્ય જાઈઝ અને દુરૂસ્ત છે. અને છોકરીઓને એવું કહેવાનો હક નથી કે તમે ભાઈને સાથે ફરવા લઈ જાઓ છો તો તેટલા રૂપિયા સરખા ભાગે અમને પણ આપો, આટલું સ્પષ્ટ છે કે છોકરો પોતાની પત્ની અને છોકરાઓ સાથે બાપ ભેગો રહે છે. અને બાપ એ કારણ ને લઈને જ સફરમાં પણ તેઓને સાથે લઈ જાય છે. તો બાપના આ

કૃત્યને ખોટી નેમનું રૂપ આપી તેટલી રકમની બાપ પાસે માંગણી કરવું છોકરીઓ તરફથી બાપ ઉપર કરવામાં આવી રહેલ એક પ્રકારની બદગુમાની જ છે. જે બાપના માટે દુઃખદાયક હોવાને લઈ છોકરીઓએ એનાથી બચવું જરૂરી છે. આ પ્રકારની બદગુમાની પણ માં–બાપ સાથે બદસુલુકીમાં શુમાર થશે. કુર્આને પાકમાં અલ્લાહ તબારક–વ–તઆલા એ સ્પષ્ટ શબ્દોમાં આદેશ આપ્યો છે કે તેઓને "ઊંહ" પણ ન કહો. તો પછી આ રીતની બદગુમાનીની ગુંજાઈશ કેમ કરી હોય શકે ? અલબત્ત વર્તમાનયુગના આ પ્રકારના માનસ ને નજર સમક્ષ રાખી બાપ કોઈક વાર છોકરીઓને પણ ફરવા જવાના નામે કોઈક રકમ આપે તો એ બેહતર છે. જેથી તેઓને બદગુમાની કરવાનો અથવા કોઈકને તેઓને બદગુમાની કરવા માટે પ્રેરીત કરવાનો મોકો ન મળે. અને દિકરીની રીતે તેઓનું દિલ પણ મા–બાપથી રાજી રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૫. બક્ષિસમાં નવાસાને વંચીત રાખવું :–

**સવાલ :–** એક ઔરત વિધવા છે, હયાત છે, ૭૫ વર્ષની ઉમર છે.આ ઔરતના ખાવિંદે ત્રણ શાદી કરેલી, તેમની આ ત્રીજી છેલ્લી ઔરત છે. તેમના ખાવિંદના ઈન્તેકાલને ૧૬ વરસ થયા. તેમના ખાવિંદની પહેલી ઔરત ને એક છોકરો એક છોકરી થઈ અને બીજી ઔરત ને એક છોકરો થયો. પહેલી ઔરતનો ઈન્તેકાલ થયો હતો અને બીજી ઔરતને તલાક આપી હતી.

ત્રીજી આ હયાત ઔરતને ત્રણ છોકરાઓ અને બે છોકરીઓ થઈ,

જેમાંની એક છોકરીનો ઈન્તેકાલ દસ વરસ પહેલાં થઈ ગયો જેને એક છોકરો અને એક છોકરી છે, જે હયાત છે.

હવે આ વિધવા હયાત ઔરત પોતાના મા બાપ તરફથી કંઈ લાવ્યા નથી કે કંઈ વારસામાં મળ્યું નથી. તેણીના ખાવિંદે પોતાની હયાતીમાં એક ખેતર, શેરો બક્ષીસ કરી ગયા છે તે છે.

હવે પુછવાનું એ છે કે આ ઔરતે પોતાના પેટે થયેલા ત્રણ છોકરાઓને અને બે છોકરીઓ પૈકી એક હયાત છોકરીને સરખા ભાગે ત્રણ લાખ રૂપિયા આપ્યા અને જે સગી મરેલ છોકરીના એક છોકરો અને એક છોકરી (નવાસાઓ) છે તેને એક પણ રૂપિયો આપ્યો નથી. તો આ કૃત્ય શરીઅતની દ્રષ્ટીએ જાઈઝ છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما પૂછેલી સૂરતમાં આજની તારીખે તે ઔરતના વારસદાર તેના ત્રણ છોકરાઓ અને હયાત છોકરી જ છે. અને મરણ પામેલ છોકરીના દીકરા અને દીકરીનો શુમાર વારસદારોમાં થતો નથી, જેથી શરઈ રૂએ તેના માટે બેહતર તો એ હતું કે મરણ પામેલ છોકરીના દીકરા અને દીકરીને પણ કંઈક આપતે, પરંતુ જયારે તેણીએ તેઓને કંઈ નથી આપ્યું તો તેણીના આ કૃત્ય ને શરઈ રૂએ ગુનાહીત કૃત્ય કહી શકાય નહી. કારણ કે આ રીતે ન આપવામાં ભવિષ્યમાં વારસ ઠરતા કોઈ વારસદારને નુકશાન પહોંચાડવાની નેમ હોય તો જ આ કૃત્ય ગુનાહીત કહી શકાય. જયારે કે પૂછેલી સૂરતમાં જેઓને કંઈ પણ આપવામાં આવ્યું નથી, તેઓ હાલની તારીખે ભવિષ્યના વારસદાર ઠરતા નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૧) ઈજારહ

## ૧. ખાનગી ધોરણે ચાલતી શાળાના કર્મચારીઓ કયા કયા લાભો (વેતન વિ.) મેળવવાના હકદાર છે ?

(૧) અમો નીચે સહી કરનારાઓ અહીં પ્રાયમરી સ્કૂલમાં શિક્ષક તરીકે ધોરણ ૧ થી ૭ ના વિદ્યાર્થીઓને ભણાવવાનું કામ કરીએ છીએ. અમારી બન્ને શાળાઓ ખાનગી ધોરણે ચાલે છે. સરકાર તરફથી બન્ને શાળાઓને કોઈ ગ્રાંટ મળતી નથી. વિદ્યાર્થીઓ પાસેથી ફી વસૂલ કરીને તેમાંથી શિક્ષકોનો પગાર અને બીજા ખર્ચ કરવામાં આવે છે.

(૨) છેલ્લા ત્રણ વર્ષથી સોસાયટી દ્વારા અમારી બન્ને શાળાઓના કર્મચારીઓના પગાર સ્થગિત કરી દેવામાં આવેલ છે. અને પગારમાં કોઈ પણ જાતનો વધારો આપવામાં આવેલ નથી. આ પહેલાં અમારી સોસાયટી તરફથી અમને સરકારી ધારા ધોરણ મુજબ ગ્રાંટેડ શાળાઓમાં મળતા લાભ મુજબ બધાજ લાભો આપવામાં આવતા હતા અને દર છ મહિને બજારમાં મોંઘવારી વધતાં સરકાર તરફથી જાહેર થતા મોંઘવારીના આંક મુજબ મોંઘવારી ભથ્થું પણ ચૂકવવામાં આવતું હતું. આ ઉપરાંત જયારે પણ (અંદાજે દર દશ વરસે) સરકારશ્રી તરફથી જે નવું પગાર ધોરણ નક્કી કરવામાં આવતું હતું તે મુજબના લાભો પણ મળતા હતા, પણ છેલ્લા ત્રણ વર્ષથી આ લાભો બંધ કરી દેવામાં આવેલ છે.

(૩) હાલ કારમી મોંઘવારી ચાલે છે ત્યારે અમારી સોસાયટીની મેનેજિંગ કમિટિનું મંતવ્ય એમ છે કે, જો અમને અગાઉ અપાતા લાભો

મુજબ (એટલે કે સરકારી ધારા–ધોરણ મુજબ) પગાર આપવામાં આવે તો ફીમાં વધારો કરવો પડે એમ છે. અને ફીમાં વધારો કરવાથી અમારી બંને શાળાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના વાલીઓ કે તેમના મા–બાપ ઉપર બોજો આવી જાય અને તે કારણથી ૫૬ શિક્ષકો અને અન્ય કર્મચારીગણને લાભ આપવા માટે ૨૩૯૭ જેટલા વિદ્યાર્થીઓના વાલીઓ પર ફી વધારો કરી બોજો નાંખવો યોગ્ય નથી.

(૪) અમારી શાળાઓ ભલે ખાનગી ધોરણે ચાલતી હોય પરંતુ શાળાઓ ચલાવવા માટે અમારે સરકારશ્રીમાં પૂર્વ મંજુરી લેવાની હોય છે. તથા 'સરકારશ્રી તરફથી વારંવાર આપવામાં આવતા આદેશ, સલાહ અને સૂચનો મુજબ શાળાનું સંચાલન કરવાનું હોય છે. સરકારશ્રી તરફથી પણ વારંવાર એમના પરિપત્રથી સરકારી ધારા–ધોરણ મુજબ પગાર આપવા માટે આદેશ કરવામાં આવે છે. તારીખ :– ૩૦/૦૧/૨૦૧૦ ના રોજ જિલ્લા શિક્ષણાધિકારી શ્રીએ એક પરિપત્રથી જણાવેલ છે કે, શહેર વિસ્તારની ખાનગી પ્રાથમિક શાળાઓના શિક્ષકોને મુંબઈ પ્રાથમિક શિક્ષણ અધિનિયમ ૧૯૪૭ અને કેન્દ્રીય પગારધોરણ મુજબ પગાર તથા દરમાયાનો લાભ બેંક દ્વારા ચેક સીસ્ટમથી આપવાનો રહેશે તેમજ તે અંગેના આધારભૂત દસ્તાવેજો દિન–૩૦ માં અંત્રેની કચેરીએ મોકલવાના રહેશે. આવો સ્પષ્ટ આદેશ અને હુકમ સરકારશ્રી દ્વારા કરવામાં આવેલ છે. આ આદેશની નકલ આપની જાણ માટે રજૂ કરીએ છીએ.

(૫) અમારી શાળાઓ લઘુમતી શાળા તરીકે સરકારશ્રીના દફતરે નોંધાયેલ છે. અને તે મુજબ અમોને શિક્ષકોની ભરતી, છટણી–બરતરફી કે

શિક્ષા કરવા માટે બીજા શાળાઓ કરતાં છૂટછાટ આપેલ છે. પરંતુ જ્યાં સુધી પગારને લાગેવળગે છે ત્યાં સુધી શાળા લઘુમતી અને નોન-ગ્રાંટેડ હોવા છતાં તે અંગે કોઈ છૂટછાટ આપી નથી અને સરકારી ધારા ધોરણ મુજબ જ પગાર ચૂકવવાનો આદેશ આપેલ છે. આ માટે સરકાર શ્રીએ લઘુમતી શાળા અંગે જે પરિપત્રો બહાર પાડેલા છે તેની કોપી આ સાથે આપની જાણ માટે સામેલ કરેલ છે. જેના પરથી ચોખ્ખે-ચોખ્ખું ફલિત થાય છે કે પગારની બાબતમાં લઘુમતી શાળાઓને પણ કોઈ રાહત કે છૂટછાટ આપવામાં આવી નથી અને તેઓએ પણ સરકારી ધારા ધોરણ મુજબ જ પગાર ચૂકવવો જોઈએ.

(૬) અમારી બંને શાળાઓમાં હાલ કુલ ૨૩૯૭ જેટલા વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહયા છે. કુલ ૨૩૯૭ વિદ્યાર્થીઓમાંથી ૩૩ ટકા જેટલા વિદ્યાર્થીઓ ( કે જેઓ ગરીબ અને ઝકાતના મુસ્તહિક હોવાથી) માફીમાં ભણે છે. એટલે જો ફીમાં વધારો કરવામાં આવે તો તેમના મા-બાપ કે વાલીઓના શિરે કોઈ બોજા પડે એમ નથી. બાકીના ૬૭ ટકા વિદ્યાર્થીઓ ઝકાતના મુસ્તહિક ન હોવાથી તેમના વાલીઓ ફી ભરે છે.

(૭) સોસાયટીના મેનેજિંગ કમિટી તરફથી એમ જણાવવામાં આવે છે કે, શિક્ષકમિત્રો ટયુશન કરે છે અને ખુબ કમાય છે. આ બાબતે જણાવવાનું કે અમારી શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ મધ્યમવર્ગના છે અને તેઓના વાલીઓ-આશ્રિતો ટયુશન પર મોકલી વધુ ખર્ચો કરી શકે એમ નથી. શહેરની અંગ્રેજી માધ્યમની શાળાઓ અને બીજી નામાંકિત

શાળાઓના વિદ્યાર્થીઓ પાસેથી શિક્ષકો દ્વારા માસિક રૂા. ૫૦૦ થી ૧૦૦૦ સુધીની કમ્મરતોડ ટયુશન ફી લેવામાં આવે છે. જયારે અમારી શાળાઓના ગણિત, અંગ્રેજી અને વિજ્ઞાનના જે શિક્ષકો ટયુશન કરાવે છે તેઓ વિદ્યાર્થીઓ પાસેથી માસિક રૂા.૧૦૦ થી ૨૦૦ સુધીની ફી મેળવે છે અને તે પણ વાલીઓ નિયમિત ચુકવતા નથી. બંને શાળાઓમાંથી બધાજ શિક્ષકો ટયુશન કરાવતા નથી એટલે માત્ર ગણિત–વિજ્ઞાન અને અંગ્રેજી વિષયના શિક્ષકો જ ટયુશન કરાવે છે જયારે ભાષા અને અન્ય વિષયના શિક્ષકો ઈચ્છતા હોવા છતાં ટયુશન કરાવી શકતા નથી. એટલે સોસાયટીની ઉપર જણાવવામાં આવેલ વાત (શિક્ષકમિત્રો ટયુશન કરે છે અને ખૂબ કમાય છે) બરાબર અને યોગ્ય નથી.

(૮) હાલ સતત મોંઘવારી વધી રહી છે અને જીવન જરૂરિયાતની દરેક વસ્તુઓના ભાવ આસમાને છે ત્યારે અમો તમામ કર્મચારીગણને પણ આ અસહય બોજ ઉઠાવવો પડે છે અને છેલ્લા ત્રણ વર્ષથી જે પગાર વધારો રોકવામાં આવેલ છે તેનાથી અમને પણ ખુબ મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. આવા સંજોગોમાં શરઈ હુકમ શું હોય શકે ? અને ઉપર જણાવેલ કારણો દર્શાવી ફીમાં વધારો નહીં કરી, અમોને કાયદેસર રીતે મળવાના લાભોથી વંચિત રાખવામાં આવે કે કર્મચારીઓના હકો દબાવવામાં આવે તે બાબતે શરઈ હુકમ શું હોઈ શકે? તે જણાવી આભારી કરશોજી.

(૯) શિક્ષકો ઉપરાંત શાળાઓમાં કામ કરતા પટાવાળા અને ઓફિસમાં કામ કરતા કર્મચારીગણને ટયુશનના કોઈ લાભ મળી શકતા

નથી તો તેઓને પણ આ પગાર અટકાવવાથી ઘર ચલાવવા માટે ખૂબ જ તંગી પડે છે. આ અંગે પણ આપને યોગ્ય જવાબ આપવા આગ્રહભરી વિનંતી છે.

(૧૦) હાલ સરકારી નિયમ અનુસાર શાળાઓમાં નિમણૂંક પામેલા શિક્ષકોને માસિક રૂા. ૨૫૦૦/– અને પટાવાળાને માસિક રૂા. ૧૫૦૦/– પગાર પાંચ વર્ષ સુધી આપવામાં આવે છે. પાંચ વર્ષ પછી તેઓને સરકારી નિયમ અનુસાર પગાર આપવાનો હોય છે. આ અંગે પણ અમારી સોસાયટીએ એવો નિર્ણય કરેલ છે કે તેઓને પાંચ વર્ષ પછી સરકારી ધારા ધોરણ મુજબ પગાર આપવો નહીં અને સોસાયટી જે નક્કી કરે તે મુજબ જ પગાર આપવો. આ બાબતે પણ આપ સાહેબ જવાબ આપશો એવી વિનંતી છે.

(૧૧) અમારી સોસાયટીની મેનેજિંગ કમિટી એમ કહે છે કે બજારમાં ઓછા પગારથી માણસો મળતા હોય, તો શા માટે તેઓને વધારે પગાર આપવો જોઈએ ? આ બાબતે આપ સાહેબને જણાવવાનું કે હાલ બજારમાં અસહ્ય મોંઘવારી ચાલે છે તથા ગરીબી અને બેકારી પણ ખૂબ મોટા પ્રમાણમાં છે. આથી લાયકાતવાળી વ્યકિત પણ ગરીબી, મજબુરી અને બેકારીના કારણોસર ઓછા પગારમાં કામ કરવા માટે તૈયાર થાય છે. તો શું આ કારણો દર્શાવીને અમારા પગાર રોકવામાં આવ્યા છે તે યોગ્ય છે ? વ્યકિતની મજબુરીનો લાભ લેવા માટે શરઈ રીતે શું હુકમ છે ? આ બાબતે પણ યોગ્ય જવાબ આપશો.

(૧૨) સોસાયટીની મેનેજિંગ કમિટી હાલ બંને શાળાઓમાં કામ

કરતા કર્મચારીઓને ઈન્ક્રીમેન્ટ (ઈજાફા) પણ આપવાનું ના પાડે છે. ઈન્ક્રીમેન્ટ (ઈજાફા)એ કર્મચારી જેમ જેમ અનુભવી અને જૂનો થતો જાય તેમ તેમ તેનાં પગારમાં થતો કાયદેસર મળવાપાત્ર વધારો છે. આ ઈન્ક્રીમેન્ટ (ઈજાફા) ની રકમ વાર્ષિક રૂા. ૭૫ થી રૂા. ૧૦૦ સુધીની જ હોય છે. કોઈ ખાસ સંજોગો યા કારણો સિવાય કર્મચારીના ઈન્ક્રીમેન્ટ (ઈજાફા) રોકી શકાય નહીં. જેથી આ બાબતે પણ જવાબ આપવા આગ્રહભરી વિનંતી છે.

(૧૩) સોસાયટીએ બંને શાળાના કર્મચારીઓને આપેલ લેખિત નિમણૂંકપત્ર (કરારપત્ર) માં તમામ ભથ્થાં સહિત સરકારી ધારા–ધોરણ મુજબ પગાર આપવા જણાવેલ છે. જેના કારણે ઘણા શિક્ષકો બીજી શાળાઓમાં નોકરી મળતી હોવા છતાં ગયા નથી અને ઘણા શિક્ષકોએ (સોસાયટીએ નિમણૂંકપત્રમાં સરકારી ધારા–ધોરણ મુજબ પગાર આપવાનું જણાવેલ હોવાથી) બીજી શાળાઓમાં અરજી કરી નથી આથી તેમના ભવિષ્ય માટે મુશ્કેલીઓ ઉપસ્થિત થઈ છે. કર્મચારીને આપેલા લેખિત નિમણૂંકપત્રનો સોસાયટી દ્વારા અમલ ન કરવા બાબત શરઈ હુકમ શું હોય શકે ? તે જણાવવા ખાસ વિનંતી છે. આ સાથે કર્મચારીઓને આપવામાં આવેલ નિમણૂંકપત્રની નકલ આપ સાહેબની જાણ માટે સામેલ કરલ છે.

(૧૪) સોસાયટી કર્મચારીની નિમણૂંક વખતે ઈન્ટરવ્યુમાં એમ જણાવે છે કે હાલ તમો નોકરીએ જોડાઈ જાવ પાંચ વર્ષ પછી તમને બીજા કર્મચારીઓને જે પગાર આપવામાં આવે છે તે પ્રમાણે પગાર આપવામાં

આવશે એમ મૌખિક બાંહેધરી આપવામાં આવે છે. પરંતુ નોકરીએ જોડાયા પછી આપવામાં આવતા નિમણૂક પત્ર (કરાર પત્ર) માં ફિકસ પગાર આપવામાં આવશે તેમ જણાવેલ છે. તો ઈન્ટરવ્યુ વખતે મૌખિક બાંહેધરી આપવા છતાં પુરો પગાર આપવામાં ન આવે અને વાયદા ખિલાફી કરવામાં આવે તે બાબતે શરઈ હુકમ શું હોઈ શકે. ?

(૧૫)અમારી સોસાયટી અત્યાર સુધી ઘણી મહેરબાન હતી અને અમને સરકારી ધારા ધોરણ મુજબ મોંઘવારી ભથ્થા અને અન્ય તમામ લાભો આપવામાં આવતા હતા અને દર છ મહિને બજારમાં મોંઘવારી વધતા સરકાર તરફથી જાહેર થતા મોંઘવારીમાં આંક મુજબ મોંઘવારી ભથ્થું પણ ચૂકવવામાં આવતું હતું. પરંતુ છેલ્લા ત્રણ વર્ષથી આ લાભો બંધ કરી પગાર સ્થગિત કરી દેવામાં આવ્યો છે. તો આપ સાહેબ અમારી આ સત્ય હકીકત ધ્યાનમાં લઈ શરીયતની રૂએ જવાબ આપવા મહેરબાની કરશોજી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماઆપે સવાલમાં રજૂ કરેલ વિગત અને હકીકતનો શરઈ હુકમ જાણવા પહેલા પ્રાથમિક રૂપે કેટલીક જાણકારી આવશ્યક છે જે નીચે મુજબ છે.

(૧) ખાનગી ધોરણે ચલાવવામાં આવતી શાળાઓને મંજુરી આપવા માટે સરકાર તરફથી જે ધારા–ધોરણો નક્કી કરવામાં આવ્યા હોય અને તેને સ્વીકારવા પછી શાળાને મંજુરી આપવામાં આવી હોય, તે શાળાના સંચાલકોએ સરકારશ્રી સાથે કરેલ તે કરાર તેમજ વાયદાઓનું શરીઅતની મર્યાદામાં રહી પાલન કરવું શરઈરૂએ જરૂરી છે. તેની વિરૂધ્ધ

કરવાથી તેઓ શરીઅત તેમજ સરકારશ્રીના ગુનેહગાર બને છે. અને તેવું કરવા પર બન્નેવ તરફથી નક્કી થયેલ સજાપાત્ર પણ ઠરે છે. તે છતાં કર્મચારીઓ સાથે નિમણૂકવેળા તેઓ સાથે જે કંઈ કોલ-કરાર થયા હોય તે મુજબ જ શરઈરૂએ તેઓ પાબંદ બને છે.

(૨) સંસ્થામાં કામ કરતા કર્મચારીઓ પાસેથી કામ લેવા માટે સંસ્થા તેમજ કર્મચારી વચ્ચે તેની નિમણૂંક વખતે જે કંઈ કરાર થયા હોય, શરઈ મર્યાદામાં રહી તેની પાબંદી બન્નેવ પક્ષો માટે જરૂરી ઠરે છે. આવા કરારને શરીઅતની પરિભાષામાં "અકદે-ઈજારહ" કહેવામાં આવે છે. જેમાં એક પક્ષ જે સંસ્થામાં જોડાઈ કામ કરશે તેના ઉપર જરૂરી ઠેરવવામાં આવેલ કામની પૂરેપૂરી વિગત ચોક્કસ રીતે નક્કી હોવી જરૂરી છે અને તેના એ કામના બદલામાં મહેનતાણા રૂપે કયા-કયા લાભો સંસ્થા તરફથી તેને આપવામાં આવશે તે પણ નિમણૂંક વખતે ચોક્કસરૂપે નક્કી હોવા જરૂરી છે. તે વગર શરઈરૂએ અકદે-ઈજારહ દુરૂસ્ત ઠરશે નહિં.

(૩) સંસ્થા તરફથી કર્મચારીની નિમણૂંક વખતે ઉપર નં.(૨) માં જણાવ્યા મુજબ જે લાભો સંસ્થાએ કર્મચારીને તેના કામ અને સેવાના બદલામાં આપવા સ્વીકાર્યું છે. શરઈરૂએ સંસ્થા એટલાજ લાભો આપવા બંધાયેલી ગણાશે. હવે જો સંસ્થા અને કર્મચારી વચ્ચે થયેલ નિમણૂંક કરારમાં સંસ્થાએ કોઈક એવો લાભ કર્મચારી ને આપવાનું સ્વીકાર્યું ન હોય જે લાભ સરકારશ્રી તરફથી કર્મચારીને આપવા માટે સંસ્થાની મંજુરી વખતે સંસ્થા ઉપર જરૂરી ઠેરવવામાં આવ્યું હતું. તો એ સુરતમાં તે લાભ નિમણૂંક વખતે કર્મચારીને આપવાનો ઉલ્લેખ નિમણૂંક પત્રમાં ન હોવાથી

શરઈરૂએ સંસ્થા કર્મચારીને તે લાભ આપવા બંધાયેલી નથી. પછી ભલે સંસ્થા અને સરકારશ્રી વચ્ચે મંજુરી પ્રાપ્ત કરતી વખતે થયેલ કરારના વિરૂધ્ધ કરવાથી સંસ્થા સરકારશ્રી તેમજ શરીઅતની ગુનેહગાર બનતી હોય.

સારાંશ કે સંસ્થા તરફથી નિમણૂંકવેળા કર્મચારી સાથે જે કંઈ કરાર થયો હોય તેની પાબંદી અને તે મુજબ લાભ અને વેતન આપવું સંસ્થા ઉપર જરૂરી ઠરે છે. પરંતુ તેની બુનિયાદ પર કર્મચારી તે સિવાયના અન્ય લાભો જેનો નિમણૂંક પત્રમાં ઉલ્લેખ ન હોય. સંસ્થા પાસેથી મેળવી શકતા નથી.

(૪) આપે પોતાની સત્ય હકીકત ની સાથે અન્ય કાગળો રજુ કર્યા છે તેમાં સરકારશ્રી તરફથી સંસ્થાને સરકારી ધારા–ધોરણ મુજબ પગાર ધોરણના જે આદેશો આપવામા આવ્યા છે. તેની બુનિયાદ પર શરઈરૂએ આપ તે પગાર ધોરણનાં હકદાર નહિં ઠરો જયાં સુધી સંસ્થા આપની સાથે થયેલ નિમણૂંક પત્રમાં તે મુજબ પગાર આપવાનો કરાર ન કરે.

(૫) કર્મચારીઓને સંસ્થા તરફથી આપવામાં આવેલ નિમણૂંક પત્રોની જે નકલો આપે રજુ કરી છે તેમાં વધુ ભાગની નિમણૂંકો મદદનીશ શિક્ષક અથવા વિદ્યાસહાયક તરીકેની છે અને એ મુજબ થયેલ નિમણૂંકોમાં સરકારશ્રીએ સરકાર તરફથી નક્કી કરવામા આવેલ પગાર ધોરણ સંસ્થા ઉપર જરૂરી ઠેરવ્યું નથી.

બહરહાલ આપને આપવામાં આવતા જવાબનો ખૂલાસો એટલોજ છે કે આપની નિમણૂંક વેળા સંસ્થા તરફથી જે નિમણૂંક પત્ર આપવામાં આવ્યો હતો તેમાં જે લાભો (વેતન વિ.) આપવાનું સંસ્થાએ સ્વીકાર્યું છે. તે

મુજબના લાભો નિમણૂંક પત્રમાં કરવામા આવેલી શરતો મુજબ મેળવવાના આપ લોકો હકદાર છો. અને નિમણૂંક પત્રમાં જે લાભો આપવાનું સંસ્થાએ સ્વીકાર્યું નથી તે મુજબના લાભો આ નિમણૂંકના આધારે આપ સંસ્થા પાસેથી મેળવવાના હકદાર નથી. પછી ભલે ને એવા લાભો આપવા માટે સરકારશ્રી તરફથી સંસ્થાને જરૂરી ઠેરવવામાં આવ્યું હોય. વળી સંસ્થામાં રહી જીવનભર કામ કરવા માટે આપ બંધાયેલા નથી. આપ ચાહો તો નિમણૂંક પત્રમાં થયેલ કંરાર મુજબ એક મહિનાની નોટીસ આપી છૂટા પણ થઈ શકો છો.

રહી એ વાત કે કર્મચારીની નિમણૂંક વખતે નિમણૂંક પત્રમાં તો ફિકસ પગાર આપવાનું લખવામાં આવે છે. અલબત્ત મૌખિક રૂપે પાંચ વરસ પછી બીજા કર્મચારીઓની જેમ પગાર આપવાનું કહેવામાં આવે છે. તેઓ તરફથી મૌખિકરૂપે કહેવામાં આવતી આ વાત એક પ્રકારનો વાયદો જ છે. અકદે–ઈજારહ રૂપે કરવામા આવતા કરાર પત્રનો ભાગ નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ટ્રક ખાલી કરવાના અકદેઈજારહમાં એક મજુર બીજા મજુરને કામ સોંપી શકે :–

**સવાલ :–** હમારા ઈલાકામાં અકસર લોકો હમ્માલી નું એટલે ટ્રક ભરવાનું અને ખાલી કરવાનું કામ કરે છે. જેમાં અમુક લોકો ગામથી ૫–૧૦ કીલો મીટર આગળ ઉભા રહીને ટ્રક લઈને આવે છે. ટ્રક લઈને આવનાર મજુર બીજા મજુર પાસેથી અમુક રકમ લઈને ટ્રક તેને આપી

દે છે. બીજો જે માણસ અમુક રકમ આપીને ટ્રક લે છે. તો તે પોતાની સાથે બીજા બે મજુર ને મજુરી નક્કી કરી પોતાની સાથે ટ્રક ખાલી કરવા અથવા ભરવા લઈ જાય છે. અને જે કંઈ મઝદુરી પેટે રકમ આવે તેમાંથી તે બે મજુરને તેની નક્કી કરેલી રકમ આપી દે છે. અને જે વધે તે પૈસા તે પોતે લઈ લે છે. દાખલા તરીકે મહુવા ગામથી ઝેદ ૧૦ કી.મી. દુરથી ટ્રક ખાલી કરવા માટે લાવ્યો પછી મહુવા આવીને ઝૈદે ઉમર પાસેથી ૨૦૦/– રૂપિયા લઈ ને ટ્રક તેને આપી દીધી, પછી ઉમરે પોતાની સાથે બકર અને અ. હમીદ ને ૧૭૦ રૂપિયા મજુરી નક્કી કરીને ટ્રક ખાલી કરવા પોતાની સાથે લીધા અને ઉમર, અ. હમીદ, બકર ત્રણ જણાએ ટ્રક ખાલી કરી તો મજુરી પેટે ૭૦૦/– રૂપિયા ઉમર પાસે આવ્યા તો ઉમરે તેમાંથી ૧૦૦ /– રૂા. અ. હમીદને અને ૧૦૦/– રૂા. બકરને આપ્યા અને ૫૦૦/– રૂા. પોતે લઈ લીધા, હાલાં કે ખાલી કરવામાં ત્રણેવે સરખી મહેનત કરી છે.

(૧) આ રીતે ઝૈદ નું આગળ જવાના મહેનતાણા તરીકે ૨૦૦/– રૂા. લેવું જાઈઝ છે કે નહી ?.

(૨) ઉમરે આ રીતે ૩૦૦/– રૂા. વધારે લેવા જાઈઝ છે કે નહીં ? જયારે કે તે પહેલેથી મજુરી નક્કી કરીને બીજા માણસોને લે છે. અને બીજા માણસો ઓછી મજુરીએ એટલા માટે જવા તૈયાર થાય છે કે આજે નહીં જાય તો ઉમર બીજા વખતે તેને નહીં લઈ જાય.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما (૧) મજુરીથી કોઈ કામ કરવા માટે જરૂરી છે કે તે કામ જે મજુરીથી કરાવવામાં આવી રહયું છે તે ચોક્કસરૂપે નક્કી કરી લેવામાં આવે, એજ પ્રમાણે મહેનતાંણા રૂપે જે કંઈ આપવામાં

આવે તેની માત્રા પણ નક્કી કરી લેવામાં આવે.

પૂછેલી સૂરતમાં જે વ્યકિતનો માલ ટ્રકમાં આવ્યો છે, તે વ્યકિત સાથે ઉમર પહેલેથી એ પ્રમાણે વાત કરી લિયે કે આ ટ્રકમાં ભરવામાં આવેલ તમારો માલ ટ્રકમાંથી ખાલી કરી તમારી જગ્યાએ (અથવા ગોડાઉનમાં) મૂકવાની મજુરીરૂપે ૭૦૦ /– રૂા. લઈશ અને માલનો માલિક તે ઉપર રાજી થઈ જાય, તો ઉમર અને માલિકના દરમ્યાન થયેલ મઝદુરી અને મહેનતાંણાનો આ મામલો શરઈરૂએ સહીહ ગણાશે. એજ પ્રમાણે ઉમર તે ટ્રકમાંથી માલ ખાલી કરી ચોક્કસ જગ્યાએ માલ મૂકવાના કામમાં તેની મદદ કરવા માટે બકર અને અ. હમીદ સાથે એવું નક્કી કરે કે ટ્રકમાંથી આ માલ ઉતારી તેને ફલાણી ચોક્કસ જગ્યાએ (ગોડાઉન વિ.) મૂકવાના કામમાં તમે મારી મદદ કરો. તો તેના મહેનતાંણા રૂપે હું તમને દરેક ને ૧૦૦/–, ૧૦૦/– રૂા. આપીશ. તો આ રીતનો મામલો પણ શરઈરૂએ સહીહ ગણાશે. અને જયારે ટ્રક ખાલી થઈ ગયા પછી ઉમરને માલના માલિક તરફથી નક્કી થયેલ મહેનતાણું કિંવા ૭૦૦/– રૂા. મળી જાય અને તે તેમાંથી ૧૦૦ – ૧૦૦/– રૂા. બકર અને અ.હમીદને આપી ૫૦૦/– રૂા. પોતાની પાસે રાખી લિયે. તો શરઈરૂએ કોઈ વાંધો નથી. અને માલના માલિક તરફથી મહેનતાંણા રૂપે નક્કી કરેલ રકમ ન પણ મળે, તો પણ ઉમર માટે જરૂરી છે કે બકર અને અ. હમીદ સાથે નક્કી થયેલ મહેનતાણું કિંવા ૧૦૦–૧૦૦/– રૂા. તેઓને આપી દિયે.

અને ઝૈદનું મહુવા ગામથી ૧૦ કિ.મી. દુર જઈ ટ્રક લઈ આવી ઉમર પાસેથી ૨૦૦/– રૂા. લઈ ઉમરને સોંપી દેવું. તો એ રકમ શરઈરૂએ

લાંચ–રૂશ્વતના હુકમમાં છે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. ગણોતે લીધેલ જમીનમાં કોલસો નીકળવાનાં લીધે સરકાર તરફથી જે વળતર મળે તેમાં એક હીલો :

**સવાલ :–** એક માણસે પોતાની (૨૨) વીંઘા જમીન એક ખેડૂતને ગણોતે ભાડેથી રૂા. ૫૦૦૦/– પાંચ હજાર ભાડેથી આપી છે. પરંતુ આ જમીનમાં કોલસો નીકળેલો એટલે આ જમીન કયા ટાઈમ ઉપર સરકાર ઉભા પાકે લઈલે એ નક્કી નથી. અને જો જમીન જાયતો સરકાર ઉભા પાકની નુકશાની નું વળતર તરીકે એક (૧) વીંઘા ના રૂા. ૩૦૦૦/– ત્રણ હજાર વળતર તરીકે આપે એટલે (૨૨) વીંઘા નાં રૂા. ૬૬૦૦૦/– થાય. આપના ઉપરનાં જવાબના આધારે કે જો જમીન ખેડૂતે ભાડેથી લીધી હોય તો ખેડૂત ચુકતે વળતર એટલે રૂા. ૬૬૦૦૦/– નો માલિક થઈ જાય અને જમીન માલિકને ભયંકર નુકશાન થાય એમ છે. તેથી જમીન માલિકે એક હીલો આ પ્રમાણે કર્યો હોય કે જમીન ખેડૂતને ભાડેથી આપવા પહેલાં એમ કહયું જો જમીન ઉભા પાકે જાય તો અડધુ વળતર રૂા.૩૩૦૦૦/– જમીન માલિક ને મળે અને અડધુ વળતર રૂા. ૩૩૦૦૦/– ભાડેથી જમીન રાખનાર ને મળે (તેના માટે આપણે એમ કરીએ કે તું જે મને રૂા. ૫૦૦૦/– ભાડુ તરીકે ૨૨ વીંઘાના આપે છે, તે આપણે એમ સમજી શું કે તેં મને રૂા. ૫૦૦૦/– ઉછીના કર્ઝ પેટે આપેલા અને મેં તને જમીન અડધા ભાગે આપેલી અને જો સરકાર ઉભા પાકે નહીં લઈલે તો આપણે એમ સમજીશું કે મેં તમોને જમીન ભાડેથીજ આપેલી છે. અને તમોએ જે રૂા.

૫૦૦૦/- આપ્યા છે તેને ભાડુ તરીકે ગણી લઈશું તો આ પ્રમાણે કરવું જાઈઝ છે. ?

**જવાબ :-** حامداً ومصلياً ومسلماً જયારે સરકાર તરફથી મળનારી રકમ ઉભા પાકના વળતર રૂપે આપવામાં આવી રહી છે. અને જમીનની કિંમત અલગ અપાય રહી છે. તો પછી માલિકને ભયંકર નુકસાન થવાની વાત જ સહીહ નથી તે છતાં અગર માલિક ઈચ્છતો હોય કે ઉભા પાકના વળતર રૂપે મળનારી રકમ માં એને હિસ્સો મળે તો પછી એને જોઈએ કે જમીન ભાડે આપવાને બદલે અડધા ભાગેજ આપે. સવાલમાં દર્શાવેલ હીલો સહીહ નથી. કારણ કે એમાં જમીન ખેડનાર ખેડૂત ને એ જમીન કેવી રીતે આપવામાં આવી છે. એ વાત મામલો કરતી વખતે નક્કી થતી નથી. અને એવો મામલો શરઈરૂએ જાઈઝ નથી. કોઈ પણ એક વાત પહેલેથી નક્કી કરી લેવી જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. એસ. ટી ડી.ના કમીશન બાબત :-

**સવાલ :-** હમોએ એક પાર્ટી પાસે રૂા. ૮૦૦૦૦/-માં એસ. ટી. ડી. વેચાણ રૂપે રાખી હતી. અને તે જેના પાસેથી વેચાણ રાખી હતી તેમનાજ નામે હતી અને પાંચ વરસ પછી તેજ માણસને અમે રૂા. ૫૫૦૦૦/-માં એને વેચી હતી અને ગર્વમેન્ટ ૧૫ % કમીશન આપતી હતી. પરંતુ ૧૦ % તે વખતે અને ૫ % અત્યારે વેચવા પછી જે પાંચ વર્ષ મારા પાસે હતી તે વખતનું કમીશન આપ્યું તો તે કમીશન જે આવ્યું છે તે કોનું ગણાશે? તેના વિશે શરઈ માર્ગદર્શન આપવા મહેરબાની કરશો. અને

જે પાંચ વર્ષ મારા પાસે હતું તે દરમ્યાન તે વિશે ઈન્કમ ટેક્ષ અને ચોપડા અને બધોજ ખર્ચ અમારા ઉપર હતો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً આપની પાસે એસ. ટી. ડી. જે પાંચ વરસ રહી તે પાંચ વરસનું કમીશન મેળવવાના હકદાર આપજ છો. જેથી તે સમયગાળાનું બાકી પડતું કમીશન પાંચ ટકા ભલે વેચવા પછી મળ્યું હોય. પરંતુ તેના હકદાર આપજ છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. નાયબ ઈમામનો પગાર :–

**સવાલ :–** હમારે ત્યાં જુમ્આ મસ્જિદ જમાઅતે પગારદાર નાયબ ઈમામ ની નિમણુંક કીધી છે. સંજોગો વસાત પેશ ઈમામ છ માસની બિન પગારી રજા પર ગયા હોવાથી જમાઅતની કમીટીએ નાયબ ઈમામને કાર્યવાહક ઈમામ બનાવી તેમને પેશ ઈમામનો પગાર આપવાનું નક્કી કર્યું છે. તો શું શરીઅત ની રીતે નાયબ ઈમામ ની નિમણુંક પેશ ઈમામ તરીકે કર્યા વગર નાયબ ઈમામને પેશ ઈમામનો પગાર ચુકવી શકાય ?

દુન્યવી કારોબાર માં દા. ત. શાળાના સંચાલનમાં આચાર્ય લાંબી બિન પગારી રજા પર હોય ત્યારે નાયબ આચાર્ય કાર્યવાહક આચાર્ય તરીકે ફરજ બજાવવા છતાં નાયબ આચાર્યની જયાં સુધી આચાર્ય તરીકે નિમણુંક ન થાય ત્યાં સુધી નાયબ આચાર્યને આચાર્યનો પગાર મળી શકતો નથી. શરીઅત ઉપરોકત બાબતમાં શું કહે છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً નાયબ ઈમામને પેશ ઈમામનું કામ સંપૂર્ણ રૂપે આપવામાં આવ્યું છે, અને તેઓ એ મુજબની જવાબદારી અદા

કરી રહયા છે. તો પેશ ઈમામને આપવામાં આવતો જેટલો પગાર એમને આપવામાં શરઈ–રૂએ કાંઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૬. લાઈટના મીટરને પાછું ફેરવી શકાય નહીં :–**

**સવાલ :–** ગુજરાત ઈલેકટ્રીક બોર્ડ તરફથી લાઈટના મીટર જે લગાવવામાં આવે છે એ મીટર ઘરમાં લગાડવા પહેલાંજ G. E. B. માંથી એની સ્પીડ વધારે કરીને લાવે છે.G. E. B. ના ગણિતના હિસાબે એક હજાર વોલ્ટની વસ્તુ એક કલાક ચાલે તો એક યુનિટ વપરાશ થાય પણ એક યુનિટની જગ્યાએ ચાર પાંચ યુનિટ ફરી જાય છે. તો આવી હાલતમાં મીટર બંધ કરી અથવા મીટરના જે યુનિટ ફરી ગયેલા છે એ યુનિટને પાછળ કરી જેનાથી આપણે જેટલો લાઈટનો વપરાશ કરીએ એટલુંજ લાઈટ બિલ આવે એવું કરવું કેવું છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً આપ એની સ્પીડમાં કરવામાં આવેલ વધારાનો ઈલાજ કરી શકો છો (અગર ખરેખર એવું બનતું હોય તો) પરંતુ મીટર બંધ કરવાની અથવા પાછું ફેરવવાની ઈજાઝત નથી. આવા મુદ્દાઓ રજુ કરીને દરેક વ્યકિત ખિયાનત માટે બહાનું મેળવી શકે છે, જેની ઈજાઝત આપી શકાય નહિં. ઝકાત બાબત એવાજ એક સવાલના જવાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એવું કરવાની રજા આપી નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. ભાડુતને નવા મકાન માં કપડા ધોવા – ખાંડવાથી રોકવું

**સવાલ :–** નુકશાનની વિગત નીચે પ્રમાણે છે.

ભાડુત નં.–૧ :– જે અમારા મકાનના ઉપરના કમરામાં રહે છે. તેને તા. ૧૦–૧૦–૧૯૬૯થી બિલકુલ નવેસરથી બનેલ મકાનમાં ભાડુત તરીકે એ શરતે રાખેલ કે કપડા ધોવા નહિં અને બીજી કોઈ એવી હરકત એટલે ખાંડવા કુટવાનું કાર્ય કરવું નહિં જેથી કરીને ધાબો તુટે કે તરાડ પડે તો મકાનની શિલીંગને નુકશાન પહોંચે. ભાડુત ઉપર વર્ણવેલ (દર્શાવેલ) શરત ચુક કરીને ખાંડવા કુટવાનું અને કપડા ધોવાનુ કાર્ય કરે છે. બીજી શરત એ લખાવી હતી કે મકાન જયારે ખાલી કરી દેવાનું કહેવામાં આવે ત્યારે ખાલી કરી આપવું.

ભાડુત નં–૨ :– જે અમારા મકાનના નીચેના કમરામાં રહે છે. તેને પણ બિલકુલ નવેસરથી બનાવી મકાનમાં ભાડુત તરીકે એ શરતે રાખેલ કે જયારે પણ ખાલી કરી દેવાનું કહેવામાં આવે ત્યારે ખાલી કરી આપવો. અત્રે યાદ આવતા અને ધ્યાનમાં આવતાં બન્ને ભાડુતોએ સ્ટામ્પ પેપર ઉપર સહી સિક્કા કરી આપેલ. શરતોની ઝેરોક્ષ કોપી ન.૨ આ પત્ર સાથે બિડેલ છે.

માટે ઉપરોકત જણાવેલ બાબતમાં શરીઅતે મુહમ્મદી પ્રમાણે શું ફેસલો છે તે જણાવવા નમ્ર વિનંતી છે.

**જવાબ :–** حامدا ومصليا ومسلما સામાન્ય રીતે મકાનમાં રહેનારાઓ જે રીતથી કપડાં ધુએ છે. તેમજ ખાંડે–કુટે છે. તેવા કપડાં ધોવાથી અથવા ખાંડવા–કુટવાથી ભાડૂતને રોકી શકાય નહિં. રહેઠાણ માટે એટલું

આવશ્યક છે. અલબત્ત અગર ખાંડવા—કુટવાનું કામ સામાન્ય રીતે રિવાજ મુજબ જેટલું હોઈ શકે છે તેનાથી વધીને હોય જેના લઈ મકાનને નુકશાન થયું તો તેટલું નુકશાન વસૂલ લઈ શકાય છે. (ફતાવા આલમગીરી ૪/૪૮૦)

ભાડુત માટે જરૂરી છે કે માલિક જયારે મકાન ખાલી કરવા માટે કહે ત્યારે મકાન ખાલી કરી આપે. અલબત્ત એ માટે મકાન માલિકે નવો મહીનો શરૂ થતાં પહેલાંથી જ જાણ કરવી જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૮. શિક્ષક સાથે ટયુશન ન કરવાનો એગ્રીમેન્ટ :—**

**સવાલ :—** હમારે ત્યાં એક સ્કુલ છે. જે ૧૦૦ % સરકારી ગ્રાંટ પર નભે છે. આથી સરકારી કાનૂન અને આદેશનું પાલન સ્કૂલ પર જરૂરી હોય છે. આમાંથી એક અતી મહત્તમ કાયદો આ છે કે, જયારે સ્કૂલમાં કોઈ શિક્ષકની નીમણુંક કરવામાં આવે છે ત્યારે તેનાથી બાકાઈદહ એગ્રીમેન્ટ લેવામાં આવે છે કે આ શિક્ષક સ્કૂલથી ફારીગ સમયમાં કોઈ ટયૂશન કરાવશે નહીં. અને એગ્રીમેન્ટ નો આશય આ છે કે શિક્ષક સંપુર્ણ લગન અને ફીકરથી સ્કૂલમાં ભણાવી શકે. આથી સરકાર શિક્ષકને ખૂબજ વધુ માત્રામાં પગાર પણ આપે છે. (૧૫ થી ૨૦,૦૦૦ રૂા. ની વચ્ચે) આમ છતાં ઘણાં શિક્ષકો ટયૂશન ન કરાવવાનું મૌખિક લેખીત વચન આપવા છતાં સ્કૂલથી ફારીગ સમયમાં ટયૂશન કરાવે છે. જેની સ્કૂલ એજયુકેશન પર ખરાબ અસર પડે છે. એક તો શિક્ષક સ્કૂલમાં બરાબર ધ્યાન આપી

શકતા નથી. બીજુ છોકરાઓ પણ આ ઉમ્મીદે કે ટયૂશન કરી લઈશું જેથી ભણતરમાં ધ્યાન આપતા નથી. આથી સ્કૂલનું વાર્ષિક રીઝલ્ટ પણ ખરાબ આવે છે. આથી પૂછવાનું એ કે

(૧) સરકારી કાનૂન કાયદાની વિરૂધ્ધ, મોટો પગાર લઈને, સ્કૂલનું નુકશાન કરીને શિક્ષકો નું ફારીગ વખતમાં ભણાવવું કયાં સુધી સહીહ છે ?

(૨) આ રીતે ટયૂશન કરીને હાસીલ કરેલી કમાઈ શરઈ દ્રષ્ટીએ કેવી સમજવી ? (માલે મગસૂબ ની જેમ વાજિબુત્તસદુક ઠરશે ?) તફસીલ થી વિગતવાર જવાબ આપવા વિનંતી.

નોંટ :– ભરતી વખતે શિક્ષક થી કરાવવામાં આવતા એગ્રીમેન્ટ ની નકલ સાથે દર મહીને શિક્ષકથી ટયૂશન ન કરાવાનો લેખીત વચન, બંને ની નકલ જોડી દીધી છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما સ્કૂલથી ફારિગ સમયમાં ટયુશન કરાવવાને લઈ સ્કૂલ એજયુકેશન પર તેની ખરાબ અસર પડે છે, એ કારણને લઈ શિક્ષક સાથે કરવામાં આવતા એગ્રીમેન્ટમાં ટયૂશન નહીં કરાવવાની જે શર્ત કરવામાં આવે છે, દુરૂસ્ત છે. અને શિક્ષકે તેનું પાલન કરવું જરૂરી છે. અને શર્તનો ભંગ કરવાને લઈ તે ગુનેગાર ઠરશે. અલબત્ત આ રીતે ટયૂશન કરીને મેળવેલ કમાણીને વાજિબુત્તસદુક કહી શકાય નહિં. અને આ શર્ત ભંગ કરવાને લઈ સંસ્થા તેને છૂટો કરી શકે છે. (ફતાવા દારૂલ ઉલુમ કદીમ ૨/૮૬૬ ઉપરથી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૯. કફન દફન સંબંધિત વ્યવસ્થા માટે લેવામાં આવતી મેમ્બર ફીસની શરઈ હયસીય્યત**

**સવાલ :–** અહીં કેનેડાના એક શહેરમાં મુસલમાનો સાથે સાથે દફન થઈ શકે એ માટે કબર માટેની જગ્યા ખરીદવા, મૈયત માટે કફન, દફન સંબંધિત વ્યવસ્થા કરવા માટે ગુજરાતી મુસ્લિમોએ એક એસોસીએશન બનાવ્યું છે. ભંડોળ એકત્ર કરવા માટે મહિના દીઠ ૧૦ ડોલર પ્રમાણે વાર્ષિક ૧૨૦ ડોલર આપવા નક્કી કરેલ છે. આ મેમ્બર ફીસમાં સંજોગ પ્રમાણે સંચાલન સમિતિ વધઘટ કરી શકે. વર્ષની નિયત તારીખ સુધીમાં આ મેમ્બર ફીસ ભરી દેવાની હોય છે.

સભ્ય બનનાર મેમ્બર અથવા બંધારણ પ્રમાણે કુટુંબનો કોઈ હકદાર (મોટે ભાગે કુટુંબનો કમાતો ન હોય એવો) સભ્ય વફાત પામે તો એને કબર માટેની જગ્યા, ગુસલ આપવાની જગ્યા સુધી મૈયતને લઈ જવું, કફન આપવું, દફન કરવું, આવી સેવા માટે હકદાર બને. મેમ્બર બન્યાના ૩ મહિનામાં સભ્ય અથવા કુટુંબનો હકદાર વફાત પામે તો, આવી સેવાનો હક મળતો નથી. ૩ મહિના પછી વફાત પામે તો ઉપરોકત સેવાનો હક મળે છે.

નિયત ખારીખ સુધીમાં ફીસ ભરનાર સભ્ય ને જ આ સેવાનો લાભ મળે છે. નિયત તારીખ સુધીમાં ફીસ અદા ન થઈ અને ઈન્તેકાલ થયો તો તે અથવા તેના કુટુંબના હકદાર સભ્યને આ સેવાનો લાભ મળતો નથી.

હવે ધારો કે કોઈ મેમ્બર એક કે બે વર્ષ મેમ્બર ફીસ ભરે અને એ અથવા એનાં કુટુંબનો હકદાર સભ્ય વફાત પામે તો એ કબર અને એને

લગતી બંધારણ પ્રમાણેની સેવા માટે હકદાર બને. પણ ધારો કે કોઈ સભ્ય વીસ કે ત્રીસ વર્ષ સુધી ફીસ ભરે, પછી નિયત તારીખ સુધીમાં ફીસ ન ભરી શકયો, અથવા સંજોગોવસાત કે જાણીબુઝીને ફીસ આપવાનું બંધ કરે, અને ઈન્તેકાલ (પોતાનો અથવા હકદાર સભ્યનો) થાય તો કબર અને એને લગતી સંબંધિત સેવાનો હકદાર બનતો નથી. વીસ કે ત્રીસ વર્ષ સુધી ભરેલી મેમ્બર ફીસ પણ પરત મેળવવા પાત્ર નથી.

કબર અને એની સંબંધિત સેવાનો લાભ મળે એ માટેજ ઘણાખરા લોકો મેમ્બર બની મેમ્બર ફીસ ભરે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે, કોઈકને થોડા પૈસામાં, કબર અને એની સંબંધિત સેવાનો લાભ મળે છે. જયારે કોઈ વ્યકિતએ વીસ કે ત્રીસ વર્ષ સુધી પૈસા ભર્યા હોય, અને કોઈક કારણસર મેમ્બર ફીસ નિયત સમયમાં અદા ન થઈ કે કોઈક કારણસર પૈસા આપવાનું બંધ કરે તો તેને કબર અને એની સંબંધિત સેવા મળતી નથી.

તો ઉપરોકત સંજોગોમાં શરઈ હુકમ શું છે ? એસોસીએશન અથવા મુસ્લિમ સંસ્થા આવી રીતે મેમ્બર ફીસ લઈ કબર અને એની સંબંધિત સેવા આપી શકે ? આ એસોસીએશન મકતબ, મસ્જિદ કે એવી બીજી ખિદમતો પણ શરૂ કરવાની ઈચ્છા ધરાવે છે, જેનું ફંડ, હિસાબ અલગ હશે.

મુસ્લિમો સાથે સાથે દફન થઈ શકે એ માટે જથ્થામાં કબરો ખરીદવી પડે છે. જથ્થામાં કબરો ખરીદવા કોઈ સંસ્થા દ્વારા જ કબરો ખરીદી શકાય. આ પહેલાં મુસ્લિમોની એક સાથે કબરો હોય, એ માટે

ગ્રુપમાં ભેગા મળી, ઉપર સિવાયની અન્ય મુસ્લિમ સંસ્થા દ્વારા કબરો ખરીદતા, જે જરૂરિયાત પ્રમાણે ઉપયોગમાં આવતી. અથવા અન્ય મુસ્લિમ સંસ્થા પહેલા પૈસા કાઢી,એક સાથે જથ્થામાં કબરો ખરીદતી, અને વ્યકિતની જરૂરિયાત પ્રમાણે હાલની બજાર કિંમતે વેચતી. જે વ્યવસ્થા હજુ પણ ચાલુ છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما સવાલમાં જે વિગત દર્શાવવામાં આવી છે તે જોતાં એસોસીએશન તરફથી મુસ્લિમો માટે કબરની જગ્યા ખરીદવા તેમજ મય્યિતને અવ્વલ મંઝીલ પહોંચાડવા માટે થતા ખર્ચને પહોંચી વળવા માટે એક એવી યોજનાનું આયોજન કરવામાં આવ્યું છે, જેના વડે એસોસીએશનના મેમ્બર બનનાર વ્યકિતઓને પોતે અથવા પોતાના કુટુંબની હકદાર વ્યકિતની આ જરૂરતને જે અચાનક આવી પડે છે, પુરી કરવા માટે પરેશાનીનો સામનો ન કરવો પડે; પરંતુ એટલું યાદ રહે કે આ બધી વ્યવસ્થા કરવા માટે મેમ્બરો પાસેથી મેમ્બર ફીસ લેવામાં આવે છે.જેનો મતલબ એ થયો કે આ એક પ્રકારની લેવડ–દેવડ છે અને કોઈ પણ માલની લેવડ–દેવડ કરતી વેળા શરીઅતે નક્કી કરેલા ઉસુલ અને ધારા–ધોરણની પાબંદી કરવી જરૂરી છે. આ વ્યવસ્થામાં મેમ્બર તરફથી ફીસરૂપે રકમ અદા કરવામાં આવે છે. જેની હયસિય્યત શરઈરૂએ લે–વેચના સોદામાં આપવામાં આવતી કિંમતની છે અને તેના બદલામાં એસોસીએશન તરફથી કબરની અને કફન–દફનની અન્ય વ્યવસ્થા જે પુરી પાડવામાં આવી રહી છે, તેની હયસિય્યત લે–વેચના સોદામાં આપવામાં આવતી ચીજ–વસ્તુ કિંવા વેચવામાં આવેલી વસ્તુની છે. સારાંશ કે આ

એસોસીએશન અને મેમ્બરોના વચ્ચે જે કંઈ લેવડ—દેવડ થઈ રહી છે, તે એક પ્રકારનો સોદો (અકદે બયઅ) છે અને અકદે બયઅમાં કિંમત તેમજ તેના બદલામાં આપવામાં આવતી વસ્તુ બન્નેવનું ચોક્કસરૂપે નક્કી હોવું જરૂરી છે.જયારે કે પૂછેલી સૂરતમાં મેમ્બર ફીસ તરીકે લેવામાં આવેલી રકમના બદલામાં આગળ જતાં કેટલી વ્યકિતઓને કબરની જગ્યા તેમજ કફન—દફનની વ્યવસ્થા પુરી પાડવામાં આવશે તે ચોક્કસ રીતે નક્કી નથી. હવે નિયત મુદતમાં મેમ્બર ફીસ ન ભરનાર વ્યકિતને આ સગવડ પુરી પાડવામા આવતી નથી. અને ત્યાં સુધી ભરેલ મેમ્બર ફીસ પણ પરત કરવામાં આવતી નથી. આ રૂલ્સ પણ શરઈરૂએ દુરૂસ્ત નથી. એમાં એક મુસલમાનનો માલ તેની દિલી રઝામંદી વગર પચાવી પાડવું લાઝિમ આવે છે. જેથી સવાલમાં દર્શાવેલ એસોસીએશન તરફથી અપનાવવામાં આવેલ આ યોજના શરઈ ધારા—ધોરણ વિરૂધ્ધ હોય છોડવા પાત્ર છે. અલબત્ત એની જાઈઝ રીત એ હોય શકે છે કે મેમ્બરો પાસેથી મહિના દીઠ મેમ્બર ફીસ વસૂલ કરી તેમના નામે જમા રાખવામાં આવે અને કબરની જગ્યા અને કફન—દફનની વ્યવસ્થાનો કુલ ખર્ચ ચોક્કસરૂપે નક્કી કરી દરેક મેમ્બરને બતાવી દેવામાં આવે આપ તેમજ આપના કુંટુંબના હકદાર સભ્ય પાસેથી મય્યિત દીઠ આટલી રકમ વસૂલવામાં આવશે. જે તમારી જમા કરાવેલ રકમમાંથી બાદ થશે અને સોદો તે ટાઈમેજ અમલમાં આવેલો ગણાશે અને સંજોગવસાત મય્યિત થાય અને જમાં થયેલ રકમમાં તેટલી ગુંજાઈશ ન હોય, તો આ સુવિધા પુરી પાડવામાં આવશે નહિં. અલબત્ત અગર કોઈ તુરતજ એટલી ઘટતી રકમ જમા કરાવી દીયે તો તેને એનો

લાભ મળી શકશે. વળી મય્યિત દીઠ નક્કી કરવામાં આવેલ રકમમાં આગળ જતાં વધારો–ઘટાડો પણ કરી શકાય છે. પરંતુ તેની જાણ પહેલેથી દરેક મેમ્બરને કરી આપવામાં આવે. વળી કોઈ મેમ્બર દરમ્યાનમાંથી છૂટો થાય અને તેની જમા રકમ બચતી હોય, તો તે તેને પરત આપવામાં આવે સાથેજ બધા મેમ્બરો તેમના નામે જમા થયેલ રકમને વાપરવાની એસોસીએશનને રજાપણ આપી દીયે.

આપે પોતાના સવાલના અંતમાં સવાલમાં દર્શાવેલ સંસ્થા સિવાય અન્ય મુસ્લિમ સંસ્થાઓ દ્વારા જે વ્યવસ્થા ચાલુ હોવાનું લખ્યું છે. તે પણ દુરૂસ્ત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. શાદી હોલનું બુકીંગ કેન્સલ કરવાની સૂરતમાં એડવાન્સ રૂપે આપેલ ભાડામાંથી અમુક ટકા કાપવાના કાયદાઓ શરીઅતની નઝરમાં :–

**સવાલ :–** મેં મારા છોકરાના નિકાહ એક ભાઈની છોકરી સાથે તા. ૨ ઓકટોબર ૨૦૧૦ તથા વલીમહ તા. ૩ ઓકટોબર ૨૦૧૦ ના રોજ કરવાનું મશવેરહથી નક્કી કર્યું (ઈન્શાઅલ્લાહ) તેના ખાવાની દઅવતના પ્રોગામ માટે મેં ભાડેથી હોલ બુક કરાવવાનું નક્કી કર્યું જેમાં મારી પહેલી પસંદગી " પટની હોલ" બીજી " ચોક બજાર મેમન હોલ" તથા ત્રીજી " મોરબી ટંકારા મેમણ હોલ" હતી. ઉપરોકત તારીખોમાં 'પટની હોલ' તથા 'ચોક બજાર મેમન હોલ' સદંતર બુક હતા અને કોઈ જગ્યા ખાલી ન હોવાથી મેં 'મોરબી ટંકારા મેમન હોલ' મા. રૂાં. ૧૦૫૦૦/– રોકડા ભરી

તા. ૨ તથા ૩ ઓકટોબર ની તારીખનું હોલ ભાડે બુક કરાવી લીધું.

હવે બે દિવસ બાદ એટલે કે તા. ૧૭–૬–૨૦૧૦ ના રોજ ફેમીલી ના કોઈ કારણસર ફરી મશવેરહ થયો અને નવી તા. ૯ તથા ૧૦ ઓકટોબર ૨૦૧૦ નક્કી થઈ. મેં પટની હોલમાં તપાસ કરી તો ત્યાં ૧૦ ઓકટોબરે બન્ને માળની જગ્યા મળી જતાં ત્યાં મેં રૂા. ૭૦૦૦/– ભરી હોલ બુક કરાવી દીધો. તથા ૯ ઓકટોબરે ચોક બજાર મેમન હોલમાં જગ્યા મળતાં ત્યાં પણ રૂા. ૩૦૦૦/– ભરી હોલ બુક કરાવી દીધો. ત્યાર બાદ "મોરબી ટંકારા મેમન હોલ" માં જઈ મેં તા. ૨ તથા ૩ ઓકટોબર ના રોજનો બુક કરાવેલ હોલ કેન્સલ કરી મારા ભરેલા રૂા. ૧૦૫૦૦/– પરત કરવાની માંગણી કરતા ત્યાંની ઓફિસના બુક કરનાર/કેન્સલ કરનાર જવાબદાર વ્યકિતએ કહયું કે ૫૦ ટકા રકમ કાપીને તમને ફકત ૫૦ ટકા રકમ રૂા. ૫૨૫૦/– જ પાછા મળશે એવો અમારો હોલનો કાયદો છે. તે ફોર્મમાં છાપેલો છે. મેં તેમને વિનંતી કરી કે મારે હોલ બુક કરવાને હજુ ફકત બે દિવસ જ થયા છે. અને હોલની જે તારીખ રદ કરાવું છું તેને હજુ સાડા ત્રણ મહિના જેવો માતબર ટાઈમ બાકી છે. ઈન્શાઅલ્લાહ તમારો હોલ કોઈપણ બુક કરાવી લેશે. તો તેમણે જવાબ આપ્યો કે અમારો કાયદો એટલે કાયદો છે તે મુજબ જ અમલ થશે. અને તમને ૫૦ ટકા રકમજ પરત મળશે. હું તો નોકરીયાત માણસ છું. તમારે વધારે કાંઈ ફરીયાદ કરવી હોય તો ટ્રસ્ટીઓને ફરીયાદ કરો.

(૧)ઉપરોકત શકલમાં શરીયત મુજબ ૫૦ ટકા રકમ કાપવી જાઈઝ છે. ?

(૨) અગર કોઈ વ્યકિત ૫૦ ટકા રકમ કપાવીને બાકીની ૫૦ ટકા રકમ પરત લઈ હોલ કેન્સલ કરાવે તેવા સંજોગોમાં હોલવાળા અન્ય કોઈને સદરહુ કેન્સલ કરાવેલી તારીખોમાં હોલ ભાડે આપી શકે ? અગર હોલ ભાડે આપી શકવાના સંજોગોમાં શરીઅત મુજબ મારી કાપેલી ૫૦ ટકા રકમ મને પાછી આપવી જોઈએ. ?

(૩) શરીઅત મુજબ આવા બુક કરાવેલ હોલ રદ કરાવવાના સંજોગોમાં કોઈ સમય મર્યાદા હોયતો તે બતાવવા ગુઝારીશ છે.

(૪) ઉપરોકત શકલમાં ૧ ઓકટોબરે બુક કરાવેલ હોલ હું તા. ૨ ઓકટોબરે કેન્સલ કરાવું તો શરઈ દ્રષ્ટિએ શું હુકમ છે ? શું હોલવાળા કોઈ રકમ કાપવાના હકદાર છે ? યા નહિ ?

(૫) ઉપરોકત શકલમાં હોલ ભાડેથી બુક કરાવવાને હજુ માંડ ૪૮ કલાક જેવો નજીવો સમય થયો હોય અને નક્કી થયેલ એટલે કે બુક કરાવેલ તા. (૨ જી ઓકટોબર) ને હજુ લગભગ સાડાત્રણ મહિના જેવો માતબર વકત બાકી હોય કે જેમાં ઈન્શાઅલ્લાહ હોલ અન્ય વ્યકિતઓ દ્વારા બુક કરાવવાના ઈમકાનાત ખુબ વધારે હોય એવા સંજોગોમાં પણ ૫૦ % જેવી માતબર રકમ કાપવી જાઈઝ છે ?

(૬) ઉપરોકત બનાવ અંગેની શરીઅત મુજબની જાઈઝ શકલ બતાવવા નમ્ર ગુઝારિશ છે.

(૭)'મોરબી ટંકરા હોલ' માં હું જયારે રદ કરાવવા ગયો ત્યારે ત્યાંના જવાબદાર વ્યકિત ઉપરોકત ૫૦ % રકમ કાપવાની વાત કરતાં મેં તેમને કહયું કે આ સાડાત્રણ મહિનાના સમયમાં હું કોઈ અન્ય માણસને

લઈને આવું તો તમે મને મારી તારીખ કેન્સલ કરી મારી સાથે આવેલ માણસના નામે હોલ બુક કરી આપશો. તો તેમણે કહયું કે તમારુ બુકિંગ કેન્સલ થાયે તો તમને ફકત ૫૦ % રકમજ પાછી મળશે. અને તમારી સાથે આવનાર ભાઈને બુક કરાવવાની ૧૦૦ % રકમ પૂરેપૂરી આપવી પડશે. ફકત નામ અદલા બદલી થઈ શકશે નહી.(ઉપરોકત રકમ કાપ્યા વગર)

(૮) એક હોલના બુક કરાવવાના ફોર્મમાં (ચોક બજાર મેમન હોલ) તો એવું લખેલું છે કે બુક કરાવેલ તારીખથી આઠ દિવસ પહેલાં કેન્સલ કરાવશો તો પૂરેપૂરી ૧૦૦ % રકમ કપાઈ જશે. એટલે કે કેન્સલ કરાવવાના (ઉપરોકત) સંજોગો તમને કોઈ રકમ પરત મળશે નહી. આ શરત અંગે શરીયત નો શું હુકમ છે ? તથા સદરહુ હોલમાં તો આઠ દિવસથી વધુ દિવસ બાકી હોય તો હોલ કેન્સલ કરવાના (જનરલ)સંજોગોમાં ૭૦% રકમ કાપવાની તેમના ફોર્મ ઉપર શરત નંબર–૭ લખેલી છે. તથા સદરહુ ફોર્મની શરત નંબર–૧ માં બુકીંગ થયેલ હોલ (કાર્યક્રમ) બીજી વ્યકિતના નામે ફેરવી બદલી કે તબદીલ નહી કરી આપવાનું સ્પષ્ટ લખેલું છે. આ અંગે પણ શરીયતનો શું હુકમ છે.? અગર શરીયત મુજબ તબદીલ કરવાની ઈજાઝત હોય તો તે પણ બતાવવા નમ્ર અરજ છે.

(૯) ઉપરોકત જણાવેલી વિગતો અનુસાર બુક કરાવેલ હોલ કેન્સલ કરાવવાના સંજોગોમાં ૫૦ %, તથા ૧૦૦ % (પુરેપુરા) સુધીની રકમ કાપવાના નિયમો જેનો ઉપરોકત તમામ હોલવાળાઓ બુક કરાવનાર

પાસે અમલ કરાવડાવે છે અને કહે છે કે આ તો અમારો કાયદો છે. તો શું આવા કહેવાતા કાયદાઓ શરઈ દ્રષ્ટિએ કેટલા મોઅતબર છે. ? શરીયતમાં આવા કહેવાતા કાયદાઓ અંગે શું હુકમ છે ? તથા ઓછા વધતા સમયમાં રદ કરાવવાના સંજોગોમાં ઉપર લખ્યા મુજબ ઓછી વધતી રકમ (૫૦%, ૭૦ %, ૧૦૦ %) અથવા પૂરેપૂરી રકમ કાપવા અંગેના ધારાધોરણની શરીઅત માં શું હુકમ છે?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً કોઈ વસ્તુ અથવા જગ્યા અથવા મકાન–દુકાન વિગેરેને ભાડે આપવા અને લેવા માટે જે વિધી કરવામાં આવે છે તેને શરીઅતની પરિભાષામાં "અકદે ઈજારહ" (ભાડા કરાર) કહેવામાં આવે છે. ફિકહે ઈસ્લામીમાં અકદે ઈજારહ ને લગતા મસ્અલાઓને આગવી રીતે "ઈજારહ" ના શિર્ષક હેઠળ બયાન કરવામાં આવે છે. આપના સવાલોના જવાબો પહેલાં ઈજારહ ને લગતી કેટલીક બાબતો પ્રસ્તાવના રૂપે રજુ કરવામાં આવે છે.

(૧) ભવિષ્યની કોઈ ચોક્કસ મુદત માટે કરવામાં આવેલ ભાડા કરાર શરઈરૂએ માન્ય છે. અને તેની પાબંદી બન્નેવ પક્ષો માટે જરૂરી છે.

الإجارة المضافة ايجار معتبر من وقت معين مستقبل مثلا لو استؤجرت دار بكذا نقودا لكذا مدة،اعتبارا من اول الشهر الفلانى الاتى تنعقد حال كونها اجارة مضافة

(દુરરૂલ હુક્કામ શર્હે મજલ્લતુલ અહકામ માદહ ૪૦૭, ૧/૪૪૪)

(૨) જે ભાડાકરાર સહીહ રીતે કરવામાં આવ્યો હોય. તે બન્નેવ

પક્ષો ઉપર લાઝીમ ઠરે છે. અને બન્નેવ પક્ષોમાંથી કોઈ એકને પણ (શરઈ) ઉઝર વગર તેને કેન્સલ કરવો જાઈઝ નથી.

اُلإجارة اللازمة هى الإجارة الصحيحة ،العارية عن خيار العيب و خيار الشرط وخيار الروية ،وليس لاحد الطرفين فسخها بلا عذر.

(દુરરૂલ હુક્કામ શર્હે મજલ્લતુલ અહકામ માદ્દહ ૪૦૬, ૧/૪૪૩)

(૩) ભાડા કરાર ને બાકી રાખવાની આડે કોઈ ઉઝર પેશ આવે તો તે ભાડા કરાર આપો આપ કેન્સલ ઠરે છે. દા. ત. શાદીનું ખાવું પકાવવા માટે કોઈ રસોઈયાને ભાડે રાખવામાં આવ્યો અને દુલ્હા –દુલ્હનમાંથી કોઈ એક નો ઈન્તેકાલ થઈ ગયો તો ભાડા કરાર આપો આપ કેન્સલ થઈ જશે.

لو حدث عذر مانع لإجراء موجب العقد؛ تنفسخ الإجارة مثلا لو استوجر طباخ للعرس ومات احد الزوجين ،تنفسخ الإجارة.

(દુરરૂલ હુક્કામ માદ્દહ ૪૪૩, ૧/૪૮૬)

સારાંશ કે જે મકસદ ખાતર ભાડા કરાર કરવામા આવ્યો હતો તે મકસદ ખતમ થઈ જવાને લઈ ભાડા કરાર કેન્સલ ઠરે છે.

تنفسخ الإجارة بفوت الغرض المقصود ، منها فلو استكرى انسان دابة الى بلد لاستيفاء دين له على رجل فيهافحضر المدين بنفسه بعد ذالک،فالإجارة منفسخة.الهنديه

(દુરરૂલ હુક્કામ ૧/૪૮૯)

(૪) ભાડા કરાર કરનાર બન્નેવ પક્ષો અગર રાજી ખુશીથી ભાડા

કરાર ને ખતમ(કેન્સલ) કરે તો તેમ કરવાથી પણ ભાડા કરાર ખતમ થઈ જશે. અને તે સૂરતમાં અગર પહેલેથી ભાડાની રકમ ચુકવી દેવામાં આવી હતી તો તે પૂરેપૂરી પરત કરવામાં આવશે.

تنفسخ الاجارة بالاقالة و الاقالة فی الاجارة کالاقالة فی البیع .
(દુરરૂલ હુક્કામ ૧/૪૯૨)

ولا ینحصر انعقاد الاقالة فی لفظ((الاقالة)) بل تنعقد الاقالة بکل لفظ یفید معنی الاقالة کالفاظ الفسخ و الترک و الرفع و التر داد و اعدلی نقودی و خذ نقودک و بع من نفسک و أمثال هذه الالفاظ.

(દુરરૂલ હુક્કામ શર્હે મજલ્લતુલ અહકામ ૧/૧૬૬)

(૫) ભાડા કરાર વડે જે વસ્તુથી ફાયદો ઉઠાવવાનો હક મળ્યો હોય. તે વસ્તુ અગર એવી હોય જેને વાપરનારાઓના બદલાવાથી વપરાશમાં કોઈ ફર્ક ન પડતો હોય તો તે વસ્તુને ભાડે લેનાર વ્યકિત, અન્ય કોઈ વ્યકિતને તે વસ્તુ ભાડે આપી શકે છે. દા. ત. કોઈએ બીજા પાસેથી મકાન રહેવા માટે ભાડે લીધું અથવા દુકાન વેપાર માટે ભાડે લીધી હવે ભાડે લેનાર વ્યકિત તે મકાન અથવા દુકાન અન્ય કોઈ વ્યકિતને રહેવા અથવા વેપાર માટે ભાડે આપવા ચાહે તો આપી શકે છે. અગર ભાડા કરાર કરતી વખતે ભાડે આપનાર પક્ષે એવી શર્ત કરી હોય કે આપ આ મકાન અથવા દુકાન અન્ય કોઈ વ્યકિતને ભાડે આપી શકતા નથી. તો પણ ભાડે લેનાર વ્યકિતને શરઈરૂએ આ હક પ્રાપ્ત થાય છે. કિંવા એ સૂરતમાં

પણ તે અન્ય વ્યકિતને તે મકાન અથવા દુકાન ભાડે આપી શકે છે.

المادة (٥٨٧)للمستأجر ايجار ما لم يتفاوت استعماله و انتفاعه باختلاف الناس لآجر.للمستأجر ايجار المأجور كالدور والاراضى ما لم يتفاوت استعماله باختلاف المستعملين الانتفاع به على ان تستوفى المنفعة التى يقتدر على استيفائها فى مدة الاجارة ولو ببدل زائد عن بدل الاجارةواعارته و ايداعه.ولو شرط المؤجر ان يستعمله المستأجر بنفسه وان ليس له ايجاره من غيره(التنقيح)

(દુરરૂલ હુક્કામ ૧/૫૭૩)

ઉપરોકત પ્રસ્તાવનામાં સમાવેશ કરેલ મસ્અલાઓથીએ વાત સ્પષ્ટ થઈ ગઈ કે ભવિષ્યમાં કોઈ ચોક્કસ મુદત માટે કરવામાં આવેલ અકદે ઈજારહ (ભાડા કરાર) બન્નેવ પક્ષો માટે લાઝિમ અને જરૂરી થઈ જાય છે. અને આપસની રજામંદી અથવા એવા ઉઝર વગર જેને શરીઅતે માન્ય રાખ્યો હોય, તે કેન્સલ થઈ શકતો નથી અને કેન્સલ થવાની સૂરતમાં એડવાન્સ વસૂલ કરેલ ભાડું પૂરેપૂરૂં પરત કરવું જરૂરી ઠરે છે.તેમાંથી એક પાઈ પણ કાપવી જાઈઝ અને દુરૂસ્ત નથી.

હવે આપે ઉઠાવેલ પ્રશ્નોના જવાબ આપવામાં આવે છે.

(૧) આપે જે કારણ સર હોલ ભાડે રાખ્યો હતો. શાદીની તારીખ બદલાઈ જવાથી તે કારણ બાકી રહયું ન હોવાને લઈ આપ તેને કેન્સલ કરી પોતે એડવાન્સરૂપે આપેલ ભાડું પૂરેપૂરૂં પરત મેળવી શકો છો.

તેમાંથી ઓછી કે વધતી કોઈ પણ રકમ કાપવી જાઈઝ નથી.

(૨) ઉપરના જવાબ પછી હવે આપનો એ સવાલ બાકી રહેતો નથી.

(૩) શરીઅત તરફથી એ માટે કોઈ સમય મર્યાદા નથી. બલ્કે જે મકસદ અને આશય ખાતર હોલ ભાડે લેવામાં આવ્યો હતો, તે મકસદ બાકી રહયો ન હોય તો કેન્સલીંગનો હક ભાડે લેનારને આપોઆપ મળી જાય છે.

(૪)(૫)(૬) એનો જવાબ ઉપર આવી ગયો.

(૭) અન્ય કોઈ વ્યકિતને આપે બુક કરાવેલ હોલ, આપ ભાડે આપવા માંગતા હોય તો આપી શકો છો. તેના માટે શરઈરૂએ હોલવાળાઓની પરવાનગી લેવાની જરૂરત રહેતી નથી.બલ્કે ભાડા કરાર કરતી વખતે સ્પષ્ટ શબ્દોમાં આપને એવું કહેવામાં આવ્યું હોય કે આપ આ હોલ અન્ય કોઈને ભાડે આપી શકતા નથી તો પણ આપને ભાડે આપવાનો હક શરઈરૂએ મળે છે. જુઓ પ્રસ્તાવના નં. (૫)

(૮)(૯)ઉપરોકત જવાબ પછી આ સવાલની જરૂરત રહેતી નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. પાણીની રેલના કારણે ભાડાનું કારખાનું બંધ. સરકારે સહાય આપી. હકદાર કોણ ?

**સવાલ :–** મારૂ સુરત ખાતે એક કારખાનું છે, જે મેં મારા દોસ્તને ભાડેથી આપેલ છે. જેમાં ગ્રાઉન્ડ ફલોર પર ૨૪ મશીન, પહેલા માળ પર

૨૪ મશીન અને બીજા માળ પર ટી. એફ.ઓ. મશીન છે અને બીજા મશીન છે. જેનું ભાડું માસિક રૂા. ૪૮૦૦૦/– આવે છે. તા. ૭–૮–૨૦૦૬ માં જે પાણીની રેલ આવી હતી, એમાં મારા કારખાનામાં પાણી ભરાય ગયું હતું. તેમાં મારા નીચેના ગ્રાઉન્ડ ફ્લોરમાં ૨૪ મશીનને પાણીથી નુકશાન થયું હતું. આપણી એમની જોડે એવી વાત થઈ હતી કે એમણે જયારે કારખાનું છોડવું હોય તો બે મહિના પહેલાં આપણને જાણ કરે. અથવા આપણને કારખાનાની જરૂર હોય તો બે મહિના પહેલાં આપણે એમને જાણ કરવાની એવી વાત થઈ હતી તો એ સૂરતમાં

(૧) જયારે સુરતમાં પાણીની રેલ આવી ત્યારે બીજા ઘણાં ભાડુઆતોએ જે ભાડેથી મકાન કે કારખાના રાખ્યા હતા તેઓએ મકાન માલિક કે કારખાના માલિકને ભાડુ ૧૫ દિવસ નું આપ્યું અથવા તો ૩૦ દિવસનું ભાડું આપ્યું. તો એ સૂરતમાં આપણે ભાડુઆત પાસેથી શું રસ્તો કરવો ?

(૨) સુરતમાં જયારે પાણીની રેલ આવી ત્યારે ઘણા કારખાનાદાર ને નુકશાન થયું. એ પછી સરકારશ્રી તરફથી નુકશાન પામેલાઓને સહાય આપવામાં આવી. એ સહાય એમ આપી કે મશીન દીઠ રૂા. ૬૦૦૦×૪૮= ૨,૮૮,૦૦૦ રૂા. થયા. અને બ્લોક દીઠ ૨૫૦૦૦×૨ = ૫૦૦૦૦ રૂા. ટોટલ રૂા. ૩૩૮૦૦૦ આસપાસ થાય છે. તો પૂછવું એ કે એ સહાયનો હકદાર કોણ ? કારખાના માલિક કે ભાડુઆત ? હવે જે નુકશાન મશીનમાં થયું તે મશીન કારખાના માલિક નું છે, તો એ સહાય કોને મળવી જાઈએ કારખાના ના માલિક ને કે ભાડુઆત ને.

તો આપ સાહેબને જણાવવાનું કે ઈસ્લામની શરઈ રોશનીમાં આ મસ્અલાનો હલ બતાવી અમારી સહીહ રહેબરી કરશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً કોઈ કુદરતી આપત્તિના લઈને ભાડે આપવામાં આવેલ વસ્તુથી ફાયદો ઉઠાવવો શકય ન રહે, તો એ સુરતમાં ભાડે લેનાર ઉપર ભાડાની અદાયગી લાઝિમ થતી નથી.

પૂછેલી સૂરતમાં પાણીની રેલ આવવાને લઈ કારખાનામાં લગાવવામાં આવેલ મશીનોથી ફાયદો ઉઠાવવો ભાડુઆત માટે શકય ન રહયો. ચાહે મશીનોને નુકશાન પહોંચવાને લઈ બંધ પડી ગઈ અથવા પાવર સપ્લાય ખતમ થઈ જવાને લઈ બંધ રહી. બન્નેવ સૂરતોમાં ભાડુઆત ઉપર ભાડું લાઝિમ થતું નથી. જેથી ૧૫ દિવસ અથવા ૩૦ દિવસનું ભાડું લેવું દુરૂસ્ત નથી. (દુરરુલ્હુક્કામ શર્હે મજલ્લતુલ અહકામ ૧/૫૪૮)

المادة ٤٧٨: لو فات الانتفاع بالماجور بالكليه سقطت الاجرة مثلا لو احتاج الحمام الى التعمير وتعطل فى اثناء تعميره تسقط حصة تلك المدة من الاجرة و كذالك لو انقطع مال الرحى و تعطلت تسقط الاجرة اعتبارا من وقت انقطاع الماء....

أى لو اصبح فى حالة لا يمكن الانتفاع به البتة سقطت الاجرة سواء كان الماجور عقارا او عينا او متاعا او حيوانا (درر الحكام شرح مجلة الاحكام ١/ ٥٤٣)

ولا تلزم الاجرة فى الاراضى التى تسقى بماء المطر اذا انقطع

المطر ولم يكن ذرعها كما اذا انقطعت المياه عن الاراضى الماجورة مع شربها ولم تزرع فلا تلزم فيها أجرة التنقيح(درر الحكام شرح مجلة الاحكام ۱/ ۴۶۵)

(૨) સરકારશ્રી તરફથી આપવામાં આવેલ સહાય અગર મશીન તેમજ બ્લોકના નુકશાન ઉપર આપવામા આવી હોય તો જે વ્યકિત (કિંવા કારખાનેદાર) મશીન અને બ્લોકની માલિક હશે તે એ સહાયની હકદાર ગણાશે. અને જો એ સહાય મશીનોમાં તૈયાર થતા માલને થયેલ નુકશાન ઉપર આપવામાં આવી હોય તો તેની હકદાર તે માલની માલિક વ્યકિત (ભાડુઆત) ગણાશે. અને જો બન્નેવ (કિંવા મશીન તેમજ તૈયાર થતાં માલ)ને થયેલ નુકશાન ઉપર આપવામા આવી હોય તો તે સહાય બન્નેવને થયેલ નુકશાનની ટકાવારી મુજબ બન્નેવ (ભાડુઆત અને કારખાનાના માલિક) ના દરમ્યાન વહેંચવામાં આવશે. એ બાબત સરકારશ્રી પાસેથી માહિતી મેળવી લેવામાં આવે કે આ મદદ કયા નુકશાન ઉપર આપવામાં આવી હતી? ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. મસ્જિદના ટ્રસ્ટીઓ, ઈમામ, મોઅઝઝીન વિ. પોતાની ફરજમાં કોતાહી કરે તો, પગાર લેવા દેવા બાબત નાં શું અહકામો છે.

**સવાલ :–**(૧) અમારી મસ્જિદમાં એક પેશ ઈમામ સા. અને બીજી એક વ્યકિત મુઅઝઝીનની ઝિમ્મેદારી બજાવે છે. પેશ ઈમામ સા.

મૌલાના છે અને મુઅઝ્ઝીન સા. હાફિઝે કુર્આન. શરૂમાં એટલે નિમણુંક વખતે ઈમામ સા. ને પાંચ વખતની નમાઝની જવાબદારી સોંપવામાં આવેલ અને મુઅઝ્ઝીનને અઝાન આપવાની. અમુક વખત પછી ઈમામના માથે ત્રણ નમાઝની જવાબદારી બાકી રાખી બે નમાઝની ઝિમ્મેદારી મુઅઝ્ઝીન હાફિઝ સા. ને સોંપવામાં આવી.

ઉપરોકત બન્ને વ્યકિતઓ પોતાની મનસુફી અને અધિકારથી પોત પોતાની જરૂરી–ફર્ઝ ઝિમ્મેદારીથી આંખ આડા–કાન કરીને ફરઝ ઝિમ્મેદારીને છોડી ગેર હાજર રહેતા હોય છે. અને ઘણી બધી વખતે બન્નેવ એક સાથે ગેર હાજર રહેતા હોય છે.

જયારે વધારે પડતી ગેર હાજરીની જરૂર પડે છે ત્યારે કમીટીના કોઈપણ સભ્ય અને ટ્રસ્ટીને મૌખિક જાણ કરતા નથી અને લેખિતમાં પણ કોઈપણ જાતનો રિપોર્ટ મુકતા નથી કે આપતા નથી. આ અંગે કમીટીના સભ્યો ટ્રસ્ટી સા. ને શિકાયત કરે છે તો ટ્રસ્ટી સા. જણાવે છે કે " આવું તો ચાલ્યા કરે" મસ્જિદમાં બીજા ઘણાં બધા આલીમો નમાઝ પઢાવનાર હોય છે. ટ્રસ્ટી સા. તરફથી કમીટીના સભ્યોને ગેર વ્યાજબી જવાબ મળે છે. તો આ અંગે કુર્આન–હદીસ અને શરીઅતમાં કોઈ છૂટ–છાટ આપેલ છે ? શરીઅતના દાયરામાં જવાબ આપવા ગુઝારિશ છે.

**સવાલ :–** (૨) ઉપરોકત લખાણ મુજબ ફરજ–ઝિમ્મેદારી બજાવવાથી લેખિત–મૌખિક જાણ વગર ગેર હાજર રહેનાર ઈમામ કે મુઅઝ્ઝીન માટે ગેરહાજરીનો પગાર લેવો જાઈઝ–હલાલ લેખાશે કે નહી અને ટ્રસ્ટી સા. પોતાની મન માની, અધિકારથી કમીટીના સભ્યોને

કોઈપણ જાતની સંમતિ કે મશવેરા વગર પગાર આપે તો તેઓ માટે શરીઅતનો શું હુકમ રહેશે. શું પગાર આપવો સહીહ લેખાશે કે નહી. ?

**સવાલ :–**(૩) અમુક વખત પહેલાં એટલે ફેબ્રુઆરી મહિનામાં મોઅઝઝીન સાહેબ ચાલીસ દિવસ જમાઅતમાં ગયેલ માત્ર ટ્રસ્ટીની મંજુરી લઈને ચાલ્યા ગયેલ. ટ્રસ્ટીએ કમીટીના કોઈપણ સભ્યને પુછયું ન હતું અને સભ્યોએ આ પ્રકારનો કોઈપણ પાવર ટ્રસ્ટી સા. ને આપેલ નથી, વધુ એ કે ચાલીસ દિવસનો પગાર પણ કમીટીની સંમતિ–મશવેરા વગર આપી દીધો. જયારે કે ગેરહાજર રહેલ હતા અને મુઅઝઝીને પગાર લઈ પણ લીધો. મશ્વેરા વગર આ પગાર આપવો અને મુઅઝઝીન માટે લેવો કેવું છે ? શરીઅત આ અંગે શુ કહે છે ?

**સવાલ :–**(૪) અમારી મસ્જિદમાં ઉપરોકત બે ઝિમ્મેદાર વગર બીજા અન્ય ત્રણ વ્યકિતઓ અલગ–અલગ કામોની ઝિમ્મેદારી બજાવે છે. જેને અમોએ ખાદીમના નામ આપેલ છે. (૧) સાફ સફાઈની ઝિમ્મેદારી (૨) બીજાની ઝિમ્મેદારી પેશાબખાના–સંડાસની સાફ–સફાઈ કરવાની (૩) ત્રીજી વ્યકિતની ઝિમ્મેદારી માત્ર નમાઝના વખત પંખાઓ ચાલુ કરવા અને નમાઝ પછી બંધ કરવા માટે તેમ પાણીની ટાંકી મોટર ચાલુ કરી ભરવી. નં.(૧) નો પગાર રૂા. ૨૦૦૦/–, નં.(૨) નો પગાર રૂા. ૮૦૦/–, અને ખાદિમ નં. (૩) નો પગાર રૂા. ૧૩૦૦/–.

ખાદિમ નં. ૩ જેઓની ઝિમ્મેદારી પંખા ચાલુ બંધ કરવા તેમ ટાંકી ભરવાની છે. તેઓ અત્યારે જમાઅતમાં ચાલીસ દિવસ છે. ટ્રસ્ટીએ કમિટીના મશ્વેરા વગર છુટ્ટી આપેલ છે. અને તેમની જગ્યાએ બીજા એક

વ્યકિતને કમીટીની સંમતિ–મશવેરા વગર રૂા. ૩000/– પગાર બાંધી મુકેલ છે. જયારે આટલા જ પગારવાળી બીજી ઘણી વ્યકિત મળી શકતી હતી. તો આ પ્રમાણે ટ્રસ્ટીએ કમીટીની સંમતિ–મશવેરા વગર કરવાની શરીઅત છૂટ આપે છે કે નહી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً આપના સવાલોના જવાબ પહેલાં પ્રસ્તાવનારૂપે કેટલીક બાબતો જાણી લેવી જરૂરી છે.

(૧) હઝ. મવ. મુફતી ઈસ્માઈલ બિસ્મીલ્લાહ સા. (રહ.) મુતવલ્લી બાબત લખે છે. પ્રથમ વાત મુતવલ્લીની શરઈ પાત્રતા કિંવા લાયકાત વિષે છે. મુતવલ્લી તે શખ્સ બની શકે છે જે જે કામ કે સંચાલનનો તે મુતવલ્લી થાય તેનો વહીવટ, વ્યવસ્થા દેખરેખ પોતે કે પોતાના પાવરદાર દ્વારા બરાબર કરવાની તાકત, લીયાકત ધરાવતો હોય, વળી તે અમીન હોય એટલે અમાનતદાર (પ્રમાણિક) હોય. અમાનતદારનો અર્થ એ છે કે વકફની આવક બરાબર જાળવે. (ફતાવા સંગ્રહ ૪/૩૮૮)

(૨) અગર મસ્જિદનું નુકશાન થઈ રહયું હોય, વહીવટમાં ખોટો ખર્ચ થતો હોય, વ્યવસ્થા માં અંધેર ચાલતું હોય, હિસાબ–કિતાબમાં ગોટાળા અને ખયાનત થતાં હોય, મસ્જિદની સફાઈ થતી ન હોય અથવા એ સમુહે ઈમામ કે બાંગી એવો મુકર્રર કર્યો હોય જે પોતાની ફરજો બરાબર અદા કરતો ન હોય અને તેની તરફથી આંખ મીંચામણા થતા હોય તો પછી નમાઝીઓમાંથી બીજાઓને પણ હક છે કે તેઓ પહેલાં એમા દિલચસપી લે અને નુકશાન, ઉણપ કે અનિયમિતતાઓની સમજ આપીને સ્થિતિ સુધારવાની કોશિશ કરે અને અગર તોય મામલો થાળે પડે કે સીધો

થાય નહિં તો પછી તેને સુધારવાની દરેક કાનુની કારવાઈ કરે. (ફતાવા સંગ્રહ ૪/૩૯૮)

(૩)ખોટો કે અપ્રમાણિક વહીવટ થતો હોય, અથવા દેખરેખ બરાબર થતી ન હોય યા તેમાં ભારે ગફલત થતી હોય. અને હિસાબ રીતસર રખાતો કે અપાતો ન હોય, તેમાં ગૈર–નીતિયો થતી હોય વિગેરે. તો જમાઅતે પૂછપરછ કરવી જાઈએ એમ કરવાનો તેને હક છે. એવી પૂછપરછને મચક નહિં અપાય, તેનો સીધો જવાબ નહિં મળે તો વકફની આવક વ્યવસ્થિત કરવાના તથા તેના નાંણાંની હિફાઝત કરવાના ખ્યાલથી કાનુનનો આસરો લેવો યોગ્ય જ નહિં બલ્કે અનિવાર્ય અને જરૂરી થઈ જશે. (ફતાવા સંગ્રહ ૪/૩૯૨)

(૪) હઝ. મવ. મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.) મુતવલ્લીની ફરજો બાબત લખે છે. મસ્જિદ કી આબાદી ઔર તમામ ઝરૂરિય્યાતકા ઈન્તેઝામ કરના, હિસાબ સાફ રખના, મસ્જિદમેં ગલત કામ ન હોને દેના. નમાઝિયોં ઔર ઈમામકી હસ્બે હયસિયત મસ્જિદસે મુતઅલ્લીક તકાલીફ કો રફઅ કરના, હર એકકા ઉસકી શાન કે મુવાફીસક શરઈ ઈકરામ કરના. અપને આપ કો બડા સમજ કર દુસરોં કો હકીર ન સમજના. ઓહદહ કા તાલિબ ન હોના. અહકામે શરઅ કે તહત અપની ઈસ્લાહ મેં લગે રહના. યહ અવસાફ જીસ મુતવલ્લીમેં હો વોહ કાબિલે કદ્ર હય. ઉસકો અલાહિદહ ન કિયા જાએ. જીસ મુતવલ્લીમે યહ અવસાફ ન હો વોહ અવસાફ કો હાસિલ કરને કી સઈ કરે. (ફતાવા મહમૂદિય્યહ ૧૪/૩૪૨)

(૫) જો કામ મસાલેહે વકફ કે મુવાફિક ઔર અહકામે શરઅ કે મુતાબિક હોં, મુતવલ્લી કર સકતા હય. જો ઉસ કે ખિલાફ હો ઉસપર એ'અતેરાઝ કા હક હય (ફતાવા મહમૂદિય્યહ ૧૪/૩૪૩)

હવે આપના સવાલોના જવાબ ક્રમવાર આપવામાં આવે છે.

(૧) આપના લખવા મુજબ જે ઈમામ અને મોઅઝઝીન પોતાની ફરજ અને ઝિમ્મેદારીથી આંખ આડા કાન કરીને ગેર–હાજર રહે છે અને પોતાની ગેર–હાજરી બાબત કમિટી સભ્યો અથવા ટ્રસ્ટીઓને લેખિત અથવા મૌખિક જાણ કરતા નથી તો તેઓની આ વર્તણુંક તેમને સોંપવામા આવેલી ફરજો અને જવાબદારીઓ બાબત કોતાહી તરફ નિર્દેશ કરે છે. જેના ઉપર તેઓને ધ્યાન અપાવી પોતાની ફરજો ચોક્કસ રીતે અદા કરવા માટે તાકિદ અને સૂચન કરવું ટ્રસ્ટીની જવાબદારી છે. ટ્રસ્ટીને જોઈએ કે તે પોતાની આ જવાબદારી અદા કરતા રહે.

(૨) ઈમામ અને મોઅઝઝીનની નિમણૂંક વખતે તેઓની જેટલી ગેર–હાજરીને માફ ગણવામાં આવી હોય. તે સિવાયની ગેર–હાજરીનો પગાર લેવો તેઓ માટે દુરૂસ્ત નથી અને ટ્રસ્ટી માટે પણ એ રીતે પગાર આપવું દુરૂસ્ત નથી. તેટલી રકમ ટ્રસ્ટીએ પોતાના તરફથી મસ્જિદમાં જમાં કરાવવી જરૂરી છે.

(૩) તેઓની નિમણૂંક વખતે આ રીતે જમાઅતમાં જનાર માટે પગાર આપવાની શરત કરવામાં આવી ન હતી તો એ સુરતમાં ટ્રસ્ટીનું તેઓને પગાર આપવું અને મોઅઝઝીનનું તે પગાર લેવું શરઈરૂએ દુરૂસ્ત નથી. ટ્રસ્ટી ઉપર એટલી રકમ મસ્જિદમાં જમા કરાવવું જરૂરી છે. મતલબ

કે નિમણૂંક વખતે જે શરતો નક્કી કરવામાં આવી હોય તેને આધીન રહી અમલ કરવાની જવાબદારી ટ્રસ્ટી અને મોઅઝ્ઝીન બન્નેવની છે.

(૪) જયારે અસલ ખાદીમનો પગાર ૧૩૦૦/– રૂા. છે અને એટલાજ પગારવાળો બીજો માણસ મળી શકતો હતો તે છતાં તેની જગ્યાએ કામ કરનાર વ્યકિતને ૩૦૦૦/– રૂા. પગાર પેટે આપવું ટ્રસ્ટી માટે દુરૂસ્ત નથી. ૧૩૦૦/– રૂા. થી ઉપરની રકમ ટ્રસ્ટીએ પોતાના તરફથી અદા કરવી પડશે. ફકત અલ્લાહ તઆલ વધુ જાણનાર છે.

## ૧૩. દૈનીક સમાચાર પત્રોમાં રીપોર્ટરની કામગીરી બાબત શરઈ હુકમ

**સવાલ :–** દૈનીક સમાચાર પત્રોમાં સમાચારો પ્રગટ કરાવવા રીપોર્ટર/ખબર પત્રી ની કામગીરી કરવી એ હદીસ ની રીતે જાઈઝ છે. ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً શરીઅત તરફથી દરેક જાઈઝ કામની મર્યાદાઓ નક્કી કરી દેવામાં આવી છે. અગર તે મુજબ એ કામ કરવામાં આવે તો જાઈઝ કહેવાશે, નહિં તો ના–જાઈઝ ઠરશે. રિપોર્ટીંગ કિંવા સમાચાર પત્રમાં સમાચાર પ્રગટ કરાવવા બાબત સૌ પ્રથમ એ ધ્યાન રાખવું જરૂરી છે કે કોઈ વાતને કલમ વડે લખવાનો શરઈ રૂએ તેજ હુકમ છે જે ઝબાનથી બોલવાનો. જેને ઝબાનથી બોલવું સવાબ છે તેને કલમથી લખવું પણ સવાબ છે. અને જેનું બોલવું ગુનાહ છે. તેનું લખવું પણ ગુનાહ છે. બલ્કે લખવાની સુરતમાં સવાબ તેમજ ગુનાહમાં કાંઈક વધારો થઈ જાય છે. કારણ કે લખાણ લાંબા ગાળા સુધી રહેનારી વસ્તુ છે. સમયો સુધી

લોકોની નજરમાં આવતું રહેશે.એટલે જયાં સુધી તે દુન્યામાં રહેશે અને લોકો તેનાથી સારી અથવા ખરાબ અસર લેતા રહેશે ત્યાં સુધી લખનાર માટે સવાબ અથવા ગુનાહ ચાલુ રહેશે. જેથી દરેક લખનારની ફરજ છે કે કાંઈ પણ લખતાં પહેલાં તેને શરીઅત ના માપદંડ ઉપર પરખી લીએ, એ વિષે કેટલાક સુચનો આ મુજબ છે.

(૧) જે બનાવ કોઈ વ્યકિતની બુરાઈ તેમજ તેને લાંછન લગાડનાર હોય તેનેત્યાં સુધી પ્રગટ ન કરવામાં આવે જયાં સુધી શરઈ દલીલથી એનો પાકો સુબુત ન મળી જાય. કારણ કે કોઈ ગેર મુસ્લિમ ઉપર પણ જુઠો આરોપ લગાવવો અથવા આક્ષેપ બાજી કરવી જાઈઝ નથી. પરંતુ આજકાલ ના પત્રકારો આ પ્રત્યે બેદરકાર છે. અને સમાચાર પત્રનું કોઈ પાનું કદાચજ એનાથી ખાલી હોય.

(૨) એટલું યાદ રહે કે શરઈ દલીલ રૂપે માત્ર કોઈ અફવા (ચાહે તે ગમે તેવી ફેલાયેલી કેમ ન હોય ?) કાફી નથી. અથવા કોઈ પેપરમાં છપાઈ જવું પણ કાફી નથી. (બલ્કે શરઈ ગવાહી જરૂરી છે) કારણ વર્તમાન યુગના સમાચાર પત્રો વિષે આ હકીકત અનુભવ સિંધ્ધ છે કે કેટલાય સમાચાર અને લેખો પેપરોમાં છપાય છે, અને જેના નામથી પ્રગટ થઈ રહયા છે તેને જાણ સુધ્ધાં નથી.હોતી માટે કોઈ પેપરમાં કોઈ ચોક્કસ માણસના હવાલાથી કોઈ લેખ અથવા બનાવ છાપીદેવામાં આવ્યો હોવાથી એને શરઈ રૂએ સાચો સમજવો દુરૂસ્ત નથી અલબત્ત અગર તેમાં કોઈની બુરાઈ અને તેને નુકશાન કરતી કોઈ વાત નથી તો તેવા લખાણને તે પેપરના હવાલાથી છાપી શકાય છે.

(૩)કોઈ વ્યકિતનો ઐબ અથવા તેનું ગુનાહીત કૃત્ય શરઈ દલીલથી સાબીત પણ હોય તો પણ તેને પ્રગટ કરવું અને પેપરમાં આપવું જાઈઝ નથી. બલ્કે એ ટાણે ખેરખ્વાહી રૂપે એકાંતમાં તેને સમજાવવું જરૂરી છે. સમજાવવાથી પણ નહિં માને તો પોતાનામાં શકિત હોય તો શકિત વાપરી રોકી દીએ. નહિં તો તેને ભલી વાત પહોંચાડી આપ ફરજ બજાવી ચુકયા, તેને પ્રગટ કરી રૂસ્વા કરવું શરઈરૂએ મના હોવાની સાથે અનુભવ બતાવે છે કે ફાયદો પહોંચાડવાના બદલે નુકશાન કર્તા છે. અને એટલેજ હુઝૂર સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમેં ઘણી હદીસોમાં તાકીદ કરી છે કે પોતાના મુસલમાન ભાઈનો કોઈ ઐબ અથવા ગુનાહ સાબિત હોય તો એને રૂસ્વા ન કરે, બલ્કે છુપાવે અને એકાંતમાં એને સમજાવે.

(૪) અલબત્ત અગર કોઈ મુસલમાન નો ઐબ અથવા ગુનાહ શરઈ દલીલથી સાબિત હોય, જેનાથી પોતાને નુકશાન પહોંચી રહયું છે અને તેના લઈ પોતે (સમાચાર આપનાર) મઝલુમ બની રહયો છે, તો તેની એ બુરાઈને પ્રગટ કરી શકે છે. પરંતુ ત્યારે પણ બેહતર એજ છે કે આમ એલાનને બદલે માત્ર એવા લોકો સમક્ષજ બયાન કરે જેઓ એને ન્યાય અપાવી શકે.

(૫) અગર કોઈ સમાચાર પત્રમાં કોઈ લેખ રદીયો આપવા લાયક કોઈ ના નામથી છપાયો હોય તો એના જવાબમાં માત્ર એવું લખે કે ફલાણા સમાચાર પત્રે આવું લખ્યું છે. તેનો આ જવાબ છે. તે માણસના વ્યકિતત્વ ઉપર કોઈ હુમલો ન કરે. કારણ કે હજુ સુધી કોઈ શરઈ દલીલથી એ સાબીત નથી થયું કે ખરેખર તે લેખ એ માણસનો જ છે.

(૬) શરીઅત વિરૂધ્ધ લેખો, ખબરો, અને બદઅકીદા લોકોની વાતો પ્રગટ ન કરવામાં આવે.

(૭) અગર મુસલમાનો ઉપર ગેર મુસ્લિમોના ઝુલમની ખબર પ્રગટ કરવી હોય તો જયા સુધી શરઈ દલીલથી કાફીરો વડે તે ઝુલમ થવું સાબીત ન થાય ત્યાં સુધી એવું પ્રગટ કરે કે ફલાણી જગ્યાના મુસ્લિમો ઉપર ઝુલમ થઈ રહયો છે. તેને બંધ કરવામાં આવે વિ.વિ. (બવાદિરૂન્નવાદિર ભાગ ૨/૬૯૩,૬૯૭)

એ સિવાય બીજા પણ કેટલાક સુચનો છે. જે હઝ. થાનવી (રહ.) એ લખ્યાં છે. મોટે ભાગે આજકાલ પત્રકારત્વના વ્યવસાયમાં શરઈ મર્યાદાઓનું પાલન થતું નથી. જેથી એ વ્યવસાયથી દુર રહેવુંજ હિતાવહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૪. હાફીઝ સા. મોઅઝઝીન સા. અને ઈમામ સા. ને રમઝાન નો હદયો આપવું

**સવાલ :—** રમજાન માસમાં હાફીઝોને તરાવીહમાં કુર્આન શરીફ સંભળાવવા માટે નક્કી કરવામાં આવે છે, જેમને તરાવીહ પઢાવવાની વાત કરવામાં આવે છે. બીજી કોઈ વાત જેમકે કુર્આન શરીફ પુરૂ થતાં તમને હદીયો (પૈસા કપડા વિગેરે) આપવામાં આવશે અથવા તમારે અમુક નમાઝો પઢાવવી પડશે. આવી કોઈ વાત કરવામાં આવતી નથી. (જીમ્મેદારી આપવામાં આવતી નથી) પરંતુ કુર્આન શરીફ પુરૂ થતાં તેમને હદીયો (પૈસા) આપવામાં આવે છે. ઉઘરાવીને અને ઉઘરાવવાની રીત આ

પ્રમાણે છે. કે ૨૭ રમજાનની રાત્રે અમુક લોકો મસ્જિદની સહનમાં બેસે છે.અને આવનાર નમાઝી ભાઈઓથી પૈસા માંગે છે. દા. ત. હાફીઝો કે પૈસે રખ્ખો, મોઅઝઝીન સાહબ કે ઓર ઈમામ સાહબ કે રખ્ખો. તો શું આ રીતે ઉઘરાવીને પૈસા હાફીઝ મોઅઝઝીન અને ઈમામ સાહબને આપવા જાઈઝ છે કે નહી. અને ના–જાઈઝ હોય તો ઉપર મજકુર લોકોને હદીયો આપી શકાય તેવી કોઈ શકલ છે કે નહી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما ફિકહ નો એક સિધ્ધાંત " અલ મઅરૂફ કલ મશરૂત " (અર્થાત જે વસ્તુનો રિવાજ પડી ગયો હોય તેને પણ પહેલાંથી નક્કી કરવામાં આવેલ વસ્તુ જેમ સમજવામાં આવશે ) છે. અને એ સિધ્ધાંત મુજબ તરાવીહ પઢાવનાર હાફિઝને હદયામાં આવેલી રકમ પણ દેવા કે લેવાની ઈજાઝત નથી.

પૂછેલી સૂરતમાં હાફિઝ સાથે તેને તરાવીહમાં કુર્આન શરીફ સંભળાવવા માટે નક્કી કરતી વખતે કાંઈ પણ આપવાની વાતચીત થઈ ન હોય, તો પણ કુર્આન પુરૂ થયા પછી તેને હદયારૂપે પણ કાંઈ આપવું (ચાહે તે રોકડ રકમ હોય અથવા અન્ય ચીજ વસ્તુ) જાઈઝ નથી અને હાફિઝ માટે તે સ્વીકારવું પણ જાઈઝ નથી જયારે એની લેવડ–દેવડ શરઈરૂએ જાઈઝ નથી તો તે માટે ચંદો કરવો પણ જાઈઝ નથી.અલબત્ત ઈમામ સા. અથવા મોઅઝઝીન સા. ને પગારરૂપે અથવા હદયારૂપે કાંઈક આપવા માટે લોકોથી દરખાસ્ત કરી રકમ ઉઘરાવવામાં આવે તો તેની ઈજાઝત છે. અલબત્ત તેમાં પણ એ વાતનો ખ્યાલ રાખવો જરૂરી છે કે કોઈની ઉપર ખોટું દાબ–દબાણ કરી અથવા વગ–વસીલો વાપરી કાંઈ

વસૂલ કરવામાં ન આવે. હદીસે પાકમાં છે કે મુસલમાનનો માલ તેની દિલની રજામંદી વગર લેવો હલાલ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. ગૈર કાયદેસર ભાડુત "પચાવી પાડનાર" છે :–

**સવાલ :–** સુરત શહેર વિસ્તાર માં આવેલી જમીન ના જુના પારસી માલિક હતા, અમો પારસી માલિકી વાળી જમીન માં ગેર કાયદેસર ભાડુત હતા. અમો એ ઈસ્વીસન ૧૯૮૫ ના વર્ષ થી ગેરકાયદે ભાડુત તરીકે હતા અમો મોટરકાર રિપેરીંગ કરવાનું ગેરેજ ચલાવતા હતા, રોજી કમાવાનું એક માત્ર સાધન હતું. હમો હમારા પરિવાર નું (કુટુંબીજનોનું) ભરણ પોષણ કરતા હતા. એ જમીન પર થી અમો ને રોજી રોજગાર મળતી હતી, બીજો કોઈ સહારો નથી, પરંતુ સન ૨૦૦૮ ના વર્ષ માં જુના પારસી માલિકે જમીનની સોદાબાઝી કરી વેચીનાંખી, પારસી માલિકે સોદાબાઝી ની વાતચીત માં નકકી કર્યું કે નવા જમીન માલિકે ભાડુત ને ખાલી કરવાના રહેશે ભાડુત ને ખાલી કરવા બદલ રૂપિયા કે દુકાન કે અન્ય કોઈ પણ પ્રકાર ની લેવડ–દેવડ કરવાની ઝિમ્મેદારી નવા જમીન માલિક ની રહેશે, ભાડુત વાળી જમીન ઓછા ભાવથી પારસી માલિકે વેચી નાંખી હતી અને દસ્તાવેજ લખી આપ્યો હતો.

પરંતુ નવા જમીન માલિકે હમો એટલે કે ભાડુત ઉપર સીતમ અને ઝુલમ કરવાનું શરૂ કરી દીધું, ધંધો રોજગાર બંધ કરી દીધો. તમારૂં ગેરેજ ખાલી કરી દો, જમીન ખાલી કરી દો, પોલિસ કેસ થયા. હમો ને

ઈજા થઈ એનાં પછી હમો ને બોલાવ્યા અને સમાધાન કરવાનું નક્કી કરવામાં આવ્યું. સમાધાનમાં નકકી કરવામાં આવ્યું કે મસ્જિદ ના ઈમામ સાહેબ નવા જમીન માલિક અને ગવાહ ઝિમ્મેદારીવાળા વગેરે લોકો હાજર રહયા હતા. વાયદા અને જુબાની કરવામાં આવી કે ભાડુત ભાઈને આપણે વાયદા અને જુબાની આપીએ છીએ કે નવા જમીન માલિક બિલ્ડીંગ બનાવવાના છે. એટલે તમને ગેરેજ ચલાવવા માટે દુકાન બનાવી આપશે એટલે તમે ગેરેજ વાળી જમીન ખાલી કરી દો. હમો ભાડુત ભાઈ ગેરેજ વાળી જમીન ખાલી કરી ને બાજુ માં નવા જમીન માલિક ની ગોડાઉન માં ગેરેજ ખસાવી લીધું, બધો જ સામાન ગોડાઉન માં મુકી દેવા માં આવ્યો અને અમારો મોટર કાર રિપેરીંગ નું કામ કરવાનું ચાલુ કરી દીધું અને ઘણા મહિના ત્યાં કામ ચાલુ થઈ ગયુ પંરતુ નવા જમીન માલિક ની નિય્યત બગડી ગઈ, પોતાના રેહવા માટે બંગલો બનાવી લીધો, બિલ્ડીંગ નહિ બનાવામાં આવી, એટલે ભાડુત ને કોઈ પણ જાત ની દુકાન મળશે નહિં. અને જે ગોડાઉનમાં અમારૂં બધું સામાન હતું તે ગોડાઉન ને તોડી નાંખવામાં આવ્યું. અમારો બધો જ સામાન રોડ ની બહાર નાંખી દેવામા આવ્યો. ગેરેજનું નામો નિશાન મિટાવી દેવામાં આવ્યું. સામાન ની ચોરી થઈ ગઈ. અમે લાચાર હતા. મોહતાજ હતા. અમે કોઈ પણ જાતનો વિરોધ કરી નહીં શકયા, આજે અમો ૩ વર્ષથી રોજી રોજગાર માટે પરેશાન છીએ. અમને કોઈ પણ જાતની મદદ કરવામાં આવી નથી. અમોને વાયદા જુબાની આપનાર માણસો એ હાથ ઉંચા કરી લીધા. હમારી ફરીયાદ કોઈ નથી સાંભળતું. એટલે હમારા મસ્અલાનો શરીઅતથી હલ કરવા

મહેરબાની કરશોજી.

(૧) **મસ્અલા :–** વાયદા ખિલાફી કરનારા માણસો અને ગવાહ અને નવા જમીન માલિક અને ઝીમ્મેંદારીવાળા માણસો માટે શરીઅત શું બતાવે છે ? એ શરીઅતથી જવાબ આપવાની મહેરબાની કરશો.

(૨) **મસ્અલા :–** નવા જમીન માલિકના ઝુલમ સીતમ અને પરેશાનીથી અમોને જે ગેરેજના સામાનનું નુકશાન થયું છે. તેની નુકશાની લેવા યા સામાન ખરીદવાનું ખર્ચ લેવા શરીઅતમાં શું બતાવવામાં આવેલું છે ? તે શરીઅતથી જવાબ આપવા મહેરબાની કરશો.

(૩) **મસ્અલા :–** નવા જમીન માલિકે અમોને શરઈરૂએ કેવી મદદ કરવી જોઈએ. તે નવા જમીન માલિકને શરીઅતથી બતાવવા મહેરબાની કરશો.

(૪) **મસ્અલા :–** ૧૯૮૫ નાં વર્ષ થી અમો જુનાં પારસી માલિક ના ૩૦ વર્ષ જુના ગેર કાયદેસર કબજેદાર ભાડુત હતા, જુના પારસી માલિકે નવા માલિક ને જણાવેલું હતુ કે ભાડુત ને રૂપિયા આપવાની કે અન્ય લેવડ–દેવડ કરવાની ઝિમ્મેદારી નવા માલિકની રહેશે તે સબબ હમો ભાડુત નવા માલિક પાસે થી કબજા નાં રૂપિયા અથવા ભાડુત નો હકક અથવા રૂપિયા લેવા શરીઅત માં હમારા માટે જાઈઝ છે ? તે બતાવવા મહેરબાની કરશોજી.

**જવાબ:–** حامدا و مصليا و مسلما આપે કરેલ સવાલ ના જવાબ પહેલા પ્રસ્તાવના રૂપે કિરાયહદારી ને લગતા શરઈ ઉસૂલી આદેશો નો ઉલ્લેખ કરવામાં આવે છે જેથી જવાબ સમજવા માં સરળતા રહે.

(૧)કિરાયહદારી ના કરાર ને શરીઅત ની પરિભાષામાં "અકદે ઈજારહ" કહેવામાં આવે છે. કોઈ બે વ્યકિત ઓ જયારે મકાન ભાડે લેવા–દેવાનો કરાર કરે છે, તો તેની બે– રીત હોય છે પહેલી રીત તો એ છે કે માસિક ભાડું નકકી કરી કેટલી મુદત માટે મકાન ભાડે આપવા માં આવી રહયું છે તે પણ ચોકકસરૂપે નકકી કરી દેવામાં આવે, દા.ત, એવું કહેવામાં આવે કે આ મકાન બે–વર્ષ માટે માસિક રૂા.૧૦૦/– ભાડા ના હિસાબે તમને ભાડે આપું છું, એ સૂરત માં બે–વર્ષ પુરા થયા પેહલાં ભાડુત પાસે થી મકાન માલિક મકાન પાછું લઈ શકતો નથી અને ભાડુત ને પણ હકક રહે છે કે બે–વર્ષ સુધી એ મકાન પોતાના કબ્જામાં રેહવા દે, પરંતુ પ્રતિ માસ રૂા. ૧૦૦/–ના હિસાબે ભાડું ચુકવવું જરૂરી છે.

બીજી રીત એ છે કે માસિક ભાડું તો નકકી કરી દેવામાં આવે પરંતુ આ મકાન કેટલી મુદત માટે આપવા માં આવી રહયું છે, તેનો ચોકકસ રૂપે ઉલ્લેખ કરવામાં ન આવે, દા.ત. એવું કેહવામાં આવે કે આ મકાન તમને માસિક રૂા.૧૦૦/–ના ભાડેથી આપું છું, એ સૂરત માં ભાડા કરાર કરવાના સમય થી લઈ એક મહિના સુધી ની કિરાયહદારી નો મામલો પાકો સમજવા માં આવશે, પરંતુ આગળ નવો મહિનો શરૂ થાય તે પહેલાં મકાન માલિક ભાડુતથી કહી આપે કે મહિનો પુરો થતાં મકાન ખાલી કરી આપવું, તો ભાડુત માટે મકાન ખાલી કરી માલિક ને સોંપવુ જરૂરી છે. અને આ પાવર મકાન માલિક ને દરેક નવો મહિનો શરૂ થવા અગાઉ મળે છે એજ પ્રમાણે નવો મહિનો શરૂ થવા પહેલાં મકાન માલિક ભાડુ વધારવા ચાહે તો ભાડુત ને કહી આપે કે આવતા મહિના થી મકાન ભાડુ રૂા. ૧૦૦/–ની

જગ્યા એ રૂા.૧૫૦/- લઈશ, તો એવું કરવાનો પણ મકાન માલિક ને ઈખ્તિયાર છે, અગર ભાડુત ને એ ભાડુ પોસાતું હોય તો આવતા મહિને મકાન માં રહે, નહિં તો મકાન ખાલી કરી આપે, ભાડુતનુ તે મકાન માં રહેઠાણ ચાલું રાખવું અને મકાન ને ખાલી ન કરવું તેના રૂા. ૧૫૦/- ભાડા ઉપર રાજી હોવાની દલીલ સમજવામાં આવશે.(ફતાવા આલમગીરી, શામી વિગેરે.)(મહમુદુલ ફતાવા ગુજરાતી ૨/૩૪૪,૩૪૫)

(૨) ઉપર જણાવેલ બે રીતો સિવાય અન્ય કોઈ રીતે કોઈક વ્યકિત ભાડુત બની શકતો નથી, જેથી કોઈક વ્યકિત કોઈના મકાન અથવા જમીનમાં જબરદસ્તી પગ પેસારો કરી તેમાં રેહવાનું ચાલું કરી આપે તેવી વ્યકિત ને લોકો ની આમ બોલ-ચાલમાં ભલે ગેર કાયદેસર ભાડુત કેહવામાં આવતો હોય, પરંતુ શરઈરૂએ તો તે વ્યકિત ભાડૂત નથી, બલ્કે વગર રજા એ જબરદસ્તી તે જગ્યા ઉપર કબજો કરવા ને લઈ શરીઅત ની પરીભાષામા એવી વ્યકિત ને ગાસિબ કિંવા પચાવી પાડનાર કહેવામાં આવે છે, જેના માટે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈર્શાદ છે, જેણે કોઈ ની એક વેંત જમીન પચાવી પાડી તેને કયામત ના દિવસે સાત જમીનો સુધી નો હાર તેના ગળા માં પહેરાવવામાં આવશે.

જેણે ના-હક રીતે એક વેંત જમીન દબાવી લીધી તેને કયામત ના દિવસે સાત જમીન ગળામાં પહેરાવવામાં આવશે (મિશ્કાત પેજ-૨૫૪) અને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈરશાદ છે કે જેણે ના-હક રીતે જમીન માંથી થોડો ભાગ પણ દબાવ્યો તેને કયામત ના દિવસે સાત જમીન સુધી ધસાવી દેવા માં આવશે (પેજ-૨૫૪) અને હુઝુર

સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈર્શાદ છે કોઈ મુસલમાનનો માલ તેની દિલી રઝામંદી વગર હલાલ નથી. (પેજ—૨૫૫)(મહમૂદુલ ફતાવા ગુજરાતી ૨/૩૫૫. ૩૫૬ ઉપર થી)

માટે એ રીતે ગેરશરઈ કબ્જો કરી પચાવી પાડવામાં આવેલી જગ્યા ઉપર તે પચાવી પાડનારનો શરઈરૂએ કોઈ પણ જાત નો હક ઠરતો નથી, એ રીતે પચાવી પાડનાર વ્યકિતનું પોતાને ગેર કાયદેસર ભાડુત નું નામ આપી તે જગ્યા ઉપર કોઈ પણ પ્રકારે પોતાનો હક સાબિત કરવાની કોશિશ કરવું પોતાના એ ગુનાહિત કૃત્યને સારૂં સાબિત કરવા સમાન ગણાય છે, જે તેના કરતાં વધુ મોટો ગુનોહ છે. કારણ કે શરીઅત તરફ થી જે કૃત્ય હરામ ઠેરવવામાં આવ્યું હોય તેને હલાલ સમજવું માણસ ને કુફની નઝદીક પહોંચાડી આપે છે અને આપે એ રીતે પચાવી પાડેલી જમીન ઉપર પોતાનું ગેરેજ બનાવ્યું અને તે જગ્યા આપને ખાલી કરવાનું કહેવામાં આવ્યા છતાં આપ ખાલી ન કરતાં પોતાનો પચાવી પાડેલ કબ્જો તેના ઉપર જમાવી રાખવાની કોશિશ કરતા રહયા, જેનાં લઈ નવા જમીન માલિકે મજબૂર થઈ બધો સામાન રોડની બહાર ફેંકી દીધો તેમજ આ પચાવી પાડેલ કબ્જો છોડાવવા માટે મજબૂરીમાં આપની સાથે સમાધાન કર્યું, શરઈરૂએ આપનો કોઈ પણ હક લાગતો નથી, નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈર્શાદ છે કે જેણે પરાયી જમીનમા જબરદસ્તી કોઈ ઝાડ રોપ્યું અથવા ખેતી કરી તો તે જમીન ના માલિક ને હક છે કે તે ઝાડ અને ખેતી ને ઉખાડીને ફેંકી દીયે, અને તેવું કરવાથી તેનો કોઈ ઝિમાન તેના

ઉપર વાજિબ થતો નથી. (મિશ્કાત–પેજ–૨૫૫ ઉપરથી)

માટે આપના લખવા મુજબ આપની સાથે નવા મકાન માલિકે આપનો ગેરશરઈ કબ્જો ખતમ કરવા માટે મજબૂર થઈ સમાધાનરૂપે નવી બિલ્ડીંગ માં આપને ગેરેજ બનાવી આપવાનું કહયું હતું. શરઈરૂએ એની કોઈ હેસિયત નથી, બલ્કે આપે તો તેઓનો શુક્રિય્યહ અદા કરવો જોઈએ કે તેવણે ત્યાંથી આપનો ગેરેજ વિગેરેનો સામાન ફેંકી દઈ આપનો ગેર શરઈ કબ્જો ત્યાંથી હટાવી આપને કબીરહ ગુનાહમાંથી બહાર કાઢયા, હવે આપે ઉઠાવેલ સવાલો ના જવાબ ક્રમવાર આપવામાં આવે છે.

(૧)ઉપર ની વિગત માં એનો જવાબ આવી ચૂકયો છે.

(૨)એનો જવાબ પણ ઉપર આવી ચૂકયો છે, બલ્કે આપે ગેરશરઈ રીતે એ જમીન પચાવી પાડી તેનાથી ખોટી રીતે લાભ ઉઠાવતા રહયા, તેની નુકશાની આપે મકાન માલિક ને ભરપાઈ કરવી જોઈએ.

(૩)આપે નવા મકાન માલિક ની જગ્યા ઉપર ખોટી રીતે કબ્જો જમાવી તેમને જે નુકસાન પહોંચાડયું અને દુઃખ આપ્યું, તેની માફી માંગવી જરૂરી છે, નહિં તો કાલે કયામત ના દિવસે પોતાની નેકીયો વડે એનો બદલો ચૂકવવો પડશે.

(૪) ઉપર જણાવવામાં આવેલ વિગતથી આપ સમજી ચૂકયા હશો કે આપે પોતાને ભાડૂત સમજવું શરઈરૂએ ભૂલ ભરેલું છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૬. ઈસ્લામિક કેલેન્ડરમાં હિંન્દુ તહેવારોના નામો છાપવા બાબત**

**સવાલ :–** દારુલ ઉલૂમમાંથી દર વરસે બીજા દારલુ ઉલૂમોની જેમ દારુલ ઉલુમ કેલન્ડર છપાવી પ્રગટ કરવામાં આવે છે. જેમાં ઈસ્લામી, અંગ્રેજી તારીખો દારુલ ઉલુમ નો ટુંક પરિચય, ઈમારતોના ફોટા, હદીસો, નસીહતો હોય છે. સાથે સાથે દેશની વાર્ષિક રજાઓ, હિંન્દુ તહેવારોના નામો તથા તારીખો પણ હોય છે. કેલેન્ડરો મુસલમાનોના ઘરોમાં વહેંચવામાં આવે છે, તો હિંન્દુ તહેવારો છાપવાનો હેતુ એ હોય છે કે એનાથી સ્કુલ હોલીડે, વેપાર, દુકાનો કે બજારો બંધ રહેવાની જાણ લોકોને થઈ જાય, જે માટે બીજુ હિન્દુ કેલેન્ડર ઘરમાં રાખવાની કે બીજા કેલેન્ડરનો સહારો લેવાની જરૂરત ના રહે, તો ઘણા ભાઈઓને ઈસ્લામિક કેલેન્ડરમાં હિન્દુ તહેવારો ના નામો અને તારીખો છપાવવા પર સખ્ત વિરોધ રહે છે. વારંવાર અહિંયા ચર્ચા થયા કરે છે. તો શરીઅત ની રૂએ આ પ્રમાણે હિન્દુ કે બીજા મઝહબના તહેવારો ના નામો અને તારીખો છપાવવું જાઈઝ છે કે નહી?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً આપે પૂછેલ બાબતનો સ્પષ્ટ હુકમ તો તલાશ કરવા છતાં મળ્યો નહિં. અલબત્ત આપે એ માટે જે કારણ દર્શાવ્યું છે, તે જોતાં એનું જાઈઝ હોવુંજ દુરૂસ્ત માલમ પડે છે. જો કે બેહતર નથી. અંગ્રેજી કેલેન્ડર/ તારીખના ઉપયોગ વિશે અહકામુલ કુર્આન (થાનવી રહ.) ના એક પેરેગ્રાફનો અનુવાદ રજુ કરૂં છું. ઉપરોકત વિગતથી એ જણાયું કે પત્ર વ્યવહાર, અને વાતચીત તેમજ મામલાતમાં અંગ્રેજી તારીખ નો ઉપયોગ ભલે જાઈઝ હોય, પરંતુ નિઃશંક એ ખિલાફે

અવલા છે. કારણ કે એ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેમજ સહાબા (રદી.) તેમજ સલફે–સાલેહીન ના તરીકાથી વિરૂધ્ધ છે. અને જયારે શરઈ અહકામ તેમજ દીની ઈબાદતોની બુન્યાદ ચાંદની તારીખ ઉપર જ છે તો એને જાળવવું તેમજ યાદ રાખવું ફર્ઝે કિફાયહ છે, અને તેની સારી તેમજ સરળ રીત એ છે કે પત્ર વ્યવહાર અને વાતચીત તેમજ રોજીંદા મામલાતમાં એનોજ ઉપયોગ કરવામાં આવે અને નિઃશંક ફર્ઝે–કિફાયહનું આચરણ ઈબાદત હોવું સ્પષ્ટ છે. અને જે રીત એની જાળવણી માટે મદદરૂપ હોય તે પણ ઈબાદત છે. માટે ચાંદની તારીખનો ઉપયોગ શરઈરૂએ આવકાર્ય ઠર્યો અને એક મુસલમાનથી આ કૃત્ય અશકય છે કે તે જે રીત શરઈરૂએ આવકાર્ય હોય તેને છોડી, અંગ્રેજી તારીખનો ઉપયોગ કરે, જે એકંદરે એનાથી જુદી છે. અને એના પ્રતિ સંપૂર્ણ રૂપે તણાય જઈને શરઈરૂએ આવકાર્ય વાતને તરછોડી આપવું તો એકદમ અશકય છે. જેમ કે આજકાલ મુસ્લિમોના મોટા જનસમુહની આદત જોવામાં આવી રહી છે. બલ્કે ઘણા ઉલમાની પણ આદત બની ચુકી છે.

દિલોમાં આવેલ આ ફેરફાર અને ગુનાહો તરફ લઈ જતી આ અયબોની ફરીયાદ અલ્લાહ સમક્ષ જ રજુ કરૂં છું. અને આ બધું ઈસાઈઓ સાથે બુગ્ઝ (શત્રુતા) ના દઅવાઓ સાથે થઈ રહયું છે. હાલાંકે એમના દિલોમાં ઈસાઈઓ પ્રતિ પ્રેમ ઘર કરી ચુકયો છે., અલ્લાહ તઆલા એનાથી આપણને દુર રાખી, નબવી તરીકા તેમજ ઈસ્લામી રીત ભાતની મહોબ્બત નસીબ કરે, બેશક તેજ સાંભળનારો અને કબૂલ કરનારો છે. (અહકામુલ કુર્આન–થાનવી, ૧/૧૭૯,૧૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૭. ભાડૂતોસે મેન્ટેનન્સ ખર્ચ કમી બેશી કે સાથ લેના :–**

**સવાલ :–** હમારે એપાર્ટમેન્ટ મેં તીસ ફલેટ હૈં જીસમેં ૧૪ ફલેટમેં માલિક ખુદ રહતે હૈ. ૧૪ ભાડુત હૈ. જીનકે ફલેટ માલિક ઈસ એપાર્ટમેન્ટ મેં નહી રહેતે. ૨ ફલેટ બંધ હૈ. ભાડુત હંમેશાં બદલતે રેહતે હૈ. કભી કભી ભાડુત ન હોને કી વજહસે ફલેટ બંધ ભી રહતે હે. પૂરે એપાર્ટમેન્ટ કી લાઈટ બીલ ખર્ચા, સફાઈ ખર્ચા (મેન્ટેનન્શ) ફલેટ માલિક ઓર ભાડુત સરખે હિસ્સે સે સાલો સે ભરતે રહતેથે. લાઈટ બીલ ખર્ચા બઢનેસે ઓર મોંઘવારી કે હિસાબ સે મેન્ટેનન્શ કમ પડને લગા. ઈસકા હલ નીકાલને કે લીયે એપ્રિલ ૨૦૦૨ મેં એક મીટીંગ કાયમ કી. જીસમે ૧૦ ફલેટ માલિક જુને ભાડુતો કો જાન કર મીટીંગમેં શામીલ ન કીયા ગયા. ઓર યે બાત નક્કી કી કે ફલેટ માલિક ૧૫૦ /– રૂા. મેન્ટેનન્શ દે. ઓર ભાડુત ૨૦૦/– રૂા. મેન્ટેનન્શ દે. તો મસલા યે પૂછના હે કે ભાડુત સે ૫૦ /– રૂા. જયાદા લેના જાઈઝ હય ? કયા ભાડુત ૫૦/– રૂા. જયાદા દે સકતા હય. ? હાલાં કે વપરાશ મે સબ સરખે હિસ્સેદાર હે. ઓર જીન ફલેટ માલિકોને યે ફેસલા કીયા ઉન મેં એક ભી ભાડુત એપાર્ટમેન્ટ મેં નહી રહતા.

**નોંધ :–** બહુત સે ફલેટ માલિક ફલેટ બંધ હોને કી વજહ યા કોઈ ઔર વજહ સે મેન્ટેનન્શ નહી ભરતે. કભી કભી અચાનક કોઈ ખર્ચે કા કામ નિકલ આતા હે તો ઉસકા પૈસાભી નહીં દેતે. જિસકા બોજ વહાં રહેનેવાલો પર પડતા હય. જીસ વકત મીટીંગ હુઈ ઉસ વકત સીર્ફ ૬ ભાડુત થે. આઠ ફલેટ બંધ થે. માર્ચમેં ગુજરાતમેં ફસાદ હુઆ. જીસકી

વજહ સે મુસલમાન સલામત એરીયોમેં આને લગે. હમારે એપાર્ટમેન્ટ મેંભી નયે ભાડુત આયે. કુછ તો ઘરબાર લુટાકે આયે લેકીન જબ ફલેટ માલિકોને દેખા કે ભાડુત આ રહે હે. તો ભાડા ૨૦૦/– સે ૩૦૦/– રૂા. ઝયાદા કરદીયા. ઓર હમારે યહા રહનેવાલે ફલેટ માલિકોને અપની કસર નીકાલને કે લીયે. ૫૦ /– રૂા. મેન્ટેનન્સ કા બોજ ઓર ભાડુતો પર ડાલ દીયા. કયા યે ઝુલ્મ નહી હય ? આખેરત મેં ઉનકા કોઈ જવાબ દેના નહી પડેગા.? મેં ઓર દુસરે એક ભાડુત કે સિવા કીસી કો ઈસ ૫૦/– રૂા. વાલે ફેસલે કા પતા નહી હય. વો યહી સમજતે હેં કે સબ સરખા મેન્ટેનન્સ ભર રહે હય. કયા ભાડુતો સે છુપાકર ઈસ તરહ જયાદા મેન્ટેનન્સ લેના જાઈઝ હય ? જાઈઝ ના જાઈઝ ઓર આખેરત કો સામને રખ્ખે બગેર યા મોલ્વી મુફતી સે પુછે બગેર જવાબ તલબ કીયા હય.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلما મેન્ટેનન્સ કે નામ સે જો રકમ ભાડુત અથવા માલિક કે પાસસે લી જાતી હે. ઉસ્મે વહ તમામ ખર્ચ શામિલ કીયે જાતે હે, જો એપાર્ટમેન્ટ કે ઈજતેમાઈ ઈસ્તેમાલ કે નતીજેમેં આતે હૈ. યહ ઈજતેમાઈ ઈસ્તેમાલ માલિક હો યા ભાડુત, સબ મિલકર કરતે હૈ. ઈસ લીએ ઈસકી વજહ સે આનેવાલે ખર્ચે ભી સબ પર ઉસી હિસાબ સે લગના ચાહીએ. મકાન માલિક સે કમ લેના ઓર ભાડુત સે જયાદા લેના ના ઈન્સાફી કી બાત હૈ. જો દુરૂસ્ત નહી. મરમ્મત ઓર તામીર નીઝ મકાન કો બાકી રખને કે લીયે જો ખર્ચા કીયા જાતા હૈ વહ ભાડુત સે લેના જાઈઝ નહી. વહ ખર્ચા અસલ મકાનકે માલિક સે લીયા જાએગા. ફકત વલ્લાહુ અઅલમ.

**૧૮. દીની તાલીમનું ટયુશન :–**

**સવાલ :–**(૧) દીની તાલીમનું ટયુશન આપી શકાય કે નહી ? ટયુશન ની બે શકલ છે. (૧) વિદ્યાર્થીના ઘરે જઈ ટયુશન આપવું (૨) વિદ્યાર્થી આપણા ઘરે આવી પઢે. અગર આ શકલ શરીઅતના કાનુન મુજબ જાઈઝ હોય તો કરાહત છે કે નહિં. ?

(૨) પોતાની ઔરત (આલેમા) નાના બચ્ચાઓ તેમજ મોટી ઉમરની સ્ત્રીઓને ઘરે ટયુશન આપી શકે કે નહિં. ?

**નોટ :–** ટયુશન આપવાનું કારણ ફકત અને ફકત પોતાનું ગુજરાન બરાબર ચલાવી શકે અને લોકો સામે હાથ ફેલાવવાથી બચી શકે.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلما (૧.૨.) ટયુશન એક પ્રકારનો અકદે ઈજારહ' (મહેનતાણું લઈ કામ કરવાનું એગ્રીમેન્ટ) છે. મહેનતાણું (ઉજરત) લઈ દીની તઅલીમ આપવી જાઈઝ છે. જેથી ટયુશન પણ જાઈઝ છે. અલબત્ત કામ નો સમય, પ્રકાર મહેનતાણું વિ. નક્કી કરી લેવું જરૂરી છે. એ વગર દુરૂસ્ત ઠરશે નહી. આપણા કેટલાક બુઝુર્ગોએ એને ના પસંદ ફરમાવ્યું છે કે એમા (કિંવા, પહેલી શકલમાં) ઈલ્મ તેમજ એહલે ઈલ્મ નો વકાર તેમજ સન્માન જળવાતું નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૯. હક રજામાં સફરો કરવા.:–**

**સવાલ :–** (૩) નીકળતી હક રજાઓમાં નફલ હજમાં જવા દેવું જોઈએ કે નહી ? હક વગર વધારાની રજાઓમાં નફિલ હજમાં અથવા

વિદેશમાં જાય તો પાબંદી લાવવામાં શરીઅતની રૂએ કંઈ વાંધો આવશે ખરો? તે ખુલાસાવાર જણાવશો.

ઉપરના સવાલોનો ખુલાસો નીચે મુજબ છે.

અમારી સંસ્થામાં ઉસ્તાદો છેલ્લા અમુક વર્ષોથી દર વર્ષે નફલ હજમાં તથા વિદેશના સફરે જાય છે. જેના વિષે અમુક મેમ્બરોનું કહેવું છે કે હજ એક ઈબાદત છે. સવાબનું કામ છે. હજમાં જવા દેવું જોઈએ. અમુક મેમ્બરોનું કહેવું છે કે છોકરાઓની તાલીમ ઉપર એની ખોટી અસર પડે છે. છતાં એમની છુટ્ટીઓનો સિલસિલો ચાલુ છે. જે અટકાવવા કોઈ યોગ્ય ઉકેલ મળ્યો નથી. છુટ્ટીઓની ચર્ચા મેમ્બરોમાં થતાં કમીટી ઉપર દબાણ કરી કરારોમાં ફેરફાર કર્યો છે. જે ઉસ્તાદ પોતાની ફર્ઝ હજ વગર ચાર વર્ષ પછી નફિલ તથા હજજે બદલની હજમાં જવા રજા આપવી એવુ નક્કી કરવામાં આવ્યું છે જે બરાબર છે કે કેમ ? તા.ક. બે ફુલ ટાઈમ ઉસ્તાદો ડયુટી દરમ્યાન વારાફરતી નમાઝ પઢાવવાની જવાબદારી પણ છે. જેમાંથી છુટ્ટીઓના વખતમાં એક ઉસ્તાદને ઈમામતની જવાબદારી સંભાળવાની રહે છે. જે મકસદ બે ફુલ ટાઈમ ઉસ્તાદ રાખવાનો છે તે જળવાઈ રહેવો જરૂરી છે.એવા સમયમાં બન્ને ઉસ્તાદો એક સાથે વિદેશોમાં પોતાની નીકળતી હક રજા લઈને સફરે જાય છે. કેટલીક વખતે હક રજાઓ કરતાં વધારે સમય પણ સફરમાં રોકાય છે. એટલે મોટી મુઝવણ ઉદભવે છે. તે માટે ઉપર મુજબ હજમાં જવાના કરારોમાં પાબંદી લાવવાની ફરજ જમાઅતે કરી છે. જે યોગ્ય છે કે કેમ ? તે ખુલાસાવાર જણાવશો.

જવાબ :– حامداً ومصلياً ومسلماً (૩) હક રજા ભોગવવા બાબત

કરારમાં કોઈ શર્ત લગાવી નથી તો એ સૂરતમાં અન્ય કામોની જેમ નફલ હજમાં પણ જઈ શકે છે. અલબત્ત વધારે રજાઓ ભોગવવાને લઈ બાળકોનું તાલીમી નુકશાન થતું હોય અને તેનાથી બચવા માટે અન્ય કોઈ ઉપાય ન હોય તો કમીટી વધારાની રજાને માન્ય ન રાખે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૨) ગસબ કિંવા છીનવી લેવું.

## ૧. વિદેશી ભાઈની જમીન ઉપર ના–જાઈઝ કબજો, ભાઈ વિરૂધ વાલેદહને બદગુમાન કરવું

**સવાલ :–** ઝેદની વારસાની જમીન તથા પોતાની કમાઈથી ખરીદેલી જમીન પોતાના મોટા ભાઈ પાસે છે. ઝેદ વિદેશમાં રહે છે. જયારે બે વર્ષ અગાઉ આવ્યો હતો, ત્યારે ગામના આગેવાનો ની હાજરીમાં કહયું હતું કે હવે પછી મને મારી જમીન સુપરત કરી દેવી. બે વર્ષ પુરા થયા અને જમીનથી પાક પણ લઈ લીધો પરંતુ હજુ સુધી જમીન સુપરત કરી નથી. અને આગળના પાકની તૈયારી પણ શરૂ કરી દીધી. તો હવે મારે મારી જમીનનો કબજો મેળવવો છે. પરંતુ વાલીદહ મોટા ભાઈ સાથે રહે છે. અને હું વિદેશ માં. તો મારી માંગણીથી વાલીદહને સત્યના ખિલાફ વાતો કરીને મારા પ્રત્યેની દુરી અને બદદુઆ જેવા ના મુનાસિબ કલેમાત કેહવાના ડરથી હું માંગવામાં સંકોચ અનુભવું છું. તો શું આ ડરથી મારે મારો હક જતો કરવો કે પછી માને મારો હક માંગવાનો અને મેળવવાનો

પુરો અધિકાર છે ? અને આવી માંગણીથી વાલેદહની બે અદબી તથા નારાઝગીનો સબબ તો ન બનું નેં.? જયારે કે આ પણ સત્ય છે કે વખતે વખત વાલીદહ ને પૈસા પણ મોકલતો રહું છું.

હાલ મારી માંગણી જે જમીન મારી કમાઈથી ખરીદેલ છે તેની છે. વારસો તકસીમ ન થવાથી તે જમીન બાબત છેડેલ નથી. એ જાણ ખાતર.

નોંટ :– જમીન જે સીંચાઈ કરવા આપી હતી તેનો પાક અને નફો મેળવવાનો એમનો હકક છે. પરંતુ પડતર જમીનમાં અન્ય ઝાડ વિગેરેથી જે જે આવક થઈ છે. તેનો હકક કોનો ગણાશે ? એનો પણ શરીઅતની રોશનીમાં ખુલાસો આપવા મહેરબાની કરશો.

જવાબ :– حامداً ومصلياً ومسلماً ઝૈદે જે જમીન પોતાની કમાઈથી ખરીદી છે. જે ઝૈદના મોટા ભાઈ પાસે છે. અને આજથી બે વરસ પહેલાં ગામના આગેવાનો સમક્ષ એ જમીન ઝૈદ ને સુપ્રત કરવા માટે મોટા ભાઈથી વાત થઈ ચુકી છે. તો હવે મોટા ભાઈને જોઈએ કે ઝૈદની આ જમીન ઝૈદને વહેલી તકે સુપ્રત કરે. મોટા ભાઈનું એ જમીન ઝૈદને સુપ્રત કરવામાં આના કાની અથવા ટાલ–મટોલ કરવું અને ઝૈદની દિલી રઝામંદી વગર તે જમીન પોતાના કબ્જામાં રાખી તેનાથી ફાયદો ઉઠાવવું જાઈઝ નથી.

ઝૈદ વિદેશમાં રહે છે અને મોટા ભાઈ વતનમાં રહે છે. જયાં એમની સાથે વાલિદહ પણ રહે છે. ઝૈદ ને અગર એવો ડર હોય કે મારા આ જમીનનો કબ્જો લેવાની સૂરતમાં મોટા ભાઈ એમના ખિલાફ વાલિદહ સમક્ષ ખોટી વાતો કરી વાલિદહને બદગુમાન કરશે તો ઝૈદને જોઈએ કે એ

બાબત સહીહ સત્ય વાત વાલિદહ સુધી પહોંચાડે અને વાલિદહને પણ જોઈએ કે માત્ર એક તરફી વાત સાંભળી પોતાની અવલાદ તરફથી બદગુમાન ન થાય અને મોટા ભાઈને પણ જોઈએ કે આ જમીનનો કબ્જો લેવાને લઈ પોતાના નાના ભાઈ બાબત ખોટી વાતો વાલીદહ સમક્ષ રજૂ કરી તેઓને નાના ભાઈ તરફથી બદગુમાન ન કરે. નહિંતો આ બધા ગુનાહની જવાબદારી તેના શિરે રહેશે.

ઉપરોકત જમીનનો જે ભાગ પડતર છે તેમાં આવેલ ઝાડોનો માલિક પણ ઝૈદ જ છે. તેની પણ જે કંઈ આવક થાય તે ઝૈદની જ ગણાશે. ઝૈદની દિલી રઝામંદી અને રજા વગર તે આવક અન્ય કોઈએ લેવી શરઈરૂએ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ગાસિબાનહ કબ્જે કી બુન્યાદ પર ઈમારત મુન્હદિમ કરનેવાલેસે તાવાન ઓર મુકદમેકા ખર્ચ વુસૂલ કરના.

**સવાલઃ–** એક સાહબ બનામ ઝૈદ ને એક મિલ્કીયત, જિસ્કા નામ કુરૈશી મહેલ હૈ ઔર જિસ્કે અસ્લ માલિક કુરૈશી ખાનદાન કે અફરાદ દેહલી મેં મુકીમ વ હયાત હૈ, ઉસ પર ગૈરશરઈ વ ગૈરકાનુની તૌર પર કબ્જા કર રખા થા. બાદ મેં ઉસ મિલ્કીયત કે નિસ્ફ હિસ્સે કો જમીનદોસ્ત કર દીયા ઔર જો કાટમાલ નીકલા ઉસે રૂ. ૪૦૦૦૦૦/– કે એવજ મેં બેચ દીયા. મિલ્કીયત કા બાકી હિસ્સા જો સાબિત બચા થા ઉસ કો ભી દાનિસ્તા બદઈરાદે સે નુકસાન પોંહચાયા તાકે વો હિસ્સા અપને આપ જમીનદોસ્ત હો જાએ. ઉસી કુરૈશી ખાનદાન કી તીન ઔર મીલકતોં

કો ભી, કુરૈશી ખાનદાન કે અફરાદ કે જઅલી દસ્તખત કરકે, જઅલી હલફનામે પર (૧) જૈદ (૨) અમર ઔર (૩) બકર ઈન તીનોં હજરાતને ગૈરકાનુની વ ગૈર શરઈ તૌર સે અપને ખુદ કે બનાયે હુવે ટ્રસ્ટ મેં મુન્તકીલ કરલી થી.

કુરૈશી ખાનદાન કે હકીકી માલિકોં કો મઝકુરએ બાલા ઘપલે કી ખબર પહુંચને પર ઉન હઝરાત ને એકતા ટ્રસ્ટ કે સદર કે નામ કુરૈશી ખાનદાન કી તમામ મિલ્કીયત કી નિગરાની કરને કા કુલમુખ્તાર નામા ઈરસાલ ફરમાયા. જીસકે તહત તફતીશ કરને પર ઉપર દર્જ કી હુઈ હકીકતોં પર સે પર્દા ઉઠ ગયા.

એક ખાસ બાત સે ભી હમ આપકો વાકિફ કરના ચાહતે હૈં કી કુરૈશી મહલ કા બાકી હીસ્સા જો સાબિત રહા થા વોહ એકતા ટ્રસ્ટ કા એક ઈદારા જો એકતા લાયબ્રેરી કે નામ સે જાના જાતા હૈ, ઉસે કિરાયે પર દીયા ગયા હૈ.

ઉસ વકત જો સૂરતેહાલ દરપેશ થી ઉસકે તહત ઝૈદ કે પાસ કાટમાલ કે રૂા. ૪,૦૦,૦૦૦/– (રૂા. ચાર લાખ ) થે ઉસે ફૌરન એકતા ટ્રસ્ટ કે સદર કે હવાલે કર દેને કો કહા ગયા. જો રકમ ઉન કો એકતા ટ્રસ્ટ કી મેનેજીંગ કમિટી કે એક મેમ્બર જનાબ આસીફ ભાઈ કો સુપુર્દ કર દેને કો કહા ગયા થા. જનાબ ઝૈદ ને આસીફ ભાઈ સે મુલાકાત કી હી નહી ઔર યહ બાત આમ કરદી કે જનાબ આસીફ ભાઈને પૈસે લેને સે ઈન્કાર કર દીયા, ઈસ લિયે વહ રકમ મુફતી સાહેબ સે મશ્વરહ કર કે ઝૈદ ને લિલ્લાહ કર દી. લિહાઝા આપ સે મુઅદબાના અર્ઝ હૈ કી :–

૧. ઝૈદને જો કાટમાલ કે રૂા. ૪,૦૦,૦૦૦/— અપને પાસ રખ લીએ હે ઉસે કુરૈશી ફેમેલી કે કુલમુખ્તારનામે કે તહત એકતા ટ્રસ્ટ કી મેનેજીંગ કમિટી કો હાસિલ કરને કા હક હે યા નહી. ઔર ઝૈદ ને હકદાર કી અમાનત કો શરઈ અહકામ કી અદાયગી કે તહત તકસીમ વ ખત્મ કરદી હૈ, ઐસે ગલત ઔર જૂઠે બયાન જારી કીયે હે. ઉસ પર શરીઅત કા કયા હુકમ બનતા હે?

૨. કુરૈશી મહલ કા જો સાબિત હિસ્સા બચા થા ઉસે દાનીસ્તહ બદઈરાદે સે નુકસાન પોંહચાયા કે જીસ કી મરમ્મત કે લીયે એકતા લાયબ્રેરી જૈસે ઈદારે કો ૩ લાખ રૂપીયે કા ખર્ચ કરના પળા. વહ રકમ ભરપાઈ કરને કે લીયે ઝૈદ કી ઝીમ્મેદારી બનતી હે?

૩. કુરૈશી ખાનદાન કી તીન ઔર મિલકતો કો જઅલી દસ્તખત ઔર જઅલી હલફનામા બનવાકર ઝૈદ ઔર દીગર ટ્રસ્ટી ઓને હથ્થા લી, ઉસ મુઆમલે મેં જમાઅત કો જો કાનુની ખર્ચ ઉઠાના પળા જો અંદાઝન રૂા. ૧. લાખ (એક લાખ) હે ઉસ કો ભરપાઈ કરને કી ઝીમ્મેદારી ગૈરકાનુની ઔર ગેરશરઈ કામ અંજામ દેનેવાલોંકી બનતી હે યા નહીં? મઝકુર—એ—બાલા તીનોં મુઆમલે મેં શરઈ રોશની ડાલકર મશ્કુર ફરમાએં.

**જવાબ :—** حامدا ومصلیا ومسلما અવ્વલન તો ઝૈદકા—કુરૈશી ફેમેલી કી મિલ્કીય્યત, કુરૈશી મહલ પર ગેર—શરઈ—વ—ગેર—કાનુની કબ્ઝહ કરના સખ્ત ગુનાહ ઔર ગસબ હય, જીસ પર હદીસેપાક મેં સખ્ત વઈદેં આઈ હંય, ફિર ઉન કા ઉસ કે નિસ્ફ હિસ્સે કો જમીન દોસ્ત કર દેના એક ઐસા તસર્રૂફ હય જીસકી શરઅન ઉનકો ઈજાઝત નહીં થી ઈસ લીયે જીસ નિસ્ફ

હિસ્સે કો ઉન્હોં ને જમીનદોસ્ત કિયા હય ઉસ કી જો કિંમત હો સકતી હય વોહ ઉન પર બતૌરે ઝિમાન-વ-તાવાન લાઝિમ હય. ઉસ કા જો કાટમાલ ઉન્હોં ને ચાર લાખ મેં બેચા વોહ ભી ઉસ વાજિબ હોનેવાલે તાવાન ઔર ઝિમાન મેં આ જાતા હય, ઈસ લિયે કે જબ ઉસકે કાટમાલ કી કિંમત ચાર લાખ રૂપિયે હાસિલ હુઈ તો જો નિસ્ફ હિસ્સા જમીનદોસ્ત કર દિયા, ઝાહિર હય ઉસકી કિંમત ઈસ મિકદાર સે ઝયાદહ કી હોગી ઔર જમીનદોસ્ત કિયે ગયે હિસ્સે કી કિંમત કા અંદાઝહ ઈસ લાઈન કે દો-માહિરીન કે ઝરયે લગવાયા જા સકતા હય.

કાટમાલ કી ઉસ કિંમત કો કિસી ઔર જગહ લિલ્લાહ દેને કા સવાલહી પૈદા નહિં હોતા જબ કે ઉસ ઈમારત કે માલિકીન કુરૈશી ફેમિલી કે અફરાદ મવુઝૂદ હય, બહરહાલ અબ ઈન સબ કી વસૂલયાબી કા એકતા ટ્રસ્ટકી મેનેજીંગ કમિટી કો કુરૈશી ફેમિલી કે કુલ મુખ્તાર નામે કી બુનિયાદ પર હક હય.

૨. કુરૈશીમહલ કે બચે હુવે સાબિત હિસ્સે કો દાનિસ્તહ તૌર પર બદ ઈરાદહ સે જો નુકસાન પોંહચાયા, ઉસ નુકસાનકા ઉસ કે બકદ્ર તાવાન ઔર ઝિમાનભી ઉનસે કુરૈશી ફેમિલી કે કુલ મુખ્તાર નામે કી બુનિયાદ પર વસૂલ કિયા જાયે, ઉસમેં મરમ્મત કે તૌર પર જો રકમ એકતા લાયબ્રેરી ને ખર્ચ કી ઉસ કો મદ્દે નઝર રખ્ખા નહિ જાએગા, અગર એકતા લાયબ્રેરી ને યહ રકમ કુરૈશી મહલ કે માલિકો કી ઈજાઝત ઔર કેહને સે ઈસ તરહ ખર્ચ કી કે એકતા લાયબ્રેરી ઉસકો માલિકાન સે વસૂલ કરેગી યા કિરાયહ મેં સે વઝઅ કરેગી તો એકતા લાયબ્રેરી કો ઐસા કરને કા હક હય, ઔર

અગર માલિકાન સે મરમ્મત સે પેહલે ઐસી કોઈ બાતચીત નહીં હુઈ થી તો ઉસ સૂરતમેં મરમ્મત કા યહ ખર્ચ એકતા લાયબ્રેરી માલિકાન સે જબરન વસૂલ નહીં કર સકતી.

૩. કુરૈશી ફેમેલી કી તીન ઔર મિલકતો કો જઅલી દસ્તખત ઔર જઅલી હલફનામહ બનવા કર ઝૈદ ઔર દીગર ટ્રસ્ટીઓને હથ્થા લી થી ઔર કુરૈશી ફેમેલી કી તરફસે એકતા ટ્રસ્ટ કો દીયે ગયે કુલ મુખ્તાર નામહ કી બુનિયાદ પર એકતા ટ્રસ્ટ ને ઈન હથ્થા લેને વાલે હઝરાત સે મુતાલબહ કરને પર ભી વોહ સુપુર્દ નહિં કી, જીસ કી વજહ સે ઉન સે ઉન મિલ્કતો કો વાપસ લેને કે લીયે એકતા ટ્રસ્ટ કો કાનુની ચારહજોઈ કરની પડી ઔર ઉસ કા ખર્ચ ઉઠાના પડા, એકતા ટ્રસ્ટ ઉસ ખર્ચ કો ઈન હથ્થા લેને વાલે હઝરાત સે વસૂલ કર સકતા હય, (ઈમ્દાદુલ ફતવા ૩/૧૨૩)

## ૩. બીજાની જમીન દબાવી મકાન બનાવવા બાબત વઈદ :–

**સવાલ :–** મારું લખી જણાવવાનું કે મારી પાસે મારા સગાનું મકાન છે, જેમાં બેકરી બનોવેલ છે.

બેકરીના બાજુમાં મકાન માટે જમીન એક વ્યકિતને એમના સગાએ આપેલ છે. એમાં હાલ મકાન બનાવી રહેલ છે. મકાન બનાવવા પહેલાં અમોએ એમને જણાવેલું કે આ લાકડાના ખુંટાની નિશાન છે, એનાથી બહાર તમારે નહી જવાનું, એ અમારા સગાની જમીનની હદ છે. તેમજ એમ પણ જણાવેલુ કે આગળથી જેટલી પહોળાઈ છે. એટલીજ પહોળાઈ તમારે પાછળ લેવાની તેજ પ્રમાણે આર્કીટેકે તેમજ કોન્ટ્રાકટર

અને તેમના સગાના રૂબરૂ વાત થયેલી. આર્કીટેકે કહેવા મુજબ પ્લાન બરાબર બનાવી આપેલો ૧૮×૫૪ નો.

તેમણે કોન્ટ્રાકટર સાથે મળીને પાછળથી ૧૮ ફુટના બદલે આગળ ૧૮ અને પાછળ ૨૨ ફુટ કર્યું અમોએ કોન્ટ્રાકટરને પુછયું તો કહયું કે મને તો તેમણે કહેલું તે બનાવ્યું, ફુટીંગ ભરીને પીલીન્થ ઉપર આવી ગયેલા છે. આનો ઉકેલ જણાવશો.

તેમના સગાનું કહેવું છે કે તમો માફ કરી દીયો. એ જમીન હમારી નથી પણ કબજો મારી પાસે છે. મારાથી માફ કરી શકાય ? કારણ એ જમીનના ૩૫ થી ૪૦ વારસદારો છે.

**જવાબ :—** حامداً ومصلياً ومسلماً સવાલમાં આપના દર્શાવ્યા મુજબ જો ખરેખર તેમણે એના સગા તરફથી એને જેટલી જમીન મકાન બનાવવા માટે મળી હતી, તે સિવાય બીજી જમીન જે તમારા સગાની માલિકીની હોવાને લઈ તમારા કબ્જા અને વહીવટમાં છે, તેના ઉપર પોતાના મકાનનું ચણતર શરૂ કરાવ્યું હોય તો એમનું એ કૃત્ય શરઈ રૂએ ના—જાઈઝ તેમજ વખોડવા પાત્ર હોવાની સાથે તેમને શરઈ વઈદ (ધમકી) ના હકદાર બનાવનારૂં છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે " જેણે એક વેંત જમીન નાહક અને જુલ્મની રૂએ લીધી તો કયામતના દિવસે તેના ગળામાં સાત જમીનનો હાર પહેરાવવામાં આવશે." (મિશ્કાત શરીફ પેજ—૨૫૪). અન્ય એક રિવાયતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈર્શાદ છે. " જે માણસે એક વેંત જમીન નાહક રીતે લીધી, અલ્લાહ તઆલા તેને પાબંદ બનાવશે કે તે જમીનને સાત જમીનો સુધી

ખોદતો રહે, પછી તે એના ગળામાં પહેરાવવામાં આવશે. ત્યાં સુધી કે લોકોના દરમિયાનમાં ફેસલો થઈ જાય." (મિશ્કાત–પેજ ૨૫૬) તેમના સગાનું આપને એમ કહેવું કે માફ કરી દીઓ. જયારે કે એ જમીનના માલિક આપ નથી, માત્ર વહીવટદાર છો, સહીહ નથી. બલ્કે અગર આપ માફ કરશો તો પણ એ માફ થશે નહિં. આપ માલિક નહીં હોવાને લઈ માફી આપવાનો આપને અધિકાર જ નથી. તેમને જોઈએ કે જેટલી વધારાની જમીન પર બાંધકામ કર્યુ છે તે છોડીને પોતાની જગ્યા ઉપર બાંધકામ કરે. દુન્યાનું નુકશાન આખિરતના અઝાબની તુલનામાં ઘણું જ આસાન છે. તેમના સગાને પણ જોઈએ કે તેઓ આપને માફી આપવાની ભલામણ કરવાને બદલે તેમને ખોટી રીતે થયેલું બાંધકામ તોડવાની ફરજ પાડે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૩) અમાનત

## ૧. અમાનતની રકમથી ખેતી કરી નફાની વહેંચણી કરવી :–

**સવાલ :–** મારા એક નજીકના સગા સ્નેહી છે, તેમની રકમ મારા પાસે જમાં છે. તેમની જરૂરત પ્રમાણે તેમની રકમ જે વખતે જરૂરત પડે તે વખતે જે રીતે કહે તે રીતે વપરાય છે. હાલ મારા પાસે અમાનત તરીકે છે. તેમને ખ્યાલ છે કે આ રકમ કોઈ કારોબારમાં રોકવામાં આવે જેનાથી નફો થાય. અમો એ રકમને ખેતીવાડી જે અમારી માલિકીની છે તે ખેતીવાડીની આબાદી માટે વાપરવા ઈરાદો રાખીએ છીએ. ખેતીવાડીમાંથી જે નફો થાય

તે બાબતે અમે અમારા સંબંધીને પણ તેમની રકમની અવેજીમાં નફો આપવા ઈરાદો રાખીયે છીએ. તો એ નફો કેટલો અને કેવી રીતે આપવો તેનો ખુલાસો જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما સગાની રકમ તમે તમારી ખેતીવાડીની આબાદીમાં લગાવો એ કોઈ વેપાર નથી, જેથી એ મામલો દુરૂસ્ત નથી. અલબત્ત એ રકમ વડે વેપાર કરો અને તે વેપારથી થયેલ નફો પહેલેથી નક્કી કરી ટકાવારી મુજબ વહેંચો તો એમ કરી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. અમાનત ના નાંણા ગુમ થઈ ગયા, તે લઈ શકાય નહીં

**સવાલ :–** એક માણસ સામાજીક અને સરકારી કામો સેવાર્થેજ કરે છે. લોકો તેને સરકારી કામકાજ માટે અને લાઈટબીલ કે ટેલીફોન બીલના નાંણાં ભરવા માટે અવાર–નવાર આપતાજ રહે છે. એ નાંણા કયાંક ગુમ થઈ જાય અથવા ચોરાય જાય તો એનો જવાબદાર કોણ ? જે લોકોએ કામ અર્થે નાંણા આપ્યાં હતા, તે લોકો એ વ્યકિત પાસે પોતાના નાંણા માંગી શકે છે ? જો એ માણસ ન આપે તો ગુનેહગાર થશે ખરો ?

**જવાબ :–** એ માણસને આપવામાં આવેલ એ નાંણા તેની પાસે અમાનતરૂપે છે. તેના તરફથી એ નાંણા બાબત પુરતી કાળજી રાખવા છતાં તે ખોવાય અથવા ચોરાંય જાય તો એનાથી એની માંગણી કરી શકાય નહિં. એ નુકશાન આપનાર વ્યકિતનું જ કહેવાશે. તેઓને એ માણસ નહિં આપે તો ગુનેહગાર નથી. બલ્કે માલિકોનું એનાથી માંગવું અથવા વસૂલ કરવું શરઈરૂએ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૪) શુફઅહ કિંવા પડોશનો મિલ્કત ખરીદનો હક.

**૧. શફીસલદારીનો હક ચાલીસ મકાન સુધી પ્રાપ્ત થાય તે વાત ખોટી છે.**

**સવાલ :–** એક માણસે એક બહેન પાસેથી એક મકાન ખરીદયું છે. એમાં પેલા બહેનના દેવરે વારસા વહેચણીમાં એક નાજાઈઝ શરતના આધારે દાવો કર્યો કે એજ કીંમતમાં આ મકાન મને મળવું જોઈએ. મુફતી સાહેબોથી ફતવો તલબ કર્યો એમાં એમને કામયાબી ન મળતાં હવે સફીસલ હકથી મને મળવું જોઈએ એવો દાવો કરે છે, હાલાં કે વેચેલી મિલકતમાં એ ભાઈની કોઈ ભાગીદારી નથી અને પાડોશ પણ નથી. વેચેલા મકાન અને દાવેદાર ના મકાન વચ્ચે એક પબ્લીક રસ્તો આડો છે. અને મકાનની સુવિધાઓ, રસ્તો અને પાણી વીગેરે પણ અલગ અલગ છે. અને મકાન વેચ્યાની ખબર થયા પછી લગભગ પંદર દિવસ પછી વેચનાર અને લેનાર બન્નેવને એક ત્રીજા માણસના ઘેર બોલાવી પોતાનો દાવો રજુ કર્યો કે મારે આ મકાન આજ કિમતમાં ખરીદવું છે. એક આલીમે મસ્અલો બતાવ્યો છે કે પડોશના ત્રણ પ્રકાર છે (૧) મિલકતમાં ભાગીદારી (૨) મકાનનું સાથે હોવું અથવા મકાનની સુવિધાઓ પાણી રસ્તો વિગેરે એક હોવું. (૩) ચાલીસ ઘર સુધી એ પણ પડોશ કહેવાય તો ખરીદનાર અને

દાવેદાર ના મકાન નુ અંતર માપવામાં આવે, વેચાયલા મકાનથી જેનું અંતર ઓછું હોય તેને આપવામાં આવે, તો શું આ ત્રીજા પ્રકારનો હક્કેશુફઅ (સફીસલહક) કીતાબો સુન્નત અથવા અકાબીરના ફતાવાથી સાબીત છે ? જવાબ આપી આભારી થશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً શફીસલદારીનો હક જે પડોશી ને મળે છે તેના માટે જરૂરી છે કે તેનું ઘર વેચાણ થયેલ ઘરની સાથે લાગેલું હોય. અગર લાગેલું નથી તો પડોશી તરીકે શફીસલદારી નો હક તેને મળતો નથી. દુર્રે મુખ્તાર માં છે ( ثم الجار ملاصق ) અર્થાત (ત્રીજા નંબર પર શફીસલદારીનો હક એવા પડોશી ને મળે છે જેનું મકાન લાગેલું હોય.)

શામીમાં જવહરહના હવાલાથી લખ્યું છે.

ثم الجار هو الملاصق الذى الى ظهر المشفوعة وبابه من سكة اخرى دون المحاذى و بينهما طريق نافذ فلا شفعة له و ان قربت الابواب لان الطريق الفارقة تزيل الضرر اه(شامى ۱۵۵/۵ )

અર્થાત પડોશી તે છે જેનું મકાન વેચાણ થયેલ મકાનથી લાગેલું હોય. ચાહે પાછળના ભાગથી લાગેલું હોય અને તેનો દરવાજો બીજી ગલીમાં પડતો હોય, જે ઘર (વેચાણ થયેલ ઘરની) સામે હોય અને બન્નેવના દરમીયાનથી સરીયામ રસ્તો જતો હોય તેને શફીસલદારીનો હક મળશે નહીં ચાહે બન્નેવનાં દરવાજાઓ નજીક હોય કારણ કે સરીયામ રસ્તા ને લઈ પડોશનો ભય (જેના લઈ શફીસલદારીનો હક પ્રાપ્ત થાય છે) તે રહેતો નથી (શામી ભાગ–૫ પેજ ૧૫૫) માટે પૂછેલી સૂરતમાં દાવેદાર ભાઈને શફીસલદારીનો હક મળતો નથી. એમની માંગણી ખોટી અને અન્યાયી છે.

આલિમ સાહબે ચાલીસ મકાન સુધી પડોશ બતાવી શફીસલદારીનો હક માન્ય રાખ્યો છે એ વાત ખોટી છે. કુર્આન, હદીસ અને ફિકહની કિતાબોમાં શફીસલદારીના હક માટે એવી કોઈ વાત નથી. પડોશીઓ સાથે સદવર્તન અને એહસાન તેમજ નેકી કરવા બાબત જે ફઝીલતો કુર્આન અને હદીસમાં આવી છે તે ઉપર ચર્ચા કરતાં કેટલાક આલીમોનું એ મુજબનું કથન નકલ કરવામાં આવે છે પરંતુ એ કથન ને શફીસલદારીના હકને લગતા મસ્અલા સાથે કાંઈ સંબંધ નથી, જેથી કોઈક વ્યકિત એવી વાત કરતી હોય તો તે પ્રતિ ધ્યાન આપવાની જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૫) કુર્બાની

**૧. કુકર ભાગે આપેલ જાનવરની કુરબાની :–**

**સવાલ :–** એક ભાઈએ એક આદીવાસીને બકરી ભાગે આપેલી કુકર ભાગે એટલે કે બકરી મુળ માલિકનીજ રહે. અને બચ્ચામાં ભાગ. એવી રીતે આવેલા ભાગના બકરા ની કુર્બાની જાઈઝ છે?

**જવાબ :–** حامدا ومصليا ومسلما જે માલિકની બકરી હતી તે અગર તેજ બકરીથી પયદા થયેલ બકરાની કુરબાની કરે તો સહીહ થઈ જશે અલબત્ત આ રીતે કુકર ભાગે જાનવર આપવું દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. કુર્બાની ના દિવસો ખત્મ થઈ ગયા પછી કુર્બાની બાબત પત્ર મળ્યો.**

**સવાલ :–** એક માણસનો કુર્બાની માટે કાગળ આવ્યો કે મારા તરફથી કુર્બાની કરાવીં આપશો. પરંતુ કાગળ કુર્બાની ના દિવસો પછી મળ્યો.

**જવાબ :–**حامدًا ومصليًا ومسلمًا આપને કુરબાની ના દિવસોમાં કુરબાની કરવાના વકીલ બનાવવામાં આવ્યાની જાણ પત્ર વડે કરવામાં આવી હતી. પરંતુ તે પત્ર કુર્બાનીના દિવસો પછી મળ્યો. જેથી આપ હવે તે બુન્યાદ ઉપર કાંઈ કરી શકો નહિં. હવે આપ તેને જાણ કરી આપો કે તમારો પત્ર પાછળથી મળ્યો. (આ હુકમ તો આપના માટે છે. ) હવે જો તે ભાઈ ઉપર કુરબાની વાજિબ હતી અને દિવસો ગુજરી જવાને લઈ થઈ ન શકી તો હવે તેના ઉપર એક મધ્યમસર ના બકરાની કિંમત નો સદકો કરી દેવું વાજિબ છે. (શામી, આલમગીરી)

**૩. કુર્બાની નો હિસ્સો રાખ્યા પછી બીજા જાનવરમાં હિસ્સો રાખવું.**

**સવાલ :–** બકર ઉપર કુરબાની વાજિબ છે માટે તે જાનવર ખરીદવા જતાં મોટા જાનવરમાં તેણે હિસ્સો રાખેલ, પરંતુ ત્યાર બાદ બીજા દિવસે તેને એક બીજુ જાનવર વધારે ખૂન–ચરબીવાળું દેખાતા પ્રથમ જાનવરમાં તેણે જે હિસ્સો રાખેલ તે કેન્સલ કરાવી નાખેલ. ત્યાર બાદ ત્રીજું જાનવર બીજાથી વધુ સારૂ અને તંદુરસ્ત તેમ ખૂન–ચરબીવાળુ

લાગતા તેણે (બકરે) બીજામાંથી પણ પોતાનો હિસ્સો કેન્સલ કરી ત્રીજામાં હિસ્સો રાખેલ. તો પુછવાનું એ કે શું બકરે ત્રણેય જાનવરમાં સૌ પ્રથમ હિસ્સો રાખેલ અને ત્યાર બાદ કેન્સલ કરતો રહેલ તો શું તેના માટે ત્રણેવ જાનવર ઉપર કુરબાની (પોતાના હિસ્સા) પુરતી કરવી વાજિબ થઈ જશે ? કારણ કે ભાગ બદલતા રહેવાથી ત્રણેવ જાનવરો માં પોતાના ભાગ પુરતી કુરબાની કરવી વાજાબ થઈ પડશે.?

અગર ન થતી હોય તો આ નિયમ કયા મસ્લામાં લાગુ પડે છે તેની તશરીહ લખવા ગુઝારીશ છે.

**જવાબ :–**حامداً ومصلياً ومسلماً બકર ઉપર શરઈ રીતે કુરબાની વાજિબ હોવાને લઈ તેના કોઈ એક જાનવરમાં હિસ્સો રાખવાથી તેજ હિસ્સાને કુરબાની રૂપે કરવું જરૂરી નથી બદલવા ચાહે તો બદલી શકે છે. (તહતાવી અલા–દુર્રે મુખ્તાર ૪/૧૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. કુર્બાનીના અમુક મસાઈલ :–

**સવાલ :–** (૧) કુર્બાનીનું જાનવર માલિકના ઘરેથી કમેલા પર લઈ જતાં રસ્તામાં કઈ ભાંગ ટુટ થઈ તો કુર્બાની વાજિબ છે કે નહી. (૨) કુર્બાનીના જાનવરના વેપારી, શીંગડા કાપીને શો બનાવી શકે કે નહી. અથવા શીંગડા કાપતા લોહી નીકળી જાય તો તેવી હાલતમાં કુર્બાની થઈ શકે કે નહિં. (૩) કુર્બાનીની ગાય વિયાય તો કુર્બાની થાય કે નહિં. (૪) કુર્બાનીનું જાનવર નિય્યત કર્યા પછી માલિકના ઘરે શીંગડુ તુટી ગયું તો

કુર્બાની થાય કે નહી. (૫) આપણી કુર્બાનીનો ગોશ્ત બીજા માલિકને આપે તે માલિક ગોશ્ત બીજા વ્યકિતને વેચે તો આપણી કુરબાની થઈ શકે કે નહિ. (૬) આપણી કુર્બાનીનું જાનવર ખોવાય ગયું હોય તો તે જ કિંમતનું જાનવર લેવું કે તેનાથી ઉપરની કિંમતનું લેવું ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما (૧) એવી તુટ ભાંગ થઈ જેના લઈ તે જાનવરની કુર્બાની શરઈ રૂએ દુરૂસ્ત રહેતી નથી તો માલિક માલદાર (કિંવા એવી વ્યકિત છે કે જેના ઉપર કુર્બાની વાજિબ) છે, તો તેના માટે જરૂરી છે કે તેની જગ્યાએ બીજું જાનવર ખરીદે અને કુરબાની કરે અને જો તે ગરીબ છે તો એ જ જાનવરની કુર્બાની દુરૂસ્ત થઈ જશે. (ફતાવા આલમગીરી ૫/૨૦૦) આ હુકમ ત્યારે છે જયારે કમેલા પર લઈ જતા રસ્તામાં બન્યું હોય અને જો ઝબહ કરવા માટે જમીન પર પાડતી વખતે આમ બન્યું હોય તો તે કુર્બાની સહીહ થઈ ગઈ, ચાહે માલદાર હોય યા ગરીબ. (ફતાવા આલમગીરી ૫/૨૯૯)

(૨) બનાવી શકે છે, અલબત્ત જાનવરને દુખ થાય એવું ન કરે. લોહી નીકળી જાય તો પણ કુર્બાની દુરૂસ્ત થઈ જાય છે. (ફતાવા આલમગીરી ૫/૨૯૭)

(૩) ગાયની સાથે તેના પયદા થયેલ બચ્ચાની પણ કુર્બાની કરી દીએ અથવા જીવતું સદકો કરી દીએ. (ફતાવા આલમગીરી ૫/૩૦૧)

(૪) અગર ગુદો નીકળ્યો નથી તો કુર્બાની દુરૂસ્ત છે. (ફતાવા આલમગીરી ૫/૨૯૭)

(૫) તે વેચી શકે છે. અને આપણી કુર્બાની દુરૂસ્ત છે.

(૬) માલિક ગરીબ હોય તો બીજું લેવાની જરૂરત નથી. અને માલદાર (કિંવા જેના ઉપર કુર્બાની વાજિબ છે. એવી વ્યકિત) છે તો બીજુ ગમે તે કિંમતનું લઈ શકે છે. બહેતર એ છે કે પછી વાળું ઓછી કિંમતનું હોય તો તફાવત સદકો કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૬) અકીકહ.

**૧. ગુજરી ગયેલ નાના બચ્ચાનો અકીકહ કરવું :–**

**સવાલ :–** (૨) મારી છોકરીને ત્યાં છોકરાનો જન્મ થયો અને અઢી કલાક પછી ગુજરી ગયો તો એનો અકીકહ કરવો કે નહી .

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً (૨) ગુજરી ગયેલા બચ્ચાનું અકીકહનું મુસ્તહબ હોવું સાબિત નથી. કોઈ માણસ કરવા ચાહે તો ગુંજાઈશ છે. (ફતાવા રહીમીય્યહ ૬/૧૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૭) ઝબાઈહ.

**૧. હલાલ–હરામ જાનવરોની પહેચાન નો નીયમ :–**

**સવાલ :–** હલાલ અને હરામ જાનવર (પક્ષીઓમાં પહેચાન નો એક નીયમ છે, જે પગના આંગળા ની ચામડી ચોટેલી હોય તે હરામ છે

અને ખુલ્લી હોય તે હલાલ છે. તો આ બાબત સહી ફીકહી નિયમ શું છે ?

**જવાબ :–** حامدا ومصلياً ومسلما નહોર વાળા તે પક્ષીઓ જે નહોરથી શિકાર કરે છે તે હરામ છે. એ સિવાય ના પક્ષીઓ હલાલ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૮) અયમાન કિંવા કસમ.

## ૧. કસમ નો કફફારો :–

**સવાલ :–** મારો મોટા જાનવરોને લે–વેચ કરવાનો ધંધો છે. તેમાં ગાય–ભેંસ બળદ વિગેરે વેચું છું. એક દિવસે મારા મજુરો ગાડામાં ભરીને એક ગાય અને એક વાછરડો લાવતા હતા ત્યારે રાત્રે ૩–૦૦ કલાકે પોલીસ વાળાઓએ મારા મજુરોને રોકીને ઘણોજ માર માર્યો હતો. ત્યાર પછી મને પણ ઘરેથી સુતેલો ઉઠાડીને પોલીસ સ્ટેશન લઈ ગયા હતા અને ત્યાં મારી પાસે અલ્લાહની તથા મારા છોકરાની કસમ ખવડાવી હતી કે હવે પછી હું ગાય વિગેરે કાપીશ નહી. ત્યારે મેં મારની ધાકથી કસમ ખાઈ લીધી હતી, તો ઉપરની સૂરતમાં મારે ગાય વિગેરે કાપવું હોય તો કસમ માટે મારે શું કરવું પડશે તે વિગતવાર જણાવવા ગુજારીશ છે. બીજું ખાસ લખવાનું કે મેં આગળ આઠ દિવસ પહેલા આપની ઉપર આજ સવાલ પુછાવ્યો હતો અને તેનો આપના તરફથી જવાબ પણ મળી ગયો છે. પરંતુ તે સવાલમાં મેં પોલીસવાળાની આગળ અલ્લાહ ની કસમ પણ ખાધી હતી તે લખવાનું ભુલી ગયો હતો તો તે વિષે આપની ઉપર બીજી વખત લખીને

મોકલું છું. તે બદલ માફ કરશો અને આપની ફુરસદે જવાબ મોકલશો.

જવાબ :– حامدا ومصليا ومسلما આપે જયારે અલ્લાહના નામની કસમ ખાધી તો એ કસમ સહીહ થઈ ગઈ માટે જો આપ હવે ગાય કાપવાનો ધંધો કરોતો આપે કસમનો કફ્ફારો આપવો પડશે. એટલું યાદ રહે કે પહેલાં પોતાનો ધંધો ચાલુ કરી પછીજ કફ્ફારો આપવો. જો પહેલાં કફ્ફારો આપી પછી ધંધો ચાલુ કરશો તો એ કફ્ફારો અદા થયેલો કહેવાશે નહિ. બલ્કે ફરી કફ્ફારો આપવો પડશે.

કસમનો કફ્ફારો એ છે કે દસ ગરીબોને બે–ટાઈમ ખાવું ખવડાવો અથવા કાચું અનાજ આપી દિયો. કાચું અનાજ આપવા ચાહો તો દરેક ફકીરને ૧૬૬૨ ગ્રામ ઘઉં આપો. એકજ ફકીરને એક વખતેજ દસ ફકીરો જેટલું આપવાથી કફ્ફારો અદા થશે નહિ. અલબત્ત એક ફકીરને રોજ એક ફકીર જેટલું અનાજ દસ દિવસ સુધી આપશો તો દુરૂસ્ત છે. એજ પ્રમાણે એક ફકીરને દસ દિવસ સુધી બે ટાઈમ ખાવું ખવડાવશો તો પણ દુરૂસ્ત છે. અને જો ખાવું ખવડાવવાને બદલે દસ ગરીબોને કપડું આપશો તો પણ કફ્ફારો અદા થઈ જશે. દરેક ફકીર–ગરીબને એટલું કાપડ આપવું જેનાથી શરીરનો મોટો ભાગ ઢંકાઈ જાય. આ હુકમ ત્યારે છે જયારે કે તે ગરીબ પુરૂષ હોય. જો તે સ્ત્રી હોય તો એનું પુરૂ શરીર ઢંકાય જાય એટલું કાપડ આપવું જરૂરી છે.

અને જો આપમાં એટલી શકિત નથી કે દસ ગરીબોને ખાવું ખવડાવી શકો અથવા કાપડ આપી શકો તો લાગલગાટ ત્રણ રોજા રાખવાથી કફ્ફારો અદા થઈ જશે. એટલું યાદ રહે કે ખાવું ખવડાવવા

અથવા કાપડ આપવાની શકિત હોવા છતાં રોજા રાખશો તો કફ્ફારો અદા થયેલો કહેવાશે નહિં. (દુર્રે મુખ્તાર, શામી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. કસમમાં " આવું નહિં કરૂં " નો મતલબ :–**

**સવાલ :–** આ ભાઈ જો તે બાઈ જોડે કંઈક કહેવડાવે અથવા કોઈ વસ્તુની લેવડ–દેવડ કરે અથવા તેના તરફ નઝર કરે તો શું આમાં તેની ઓરત નિકાહમાં રહી હશે કે તલાક થઈ ગઈ હશે.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً આવું નહિં કરૂનો મતલબ ઝીના હતો તો એ સુરતમાં કાંઈક કહેવડાવવાથી અથવા જોવાથી અથવા બીજા વડે લેવડ–દેવડ કરવાથી કસમ ખાનાર ની ઔરત ને તલાક નહિં પડે અને જો આવું નહિ કરૂ નો બહોળો મતલબ હતો તો તે બતલાવી ફરી પુછી લેશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. જુઠી કસમ ખાવા નો હુકમ :–**

**સવાલ :–** એક માણસે જુઠી કસમ ખાધી અને હવે તે કફ્ફારો અદા કરવા માંગે છે. તો તેની રીત લખવા મહેરબાની કરશો. અગર કફ્ફારો ઘણો છે અને તે દઈ શકે એમ નથી તો તે શું કરે ?.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً ભુતકાળની કોઈ વાત ઉપર જાણી બુઝીને જુઠી કસમ ખાવાને ફુકહાની પરીભાષા માં "યમીને ગમુસ" કહેવામાં આવે છે. દા.ત. એક માણસે કોઈ કામ કરી લીધું છે. અને તે જાણે

છે કે મેં આ કામ કર્યું છે. તે છતાં જાણી બુઝીને કસમ ખાઈ લે કે મેં આ કામ કર્યું નથી. આવી જૂઠી કસમ ગુનાહે કબીરહ અને દુન્યા ત્થા આખિરતમાં વબાલ નું કારણ છે. પરંતુ એના ઉપર કોઈ કફફારો વાજિબ થતો નથી. તવબહ ત્થા ઈસ્તેગફાર લાઝીમ છે. (મઆરીફુલ કુર્આન ૩/૨૨૨). ફકત અલ્લાહ તાઆલા વધુ જાણનાર છે.

# પરચુરણ—જાઈઝ—નાજાઈઝ વિ.
# (૩૯) અ

## ૧. શાદી પ્રસંગે હિન્દુઓને હિન્દુ રસોઈ ખવડાવવા બાબત.

**સવાલ :–** હાલ આપણા મોમીન મુસલમાન ને ત્યાં શાદી પ્રસંગ હોય એઓ ખાસ હિન્દુ ભાઈઓ માટે હિન્દુ રસોઈ બનાવડાવી એમને દાવત આપી ખવડાવે છે. અને એમાં લાગતા વળગતા સગા (મુસલમાન) વહાલા અને ગામના મુસ્લિમ બિરાદરોને પણ હિન્દુ રસોઈ ખાવાની દાવત મોકલે છે. તો આ વિષે શરીઅતથી શું હુકમ છે. ખરેખર હિન્દુ રસોઈ બનાવી ખવડાવવી જરૂરી છે. અને આ રસોઈ પણ હિન્દુ રસોઈયા આવી બનાવે છે.

અને મોમીન મુસલમાન જે દાવત મોકલાવે છે તેમાં પણ હિન્દુ રસોઈમાં ખાવાની દાવત એવું કહીને દાવત આપવામાં આવે છે. તો આનો

શું ખુલાશો છે. તે વિગતે જણાવવા મારી નમ્ર અપીલ છે.

જવાબ :– حامداً ومصلياً ومسلما ગેર–મુસ્લિમો સાથે વ્યવહારિક તેમજ સામાજીક સંબંધોને લઈ શાદી પ્રસંગે તેઓને દાવત આપવું જાઈઝ છે. બલ્કે અગર એવી નિય્યત રાખવામાં આવે કે આ રીતે તેઓ ઈસ્લામથી નજીક આવશે અને અગર ઈસ્લામ નહિં સ્વીકારે તો કમથી કમ ઈસ્લામ તેમજ મુસલમાનો પ્રતિ તેઓની વર્તણૂંક નરમ બનશે. તો તેઓને દઅવત આપવી બેહતર છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જયારે પોતાના કુરેશી રિશ્તેદારોને ઈસ્લામ પ્રતિ આકર્ષવાનો હુકમ આપવામાં આવ્યો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બનૂ–હાશિમને જમા કરી તેઓ માટે ખાવાનો પ્રબંધ પણ કર્યો. એથી જણાયું કે સારી નિય્યતથી ગેર–મુસ્લિમોને પણ ખાવા માટે બોલાવવામાં આવે તો દુરૂસ્ત છે. (કિતાબુલ ફતાવા ૬/૨૦૩ ઉપરથી) અલબત્ત ગેર મુસ્લિમો સાથે દોસ્તીનો સંબંધ અને દિલી મોહબ્બત હરામ છે. (ફતાવા મહમૂદિય્યહ ૧૯/૫૪૬)

તેઓને આપવામાં આવેલી ખાવાની દઅવત વખતે તેમની રૂચિ નો ખ્યાલ કરી એવું ખાણું જેને તેઓ શોખથી ખાય છે. શરઈ મર્યાદામાં રહી (કિંવા હલાલ અને જાઈઝ રીતે) પીરસવું પણ જાઈઝ છે.

આપણા ઉર્ફ અને બોલચાલમાં ખાવા–પીવાની વાનગીઓ બાબત કેટલાક શબ્દો પ્રચલીત છે. દા. ત. ગોશ્ત વિગેરેથી બનતી વાનગીઓને મુસ્લિમ રસોઈ અને વેજીટેબલ વાનગીઓને હિન્દુ રસોઈના નામે ઓળખવામાં આવે છે. ખરેખર તો એ કોઈ ધાર્મિક વસ્તુ નથી. બલ્કે અમુક ધર્મના અનુયાયીઓમાં પ્રચલિત હોવાને લઈ આ નામ અને શબ્દોથી યાદ

કરવામાં આવે છે. ધાર્મિક રીતે એનું કોઈ મહત્વ નથી. અને એ વાત તો સ્પષ્ટ છે કે જે સમાજમાં જે વાનગી વધારે પ્રચલિત હોય તેઓ જ તેને સારી રીતે બનાવવામાં પણ પ્રવીણ હોય છે. જેથી અગર હિન્દુ રસોઈના નામે બનાવવામાં આવતી વાનગીમાં ઈસ્લામી આદેશ મુજબ કોઈ હરામ, ના–જાઈઝ અથવા મકરૂહ વસ્તુનું મિશ્રણ કરવામાં આવ્યું ન હોય તો શરઈરૂએ તેને ખાવાની ઈજાઝત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. હરિજનને ત્યાં ખાવું–પીવું. :–

**સવાલ :–** હરિજન ને ત્યાં ખાવા પીવાનું દુરૂસ્ત છે કે નહીં તે પણ જણાવશો.

**જવાબ :–** حامدا ومصلیا ومسلما એઓ ને ત્યાં એમની સાથે ખાવું મકરૂહ છે. અગર કોઈ મજબૂરી ને લઈ કયારેક કોઈકવાર ખાવું પડે તો ગુનોહ નથી. પરંતુ આ હુકમ ત્યારે છે કે જયારે કે તેઓનું ખાવું તથા વાસણો પાક હોય, અથવા તેની નાપાકીની આપને જાણ ન હોય. અને જો એવું જાણતા હોય કે તેમના વાસણો નાપાક છે. અથવા ખાવું હરામ –મુરદાર વિ. છે તો ખાવું બિલ્કુલ ના–જાઈઝ છે. (ફતાવા મહમૂદીય્યહ ૫/૧૦૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. હિન્દુઓના તહેવારોની મીઠાઈ લેવું :–

**સવાલ :–** દિવાળીમાં વેપારીઓને ત્યાંથી મિઠાઈ અને કોઈ વસ્તુઓ વાપરવાની દા.ત. થર્મોસ વિગેરે ભેટ આવે છે તો એ લેવું અને

વાપરવું અને મિઠાઈ ખાવી જાઈઝ છે કે નહીં. વેપારીઓની સાથે વેપાર નો સંબંધ હોવાથી મોકલે છે.

બીજા આડોશી પાડોશીઓ મિઠાઈ અથવા ઘરમાં બનાવેલી વસ્તુઓ ખાવાની મોકલે છે તે ખાવી જાઈઝ છે કે નહી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً હિન્દુઓના તહેવાર હોળી–દિવાળી ના સમયે જે મિઠાઈ વિ. હિન્દુઓ પોતાના ઓળખીતા મુસ્લિમોને આપે છે તે નહીં લેવું બેહતર છે. પરંતુ કોઈ મસ્લેહત ને કારણે લઈ લીધું તો શરઈ રૂએ તેને હરામ કહેવામાં નહીં આવે. (ફતાવા–મહમૂદિય્યહ ૫/૨૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. બાળકોના નામ જંતરી જોઈને રાખવા હરામ છે :–

**સવાલ :–** અકસર જગ્યાએ જોવામાં આવેલ છે કે બાળક પૈદા થાય છે તો તેનું નામ તે જે તારીખ–વારે જન્મયો હોય તે તારીખ વાર તથા નુજૂમ (સિતારા) ઓનું અવલોકન કરી તેની જંતરી જોઈને નામ રાખવામાં આવે છે તો આવી પ્રોસીડીંગ (વીધી) કરી ને નામ રાખવું કેવું છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً એ હિન્દુઓની રીત–રસમ હોય ના–જાઈઝ અને હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. કાફિર સાથે વહેવાર અને દોસ્તી રાખવું.

**સવાલ :–** મારા વાલિદ સાહબ આજથી ત્રેવીસ વર્ષ પહેલાં (૧૯૭૪) કસબે મઆશની શોધમાં દુબઈ (U.A.E.) ગયા હતા. અને

ત્યાં ૧૭ વર્ષ કામ કર્યું. પણ ત્યાં અને તે જ જગ્યા પર બોમ્બેના એક (ક્રિસ્ચયન) પણ કામ કરતો હતો. વાલિદ સાહબના સાથે તેનો તઅલ્લુક થઈ ગયો. અને પછી દોસ્તીમાં ફેરવાઈ ગયો. હાલ પણ તે દોસ્ત છે. અને કાગળ અને ટેલીફોન વિગેરે કરતો રહે છે. બીજી વાત એ કે તે માણસ તેના ઘરે જયારે આવે છે (મુંબઈ) ત્યારે એ ખાવાની દાવત પણ આપે છે. અને હમારે ત્યાં પણ આવે છે, અને દાવત ખાય છે. પણ એ જયારે આવે છે ત્યારે આખું કુટુંબ ઘરમાં સલામ કરીને આવે છે. મુલાકાત લે છે. મુસલમાનોને માને પણ છે, અને તઅજજુબ પણ કરે છે. રહી ખાવાની વાત તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના દસ્તરખ્વાન પર આમ કાફિરો સાથે બેસીને ખાવું કિતાબોમાં મોજુદ છે. (આપ કે મસાઈલ ઔર ઉનકા હલ જિલ્દ-૧)પરંતુ દોસ્તી રાખવું મઝકુર નથી. અને છે કે તમો અલ્લાહના દુશ્મનથી દોસ્તી ન કરો. તે સલામ કરે છે. ત્યારે મારા ઘરવાળા વઅલયકુમુસ્સલામ થી જવાબ આપે છે. અને જયાં સુધી મને ખબર ન હતી, હું પણ, હવે અલયકુમ થી જવાબ આપું છું. અને સલામમાં પણ પહેલ નથી કરતો.

(૨) અને તે માણસ તેઓના તહેવાર પર વાલિદ સાહબ પર અમુક પૈસા પણ મોકલે છે. અને તે જયારે આવે ત્યારે મારા ઘરેથી અમો પણ કંઈક આપીએ છીએ. હવે મને ખતરો અને વસવસો છે કે શાયદ (ઈન્ટ્રસ્ટ) વ્યાજ ના પૈસા આપતો હોય તો અથવા તો પોતાના મઝહબને દીને ઈસ્લામથી સારો બતાવવા આવું કરતો હોય તો અથવા આવી રીતે મારા ખાનદાનને તેના દીની દાવત આપતો હોય તો. અને એના ખાનદાનને

કંઈક નુકશાન થાય તો (સદકો) વિ. પણ કરે છે.અને મને ખતરો છે કે કદાચ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની હદીસની વઈદમાં મારૂં ખાનદાન લપેટાય તો નથી ગયું.

قال رسول الله صلى الله عليه وسلم من تشبه بقوم فهو منهم.

હઝરત મારા દિલની ઉલજન વસવસો દુર કરવા માટે આપ પૂરેપૂરી કોશીશ કરશો. અને દીને ઈસ્લામના મુતાબીક મારા આ સવાલની પૂરેપૂરી વઝાહત કરશો. એવી આશા અને ઉમ્મીદ છે. મિસાલ આપી પણ સમજાવશો.

**,જવાબ :–** حامدًا ومصليًا ومسلمًا કાફિર ગેર મુસ્લિમ (ચાહે તે યહુદી–નસરાની–હિન્દુ) ગમે તે હોય તેની સાથે વહેવાર રાખી શકાય છે. દોસ્તી નહિં. કિંવા તે પડોશી હોય, ધંધાનો ભાગીદાર હોય, નોકરીને લઈ તેના સાથે શેઠ અથવા નોકર અથવા સાથીદારનો સંબંધ હોય તો તેના લઈ કોઈક વાર ખાવા પીવામાં સાથ આપવો. (બશર્તે કે હલાલ હોય, હરામ અથવા શુબહવાળુ ન હોય.) કોઈક વસ્તુની આપ લે કરવી મુસીબત અને દુખના ટાણે તેની મદદ કરવી જાઈઝ છે. પરંતુ દોસ્તી અર્થાત દિલની મહોબ્બત નો સંબંધ રાખવો જાઈઝ નથી. હદીસે પાકમાં છે. ( المرء مع من احب ) અર્થાત આદમી જેની સાથે મહોબ્બત કરે છે તેની સાથે ઉઠાવવામાં આવશે. (મિશ્કાત શરીફ પેજ ૪૨૬) અન્ય એક હદીસમાં છે કે

المرء على دين خليله فلينظر احدكم من يخالل.

અર્થાત આદમી પોતાના દોસ્તના દીન ઉપર છે. માટે તમારામાંનો દરેક વિચારી લીએ કે કોનાથી દોસ્તી કરે છે. (મિશ્કાત ૪૨૭)

ફતાવા મહમુદીય્યહ ૮/૩૦૦ માં છે કે કુફફાર સે દોસ્તાના તઅલ્લુક ઓર દિલી મુહબ્બત હરામ હય.લિકવલિહી તઆલા.

يأيهاالذين امنوا لاتتخذوالذين اتخذوا دينكم هزوا ولعبا الاية

અલબત્તહ દુન્યવી મામલાતમેં લેનદેન વગૈરહ બઝરૂરત દુરૂસ્ત હય.

અન્ય એક સવાલ જે દોસ્તી બાબત પુછાયો છે તેના જવાબ માં ફકીહુલઉમ્મત રહ. લખે છે. બસ્તીદાર યા મુહલ્લાદાર હોનેકી વજહ સે યા કિસી ઓર જરૂરત કી વજહ સે ઉસકે સાથ ખુશ અખ્લાકી સે પેશ આના ઓર મેલ મિલાપ રખના દુરૂસ્ત હય. (ફતાવા મહમુદિય્યહ ૧૪/૩૭૩)

હઝરત મવ. યૂસુફ લુધ્યાનવી (રહ.) લખે છે કે ગેર મુસ્લિમ કે ઘર ખાના ખાને મેં કોઈ મુઝાઈકહ નહિં. બશર્તે કે યેહ ઈત્મીનાન હો કે વોહ ખાના હલાલ ઓર પાક હય. અલબત્તહ કિસી ગયર મુસ્લિમ સે મુહબ્બત ઓર દોસ્તી કા તઅલ્લુક જાઈઝ નહીં. (આપકે મસાઈલ ઓર ઉનકા હલ ૧/૬૪)

સૂરએ માઈદહ આયત ૫૧ અને આયત ૫૭ તેમજ સૂરએ હૂદ આયત ૧૧૩ તેમજ સૂરએ મુમ્તહિનહ આયત ૮ની તફસીરો, તફસીરની કિતાબોમાં જોઈ લ્યો.

સારાંશ કે એ સંબંધને લઈ તેઓના માટે તમારા દિલોમાં મહોબ્બત અને પ્રેમની લાગણી છે તો એ ડરવાની વસ્તુ છે. માટે એને વધારે મઝબુત નહિં કરતાં, ઉપર છલ્લો જ રહેવા દિયો. તેની આપેલી રકમ બાબત વ્યાજ હોવાનો ખ્યાલ એ શંકા પાત્ર છે. તે છતાં તેને નહિં વાપરતા ગરીબોને આપી દેવામાં સલામતી રહેલી છે. તેઓના મઝહબમાં સદકા બાબત શું

હુકમ છે તે મારી જાણમાં નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૦) બ

## ૧. વગર પરમીશને પાવર વડે પાણી આપવું :–

**સવાલ :–** જુમ્મા મસ્જિદ જમાઅત હસ્તક એક નવા વોટર વર્કસ ની સ્થાપના કરવામાં આવી છે. આ પહેલાં બીજા ટ્રસ્ટ તરફથી પાણી મળતું હતું અને તે મળે છે. પણ બીજા ટ્રસ્ટ તરફથી મળતું પાણી હાલની જરૂરીયાત કરતાં અપુરતું છે. હવે નવા વોટર વર્કસનું પાણી આપવા માટે ઈલેકટ્રીક કનેકશનની માંગણી આજથી છ માસ પહેલાં જી.ઈ.બોર્ડને અરજી દ્વારા કરેલ છે. છતાં જી. ઈ. બોર્ડ તરફથી નવા વોટર વર્કસને મોટર ચલાવવા પરમીશન મળી નથી. જેના કારણો અનેક છે. જી.ઈ. બોર્ડને માંગેલા વીજ પુરવઠા કરતાં ટ્રાન્સફરમર ની ક્ષમતા ઓછી હોવાથી એ ટ્રાન્સફરમર થી વીજ પુરવઠો આપી શકાય એમ નથી. નવું ટ્રાન્સફરમર લગાવવા માટે બોર્ડ તરફથી સર્વે પણ થઈ ગયું છે જેની મંજૂરી નવસારી ડીવીઝનથી બોર્ડે લેવાની હોય છે, એની અનેક કાર્યવાહી ની ફાઈલો નવસારી ડીવીઝન ને મોકલી આપી છે, છતાં મરોલી ડીવીઝન ઉપર ઓર્ડર આવ્યો નથી. હવે તૈયાર થઈ ગયેલ લાઈન મારફતે ડાયરેકટ મોટરથી પાણી ૧૬ જૂનથી વગર પરમીશને પાવર લઈ મોટરથી પાણી આપવામાં આવે છે. પણ મરોલી ડીવીઝન ના ડેપ્યુટી નાયબ એન્જીનીયર સાહેબે મૌખિક પરમીશન આપી છે જે વીજ પુરવઠો ૧૬ મી જુનથી લઈ જયાં

સુધી કાયદેસરની પરમીશન મળે ત્યાં સુધી જે પાવર વપરાય તેનું અંદાજી વપરાશનુંબીલતૈયાર કરીનેજી.ઈ. બોર્ડખાતેભરીઆપવાનીવાતોથઈછે.

આ પ્રમાણે પાવર લઈ ગામમાં પાણી આપી શકાય કે નહીં ? એ પ્રમાણે અપાતું પાણી શરીયત મુજબ યોગ્ય ગણાશે ?

જવાબ :—حامدا ومصليا ومسلما મરોલી ડીવીઝનના ડેપ્યુટી નાયબ—એન્જીનીયર તરફથી આપવામાં આવેલી મૌખિક પરમિશન અગર જી.ઈ. બોર્ડ ના કાયદા—કાનૂન મુજબ કાયદેસરની છે, કિંવા તેવણ ને બોર્ડ તરફથી એ પ્રમાણે ઈખ્તેયાર આપવામાં આવ્યો હોય અને તે ઈખ્તેયાર હેઠળ એવણે એ પરમિશન આપી છે, તો એ પાવર વડે પાણી આપવું શરઈ રૂએ દુરૂસ્ત છે. અને જો એવણને એ મુજબનો કોઈ ઈખ્તેયાર બોર્ડ તરફથી ન મળ્યો હોય તો એ પાવર વડે પાણી આપવું દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨.વીજળી બોર્ડ અને નહેર ખાતાની રજા વગર વીજ જોડાણ અને પાણીનો ઉપયોગ.

સવાલ :— (૨) જમીનદારો ઈલેકટ્રીક બોર્ડ યા વીજ જોડાણ માટે ઈજાઝત માંગે છે, જેમાં ઈલેકટ્રીક બોર્ડ જોડાણ આપવામાં ઘણી જ તાખીર કરે છે. જેના લઈ જમીનદારો ઈલે. બોર્ડની ઈજાઝત વગર વીજ જોડાણ કરી ખેતી કરે છે, અથવા એક મોટરની ઈજાઝત મળી હોય ત્યાં બે મોટરો ચલાવી ખેતી કરે છે. અથવા નહેર ખાતાના લાગતા વળગતા માણસોને થોડી રકમ આપી (જે રકમ નહેર ખાતાના દફતરે જમા ન થતી હોય)

નહેરના પાણીથી ખેતી કરે છે. મઝકુર સૂરતોમાં આવું કૃત્ય કરવું કેવું છે ? તથા એવા પાણીથી પાકેલ ખેતીની આવક વાપરવું કેવું છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً આ ગુનાહિત કૃત્ય છે. વીજળી બોર્ડનું બાકી પડતું બીલ ભરી અથવા નહેર ખાતાનું દેણુ અદા કરી પેદાશ વાપરી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૧) ક

## ૧. રમઝાન શરીફની મુબારક રાતોમાં ક્રિકેટ–વોલીબોલ વિ. રમતો રમવું

**સવાલ :–** આજે માહોલ ઘણો જ ખરાબ થઈ રહયો છે. રમઝાન શરીફની મુબારક રાતોને લોકોએ ક્રિકેટ વોલીબોલ વિગેરે રમવાની રાત બનાવી લીધી છે. અકસર લોકો તરાવીહના સમયે પણ અથવા અર્ધી તરાવીહ પછી નાસી જઈ રમવા અથવા ટીવીના પ્રોગ્રામ (ક્રિકેટ, સીરીયલ) વિગેરે જોવામાં મશ્ગૂલ થઈ જાય છે. અને એ વસ્તુને જાઈઝ કહે છે. અને પુરી રાત ગુજારી દે છે. અને જે લોકો રોઝા રાખે છે, તે પણ સેહરી ખાઈને સુઈ જાય છે. તેની ફજર અને ઝોહર પણ કઝા થઈ જાય છે. તો આવા માહોલમાં અલ્લાહનો અઝાબ આવવાની શકયતા છે કે નથી ? અને એવા લોકોનો કેવો હશર થશે. ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً શામીમાં છે કે ઈશાની નમાઝ પછી વાતો કરવી મકરૂહ છે. નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેનાથી મનાઈ

ફરમાવી હોવાને લઈ. અલબત્ત નેકીની વાતો કરવાની રજા આપવામાં આવી છે. નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈરશાદ છે કે, ઈશાની નમાઝ પછી બેસીને વાતચીત કરવું જાઈઝ નથી. અલબત્ત નમાઝ પઢનાર અથવા મુસાફીર અથવા નવવિવાહીત વ્યકિત માટે ઈજાઝત છે. ઈમામ ઝયલઈ ઈશા પછી  વાતો કરવું મના હોવાના કારણો ઉપર ચર્ચા કરતાં લખે છે કે ઘણીવાર એના લઈ આદમી વ્યર્થ અને નકામી વાતોમાં સપડાય જાય છે, અથવા ફજરની નમાઝ છૂટવા માટે કારણરૂપ બને છે. અથવા જે માણસ તહજજુદ નિયમીત પઢતો હોય તેના માટે તહજજુદ છૂટવા કારણરૂપ બને છે. પરંતુ જો કોઈ જરૂરી હાજતના લઈ વાત–ચીત કરે તો વાંધો નથી. અને કુર્આને પાકની તિલાવત તથા ઝિક્ર અને નેક લોકોના કિસ્સાઓ  તેમજ મસઅલા મસાઈલની ચર્ચા અથવા મહેમાનોનો હક અદા કરવા તેની સાથે વાતચીત પણ એજ હુકમ ધરાવે છે. કિંવા એમા વાંધો નથી, અને તેની હિકમત એ છે કે દિવસભરના નામએ આમાલનો અંત ઈબાદત ઉપર થાય. જેવી રીતે તેની શરૂઆત (ફજરની નમાઝ પછી) ઈબાદતથી થઈ હતી. જેથી એ બન્નેવ ઈબાદતો દરમ્યાન  થયેલી ભુલો અને કોતાહિયો મુઆફ થઈ જાય છે. અને એટલા જ માટે ફજરની નમાઝ પહેલાં વાત ચીત કરવું મકરૂહ છે. એનાથી માલુમ પડયું કે કોઈ અગત્યની જરૂરત ખાતર વાત કરવી જાઈઝ છે, મકરૂહ નથી. પરંતુ તેમ કરવા પણ જો ફઝરની નમાઝ છૂટવાનો યકીન અથવા ગાલિબ ગુમાન હોય તો જાઈઝ નથી. (શામી ૧/૨૭૧) તિરમીઝી શરીફમાં રિવાયત છે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઈશાની નમાઝ પહેલાં સુવાને અને ઈશાની નમાઝ પછી વાત–ચીત કરવાને મકરૂહ ફરમાવતા હતા. (તિરમીઝી શરીફ

૧/૪૨) હઝ. આઈશા (રદી.)થી રિવાયત છે કે "મેં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને કયારેય ઈશાની નમાઝ પહેલાં સુતા અને ઈશા પછી વાત કરતા નથી જોયા. યા તો નમાઝ પઢીને ફાયદો ઉઠાવતા હતા, અથવા સુઈને બચેલા રહેતા હતા." (કિંવા નમાઝમાં મશગૂલ રહી સમયથી ફાયદો ઉઠાવતા હતા અથવા સુઈજઈ પોતાના સમયને વેડફવાથી બચાવતા હતા.)(કશ્ફુન્નિકાબ ૩/૩૩૪) હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે "હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ ઈશા પહેલા સુવાથી અને ઈશા પછી વાત—ચીત કરવાથી મનાઈ ફરમાવી" (કશ્ફુન્નિકાબ ૩/૩૩૫) એક રિવાયતમાં છે કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું "ઈશા પછી વાત કરવાથી બચો "(કશ્ફુન્નિકાબ ૩/૩૩૬) હઝરત ઉરવહ ઈબ્ને ઝુબેર ફરમાવે છે કે " હું ઈશાની નમાઝ પછી વાત—ચીત કરતો હતો, તો હઝરત આઈશા (રદી.)એ બૂમ પાડી અને કહયું "એ ઉરવહ, તારા નામએ આમાલ લખનાર બન્નેવ ફીરશ્તાઓને આરામ નથી આપતો ? હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઈશા પહેલાં સુતા ન હતા. અને ઈશા પછી વાત ન કરતા હતા." (કશ્ફુનિકાબ૩/૩૩૬) હઝરત અબૂ સઈદ ખુદરી (રદી.) ફરમાવે છે કે "હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ને કોઈ જરૂરત પેશ આવે અથવા કોઈ કામ ખાતર અમને મોકલવા પડે એ માટે અમે લોકો વારા ફરતી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ત્યાં રાત પસાર કરતા હતા. સવાબ ખાતર આ રીતે વારા ફરતી જાગનારાઓની સંખ્યા વધી ગઈ તો અમે લોકો બેસીને વાતો કરવા લાગ્યા તો રાત્રે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ બહાર આવ્યા અને એમ ફરમાવ્યું કે " આ કેવી વાત

ચીત? શું મેં તમને ઈશા પછી વાત–ચીત કરવાથી રોકયા નથી ?" હઝરત અબૂ સઈદ ખુદરી (રદી.) કહે છે કે અમે અરજ કરી "એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અમે પોતાની આ હરકતથી અલ્લાહ સમક્ષ તવબહ કરીએ છીએ." (કશ્ફુન્નિકાબ–૩/૩૩૬)

હઝરત ઉમર (રદી.) ઈશા પછી વાતચીત કરવા ઉપર લોકો ને મારતા હતા. (કશ્ફ. ૩/૩૩૭) અન્ય એક રિવાયતમાં છે કે હઝરત ઉમર (રદી.) એ કેટલાક લોકોને ઈશા પછી વાત ચીત કરતા જોયા તો કોરડા વડે તેઓને ફટકારી ભગાડી મુકયા અને ફરમાવ્યું કે "રાતની શરૂઆતમાં વાત ચીત અને રાતની છેવટમાં સુઈ રહેવાનું ?" (કશ્ફુન્નિકાબ : ૩/૩૩૮) આજ કાલ જે રમતો અને ખેલો જેમ કે ક્રિકેટ, વોલીબોલ વિગેરે પ્રચલીત છે. તેમાં શરઈરૂએ કોઈ પણ રમત અથવા ખેલના જાઈઝ હોવા માટે જે શરતો આવશ્યક છે તે મોજુદ હોતી નથી. જેથી ક્રિકેટ, વોલીબોલ વગેરે રમવું જાઈઝ નથી. જેમ કે જવાબની શરૂમાં બતાવી ચુકયા છે કે ઈશાની નમાઝ પછી વાતો કરવા માટે જાગવું અને તેમાં સમય બરબાદ કરવું જાઈઝ નથી. તો પછી ક્રિકેટ અને વોલીબોલ જેવા ના જાઈઝ ખેલોની ઈજાઝત કેમ કરી હોય શકે છે. અને તે પણ રમઝાનની મુબારક રાતોમાં, જેની એક એક પળ મુલ્યવાન અને કીમતી છે. તેને આવા ના જાઈઝ કામોમાં વિતાવવું બલ્કે તેના માટે ખાસ રમઝાનુલ મુબારકમાં સુન્નત ઠેરવવામાં આવેલી નમાઝ પુરી અથવા અધુરી છોડી આપવું કેટલો મહાન ગુનો છે. અને વળી રમઝાન ની એ મુબારક રાતોને ટીવીના પરદા ઉપર ક્રિકેટ વિગેરે જોવામાં ગુજારી દેવું અને એ નાજાઈઝ તેમજ હરામ કૃત્યને જાઈઝ કહેવું ઈમાન માટે પણ ખતરનાક અને મહાપાપ છે. અને એવી રીતે ગુનાહના કામમાં

રાત વિતાવી સેહરી ખાયને એવી રીતે સુઈ જવું કે ફજર અને ઝોહરની નમાઝ પણ કઝા થઈ જાય, આ બધા એવા ખરાબ અને ગુનાહીત કૃત્યો છે, જેના ઉપર ખરેખર અલ્લાહનો અઝાબ આવવાની પૂરેપૂરી સંભાવના છે. બલ્કે આવા ગુનાહિત અને ખુદાઈ ગઝબ લાવનાર કૃત્યોને આચરતા રહેવાની સાથે તેને જાઈઝ સમજવું એ ખુદ દિલની મોતની અલામત છે, જે એક પ્રકારનો કુદરતી અઝાબ જ છે. જમાઅતના વડીલો અને કૌમના બુઝુર્ગોને જોઈએ કે ખુલ્લમ ખુલ્લી રીતે આચરવામાં આવતા આવા ગુનાહીત કૃત્યોથી કૌમના નવ જુવાનો ને રોકે, નહીંતર કુદરત તરફથી આવનાર અઝાબ આવા અપ કૃત્યોને કરનારા પુરતો જ મર્યાદીત નહિ, બલ્કે પૂરી કવમને ભરખી જશે. (અલઈયાઝુ બિલ્લાહ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ક્રિકેટની રમત અને તેના ઉપર ઈનામ હરામ છે :–

**સવાલ :–** આજકાલ ક્રિકેટની રમત ઘણી આમ થઈ ગઈ છે. એમાં આમ હઝરાત અને ખવાસ પણ મુબ્તલા છે, તો મારો સવાલ એ છે કે શું ક્રિકેટ રમવું જાઈઝ છે કે નહિં ? રમવું જાઈઝ હોય તો કયા કારણથી રમવું જાઈઝ છે? તે વિગતથી સમજાવશો. અને રમવું જાઈઝ ન હોય તો શા માટે રમવું જાઈઝ નથી તે પણ વિગતથી જણાવવા આપ હઝરાતથી દરખાસ્ત છે. ઘણા લોકો એમ પણ કહે છે કે કસરત માટે રમી શકાય છે. તો શું કસરત માટે રમી શકાય ?

**સવાલ :**બીજું એ કે આજકાલ ઘણી જગ્યા પર જયાં જુવે ત્યાં ક્રિકેટની ટુર્નામેન્ટ રમાય છે, તેમાં જે કોઈ રમાડે છે તેઓ રમવાવાળા પાસે

ફીસ (પૈસા) લે છે. તેમાં હારી જનાર ટીમને કંઈ મળતું નથી, પણ આખરી (ફાઈનલ) મેંચમાં હારી જનાર ટીમ અને જીતનાર ટીમ બન્ને ને ઈનામ આપવામાં આવે છે. તેમાં હારી જનાર ટીમને જીતનાર ટીમથી ઓછું આપવામાં આવે છે. અને કોઈક જગ્યાએ સરખું પણ આપે છે. તો શું આ રીતની રમત રમવું જુગાર ગણાય ? જો આ જુગાર ગણાય તો રમાડનાર અને રમનાર બન્ને ગુનેહગાર ગણાય ? ઘણાં લોકો એમ પણ કહે છે કે ઈનામ જે આપવામાં આવે એતો પ્રોત્સાહન માટે આપવામાં આવે છે, તો શું આ રીતનું રમવું રમાડવું જાઈઝ છે કે નહીં. તે જણવશો.

**સવાલ :–** આજકાલ ટી.વી. પર મેચો ખુબ બતાવવામાં આવે છે. એ મેચ જોવામાં બધા જ લોકો સામેલ છે. આમ હઝરાત પણ તબ્લીગી પણ અને આલીમ પણ, અને એમ પણ કહે છે કે ટી.વી. પર મેચ જોઈ શકાય. અને નહીં જોઈ શકાય, તો કયા કારણો ને લઈ નહીં જોઈ શકાય તે પણ જણાવશો. કઈ કઈ રમતો રમી શકાય અને કઈ નહીં રમી શકાય તે પણ જણાવશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلم વર્તમાન યુગમાં ક્રિકેટ ની રમતમાં શરીઅત વિરૂધ્ધ અનેક વાતો મવજૂદ છે. (૧) નમાઝોનું કઝા કરી દેવું અથવા જમાત સાથે નહિ પઢવું (૨) એના ઉપર સટ્ટો લગાવવું, હાર જીતની બુન્યાદ પર રમવું (૩) ફાસિક/ફાજિર અને ખુદાના ના–ફરમાનોનું આ રમત ને અપનાવવું. (૪) એમાં એટલી હદે ઓત–પ્રોત થઈ જવું કે માણસ પોતાની ફરજો બંજાવવામાં બે–પરવા બને યા ઉણો ઉતરે. (૫) પોતાના જીવનના કીમતી સમય નો વ્યય, તે પણ ત્યાં સુધી કે દિવસ તો દિવસ રાતે પણ રમત થઈ રહી છે. (૬) ક્રિકેટ મેચ વેળા યુવાન છોકરીઓ

તેમજ ઓરતોનું મેદાન ઉપર ભેગા થવું એના લઈ જે અખ્લાકી બગાડ સમાજમાં આવી ગયો છે, તેનાથી દરેક સારી રીતે વાકિફ છે. (૭) અનુભવથી એ પણ સિધ્ધ થયું છે કે જેટલો એનો શોખ વધે છે, ગફલતમાં પણ એ મુજબ વધારો થતો જાય છે. રાત–દિવસ એની જ ફિકર રહે છે. ત્યાં સુધી કે મસ્જિદમાં આવ્યા પછી વુઝૂ કરતી વેળા, વુઝૂથી ફારીગ થઈ અને કેટલાક શોખીનો તો જમાત ખાનામાં પણ એની જ ચર્ચામાં લાગેલા રહે છે. હદ તો એ છે કે અગર રમઝાન મુબારકમાં તરાવીહ વેળા મેચની કોમેન્ટ્રી આવતી હોય તો કેટલાય શોખીનો તો એના ઉપર તરાવીહ કુર્બાન કરી આપે છે, અને જે શોખીનો મસ્જિદમાં આવે છે, તેમનું ધ્યાન મેચ તરફ જ રહે છે. ચાર રકાત પુરી થયે તસ્બીહ પઢવાને બદલે એ જ ફીકર સવાર રહે છે, કે મેચ ની જાણકારી મેળવે. હાર જીત ઉપર ફટાકડા ફોડવામાં આવે છે. જેમાં ગેર કવમથી મુશાબહતની સાથે સાથે માલની બરબાદી પણ છે. અને ઘણા વખત આ કૃત્ય કવમી રમખાણનું કારણ બની જાય છે. જેમાં મુસલમાનોને સખ્ત જાની–માલી નુકશાન ભોગવવું પડે છે. (ફતાવા રહીમીય્યહ ૭/૨૭૭–૨૭૮ ઉપરથી) એ સિવાય રમત–ગમત બાબત વર્તમાન યુગની વિચાર સરણીમાં જે બુન્યાદી પરિવર્તન આવ્યું છે કે જીવનના અન્ય ધ્યેયો પૈકી એને પણ એક ધ્યેય બનાવી એના માટે દેશના મંત્રી મંડળ માં એક અલગ ખાતું જ ફાળવવામાં આવવવાની સાથે દેશના બજેટમાં એના માટે અલગ નાંણાકીય જોગવાઈ કરવામાં આવે છે, વિ. વિ. આ બધુ જ ઈસ્લામની તાલીમ સાથે જરાય સુસંગત નથી. બલ્કે ઈસ્લામના બુન્યાદી ઉસૂલોથી તદન વિરૂધ્ધ છે. ત્યાર પછી પણ શું આ રમત જાઈઝ રહેશે ? હવે રહી કસરતની વાત તો જરા વિચાર કરો કે એ રમતમાં જે

ખેલાડીઓ સીધી રીતે ભાગ લે છે. તેઓ જ કેટલી કસરત કરે છે ? અને પ્રેક્ષકો તેમજ કોમેન્ટ્રી સાંભળનારાઓ કસરતના કયા પ્રકાર ઉપર અમલ કરી રહયા છે. ? અને પાંચ દિવસ અથવા દિવસભર ચાલેલી એ મેચથી કેટલી કસરત મળી ? એના બદલે આ બધા જ માત્ર દસ મીનીટ માટે ઉઠક–બેઠક કરે અથવા દંડ પીલે અથવા દોડે તો વધારે કસરત મળશે. માટે કસરત વાળી દલીલ વાહીયાત અને માત્ર પોતાના બચાવ માટેજ રજુ કરવામાં આવે છે.

(૨) ક્રિકેટ ની રમતનું ના–જાઈઝ હોવું આગલા જવાબથી જણાય ગયા પછી સ્પષ્ટ છે કે ટુર્નામેન્ટનું આયોજન પણ ના જાઈઝ છે. ટુર્નામેન્ટના આયોજનમાં બધીજ ટીમો પાસેથી ફીસ રૂપે રકમ વસૂલ કરી, છેલ્લે બે ટીમોને ઈનામ ના નામે જે અપાય છે અને બીજી ટીમોને અપાતું નથી, એ પણ જુગારની મર્યાદામાં તો આવે જ છે અને એને પ્રોત્સાહનનું નામ આપવું અત્યંત ખતરનાક અને ઈમાન–ઘાતક બની શકે છે. શું નાજાઈઝ કૃત્યને પ્રોત્સાહન આપવાની ઈસ્લામ ઈજાઝત આપે છે ?

(૩) ટી.વી. પર મેચ જોવું ના–જાઈઝ છે. જે કૃત્ય આચરવું ના જાઈઝ છે તેને ઈરાદા પૂર્વક જોવું પણ નાજાઈઝ છે.

બદઅમલ આલીમો અથવા તબ્લીગીઓ કોઈ ના–જાઈઝ કૃત્ય કરે તેનાથી તે જાઈઝ થઈ જતું નથી. કોઈ આલીમ નમાઝ નથી પઢતો તો શું તેના લઈ નમાઝ છોડવાની ઈજાઝત મળી જાય છે ? અલ્લાહ તઆલા બધાને સદબુધ્ધિ આપે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૨) ૬

## ૧. કાતિલને પંકિત વડે ઓળખવાનો કિસ્સો :–

**સવાલ :–** મેં નીચે લખેલા અમુક કિસ્સાઓ કોઈ જગ્યાએ સાંભળેલા કે વાંચેલા કે તેના અમુક ઉલ્લેખો સાંભળેલા આજે મને એ કિસ્સાઓ પૂરા જાણવા છે માટે હું તમને તેના અમુક ભાગો લખું છું. તે પરથી પૂરા કિસ્સા લખી મોકલશો.

(૧) કુર્આન શરીફ ઉતરવાના ( કે ઉતરવા પહેલાના) જમાનામાં અરબ માં એક શાયર હતો. તેનું ખુન કરનાર કાતિલ ને તે એક પંકિત સંભળાવે છે જયારે તે તે પંકિત તેની છોકરીઓને કહે છે ત્યારે તેઓ બીજી પંકિત જોડી તેનેજ તેના બાપનો કાતિલ હોવાનું સાબિત કરે છે.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً "કિતાબુલ–મુસ્તતરફ" માં એક કિસ્સો લખ્યો છે. પરંતુ તે કિસ્સો કયા જમાનામાં બન્યો હતો તેની ચોખવટ એમાં નથી. બહરહાલ તે કિસ્સો નકલ કરૂ છું. કિતાબ અરબીમાં છે. તેનો ગુજરાતી અનુવાદ રજુ કરૂં છું.

એક શાયર નો એક દુશ્મન હતો એક દિવસ તે શાયર કોઈ જગ્યાએ જઈ રહયો હતો. તો તેણે જોયું કે પેલો દુશ્મન સામેથી આવી રહયો છે. તે શાયર ને યકીન થઈ ગયું કે તે દુશ્મન એને કતલ કરી નાખશે. એટલે તેણે પેલાને કહયું કે અય ફલાણા મને યકીન થઈ ચુકયું છે કે મારૂ મૃત્યું આવી ચુકયું છે. પરંતુ હું તને અલ્લાહ નો વાસ્તો આપી તારાથી એક

અરજ કરૂં છું કે તું જયારે મને કતલ કરી ચુકે તો મારા ઘરના દરવાજા ઉપર જઈને આટલી એક પંકિત કહી આવજે.

( الا ايها البنتان ان اباكما )

(અર્થાત : અય બન્ને છોકરીઓ તમારો બાપ ) તે દુશ્મને કહયું કે જરૂર. ત્યાર પછી તેણે પેલા શાયર ને કતલ કરી નાખ્યો. અને કતલથી પરવારી તેના ઘરના દરવાજા ઉપર આવી કહયું.

( الا ايها البنتان ان اباكما )

તે શાયર ની બે છોકરીઓ હતી. તેઓએ જયારે આ માણસના મોઢેથી આ પંકિત સાંભળી

( الا ايها البنتان ان اباكما )

તુરંત એક સાથે બોલી પડી

( قتيل خذا بالثار ممن اتاكما )

(આ તેની બીજી પંકિત છે, જેનો અર્થ થાય છે : "મારી નાખવામાં આવ્યો છે, માટે તમો આવનાર પાસેથી તેનું વેર લઈ લ્યો") અને તે બન્નેવ છોકરીઓ પેલા માણસને વળગી પડી અને તેને હાકિમ પાસે લઈ ગઈ, તેણે હાકિમે પેલા પાસે ઈકરાર લીધો અને તેણે ઈકરાર કર્યો કે મેં આમના બાપને કતલ કર્યો છે. એટલે પેલા હાકિમે આ માણસને બદલામાં મારી નાખ્યો. (ભાગ–૧, પેજ–૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૩) ઈ.

## ૧. નોવેલ વાંચવું ઘણુ નુકશાન કારક છે :–

**સવાલ :–** આમ તોર પર લોકો નોવેલ વાંચે છે. કોઈ તારીખી નોવેલ પઢે છે તે પઢવું કેવું છે ? અને અમુક લોકો ફિલ્મની સ્ટોરીની નોવેલ પઢે છે. અને તેને પઢીને બધી વાતો દિમાગમાં લઈને અને ખ્યાલાત પણ ના કરેતો આ સૂરતમાં ફિલ્મની નોવેલ પઢવું કેવું છે ? અને અગર ફિલ્મની નોવેલ પઢી તેને હર વકત દિમાગમાં બધી વાતો ઘુમતી રહે તો એ સૂરતમાં પઢવું કેવું છે. ? એના લીધે નમાઝના અંદર પણ વિચાર આવે તો શું આ સૂરતમાં નોવેલ પઢવું હરામ સુધી પહોંચી જશે ?

**જવાબ :–** حامدًا ومصلیًا ومسلمًا આપના જવાબથી પહેલાં આટલી વાત જાણી લેવી કે નોવેલ વાંચવુ ઘણુ નુકશાન કારક છે. ઉલ્માએ કિરામ અને અકલમંદો એ તેના ઘણા નુકશાન વર્ણન કર્યા છે. જેમ કે (૧) નોવેલ સમય બરબાદ કરવાનું સૌથી ખતરનાક સાધન છે. (૨) લગભગ દરેક નોવેલમાં પ્યાર મોહબ્બત અને ઈશ્કની વાતો હોય છે. તેને કારણેજ જેમ માણસ નોવેલ વાંચતો જાય છે. તેમ તેમ તેનો મિજાઝ પણ આશીકાના બનતો જાય છે. અને છેવટે તે કોઈક સુંદરી અથના નાના છોકરાના ઈશ્કમાં સંડોવાય જાય છે. (અશરફુલ જવાબ પેજ નં. ૩૩૮,૩૩૯ ના આધારે) (૩) સિનેમાની જેમ નોવેલથી પણ વાંચક ને ચોરી, ડકેતી અને ખૂન જેવા ગુનાહિત કૃત્યોની રીતો અને પ્લાન ખબર પડે છે. તે પછી તે વાચક તેને અપનાવવાની ફિકરમાં રહે છે. (૪) કેટલીક નોવેલોમાં વાંચકો ના

મનોરંજન માટે સેકસી વાતો અને વાકયો પણ લખવામાં આવે છે. જેનાથી ઘણા નવુઝૂવાન છોકરા, છોકરીઓ ઈશ્કથી લઈ નાજાઈઝ તાલ્લુકાત અને ઝીના સુધી પહોંચી જાય છે. તેમજ લિવાતત (NOMD-SEX) અને હસ્ત મૈથુન (MASTUR BATION ) જેવી ગંદી આદતોમાં પણ સંડોવાય જાય છે. (૫) જયારે માણસને નોવેલ વાંચવાની લત લાગી જાય છે તો તેને કુર્આન શરીફ પઢવું સારૂં નથી લાગતું. નમાઝ પણ બોજ જેવી લાગે છે. અને દીની કિતાબો પઢવું તો લગભગ નામુમકિન જેવું થઈ જાય છે. અને ધીરે ધીરે દીનની દરેક વાત મઝાક બની જાય છે. સુન્નતોનો પણ મઝાક ઉડાવવામાં આવે છે. પરદહવાળી સ્ત્રીઓને બેવકુફ સમજવામાં આવે છે. (૬) નોવેલના શોકીન વધુ પડતા સ્કુલ, કોલેજ વિગેરેના વિદ્યાર્થીઓ હોય છે. તેઓને નોવેલનો એવો ચસ્કો લાગે છે કે તેઓને શૈક્ષણિક પુસ્તકો વાંચવામાં પણ રસ રહેતો નથી અને કેટલાકતો નોવેલ પાછળ એવા દિવાના બની જાય છે કે અભ્યાસ સમયે પણ શૈક્ષણિક પુસ્તક ખોલવાને બદલે નોવેલ ખોલી વાંચતા હોય છે. અને છેવટે પરીક્ષા સમયે ઝલીલ થવું પડે છે. (૭) ઘણી નોવેલોના ટાઈટલ પર ગંદા, નગ્ન, અને અર્ધ નગ્ન ફોટા હોય છે. જે નજરને આકર્ષે છે. અને તેનાથી નજર અને ઝહન ખરાબ થાય છે. તેમજ ઘરમાં આવી નોવેલ નાના બાળકોના હાથે ચડી જવાથી તેમની પણ આદત બગડવા નો ભય રહે છે.(૮) જાસુસી નોવેલોમાં કેટલીક વખત ઘણુ સસપેન્સ (SUSPENSE) હોય છે. જેને વાંચતા સમયે વાંચક પોતાને આવા માહોલમાં ઘેરાયેલો તસવ્વુર કરે છે. જેથી ઘણી વખતે તેને કારણે બ્લડ પેશર થઈ જાય છે. (૯) જયારે માણસને નોવેલનો ચસ્કો લાગી જાય છે તો તે રાત, દિવસ, ઉઠતા, બેસતા,

ઘરે, યાત્રામાં, બસમાં, ટ્રેનમાં મતલબકે હર જગ્યાએ નાવિલ જ વાંચતો હોય છે. અગર અંધારૂ હોય તો દિવો વિગેરે સળગાવીને પણ નોવેલ વાંચે છે. અને આમ આંખોની રોશનીમાં કમી આવવુ સ્વભાવિક છે. (૧૦) તારીખી નોવેલોમાં ભુતકાળના કોઈ કિસ્સાને લઈ તેને દિલચસ્પ બનાવવા માટે જુઠ અને ઈશ્કી વાતોનો છૂટ થી ઉપયોગ કરવામાં આવે છે. (જેનુ હરામ હોવું જાહેર છે) અને કોઈ એક વ્યકિતને હિરો બનાવી ફિલ્મી ઢબે પેશ કરવામાં આવે છે. જેથી વાંચક તેને જ સત્ય જાણી દીની કિતાબો ને પઢવાની જરૂરત નથી સમજતો. (બાંગે દરા, માસીક (લખનવ) જુલાઈ, ઓગષ્ટ, સપ્ટેમ્બર ૧૯૯૪ ઈ. પેજ નં. ૮૫ થી ૯૧ના આધારે) આટલું જાણ્યા પછી આપના સવાલનો જવાબ સ્પષ્ટ છે કે નોવેલ વાંચવુ જાઈઝ નથી. અગર કોઈને તારીખ જ જાણવી હોય તો દીની તારીખી મોઅતબર કિતાબો વાંચવામાં આવે. અને સવાલમાં વર્ણન કરેલ સૂરતમાં ( કે વાંચક ને હર સમય, અહિંયા સુધી કે નમાઝમાં પણ ફિલ્મી નોવેલ ના દ્રશ્યો જ મગજમાં ઘૂમતા રહે.) તો તેના હરામ હોવામાં તો કોઈજ શંકા નથી કુર્આન શરીફમાં છે.

ومن الناس من يشترى لهو الحديث ليضل عن سبيل الله بغير علم (سورة لقمان)

(અર્થાત) અને લોકોમાંથી કેટલાક એવા છે કે જેઓ ખરીદે છે લહવની વાતો કે જેથી ગુમરાહ કરે બે ઈલ્મીને કારણે.

મજકુર આયત ની તફસીરમાં હઝરત મૌલાના મુફતી મુહંમદ શફીઅ સાહબ ઉસ્માની રહ. એક જગ્યાએ લખે છે " આ ઝમાનામાં ઘણા

નવજવાનો ગંદી નોવેલો ધંધાદારી મુજરીમો અને બદમાશોની હાલત બયાન કરેલ કિસ્સાઓ અથવા ગંદી શેઅર શાઅરી વાંચવામાં મશ્ગુલ છે, હાલાં કે આ સર્વ વસ્તુ લહવે હરામ માં દાખલ છે." (મઆરીફુલ કુર્આન ૭/૨૩ ના આભારે)

## ૨. તજસ્સુસ જાઈઝ નથી :-

**સવાલ :-** કોઈ અજાણી વ્યકિત બાબત તજસ્સુસ એટલે કે તેની બાતીન બાબત તેમ તેના આગલા કોઈ કારનામા બાબત છુપી માહિતી પૂછવી શરઈ લાઈનથી કેવી છે ?

**જવાબ :-** حامداً ومصلياً ومسلماً તજસ્સુસ જાઈઝ નથી, બલ્કે હરામ છે. જે વાત ખુલ્લી સામે આવી જાય તેને પકડી શકો છો. અને કોઈ મુસલમાન નો જે એબ જાહેર ન હોય તેની તલાશ અને શોધખોળ કરવી જાઈઝ નથી.

અલબત્ત કોઈના તરફથી નુકશાન પહોંચવાનો ભય હોય અને પોતાના અથવા કોઈ મુસલમાનની હિફાઝત માટે નુકશાન પહોંચાડનાર ની છુપી સ્કીમો અને ઈરાદાઓનો તજસ્સુસ કરે તો જાઈઝ છે. (મઆરિફુલ કુર્આન ૮/૧૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. બિદઅતી ને સલામ કરવું :-

**સવાલ :-** બિદઅતી ના બારામાં સૈયદ અ. કાદીર જીલાની રહે. ની તસનીફ " તલબીસે ઈબ્લીસ" માં આવે છે કે બિદઅતી માણસ સામેથી

આવતો હોય તો તમારો રસ્તો બદલી નાખો, તેને સલામ પણ ન કરવી. તો અમારી માન્યતા પ્રમાણે ઉપરોકત અમલ કરવાથી તેને હકીર સમજવા નું નફસ ગવાહી દેશે અને તેને સલામ કરવાનો તો સવાલ જ પૈદા થતો નથી, પરંતુ ઈસ્લામી અખ્લાક અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના તરીકા ઉપર ઝોર આપેલ છે તો અગર તેની ઈસ્લાહ મકસૂદ હોય અથવા આપણો નફસ હકીર સમજવા ઉપર આમાદા ન થાય તે માટે બિદઅતીને સલામ કરવું તેમ અખ્લાકથી પેશ આવવું કેવું છે ? કારણ કે કોઈ મુસલમાન કે ગેર મુસ્લિમ ને હકીર સમજવું મના છે માટે ખુલાસો લખશો.

**જવાબ :–**حامداً ومصلياً ومسلماً "તલબીસે–ઈબ્લીસ" હઝ. શૈખ અ. કાદિર જીલાની (રહ.) ની તસનીફ નથી. બિદઅતીને સલામ કરવા માં તેની તઅઝીમ લાઝીમ આવે છે. અને હદીસમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈરશાદ છે : "જેણે કોઈ બિદઅતીની તઅઝીમ કરી તેણે ઈસ્લામ (નીઈમારત)ને તોડવા માં મદદ કરી" (મીશ્કાત પેજ ૩૧). રહયું રસ્તો બદલવું, તો તેનું કારણ એ છે કે તેના અસર થી બચી શકાય, બાકી અગર કોઈ એવો માણસ જે તેની ઈસ્લાહ કરવાની લાયકાત ધરાવતો હોય અને તેની સાથેના મેળ–મેળાપથી પેલા માણસ ની ગુમરાહીનો ભય ન હોય તો એવો માણસ ઈસ્લાહની નિય્યતથી તેની સાથે મેળ–મેળાપ કરશે તો વાંધો નથી બલ્કે તેનું આ પગલું પસંદીદહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૪. ટ્રકમાં ડિઝલના બદલે કેરોસીન વાપરવું, નિયમ કરતા વધારે વજન ભરવું :**

**સવાલ :**–(૧) એક ભાઈએ ટાટા કંપનીમાંથી એક માલ વાહક ટ્રક ખરીદી. અમુક સમય સુધી કંપની સર્વીસ આપવા માટે બંધાયેલ હોય છે. પછી કંપનીને ગ્રાહક સાથે કોઈ લેવા દેવા હોતી નથી. પરંતુ કંપની ટ્રક ચલાવવા માટે અમુક ગાઈડ લાઈન આપે છે. જે ગ્રાહકના હિત માટે હોય છે. તેમજ સરકારી માપદંડ અનુસાર હોય છે. (જેમ કે ટ્રક ડિઝલ થી ચલાવવી. ચોક્કકસ માત્રામાં વજન ભરવું) વિગેરે તો શું કંપનીના નીયમ વિરૂધ્ધ ટ્રક ચલાવવી (ડિઝલના બદલે કેરોસીન, નીયમ કરતા વધારે વજન ભરવું જાઈઝ છે ?

**સવાલ :**– (૨) હમારે ત્યાં અને આસપાસના વિસ્તારોમાં ગરીબોને સરકાર દ્વારા ફાળવાતુ રાહત દળનું કેરોસીન અમુક ગૈર મુસ્લિમ તત્વો કાળા બજાર કરી મુસ્લિમ વેપારીઓને વેચી દે છે. આવા અસામાજીક તત્વોને સરકારી અમલદારો તેમજ પોલીસ તંત્ર નો સાથ હોય છે. દરેક માણસ આ વાતને ખૂબ સારી રીતે જાણે છે. સમાચાર પત્રો અવાર નવાર આ વાતને ઊજાગર કરે છે. પરંતુ ભ્રષ્ટ્ર તંત્રની રહેમ નઝર હેઠળ આ બધુ ખુલ્લેઆમ થાય છે. તો શું ? આ ટાઈપનું કેરોસીન ટ્રકોમાં વાપરવું જાઈઝ છે ? (ડિઝલ અને કેરોસીનની કિંમત માં ૨૫% ટકા નો ફરક હોય છે.

**જવાબ :**– حامداً ومصلیاً ومسلما (૧) ટ્રક ચલાવવા માટે કંપની તરફથી જે ગાઈડ લાઈન આપવામાં આવે છે તેમાં સરકારી કાયદાને પણ દખલ હોય અર્થાત ટ્રક ડીઝલથી ચલાવવાની જે ગાઈડ લાઈન આપવામાં

આવી છે તેમાં ગ્રાહક (ટ્રક માલિક)ના હિત સાથે સરકારી કાયદો પણ એને જરૂરી ઠેરવતો હોય, એજ રીતે ટ્રકમાં ચોક્કસ માત્રામાં વજન ભરવાની જે ગાઈડ લાઈન આપવામાં આવી છે. તેમાં સરકારી કાયદાની રૂએ પણ એનાથી વધુ માત્રામાં વજન ભરવું ગુનાહિત ઠરતું હોય, તો એ સૂરતમાં એ નિયમના વિરૂધ્ધ કરવાથી સરકારી કાયદાનું ઉલ્લંઘન થવાને લઈ સજા અથવા દંડ થશે. જેમાં માણસની બે–ઈજ્જતી સાથે માલી નુંકશાન પણ છે. વળી સરકારી કાયદાનું પાલન કરવાનો દરેક નાગરિક વચનબધ્ધ હોય છે, અને તેના વિરૂધ્ધ કરવાને લઈ એક કરારને તોડવું લાઝિમ આવે છે. જે શરઈરૂએ ગુનાહિત કૃત્ય છે. જેથી એવું કરવું જાઈઝ નથી.

(૨) એ પ્રકારનું કેરોસીન ટ્રકોમાં વાપરવાથી પણ ઉપર જવાબમાં જણાવેલ ખરાબીઓ લાઝિમ આવવાને લઈ દુરૂસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૫. ધણીની ઈજાઝતથી અન્ય સાથે સફર :–

**સવાલ :–** નિકાહ થયેલ છોકરી ને એની સગી બહેન અથવા સગી ખાલાની છોકરી જેવી રિશ્તેદાર સાથે એક–બે દિવસ માટે મોકલી શકાય યા નહિ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً ધણીની ઈજાઝતથી શરીઅતે સફર માટે જરૂરી ઠેરવેલ શર્તો ને આધિન રહી, અગર બીજા કોઈ ફિત્નાનો ભય ન હોય તો મોકલી શકાય છે. અને જો ત્યાં મોકલવામાં ફિત્નાનો ભય છે તો પછી મોકલી શકાય નહિં. (શામી ૨/૩૯૧). ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૬.અવલાદ પ્રાપ્ત કરવા માટે શવહરની મની બચ્ચાદાનીમાં રાખવું કેવું છે ?**

**સવાલ :–** મારી શાદીના ૧૦ વર્ષ થઈ ગયા છે અને અત્યાર સુધી મારે કોઈ અવલાદ નથી. અને દવાઓ પણ બહુજ કરાવી અને ડોકટરના બદન ચેક કર્યા મુજબ અમારા બન્નેવમાં કોઈ જ ખામી નથી. અમે બન્ને ઈઝદિવાજિ ઝિંદગીથી સહી સાલીમ છે. અમો હમલ રાખવા માટે મુસલસલ સાત વરસથી દવાઓ કરીએ છીએ. પણ હવે ડોકટરનું કહેવું એવું છે કે મારી (શોહરની) મની (ધાતુ) લઈને ઈન્જેકશન દ્વારા બચ્ચાદાનીમાં રાખવામાં આવે તો શકયતા છે કે હમલ રહી જાય. તો શું તેવું કરવું શરીઅતના રૂએ જાઈઝ છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما ઔરતની શરમગાહ અથવા બચ્ચાદાનીમાં કોઈ એવી બિમારી હોય જે શારીરિક તકલીફ અને દુઃખનું કારણ છે. તો એનો ઈલાજ લેડી ડોકટરથી કરાવવો જાઈઝ છે. પુરુષ તબીબથી કરાવવો જાઈઝ નથી.

અલબત્ત અગર બિમારી આત્મઘાતક અથવા અસહય હોય અને લેડી ડોકટર ન મળે તો પુરુષ તબીબથી ઈલાજ કરાવવો જાઈઝ છે.

આપે સવાલમાં જણાવેલ રીતમાં કોઈ એવી બીમારીનો ઈલાજ કરવામાં નથી આવતો જે શારીરીક તકલીફનું કારણ હોય, કિંવા કોઈ શારીરીક નુકશાન દૂર કરવા નહિ, બલ્કે (અવલાદનો) ફાયદો પ્રાપ્ત કરવા માટે જ છે. જેથી આ અમલ લેડી ડોકટર પાસે પણ કરાવવો જાઈઝ નથી. પુરુષ તબીબ પાસે આ રીતનો ઈલાજ કરાવવો છેલ્લા દરજાની બે દીની

હોવાની સાથે એવી બેગયરતી અને બે હયાઈ પણ છે, જેના વિચાર માત્રથી પણ માનવતા અને ઈમાન માઈલો દુર ભાગે છે. અલ્લાહ તઆલાને નારાઝ કરીને જે અવલાદ પ્રાપ્ત કરવામાં આવી હોય તે વબાલ જ બનશે. (અહસનુલ ફતાવા ૮/૨૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. છુંદો બીયર (BEER) મિશ્રીત ભેંસોને ખવડાવવું :–

**સવાલ :–** ઘઉંના દાણા સાથે જે જવ પાકે છે તે બિયર (BEER) કંપનીમાં જાય છે. અને તે કંપનીમાં ગરમ કરીને તેમાંથી પાણી કાઢી મુકે છે, અને તે પાણીનું તે કંપની બિયર બનાવે છે, અને પાણી કાઢી નાખ્યા બાદ જે જવ નો છુંદો નીકળે છે તે તબેલાવાલા ભેંસો ને ખવડાવે છે. અને જે આ છુંદો આપે છે તે બિયર જેવો ગંધ મારે છે. તો આ છુંદો ભેંસોને ખવડાવવું કેવું ? આ બિયરનો છુંદો નથી આવતો, ત્યારે આ ભેંસો તોફાન કરે છે. જવાબ આપશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً એ છુંદો બીયર જેવો જ ગંધ મારે છે, તેનાથી માલમ પડે છે કે જવનું પાણી બીયરમાં રૂપાંતર થયા પછી એ છુંદાથી અલગ કરવામાં આવે છે. માટે એ છુંદો બીયર મિશ્રીત હોવાને લઈ ભેંસો ને ખવડાવવો મકરૂહ છે.

لو وقعت الحنطة فى الخمر لا تؤكل قبل الغسل، فان غسلت وطحنت او لم تطحن ولم توجد رائحة الخمر ولا طعمها فلا باس

بـاكـلـه قيـل هـذا اذا لـم تنتفخ الحنطة، اما اذا انتفخت، فعلى قول مـحـمد رحمه الله تعالا لا تطهر ابدا،وعلى قول ابى يوسف رحمه الـلــه تـعـالـى تـغـسـل ثـلاث مـرات وتـجـفف فـى كـل مـرةو تـؤكـل(عـالـمـگيـرى٥/ ٤١١) ولـو نـقـل الخمر الى الدابة يكره (ايضا)

(આલમગીરી ૫/૪૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૮. ઘરમાં પીર સાહબની તસ્વીર રાખવું જાઈઝ નથી :-

**સવાલ :-** રમઝાન શરીફના આખરી જુમ્આના ખુત્બામાં લયલતુલ કદ્રની , રાતની ઈબાદતની ફઝીલતનું બયાન કરવામાં આવ્યું, અમારા પેશ ઈમામ જેમણે પોતાની તાલીમ દેવબંદ મદ્રેસામાં લીધેલ છે, અને હાફીઝ પણ છે. એમની પાસે ફઝાઈલે આમાલ કિતાબ છે. એમણે એમના બયાનમાં જણાવ્યું કે લયલતુલ કદ્રની રાતે સુવ્વર પાળવામાં આવતા હોય તે ઘરે તેમજ જે ઘરમાં હરામ કારી થતી હોય, તેમજ જે ઘરમાં ઝીનતના માટે તસ્વીરો લટકાવવામાં આવેલ હોય તેવા ઘરોમાં રેહમતના ફરીશ્તાઓ જતા નથી. અલ્લાહ પાકના ફઝલો કરમથી પહેલી બે બાબતો મને લાગુ પડતી નથી. જયારે મારા ઘરમાં મારા પોતાના પીર કમાલુદીન રીફાઈ જેઓ સૈયદ એહમદ કબીર રીફાઈ (રહે.)ની આલમાંથી છે, બલ્કે આલે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની અવલાદમાંથી છે, તેમનો ફોટો ૧॥ ફુટ×૨ ફુટ ની સાઈઝ નો છે, જે મારા લિવીંગ રૂમ માં

લટકાવેલો છે. અલ્લાહ પાકના ફઝલો કરમથી હમો એમની કોઈ પુજા કરતા નથી, ફકત ફોટામાં જોઈ એમને યાદ કરવા બલ્કે યાદ તાઝા રાખવા માટે તસ્વીર રાખું છું. ઉપરોકત હદીસનું બયાન વાંચી હું ઘણી ફીકરમાં પડયો છું કે હવે મારે શું કરવું ? તસ્વીર લટકાવેલી રાખવી અથવા તસ્વીર કાઢી કબાટમાં મુકી દેવી ? ઈત્તેફાકથી રમઝાન ઈદના દિવસે હમો હમારા પેશ ઈમામ ના ઘરે ગયા તો તેમના ઘરમાં ૨ ફુટ × ૩ ફુટ નો મોટો કઅબતુલ્લાહનો ફોટો હતો. જેમાં હાજીઓને અથવા ઉમરહ કરવા ગયેલા સાહેબોનો કઅબતુલ્લાહની ફરતે તવાફ કરતા હોય એ મુજબની તસ્વીર એમના ઘરમાં દિવાલ ઉપર લટકતી હતી. જેમાં તવાફ કરતા સાહેબોના ચહેરા સાફ સાફ દેખાતા ન હતા. પણ આપણે નઝદીક જઈએ તો દેખાય. મેં આ બાબતે એમને પુછયું કે તસ્વીર તો આ પણ છે જેમાં ઈન્સાન નાં ચહેરા દેખાય છે. તો આ તસ્વીર લટકાવી શકાય ખરી ? એમણે જે જવાબ આપ્યો તે મારા ગળે ન ઉતર્યો, જેથી આપને આ બાબતે પૂછવાનું કે તસ્વીર બાબતમાં હદીસ શરીફ માં જે કહેવામાં આવ્યું છે તે આધારે ઉપરોકત બન્ને બાબતો માટે આપનો શું મશ્વેરો છે તે જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً જાનદારની તસ્વીર બાબત હદીસે પાકમાં ઘણીજ સખ્ત વઈદ આવી છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈરશાદ છે કે કયામતના દિવસે સૌથી સખ્ત અઝાબમાં તસ્વીર બનાવનારાઓ હશે. (બુખારી શરીફ) અન્ય એક ઈરશાદ છે કે જે માણસ દુન્યામાં (જાનદારની) કોઈ તસવીર બનાવશે, તો કિયામતના દિવસે તેને હુકમ કરવામાં આવશે કે એમાં જીવ નાખ. અને તે બિલ્કુલ નાખી નહિ

શકે. (તો એને સખ્ત અઝાબ થશે) (બુખારી શરીફ) એક વેળા હઝ. જીબ્રઈલે (અલ.) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે આવવાનો વાયદો કર્યો હતો પરંતુ નક્કી સમયથી મોડું થયું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પરેશાન થયા (કે હઝ. જીબ્રઈલ (અલ.) વાયદા મુજબ આવ્યા કેમ નહિં ?) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પોતાના હુજરાની બહાર નિકળ્યા તો હઝ. જીબ્રઈલ (અલ.) થી મુલાકાત થઈ, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ઈન્તેજાર કરવાની તકલીફની શિકાયત કરી તો હઝ. જીબ્રઈલે (અલ.) જવાબ આપ્યો કે અમે (ફરીશ્તાઓ) તે ઘરમાં નથી આવતા, જેમાં તસ્વીર અથવા કુતરો હોય. (બુખારી શરીફ) અન્ય રિવાયતોમાં છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના હુજરામાં કુતરાનું બચ્ચું ઘુસી ગયું હતું, જેના લઈ હઝ. જીબ્રઈલ (અલ.) અંદર આવ્યા નહિં.

વિચારવાની વાત છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ને જીબ્રઈલે (અલ.) વાયદો કર્યો હતો, અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પોતે હુજરામાં હતા, તે છતાં કુતરાના બચ્ચાને લઈ હઝ. જીબ્રઈલ (અલ.) અંદર આવ્યા નહી. તસવીર (જાનદારની)ને જયારે મના ફરમાવવમાં આવી તો હવે તે ગમે તેની હોય. અને તસવીર રાખનારની નિય્યત પુજાની ન હોય તો પણ ફીરશ્તાઓ આવશે નહિં. નસઈ શરીફમાં છે કે એક વખત હઝ. જીબ્રઈલ (અલ.) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે અંદર આવવાની રજા માંગી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું આવી જાઓ તો હઝ. જીબ્રઈલે (અલ.) કહયું કે હું

કેવી રીતે આવું જયારે કે આપના મકાનમાં એક પરદો લટકી રહયો છે જેમાં તસ્વીરો છે. આપ યાતો તસ્વીરોના માંથા કાપી નાખો અથવા આ પરદાને પગથી રગદોળાય એ રીતે બીછાવી લ્યો. કારણ કે અમો ફરીશતાઓની જમાઅત એવા ઘરમાં  દાખલઈ નથી થતા જયાં તસવીર હોય (જવાહિરૂલ ફિકહ ૩/૧૮૬) ઉપરોકત બનાવમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મકાનમાં લટકી રહેલા પરદા ઉપર જે તસ્વીરો હતી તેની આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પુંજા નહિં કરતા હતા. તે છતાં હઝ. જીબ્રઈલે(અલ.) અંદર આવવાથી ઈનકાર કર્યો.  માટે આપ તે તસ્વીર હટાવી લઈ તેને દફન કરી દયો. આપે ઈમામ સાહબના ઘરમાં કાબતુલ્લાહના ફોટા સાથે હાજીઓની જે તસવીર જોઈ તેમાં અગર તેમના ચેહરા સાફ અને સ્પષ્ટ દેખાતા હતા તો તે પણ જાઈઝ નથી. બહરહાલ આપની ફરજ એ છે કે આપ પોતાના મકાનમાં રાખેલ/ લટકાવેલી પીર સાહબની તસ્વીરને નષ્ટ કરી દયો  જે કૃત્યને  હુઝુરે પાક સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અલ્લાહની રહમતથી દુરીનું કારણ બતલાવ્યું હોય તેવું કુત્ય આચરી બરકતની આશા રાખવી કેમ દુરૂસ્ત હોઈ શકે ? એ આપે વિચારવાની વાત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૪) ઉ.

**૧. બુરખો પહેરવો જરૂરી છે ભલે શોહર નારાઝ હોય :-**

**સવાલ :-** શું ઈસ્લામે દરેક મુસલમાન ઔરત ઉપર બુરખો ફર્ઝ કરી દીધો છે ? અગર ફર્ઝ હોય તો કોઈ આયત અથવા હદીસથી સાબીત કરી બતાવશો. અગર કોઈ તબલીગી ઓરત બીજી ઓરતને જબરજસ્તી બુરખો પહેરાવવા માંગે તો શું હુકમ છે ? જે ઓરતને બુરખો પહેરાવવા માંગે તેનો શોહર બુરખો પહેરાવવાથી નારાજ છે; તો હવે તે ઓરત શું કરશે ? તફસીલી જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :-** حامداً ومصلیاً ومسلماً હઝરત મુફતી મુહમ્મદ શફી સાહબ (રહ.) કુર્આને પાકની તફસીર " મઆરીફુલ કુર્આન"માં લખે છે કે ઔરતોના પરદાનું બયાન કુર્આને પાકની સાત આયતોમાં આવ્યું છે. (તેમાંની) ત્રણ સુરએ નુરમાં ગુજરી ગઈ છે. (અને) ચાર સુરએ અહઝાબ માં છે. (મઆરીફુલ કુર્આન ૭/૨૦૮). " એજ પ્રમાણે સીત્તેરથી વધુહદીસોમાં પરદાના હુકમ બતાવવામા આવ્યા છે. (૭/૨૦૮) આગળ જતાં પરદાના દરજજાની વિગતવાર છણાવટ કરતાં લખે છે." પરદાનો પહેલો દરજજો જે શરીઅતનો અસલ ધ્યેય છે તે હિજાબે અસખાસ છે. (કીંવા)ઔરતો પોતાના ઘરોમાં રહે. પરંતુ ઈસ્લામી શરીઅત એક જામેઅ અને સંપૂર્ણ વ્યવસ્થા છે. જેમાં માણસની તમામ જરૂરીઆત નો પુરો ખ્યાલ

રાખવામાં આવ્યો છે. અને એ (વાત) સ્પષ્ટ છે કે ઔરતો ને એવી જરૂરીયાત પડવી આવશ્યક છે કે તેઓ કોઈકવાર ઘરથી (બહાર) નીકળે એટલે પરદાનો બીજો દરજજો કુર્આન અને સુન્નતના રૂએ એ જણાવ્યો છે કે માથાથી લઈ પગ સુધી બુરખા અથવા લાંબી ચાદરમાં (પોતાના) સંપૂર્ણ બદન ને છુપાવીને નીકળે, રસ્તો જોવા માટે ચાદરમાંથી માત્ર આંખો બહાર રાખે અથવા બુરખામાં જે જાળી આંખોની સામે વપરાશ માટે રાખવામાં આવે છે તે લગાવી લીએ, જરૂરત ટાણે પરદાનો (આ) બીજો દરજજો પણ પહેલા દરજજાની જેમ તમામ ઉલ્મા તથા ફુકહામાં સર્વ સંમત છે. (૭/૨૧૩) જરૂરત ટાણે જયારે ઔરત ને ઘરથી બહાર નીકળવું પડે ત્યારે બુરખો અથવા લાંબી ચાદર માથાથી પગ સુધી ઓઢીને નીકળવાનો હુકમ છે. જેમાં બદનનો કોઈ પણ ભાગ ન દેખાય. આ (હુકમ) સૂરએ અહઝાબની આ આયતથી સાબીત છે જે આગળ આવી રહી છે.

قل لازواجک وبنتک ونساء المؤمنين يدنين عليهن من جلابيبهن.

**અર્થાત :—** અય નબી આપ પોતાની બીવીઓ તથા બેટીઓ તથા આમ મુસલમાનોની ઔરતોને હુકમ દિયો કે તેઓ પોતાની " જિલબાબ" વાપરે, જીલબાબ એવી લાંબી ચાદર ને કહેવામાં આવે છે જેમાં ઔરત માથાથી પગ સુધી ઢંકાયલી રહે (૭/૨૧૭) ઈબ્ને જરીર (રહ.) પોતાની તફસીરમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)થી "જીલબાબ" વાપરવાની રીત નકલ કરે છે કે ઔરત માથાથી પગ સુધી તેમાં લપેટાયેલી

હોય અને ચહેરો અને નાક પણ ઢંકાયેલું હોય, માત્ર એક આંખ રસ્તો જોવા માટે ખુલ્લી હોય, (૭/૨૧૭) ઉપરોકત વિગતથી બુરખાનું જરૂરી હોવું સમજમાં આવી ગયું હશે. હવે દરેક મુસ્લિમ ઔરત માટે એના ઉપર અમલ કરવો જરૂરી છે. અગર કોઈ ઔરતનો શોહર શરીઅત ના આ હુકમ પર ઔરતના અમલ કરવાથી તેણીથી નારાજ રહેતો હોય તો શોહર ની નારાઝગીની બીલ્કુલ પરવા ન કરે. અલ્લાહ તઆલાને નારાજ કરી શોહર ને રાઝી કરવાની જરૂરત નથી "અલ્લાહ તઆલા ના હુકમ ના ખીલાફ કોઈ મખલુક ની ફરમાબરદારી જાઈઝ નથી" (મઆરીફુલ કુર્આન ૮/૪૧૮). ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. વેલવેટના કપડાં પહેરવા જાઈઝ છે. :–

**સવાલ :–** સ્ત્રીઓ માટે વેલવેટના કપડાં પહેરવા જાઈઝ છે કે નહી ? જે કપડાંની ફેશન આજે માર્કીટમાં ચાલી રહી છે, એ કાપડ મખમલ જેવું જ હોય છે, માટે વિગતવાર જવાબ આપવા મહેરબાની કરશો. અમારે ત્યાં અમુક લોકો કહે છે કે એ કાપડ પહેરવું સ્ત્રીઓ માટે જાઈઝ નથી.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما વેલવેટના કપડાં પહેરવા સ્ત્રીઓ માટે જાઈઝ છે. અલબત જરૂરી છે કે તે એ રીતે સીવડાવવામાં આવે કે શરીરનો કોઈ ભાગ ન દેખાય, અને એવા તંગ પણ ન હોય. જેના લઈ શરીરના અવયવો નો ઉભાર અથવા સાઈઝ માલમ પડે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૫) મુઆશરત કિંવા સામાજિક.

## ૧. બિન મુસ્લિમ છોકરીઓ સાથે રહેનારાઓનો ઈલાજ માત્ર સમાજ સુધારણા છે

**સવાલ :–** ગામમાં આપણા નવ જુવાનો જેમાં ખાસ કરીને મજુરીયાત અને અભણ તબકામાં આપણા મુસ્લિમ જવાનો બિન મુસ્લિમ છોકરીઓ સાથે રહે છે. તેમજ અલ્લાહ માફ કરે કેટલીક મુસ્લિમ બહેનો બિન મુસ્લિમ સાથે રહે છે. હવે આ બાબત ગામમાં ખુબ તણાવ થાય છે. કોઈ વખત આ બાબત કૌમી સ્વરૂપ પણ પકડે છે. જેથી હમો મુજવણમાં છે. કેટલાક આપણે ત્યાં કહે છે કે સાથે રહે ઝિના કરે એના કરતા એઓને મુસલમાન બનાવી નિકાહ કરાવે તે સારૂ. પરંતુ હમણા સુધી અમોએ અનુભવ્યું કે મજકુર મુસલમાન થવું નિકાહ યા સાથે રહેવા પુરતું છે. કારણ કે આવા લોકો મુસલમાન થવા બાદ ન તેઓ દીન શીખે છે. ન કોઈ અમલ કરે છે. અહિં સુધી કે તેઓ પોતાની રહેણી–કરણી પણ બદલતા નથી. ખુદા ન કરે તેઓમાં જુદાઈ થાયકે તરત પોતાના ધર્મ સમાજમાં ચાલ્યા જાય છે. અહિં આપણા મઝહબની બદનામી થાય છે. અને કોમવાદ થવાનો ભય રહે છે. અને આ બધી વિગત અનુભવથી લખી છે. હમારી સ્થિતિ સુડી વચ્ચે સુપારી જેવી છે. તો અમારે શું કરવું ? આ તકવાદી નિકાહ માટે મુસલમાન બનાવાઈ ? અગર મરદ અથવા ઔરત બેમાંથી એક મુસલમાન હોય તો તેમની અવલાદ નો શો હુકમ છે. તેઓ મુસ્લિમ

ગણાશે કે બિન મુસ્લિમ ? અગર એ બાળકોમાં કોઈ નો ઈન્તેકાલ થાય તો તેની દફન વિધિ આપણા પ્રમાણે કરવી ? અગર કોઈ નવ મુસ્લિમ બાઈ થઈ હોય અને મુસ્લિમ મરદ સાથે નિકાહમાં હોય પરંતુ મરદના ઈન્તેકાલ બાદ તે બાઈમાં કોઈજ ઈસ્લામની અલામત ન હોય તો તેનો ઈન્તેકાલ થાય તો તેની દફન વિધિ આપણા પ્રમાણે કરવી કે નહીં ? આ ઘણા વિકટ પ્રશ્ન નો સામનો કરી રહયા છે. આ બધું ગરીબ–જાહેલ ઝુપડ પટ્ટી વિસ્તારમાં થઈ રહયું છે. જોકે ત્યાં પણ દીની મહેનત ચાલુજ છે. આ બાબતે ઘટતું ખુલાસા વાર માર્ગ દર્શન આપશો.

જવાબ :– حامداً ومصلیاً ومسلماً એનો ખરો અને સહીહ ઈલાંજ તો સમાજ–સુધારણા નો કાર્યક્રમ યુધ્ધના ધોરણે ચલાવી, નવી પેઢીને દીનના અહકામથી વાકેફ કરવાની સાથે એમના દિલોમાં દીન ઉપર અમલનું મહત્વ પયદા કરવું જ છે. ઝીનાથી બચાવવા માટે ઈસ્લામમાં પ્રવેશ આપી નિકાહ કરાવી દેવા ત્યાર પછી પણ દીની મહેનત ચાલુ રાખવી. આગળ જતાં પાછા પોતાના ધર્મમાં ચાલ્યા જશે તે ભયને લઈ આ કામ છોડવાની જરૂરત નથી. એનાથી ઓછા માં ઓછો એટલો લાભ તો થયો કે સમાજ ઝીના ના દુષણથી બચી ગયો. અને એ પણ મોટો લાભ છે. કારણ કે તેઓને એવીજ હાલતમાં રહેવા દેવાથી ઝીનાની પ્રથાને વેગ મળ્યાની સાથે અન્ય લોકો ના દિલોમાંથી પણ ઝીનાની સુગ અને બુરાઈ નીકળી જશે. જેનું નુકશાન સ્પષ્ટ છે. બલ્કે ઝીનાની અવલાદ નો સમાજ માં વધારો થશે જયારે મુસલમાન બનાવી લેવાથી એ તમામ ખરાબીઓથી બચાવ થઈ

જશે. આગળ જતાં ખુદા ન કરે તેઓ પાછા પહેલા ધર્મમાં ચાલ્યા જાય ત્યારે સમાજના વડીલો તેને સમજાવવાની કોશિશ તો કરે. પરંતુ એ પ્રકરણને નાદાનો ના હવાલે હરગીઝ ન કરે જેથી કોમવાદ ઉત્પન્ન થાય. જયાં સુધી સામેવાળી વ્યકિત મુસલમાન નહીં બને ત્યાં સુધી નિકાહ સહીહ થતા નથી. અને અવલાદ ઝીનાની અવલાદ રહે છે. નસબ સાબિત થતું નથી. જેથી એ અવલાદની નિસ્બત બાપ સાથે થઈ શકતી નથી. માં સાથેજ થશે. એટલે અગર માં મુસલમાન છે તો તે મુસલમાન કહેવાશે અને તે મરણ પામે તો તેની અંતિમ ક્રિયા મુસ્લિમ તરીકેજ થશે. અને જો માં ગેર મુસ્લિમ હોય તો બાળક પણ ગેર મુસ્લિમ શુમાર થશે અને તેની નમાઝે જનાઝા નહિં પઢવામાં આવે, તે છતાં અગર કોઈ એ પઢી લીધી તો તેની સાથે વાદ–વિવાદ કે ઝઘડો કરવાની જરૂરત નથી. (કિફાયતુલ–મુફતી ૪/૯૪) નવ–મુસ્લિમ બાઈ જે મુસ્લિમ મર્દના નિકાહમાં હતી, તે મર્દના ઈન્તેકાલ પછી અગર તેણે કોઈ એવું કાર્ય કર્યું અને કથન કહયું જેનાથી કુફ્ર લાગુ પડતું હોય અને છેવટ સુધી એવીજ રહી ઈમાન નું નવીનકરણ નથી કર્યુ તો એની અંતિમ–ક્રિયા ઈસ્લામ ધર્મ મુજબ નહિં કરવી અને જો એવું નથી, કિંવા કુફ્ર લાગુ પડનાર કાર્ય અથવા કથન તેનાથી થયું નથી તો તેની વિધિ ઈસ્લામી રીતે કરવી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૨. પોતાના તાબામાં રહેનારને ખોટા કામોથી રોકવું જરૂરી છે.**

**સવાલ :–** નાનાઓને ટી.વી. થી બચાવવા છતાં દોસ્તોની

સોહબત માં ચાલ્યા જાય. મોટાઓને પણ રેડિયો વિગેરેથી બચાવવા સમજાવીએ છીએ, પણ ન માને તો શું આ સજાનો ભોગ આખા ઘર ને બનવું પડે, કારણ કે માણસ એક બીજા નો જવાબદાર છે. ભલા કામ નો હુકમ આપશો અને બુરાઈથી બચાવવું, આવા સંજોગોમાં કઈ રીતે કરવું?

**જવાબ :–** حامداً ومصلياً ومسلما પોતાના હેઠળ અને તાબામાં રહેનાર ને ખોટા કામથી બચાવવા અને રોકવા માટે યથા શકિત પુરી કોશીશ અને મેહનત કરવી જરૂરી છે. તેમાં કોઈ કચાસ રાખવાની સૂરતમાં આપ પણ કુસુરવાર ઠરશો. હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈરશાદ છે કે તમારામાંથી દરેક માણસ નિગરાન અને દેખરેખ રાખનાર છે. અને જે જે એની દેખરેખ હેઠળ છે તેના વિષે એનાથી (કિયામત ના દિવસે) પૂછપરછ કરવામાં આવશે. માટે આપ દરેક રીતે પોતાની પૂરી શકિત મુજબ સંપૂર્ણ કોશીશ ચાલુ રાખો અને પરિણામ અલ્લાહ તઆલા ઉપર છોડી દિયો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. કવમને ખોટા રીવાજો થી બચાવવા ની ઝિમ્મેદારી અને માલી દંડ.

**સવાલ :–** આજે આપણે હિન્દુસ્તાનમાં રહીએ છીએ. શરઈ કવાનીન નાફીસ કરી શકતા નથી.. પણ ઈસ્લામી મુઆશરાની હિફાઝત માટે ફીકરો અને મશવરા અમુક કોમોના ઉલમા, અને દીનદારો કરે છે. પરંતુ ગુનેગારને શું કરવું તે પ્રશ્ન પર અટકી જવાય છે.તાજેતરમાં અમારી ઈદ પછીની જનરલ સભામાં વિવિધ ખોટા દુષણો વિષે ચર્ચા થઈ. તેના

અનુસંધાનમાં ચાર વખત જમાઅત જોડાઈ જેમાં મુખ્ય મુદ્દાઓ સામે આવ્યા. હાલ હમારે ત્યાં દહેજ પધ્ધતી નથી. પણ ખાનગી રીતે જાણવા મળ્યું કે છોકરા પક્ષવાળા થોડી આશા રાખે છે. જેના લિધે અમુક મોટી મોટી વસ્તુઓ જૂના રીવાજના વિરૂધ્ધ છોકરી પક્ષથી અપાતી જોવા મળી, જેમ કે રેફ્રીજરેટર, ઉંચી કિંમતના પલંગો, ઉંચી કિંમતની વી.આઈ.પી. સુટકેશો, ગેસ કનેકશન વિગેરે. આ વર્ષે જાણવા મળ્યું કે છોકરીનો બાપ સગપણ તુટી જવાના ભયથી અથવા પોતાની છોકરીને સારો રિશ્તો મળે એ આશાએથી કરે છે. આ વર્ષે ચર્ચાનો અંત એ નિર્ણય પર આવ્યો કે બાલીગ પુખ્ત વયના સગપણ તોડનાર ને કોઈ સજા હોવી જોઈએ. માલીદંડ સીવાય બીજી જોગવાઈ સમજમાં આવી નહીં. પરંતુ સભામાં બેઠેલા ઉલમાએ કિરામે માલી દંડ જાઈઝ નથી તેમ જણાવ્યું અંતે મુફતીયાને કીરામ સમક્ષ આ વિષયને મુકવાનું નક્કી થયું, જેના અનુસંધાનમાં આપ હઝરત સામે આ ફતવો પુછવામાં આવે છે, કે આવા સંજોગે માલીદંડ લઈ શકાય ખરો ? લેવાય તો કઈ જગ્યાએ ખર્ચ થાય. તદુપરાંત જમાતે લોકોને માલી હાલત જોઈને છોકરીવાળા પક્ષ તરફથી નક્કી કરેલી ચીજો આપવામાં આવે તેના ઉલ્લંઘન કરવાવાળાને દંડ કરી શકાય ખરો ? આ બધું દહેજ પોતાની પકડ ન જમાવે તે માટે જ વિચારવામાં આવ્યું છે. કારણ કે બીજા રાજયોમાં દહેજથી થતા નુકશાન ઉલમાએ કિરામ જાણે છે. અને પોતાની કોમ આ દુષણમાં ન આવે તેની ફિકરો કરે છે.

**જવાબ :—** حامداً ومصلياً ومسلماً કવમને ખોટા રીત રીવાજો તેમજ

શરીઅત વિરૂધ્ધ કૃત્યોથી બચાવવાની ફિકર તેમજ કોશીશ કરવી, ઉલમાએ કિરામ તેમજ કવમના ઝિમ્મેદારોની ફરજ છે. આપ હઝરાત એ પ્રતી સજાગ છો, એ આપની સઆદત મંદી તેમજ અલ્લાહ તઆલાનો આપ ઉપર ફઝલો કરમ છે. અલબત્ત એટલું જરૂરી છે કે આ પ્રકારની કોશિશ શરઈ મર્યાદામાં રહી એ રીતે કરવામાં આવે કે કવમને શરીઅત ઉપર ચલાવનારા કોઈ એવી રીત ન અપનાવે જે શરીઅત વિરૂધ્ધ હોય. નહિં તો "આકિબત બરબાદ ગુનાહ લાઝિમ" જેવો ઘાટ થશે. આપે સવાલમાં લખ્યા મુજબ ફરમાઈશી દહેજ નું દુષણ ધીરે ધીરે છુપી રીતે આપના સમાજમાં પ્રવેશ કરી રહયું છે, તેને અટકાવવા આપ હઝરાત ફિકરમંદ છો એ ઘણી જ સારી વાત છે અને મુબારકબાદીને પાત્ર છે. અલબત્ત એ માટે આપ માલીદંડ વસૂલ કરવાનું વિચારી રહયા છો એ રીત શરઈ દ્રષ્ટીએ દુરૂસ્ત નથી. શરીઅત માલીદંડ લેવાની રજા આપતી નથી. ચારેવ ઈમામોના નઝદીક એ જાઈઝ નથી. (અહસનુલ ફતાવા ૫/૫૫૬) માટે આપ એ સીવાય અન્ય ઉપાયો વિચારી શકો છો. કવમને "ફરમાઈશી-દહેજ" ના દુષણના નુકશાનોથી વાકેફ કરવામાં આવે. એ માટે ઉલમાએ-કીરામ જદ્દો-જહદ કરે, કવમના અન્ય ઝિમ્મેદારો એમને સાથ આપે. અને એક ચળવળ રૂપે આ અભિયાન ચલાવવામાં આવે. શરીઅતની તાલીમથી વાકેફ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૯) બંદાઓના હકો

**૧. ઘરના સામે રસ્તા ઉપર પતરાનો શેડ બનાવવું :–**

**સવાલ :–** હમારી સોસાયટીમાં બિલ્કુલ છેવટનું હમારૂં ઘર આવેલ છે. સોસાયટીનો રસ્તો હમારા ઘર પાસે પુરો થાય છે. ત્યાં દિવાલ સોસાયટીએ બનોવેલ છે. આગળ કોઈનો રસ્તો નથી. સાથે જ થોડી જગ્યા વધારાની પણ આવી છે. હવે એ છેવાડાની દિવાલ સાથે હાલમાં થોડાં ફુલઝાડ મેં રોપ્યા છે. મારો વિચાર ત્યાં નાનો સરખો શેડ પતરાંનો બનાવવાનો છે. જયાં પાર્કીગ જેવું થઈ શકે, મારી પણ મોટર સાયકલ રહે. કોઈ બીજા પડોશી મુકે તેને પણ મના નહિં કરૂં. મારા કબજા જેવું થાય. વાહનની હિફાઝત રહે. હાલમાં હું સોસાયટીનો પ્રમુખ છું. જેથી કોઈ વિરોધ કરવાનું નથી. એ જગ્યા સોસાયટીની છે, એમ હું સમજીશ. તો મારૂં આ કૃત્ય શરીઅતની રૂએ કેવું કહેવાશે ? સોસાયટીમાં કુલ્લે બત્રીસ સભ્યો છે. તો શું હમારા ઘરનાં સામેનો રસ્તો અને થોડી વધારાની જગ્યામાં બધાનો હિસ્સો લાગે ? હમારા ઘરની સામે કોઈનું મકાન નથી. સોસાયટીની માલિકીનો કોમન પ્લોટ આવેલ છે. જે ખાડાવાળો ભાગ હાલ પડતર હાલતમાં છે.

**જવાબ :–**حامداً ومصلياً ومسلماً એ રીતે પતરાનો શેડ બનાવવાની શરઈરૂએ ઈજાઝત નથી. ફતાવા આલમગીરીમાં તો જાનવર બાંધવા માટે ખૂંટો ચોડવાની પણ ઈજાઝત આપી નથી. હાલાંકે જરૂરત પુરતી જાનવર

ઉભા રાખવાની તો ઈજાઝત આપી છે. જેથી આપ મોટર સાયકલ વિ. તો મુકી શકો છો પરંતુ તેના માટે શેડ બનાવવું અથવા અન્ય કોઈ એવું કામ કરવું જેનાથી થોડું–ઘણું પણ આપના કબ્જા જેવું થાય શરઈરૂએ એવું કરવાની ઈજાઝત નથી (ફતાવા આલમગીરી ૫/૩૭૧)

આપના ઘરના સામેના રસ્તા તેમજ થોડી વધારાની જગ્યા બધાનોજ હિસ્સો છે. પછી ભલે આપના ઘરની સામે કોઈનું મકાન ન હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. રસ્તાઓ અને કોમન પ્લોટનો દુરઉપયોગ :–

**સવાલ :–** અમારી સોસાયટીના NA નકશા મુજબ, સરકારી નિયમ મુજબ રોડ અને કોમન પ્લોટની જગ્યાઓ ફાળવવામાં આવી હતી. બધા જ મુસલમાન સભ્યો છે. બધાએ પોત પોતાની રીતે મકાન બાંધકામ કરેલા છે. હવે જેટલા પ્લોટની બાજુમાં "કોમન પ્લોટ" આવેલા છે. તેમાં મોટે ભાગે કોમન પ્લોટની બન્ને તરફના મકાન માલિકોએ કોઈને કોઈ બાંધકામ જેવું કે ગટર, સેફટી ટેંક, ખાડકુવો, ગંદા પાણીના સંગ્રહ માટેના ખાડા, ઉપરના માળે જવા માટે દાદર, હંગામી દુકાન વિગેરે વિગેરે કરેલા છે. પ્રશ્ન એ છે કે સોસાયટીના કોમન પ્લોટમાં જેમાં કાનૂની રીતે બધા જ સભ્યો નો એક સરખો હક છે. તેમાં આવા ખાનગી ઉપયોગના બાંધકામ કરવા જાઈઝ છે ?

બધા ઘરોની પાછળના ભાગમાં નિયમ મુજબ ત્રણ ફુટ જેટલી જગ્યા છોડવાની હોય છે.જેમાં પણ અમુક લોકોએ પાકી દિવાલો

સંડાસ–બાથરૂમ વિગેરે બાંધી લીધા છે. અને તેથી વાસણ કપડા ધોવાથી નિકળતા ગંદા પાણીનો નિકાલ રોજ–રોજ નો પ્રશ્ન છે. જે મુદ્દે અનેક વાર આપસમાં ઝઘડા થતા રહે છે.

અમુક લોકો એ કોમન પ્લોટમાં ઘરની ઓસરી, પગથિયાં વધારી દીધાં છે, અને બાંધકામની ડિઝાઈનમાં ફેરફાર કરી કોમન પ્લોટ ની જગ્યાને પોતાના ઘરમાં જવાના રસ્તા તરીકે ઉપયોગ કરે છે, જેથી બીજો કોઈ સભ્ય એ જગ્યાનો બીજા કોઈ કામ માટે ઉપયોગ કરી શકતો નથી, અને ત્યાં જ એ પ્લોટના છેડે પતરા નો શેડ બનાવી કાર પાર્ક કરે છે, તો આ રીતે કરવું શરીઅતમાં જાઈઝ છે? આજ વ્યકિતઓએ બે ખાડકૂવા આવી સોસાયટી ના બધા સભ્યો ની સહયારી જગ્યામાં બનાવ્યા છે, તે બાબતે શું કરવું ?

અમુક વ્યકિત પોતાના ઘરની સામે કે જે બીજા સભ્યો માટે અવર–જવરનો રસ્તો છે, તેના ઉપર પતરાનો શેડ બનાવી "કાર" મૂકે છે. અને તેના કારણે આવવા–જવા માટે ખૂબ જ સાંકળી જગ્યા બચે છે, જેનાથી આજુ–બાજુના ઘણા લોકો પરેશાન છે, પરંતુ શરીફ લોકો ઝઘડાથી બચવા માટે કંઈ બોલી શકતા નથી.

તો આવા બધા કામ કરનારા મુસલમાનોની નસીહત માટે વિસ્તાર પૂર્વક કુર્આન હદીષ ની રોશનીમાં જવાબ લખશો. કોઈ ઈબ્રતનાક કિસ્સો હોયતો તે પણ જણાવશો.

**જવાબ :–** حامدا ومصليا ومسلما હાઉસીંગ સોસાયટીઓમાં સરકારી નિયમ મુજબ રસ્તાઓ તેમજ કોમન પ્લોટની જગ્યાઓ જે ફાળવવામાં

આવે છે. તેનો હેતુ સોસાયટીના બધા જ સભ્યોની સામુહિક જરૂરતો પુરી કરવા માટે વાપરવાનો હોય છે. જેથી કોમન પ્લોટોની બાજુમાં આવેલ સભ્યોનું કોમન પ્લોટમાં પોતાનું કોઈ ને કોઈ ખાનગી બાંધકામ જેવું કે ગટર, સેફટી ટેન્ક, ખાળકુવો, ઉપર જવાના દાદર, હંગામી દુકાન વિગેરે બનાવી લેવું શરઈ રૂએ દુરૂસ્ત નથી.કારણ કે તેમ કરવાથી સોસાયટીના અન્ય સભ્યોનો એ જગ્યા વાપરવાનો હક ખતમ થઈ જાય છે.અને આ બાંધકામ કરનારા સભ્યો પોતાનું ખાનગી બાંધકામ કરી એ જગ્યાને હડપ કરી રહયા છે. હદીસે પાકમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે કે જેણે ના–હક રીતે એક વેત જમીન પણ દબાવી લીધી, તેને કયામતના દિવસે આજ જમીન ગળામા પહેરાવવામાં આવશે. (મિશ્કાત પેજ–૨૫૪) અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈર્શાદ છે કે જેણે નાહક રીતે જમીનમાંથી થોડો ભાગ પણ દબાવ્યો તેને કયામતના દિવસે સાત જમીન સુધી ધસાવી દેવામાં આવશે. (મિશ્કાત પેજ–૨૫૬)

માટે એક મુસલમાન ઉપર જરૂરી છે કે દુન્યાના ક્ષણિક અને ક્ષુલ્લક ફાયદા ખાતર પોતાને આખિરતના અઝાબમાં ન સંડોવે. (મહમૂદુલ ફતાવા ૨/૨૫૬ ઉપરથી)

મતલબ કે કોઈ પણ એવો ઉપયોગ જેનાથી બીજા સભ્યોનો હક હડપ થતો હોય, શરઈરૂએ જાઈઝ નથી. આમેય એક મુસલમાનની ઈમાની ફરજ છે કે અન્ય મુસ્લિમ ભાઈઓને દુખ અને અગવડ પહોંચે એવું કામ ન કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. ઘાસ અને તળાવની માછલીનો માલિક કોણ ?:–**

**સવાલ :–** એક મસઅલા વિષે આ સાંભળયું છે કે ઘાસ અને માછલી જે તે કાપે અથવા જાલમાં પકડે તે તેની માલિકીની કહેવાય. સવાલ એ છે કે મોજુદા ઝમાનામાં ઘાસ માટે લોકો કંપાઉન્ડ કરે છે. અને માછલી માટે તળાવ બનાવી અથવા ગ્રામ પંચાયતના તળાવો ભાડે રાખી તેમાં માછલીના અથવા ઝીંગાના નાના બચ્ચાઓ વેચાણ લાવી તેનું પાલન પોષણ તેનો ખાસ ખોરાક લાવી કરે છે, અને તેની હિફાઝત માટે માણસો રાખવામાં આવે છે, તો હવે સવાલ એ છે કે,

(૧) ઘાસ કોઈના વાડામાંથી જેણે કંપાઉન્ડ કર્યું છે. અથવા નથી કર્યું, કાપી લાવી વેચી શકાય યા પોતાના ઢોરને ખવડાવી શકાય ?

(૨) તળાવોમાં ધંધાર્થે રાખેલી માછલી (ઝીંગા) નું વેચાણ કરી શકાય ? તે માછલીની કમાણી હલાલ, જાઈઝ છે ?

(૩) બીજો કોઈ શખ્સ તળાવમાંથી માછલી (ઝીંગા) પકડી પોતાના ઉપયોગમાં લઈ શકે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً (૧) આપો આપ ઉગનારૂ ઘાસ કોઈની માલિકીનું નથી. ચાહે કોઈની માલિકીની જમીનમાં ઉગ્યું હોય, એટલે જમીન માલિકની રજા વગર કાપવું અને જાનવરને ચરાવવું જાઈઝ છે. અલબત્ત જમીન માલિકને હક છે કે બીજાને પોતાની જમીનમાં પ્રવેશવાથી અટકાવે અને ત્યાર પછી બીજાને પણ હક છે કે જમીન માલિક થી કહે કે યાતો મને પોતાની જમીનમાં પ્રવેશવાની રજા આપ યા મને ઘાસ કાપી ને આપ. કારણ કે ઘાસ મુબાહુલ–અસલ (અસલથી હલાલ–જાઈઝ

) છે. જેમાં દરેકનો હક છે જેથી મારો પણ હક છે, જે તારી જમીનમાં મવજૂદ છે, અને જે ઘાસ આપો આપ ઉગેલું ન હોય, બલ્કે જમીન માલિકે પાણી આપીને ઉગાડયું હોય અથવા તે જમીનનું કમ્પાઉન્ડ કરી લઈ જમીન ને ઘાસ ઉગાડવા માટે તૈયાર કરી હોય એવું ઘાસ માલિકની રજા વગર કાપવું જાઈઝ નથી. (ફતાવા મહમૂદિય્યહ ૬/૩૬૯).

(૨)(૩) માછલી અથવા ઝીંગા ના નાના બચ્ચાં લાવી તળાવમાં નાખી પાળવાથી તે માછલી માલિક ની થઈ જાય છે. માલિક ની રજા વગર તેને પકડવાનો કોઈને હક નથી. અલબત્ત આપો આપ પયદા થયેલ માછલી જેમકે નદીઓ અને તળાવોમાં થાય છે. પકડવાનો દરેકને હક છે. (ફતાવા મહમૂદિય્યહ ૧૨/૩૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. રાહદારી રસ્તાનો દુરૂપયોગ હરામ છે. :–

**સવાલ :–** જાહેર રસ્તા ઉપર જે રસ્તો રાહદારીનો છે. જેના પર આમ માણસો ચાલે ફરે છે, અને રસ્તા ઉપરથી નમાઝીઓ પણ નમાઝ માટે મસ્જિદ માં જાય છે, એવા જાહેર રસ્તા ઉપર પોતાના ઘરના આગળ કે પાછળના ભાગે પોતાની માલિકીની ચીજ વસ્તુઓ મુકવી જેવી કે પોતાનું રીક્ષા, ટ્રેકટર, મોટર સાયકલ, સ્કુટર, બળદગાડું મુકવું તથા પોતાના જાનવરો જાહેર રસ્તા ઉપર બાંધવું, તેમજ પોતાની માલિકી ના લાકડાઓ જાહેર રસ્તા ઉપર મુકી રાખવા તથા ગટરનું ખરાબ પાણી રસ્તા ઉપર કાઢવું વિગેરે વિગેરે જેનાથી રસ્તા ઉપર ચાલનાર માણસોને, તથા સ્કુટર, રીક્ષા, મોટર સાયકલ ચલાવનાર સવારોને તેમજ મસ્જિદમાં જનાર

નમાઝીઓને તકલીફ થાય છે તો એ માટે શરીઅતનો શું હુકમ છે તે જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً રાહદારી રસ્તો જેના ઉપરથી લોકો અવર જવર કરે છે એવા જાહેર રસ્તા ઉપર પોતાની ચીજ વસ્તુઓ મુકવું અથવા ગટરનું ખરાબ ગંદુ પાણી કાઢવું જેને લઈ રસ્તો ચાલનાર માણસો અથવા રસ્તા ઉપરથી પસાર થનાર સવારોને તકલીફ તેમજ અગવડ પડતી હોય જાઈઝ નથી, બલ્કે હરામ છે. ફિકહની કિતાબોમાં એવા તમામ કૃત્યોને જેનાથી રસ્તો ચાલનારને નુકશાન અને તકલીફ પહોંચતી હોય ના–જાઈઝ લખ્યા છે. (ફતાવા આલમગીરી ૫/૩૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૭) વિવિધ.

### ૧. દુઆમાં ખભા સુધી હાથ ઉઠાવવા :–

**સવાલ :–** દુઆમાં છાતીના ઉપર સુધી હાથ ઉપાડવા બીદઅત છે કે ખીલાફે અવલા છે કે તરીકા વિરૂધ્ધ છે ?

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً દુઆમાં ખભા સુધી હાથ ઉઠાવવા જોઈએ. એ મુસ્તહબ રીત છે. એનાથી ઉપર ઉઠાવવા કેટલીક સૂરતોમાં સાબીત છે ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**.૨. છોકરીને સાયન્સ ની તઅલીમ આપવી શરીઅતની નઝરમાં**

**સવાલ :–** મારી દીકરીએ ધો. ૧૦ ની પરીક્ષા આપી છે અને આગળ સાયન્સ લાઈનમાં ભણવાની ઈચ્છા છે.પણ આ લાઈનમાં બહુજ મોટો ખર્ચ છે. આ ખર્ચને પહોંચી વળવાની મારી ગુંજાઈશ નથી. તો આ સંજોગોમાં હું કોઈ સંસ્થા કે વ્યકિત પાસેથી 'ઝકાત' ના સ્વરૂપે મદદ મેળવી શકુ ? આ મારા માટે યોગ્ય છે ?.

હું આમ તો સાહિબે માલ છું. મારી વર્ષે ૪/૫ હજાર ઝકાત નીકળે છે. મારા સંતાનોના અભ્યાસ માટે હું કોઈની ઝકાત લઈ શકું ?હું સાહિબે માલ છું.

મારી દિકરી ભણવામાં ખૂબ જ હોનહાર છે. હાલના સંજોગોમાં એજયુકેશન તરફ ઉમ્મતમાં થોડું વધુ રૂઝહાન છે. અમારી મૂળ નિય્યત તો ભણતર નો લાભ ઉમ્મતને મળે તેવી છે. અમે દિકરીને ભણાવીને તેના એજયુકેશનથી ઉમ્મતને સીધો–આડકતરો લાભ મળે તેવું ઈચ્છીએ છીએ.

**જવાબ :–** حامداً ومصلياً ومسلماً મુફતીએ ગુજરાત હઝ. મવ.મુફતી સય્યિદ અ. રહીમ સા. લાજપુરી (રહ.) છોકરીઓને અંગ્રેજી તઅલીમ આપવા બાબત કરવામાં આવેલ એક સવાલના જવાબમાં લખે છે કે "અંગ્રેજીમાં નામ અને એડ્રેસ લખી શકે એટલું શીખવામાં કોઈ વાંધો નથી. શકયત ઘણી સફરમાં હોય અને તેને પત્ર લખવામાં અંગ્રેજી એડ્રેસની જરૂરત પડે તો પરાઈ વ્યકિત પાસે જવું ન પડે. બાકી છોકરીઓને સ્કુલ અને કોલેજમાં દાખલ કરી ઉચ્ચ શિક્ષણ અપાવવું અને ડીગ્રીઓ મેળવવું જાઈઝ નથી. કે એમાં ફાયદાની તુલનામા નુકશાન ઘણું વધારે છે." واثمهما

اكبر من نفعهما. (૧/૨૧)

આગળ જતાં લખે છે કે શરીઅતનો કાનુન છે લાભ મેળવવાની તુલનામાં નુકશાનથી દુર રહેવું અને બુરાઈથી બચવું જરૂરી છે. ( અલ અશબાહ વન્નઝાઈર પેજ–૧૧૪) વુઝૂ અને ગુસ્લમાં ગરગળો કરવું સુન્નત છે પરંતુ ગળામાં પાણી ઉતરી જવાના ડરથી રોઝદાર માટે ગરગળો મના છે. એજ પ્રમાણે વાળનો ખિલાલ સુન્નત છે. પરંતુ એહરામની હાલતમાં વાળ તુટી જવાના ભયથી ખિલાલ મકરૂહ છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુબારક જમાનામાં ઔરતોને મસ્જિદમાં જઈ જમાતઅની સાથે નમાઝ અદા કરવાની ઈજાઝત હતી. પરંતુ પાછળથી ખરાબી પેદા થવાના લઈ હઝ. ઉમર (રદિ.) એ ઔરતોને મસ્જિદમાં આવવાથી રોકી અને હઝ. આઈશહ (રદિ.) એ ઉપરોકત ફેસ્લાને ઉચિત ઠેરવતાં ફરમાવ્યું કે ઔરતોએ જે હાલત ઉત્પન્ન કરી છે અગર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેને જોઈ લેતે તો (પહેલાંથી જ ) તેણીઓને મસ્જિદમાં આવવાથી રોકી દેતે (અબૂ દાવુદ ૧/૯૧) ઉપરોકત સિધ્ધાંત મુજબ જયારે ઔરતો માટે મસ્જિદમાં જઈ નમાઝ પઢવું ના–જાઈઝ ઠર્યું તો તેણીઓને અંગ્રેજી શિક્ષણ અપાવવું, કોલેજમાં પ્રવેશ અપાવવું, કેમ કરી જાઈઝ થઈ શકે છે ? જયારે કે અહિંયાં દીનનું નુકશાન કયાંય વધારે છે. (૧/૨૪,૨૫)

મર્હુમ સર સય્યિદ જે અંગ્રેજી શિક્ષણના મહાન ટેકેદાર હતા તેઓએ " અસબાબે બગાવતે હિંદ " માં લખ્યું છે કે લડકીયોંકે સ્કુલ ભી કાઈમ કિયે ગએ. જીસકે નાગવાર તર્ઝને યકીન દીલા દીયા કે ઔરતોં કો

બદચલન ઔર બેપરદહ કરને કે લીયે યહ તરીકહ નિકાલા ગયા હય.

અંગ્રેજી શિક્ષણ અને કોલેજના વાતાવરણનું મોટા ભાગનું પરિણામ એ હોય છે કે અવરતોમાંથી હયા અને શર્મ નિકળી જાય છે. અને જયાં સ્ત્રીની હયા ગઈ તો બધુંજ ગયું. એક હદીસમાં છે કે હયા અને ઈમાન એ બન્નેવ એક સાથે રહેનાર જોડીદાર છે. જયારે એ બન્નેવ માંથી કોઈ એકને ઉઠાવી લેવામાં આવે તો બીજું પણ ઉઠી જાય છે. હવે આસાનીથી ફેસલો થઈ શકે છે કે છોકરીઓને કોલેજમાં મોકલનાર મા–બાપ તેનાં દોસ્ત છે યા દુશ્મન ? મા–બાપને કુર્આન હદીસમાં આદેશ આપવામાં આવ્યો છે કે તમે પોતાને અને પોતાના ઘરવાલાને જહન્નમની આગથી બચાવો (સૂરએ તહરીમ)

માની લીયો કે કોલેજમાં ભણતી છોકરી દુન્યાના કામોમાં પ્રગતિ કરી શકે છે પરંતુ આખિરતની રૂએ યકીનીરૂપે તે ખોટમાંજ રહેશે. (૧/૨૭–૨૮ ઉપરથી)

છોકરીને ભણાવવામાં શરઈ પ્રોબ્લમ ઉપર વિગતવાર જણાવી દેવામાં આવ્યું છે. જેથી હવે આગળનો પ્રશ્ન રહેતો જ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. કારોબારમેં દામાદ કો શરીક કરને પર કીયેજાનેવાલે ઝુલ્મ કા ઈઝાલહ બઝરીએ કોર્ટ કચેરી**

**સવાલ :–** મેરી ઉમ્ર ૭૪ સાલ કી હે. ઔર ઉમ્રકી વજહ સે મુજે

બ્લડ પ્રેશર, હાર્ટ કી, આંખ કી ઓર કાન કી વગયરહ જિસ્માની તકલીફે હૈ. મુજે કોઈ લડકા નહીં હે. સિર્ફ તીન છોકરીયાં હૈ. તીનોં કી શાદી હો ચુકી હે. મેરા કારોબાર ઘેટોં બકરોં કે કમીશન એજન્ટકા હૈ. ઔર કારોબાર સચીન બકરા મંડી મે. ચલતા હય. બકરા મંડીમેં મેરી માલિકીકા (૪) નંબર કા શેડ હય. મંડી મેં ઔર (૪૩) લોગેં કે માલિકી કે શેડ હૈં. વહ ભી અપને અપને શેડમેં અપના કારોબાર કરતે હૈં. મેરા કોઈ લડકા ન હોનેકી વજહસે ઔર જિસ્માની તકલીફ ઔર ઝઈફી કી વજહ સે મેંને આજ સે બારહ (૧૨) સાલ પેહલે મેરી બડી બેટી કે શોહર કો મેરે કારોબાર મેં મેરી મદદ કરને ઔર મેરા કારોબાર ચલાને કે લિયે મંડી કે કમીટી મેમ્બર કી મંજુરી માંગી થી તો ઉન લોગોં ને મંડી કે પ્રમુખ ઔર સેક્રેટરી ને બોર્ડ કી મીટીંગ મેં મેરે દામાદ મુહંમદ સમીર કો મેરે કોરોબાર મેં મેરે શેડ મેં બકરે બેચને કી લેખિત મેં ઈજાઝત દી, મેરે દામાદ કી બારહ (૧૨) સાલ કી મેહનત કે બાદ આજ મેરા કારોબાર અલહમ્દુલિલ્લાહ અચ્છા ચલને લગા હય તો મંડી કે કુછ લોગ મેરે દામાદ કો મેરે કારોબાર સે દૂર કરને કે લીયે મુજે કેહ રહે હૈ. કિતને લોગ ઈસ તરહ સે મેરા કારોબાર બંધ કરાને કી નિય્યત રખતે હૈ. મેરા દામાદ મેરે કારોબાર સે નિકલ ગયા તો મેરા કારોબાર બંધ હો જાએગા ઔર મેરી આમદની બંધ હો જાએગી. મેરી ઈસ કારોબાર કે અલાવા ઔર કોઈ આમદની નહિં હે.

હમારા કારોબાર જીસ બકરા મંડી મે ચલતા હૈ વો મંડળી (મંડી) સરકારી કાયદે કાનૂન કે મુતાબીક ચલતી હય ઔર સરકારી કાયદે કાનૂન કે

મુતાબિક મેરે દામાદ કો મેરી મદદ કે લીયે કારોબાર કરને સે કોઈ પાબંદી નહિં હય.

મંડળી કે કુછ મેમ્બરો કા યે ખયાલ હય કે હમને કારોબાર કે લીયે અપને કાયદે–કાનૂન બનાએ હૈં. હમે શરીઅત કે કાનૂન યા હુકૂમત કે સરકારી કાનૂન લગતે નહિ હૈ, કયા યે સહી હય? મંડી કે જીસ મેમ્બર કા લડકા ન હો તો ઉસ કી મદદ કે લીયે સીર્ફ ઉસકા ખુન કા રીશતેદાર હી આ સકતા હય, દામાદ નહીં આ સકતા. કયા એસી પાબંદી શરીઅત મેં જાઈઝ હય? મુજ પે પાબંદી લગાને વાલોં મે દીન કે ઔર શરીઅત કે જાનકાર લોગ ભી હૈં તો ઉન લોગોં કે લીએ શરીઅત કા કયા હુકમ હે? મેંરે સાથ ગલત હો રહા હય યે કુછ મેંમ્બર સમજતે ભી હે ફીર ભી ખામોશ રહતે હે. ઉનકે લીયે શરીઅત કા કયા હુકમ હે? મેંરી ઝઈફી ઔર જીસ્માની બીમારી કી વજહ સે મેંરે કારોબાર મેં મુજે મદદ કરને કે લિયે મેંરે દામાદ કો શરીઅત ઈજાઝત દેતી હય તો કયા દેશ કે કાયદે કાનૂન ઔર કોર્ટ કાર્યવાહી ઔર પુલિસ કી મદદ લે તો કયા મદદ લેના જાઈઝ હય?

**જવાબ :–** حامداً ومصلیاً ومسلما બકરા મંડી મેં ૪–નંબર કા શેડ જીસ મેં આપકા કારોબાર હોતા હય, આપકા અપની માલિકી કા હય, ઔર યહ કારોબાર ભી આપ અપને તોર પર કરતે હંય, અબ જબ કે આપ બુઢે હો કર મુખ્તલિફ બિમારીયોં કા શિકાર હો જાને કી વજહ સે તન્હા ઈસ કારોબાર કો અંજામ દેને સે આજિઝ હો કર બેટા ન હોને કી વજહ સે અપને દામાદ કો આપ કી મદદ ઔર કારોબાર ચલાને કે લિયે મંડી કે પ્રમુખ ઔર સેક્રેટરી સે કાનૂની ઈજાઝત કે બાદ અપને સાથ રખ્ખા ઔર

ઉસ ને મેહનત કર કે કારોબાર કો તરકકી ભી દી, અબ આપ કી બિરાદરી કે કુછ લોગ જો ઈસ મંડી કે મેમ્બરાન હંય, ઉન્હોંને કારોબાર કે લિયે અપને ખૂદ સાખ્તહ જો કાનૂન બનાયે હંય, ઉસ મેં ઉન્હોં ને મંડી કે જીસ મેંમ્બર કા લડકા ન હો ઉસ કી મદદ કે લીયે સિર્ફ ઉસ કા ખૂન કા રિશ્તેદાર હી આ સકતા હંય, દામાદ નહીં, યહ ભી એક કાનૂન બના રખ્ખા હય, ઔર અપને ઈસી ખૂદ સાખ્તહ કાનૂન કી બુનિયાદ પર આપ પર પાબંદી લગા કર આપ કે દામાદ કો ઈસ કારોબાર મેં આપ કી મદદ કરને સે રોકના ચાહતે હંય ઔર ઈસ તરહ ઉન કા ઈરાદહ આપ કે ઈસ કારોબાર પર કાબિઝ હોને કા હય, યહ સબ બાતેં શરીઅતે મુતહહરહ કે એ'અતેબાર સે સરીહ ઝુલ્મ ઓર ઝયાદતી હય, આપ અપને કારોબાર ઓર અપને શેડ કે માલિક ઔર મુખ્તાર હંય, આપ જીસ કો ચાહે અપને મદદગાર કે તૌર પર અપને સાથ રખ સકતે હંય ચાહે વોહ ખૂની રિશતેદાર હો યા ઔર કોઈ અજનબી આદમી હો, શરીઅત કી તરફ સે ઈસ સિલસિલેમેં આપ પર પાબંદી નહીં, ઈસ લિયે આપ અપને આપ કો મુન્દરજએ બાલા (ઉપર લિખ્ખી હુઈ) ઝુલ્મ–વ–ઝયાદતી સે બચાને કે લીયે હુકૂમતી કાનૂન ઔર કોર્ટ–કચેરી વગેરહ કા સહારા ઔર મદદ લેના ચાહેં તો શરઅન ઉસ કી ઈજાઝત હય, આપ કે લિખને કે મુતાબિક ઈસ તરહ કી પાબંદી લગાનેવાલોં મેં શરીઅત કે જાનકાર લોગ ભી હંય, ઐસે લોગોં કા ઈસ તરહ કી ઝુલ્મ–વ–ઝયાદતીવાલી પાબંદી લગાના ઔર બિરાદરી કે ઐસે ઝાલિમાનહ કાનૂન કી હિમાયત કરના નિહાયત દરજહ કાબિલે મઝમ્મત હંય. ફકત વલ્લાહુ તઆલા અ'અલમ.

૪. ધંધામાં બરકત ન હોવાનું કારણ :—

**સવાલ :—** અમે બીડીનો ધંધો કરીએ છીએ. એમાં નકલી બીડી આવે છે. જેવી રીતે દરેક વસ્તુમાં અસલ અને નકલ આવે છે. જેવી રીતે કાપડ, ઓઈલ, ઘી, તેલ દરેક વસ્તુમાં નકલ આવે છે. દવા પણ નકલ આવે છે. માટે અત્યારે અમે બીડીનો ધંધો કરીએ છીએ. જેવી રીતે કે ૩૦ નંબર કંપનીનો ભાવ ૧૨૦/— રૂા. છે. એવીજ રીતે નકલ ૩૦ નંબરનો ભાવ ૭૦/— રૂા. નો છે. તો અમે રૂા. ૭૦/— વાળી તીસ નંબર ગ્રાહકને ૯૦/— રૂા. કહીને આપીએ છીએ, અને અમે કહી દઈએ છીએ કે બીડી નકલ છે. તમોને જોઈએ તો લઈ જાવ. છતાં અમારો માલ વધુ જાય છે, અને લોકોની માંગણી છે, તો આ ધંધો કરવો બરાબર છે કે નહીં. અને અમે જે માણસોને આપીએ છીએ તે ગેર પણ અને મુસ્લિમ પણ, જેઓ અમુક નકલ કહીને વેચે છે, અમુક ઓરિજનલ કહીને વેચે છે. એ તેમનો સવાલ છે. ગુનો અમારા ઉપર તો નહી રહે? બાકી દરેક વસ્તુમાં નકલ વસ્તુ આવવા લાગી છે. મહીનાથી ધંધો ચાલુ છે. પણ બરકત દેખાતી નથી. તો ધંધામાં ખોટ છે કે પછી અમારા મુકદરમાં તકલીફ છે. અમે દાવતના કામમાં લાગેલ છે. અને અમારા ચાર મહીના પણ લાગેલ છે. પાંચ કામ પણ પાબંદીથી થાય છે. તો અમારે બીડીનો ધંધો ચાલુ રાખવો કે બંધ કરવો અને બરકત માટે શું કરવું. બાકી ગ્રાહકને ચોખ્ખું કહીને આપીએ છીએ. છતાં આપને સવાલ પુછેલ છે. તો આપ સહી જવાબ હોય તે જણાવશો.

**જવાબ :—** حامداً ومصلياً ومسلماً કોઈ કંપની તરફથી તૈયાર કરવામાં

આવતા માલની નકલ ઉતારવામાં જયાં લોકોને ધોકો દેવામાં તે આવે છે, ત્યાં જ તે કંપનીને પણ નુકસાન પહોંચાડવાની સાથે આ રીતનો હલકો માલ તેના માર્કા વડે વેચી એક રીતે તેની ઈમેજ પણ ખરાબ કરવામાં આવી રહી છે. આપ વેચતી વેળા નકલ કહીને ભલે વેચો છો, પરંતુ આપની પાસેથી ખરીદીને અન્ય લોકોને વેચનારાઓમાં કેટલાય એવા છે જે એને અસ્લી માલ બતાવી વેચે છે. તેઓના આ ગુનાહીત કૃત્યમાં આપ પણ ભાગીદાર બન્યા જ છો. આપનું આ રીતે નકલી માલ વેચવું સરકારી ગુનો છે કે નહિં ? જયારે સરકાર જે દરેક વસ્તુને દુન્યવી દ્રષ્ટિથી આંકી રહી છે. તેની નજરમાં આ કૃત્ય ગુનાહિત ઠરે છે. તો પછી શરીઅતનું સ્થાન તો ઘણું ઉંચુ છે. આટલું વિચારવાથી જ આપના સમક્ષ હકીકત ખુલી જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૫. ભુકંપ બાબત શરીઅતની રેહનુમાઈ :–

**સવાલ :–** હાલ સમગ્ર ગુજરાતમાં જે ભુકંપ થયું તે બાબત એક પરચો લખી આપવા આપવાલા (દા.બ.)થી અમારી નમ્ર વિનંતી.

જે જે મોટા ગુનાહો જેનાથી ખાસ બચવું જોઈએ અને સાથે સાથે ભુકંપ ચાલુ હોય. તે વખતે શું પઢવું જોઈએ અને બાદમાં શું પઢવું જોઈએ અને કેટલા દિવસ સુધી ?

ઈન્ફીરાદી અમલ તથા ઈજતેમાઈ અમલમાં શું કરવું જાઈએ.?

ભુકંપ ચાલુ હાલતમાં અગર મસ્જિદમાં હોય તો ત્યાંથી બાહર

ભાગવું જોઈએ કે નહિં. તે બધું તફસીલથી એક પરચામાં લખી આપશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً ફતાવા રહીમીય્યહ ઉર્દુ ભાગ–૩, પેજ (૨૦૭) ઉપર છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુબારક જમાનામાં ભુકંપ થયો. તો હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ સહાબાને સંબોધીત કરી ફરમાવ્યું કે "તમારો પરવરદિગાર તમારાથી તવબહ ઈચ્છે છે તમે તવબહ કરો" હદીસોથી જણાય છે કે ગુનાહોના પ્રમાણનું વધી જવું ભુકંપ માટે કારણભુત છે અને ગુનાહોથી તવબહ તેનાથી નજાતનો ઝરિયહ છે. હઝ. ઉમર ફારૂક (રદી.)ના ખિલાફત કાળમાં ભુકંપ આવ્યો તો આપે (રદી.) એ લોકોને સંબોધિત કરી ફરમાવ્યું " કોઈ ચોક્કસ ગુનોહ છે જે થઈ રહયો છે. લોકો તવબહ કરો. હું કસમ ખાઈને કહું છું કે અગર ફરીવાર ભુકંપ આવ્યો તો હું અહિંયાં નહિ રહીશ."

હઝ. આઈશહ (રદિ.)થી ભુકંપ બાબત પુછવામાં આવ્યું તો ફરમાવ્યું" કે ઝિના–શરાબ–નાચ–ગાન લોકોના સ્વભાવ બની જાય તો અલ્લાહ તઆલાની ગયરત પણ જોશમાં આવી જાય છે. અગર સામાન્ય ચેતવણી ઉપર તવબહ કરી લે તો ઠીક. નહિ તો ઈમારતો ધરાશયી અને ઉંચી ઉંચી બિલ્ડીંગો માટીના ઢગોમાં ફેરવી દેવામાં આવે છે."પૂછવામાં આવ્યું કે શું ભુકંપ અઝાબ છે. તો ફરમાવ્યું કે "મોમીનના હકમાં રહમત અને કાફીરના હકમાં અઝાબ."

હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ (રહ.) એ બાદશાહ હોવાની હયસીયતથી એક પરી પત્ર લખી પ્રદેશોમાં રવાના કર્યો કે આ ભુકંપ એવી

વસ્તુ છે કે અલ્લાહ તઆલા તેના વડે પોતાના બંદાઓ ઉપર નારાજગી વ્યકત કરી તેઓથી તવબહ ની માંગણી કરે છે. એવા વખતે સાચા દિલથી તવબહ કરવી જોઈએ. બદ કૃત્યો છોડી દેવા જાઈએ. અને વિપુલ પ્રમાણમાં સદકહ ખયરાત કરવો જોઈએ. અને જો મકરૂહ વખત ન હોય તો નફલ નમાઝમાં મશગુલ થઈ જવું જાઈએ. હઝ. આદમ (અલ.) ની દુઆ

ربنا ظلمنا انفسنا وان لم تغفر لنا وترحمنا لنكونن من الخاسرين.

તેમજ હઝ. નૂહ (અલ.) ની દુઆ .

وان لم تغفر لی وترحمنی اکن من الخاسرين.

તેમજ હઝ. યુનુસ (અલ.) ની દુઆ.

لا اله الا انت سبحانک انی کنت من الظالمين.

વિગેરે દુઆઓ પઢવી જોઈએ. (ફ.રહિમીય્યહ ભાગ–૩ પેજ ૨૦૭/૨૦૮) આ વિષય ઉપર હઝ. થાનવી (રહ.) ની એક આગવી પુસ્તિકા "અખબારુ ઝઝલઝલહ" ના નામે મવજૂદ છે. કોઈ મકામી આલીમ પાસે તેનું ગુજરાતી ભાષાંતર કરાવી શકો છો. અત્યારે હું લખવાથી માઝુર હોય વધારે લખતો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. ડુંટી(નાફ)થી નીચેના વાળ સાફ કરવાની હદ :–

**સવાલ :–** બાલિગ મર્દો માટે નાફથી નીચેના વાળ સાફ કરવાનો હુકમ છે. આ બાબતે એક મુંઝવણ એ છે કે, આ વાળ બરાબર નાફથી શરૂ

કરી શર્મગાહની નીચે સુધી સાફ કરવા જરૂરી છે ? "નાફથી નીચે"ના શબ્દનું સાચું અર્થઘટન થઈ શકતુ નથી. જો બરાબર નાફથી શરૂ કરી વાળ કાઢવામાં આવે તો જયારે આ વાળ ફરીથી નીકળે છે ત્યારે ઘણાં જ સખ્ત હોવાને લીધે કેટલીક વાર ખુંચતા રહે છે. નાફથી થોડા નીચે શર્મગાહની ઉપર–આજુબાજુ કે જયાં વધુ વાળ હોય છે ત્યાંથી શરૂ કરી નીચે સુધી સફાઈ કરવાથી સફાઈ થયેલી ગણાશે કે નહિ? પુરતી વિગતો આપવા મહેરબાની.

જવાબ–حامداً ومصلياً ومسلما ડુંટી ની નીચેના વાળ ની ઓળખ એ છે કે માણસ ના ઉભડક બેસવાની હાલતમાં ડુંટી નીચે ચાર–થી–પાંચ આંગળી જેટલો ભાગ છોડી પેટ નીચેના ભાગ માં જે ગડી પડે છે ત્યાંથી એ વાળો ની શરૂઆત થાય છે, એ ગડી થી લઈ ડાબે–જમણે બન્નેવ જાંઘો સુધી ના વાળ અને લીંગ ની જડ તેમજ તેની આસપાસના વાળ અને બન્નેવ અંડ સહિત નીચેના વાળ કિંવા પેશાબની જગ્યાની નીચેથી લઈ પાખાનાની જગ્યા સુધી અને પાખાનાની જગ્યા તેમજ તેની આસપાસ ના વાળ, આ બધાં જ વાળોનો "ઝેરેનાફ" કિંવા ડુંટી ની નીચેના વાળમાં સમાવેશ થાયછે, જેથી આ સંપુર્ણ જગ્યાના વાળ સાફ કરવામાં આવે, જાંઘના વાળનો એમા સમાવેશ થતો નથી એ જ પ્રમાણે ડુંટીની નીચેથી લઈ ઉપરોકત ગડી સુધીની દરમ્યાની જગ્યાના વાળનો પણ એમા સમાવેશ નથી (મર્દો કે લિબાસ ઔર બાલોં કે એહકામ પેજ ૮૦). ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૪૮) વારસા વહેંચણી.

## ૧. તફાવતના નાંણાં (પેન્શન) માં વારસાઈ. :–

**સવાલ :–** મર્હુમ વાલીદ સાહબ સરકારી કર્મચારી હતા. નિવૃત થયા પછી સરકાર શ્રી તરફથી પેન્શન નક્કી કરવામાં આવેલું તેઓના અવસાન બાદ વાલિદહ મોહતરમાને સરકાર શ્રી તરફથી નિયમોનુસાર કૌટુંબિક પેન્શન મળતું હતું. મરહુમા વાલિદહ મોહતરમા તારીખ ૨–૧–૨૦૦૭માં અલ્લાહની રેહમતમાં પહોંચી ગયા હતા. ત્યાર બાદ સરકાર શ્રી તરફથી છઠ્ઠો પગાર પંચ અમલમાં આવેલો. જેના લઈ કર્મચારીઓ, પેન્શનરો વિગેરેને સરકાર શ્રી તરફથી સને ૨૦૦૬ થી (તા. ૧–૧–૨૦૦૬) ગણતરી કરી તફાવતના નાંણા ચુકવવામાં આવેલા. મારા વાલિદૈન તો તફાવતના નાંણાં મળે તે પહેલાંજ અલ્લાહની રેહમતમાં પહોંચી ગયેલા. સરકારી કર્મચારી નિવૃત થવાના હોય ત્યારે જ જે તે સરકારી કચેરીઓ તરફથી વારસદાર માટેનું નિયુકત ફોર્મ ભરીને પેટા તિજોરી–જંબુસરમાં આપવામાં આવેલું. હવે એક વર્ષ ૨ દિવસનો છઠ્ઠા પગાર પંચનો તફાવત માતા–પિતાના અવસાન બાદ મને વારસદાર તરીકે મળવા પાત્ર હોવાથી જીલ્લા તિજોરી કચેરી–ભરૂચ સાથે સતત એક વર્ષ સુધી કાયદેસરની લડત આપેલી. જેમાં પત્રવ્યવહાર વિ. નો રૂા. ૧૦૦૦/– થી ૧૫૦૦/– જેટલો ખર્ચ થયેલો અને છેલ્લે રૂા. ૧૪૫૦૭/– અંકે રૂપિયા ચઉદ હજાર પાંચસો સાતની રકમનો ચેક જીલ્લા તિજોરી

અધિકારીની કચેરી ભરૂચ તરફથી મારા નામનો ફાળવવામાં આવેલો. હવે પૂછવાનું એ કે મારે પાંચ બહેનો છે. તો છટ્ઠા પગાર પંચના તફાવતના મળેલ નાંણાં માં કોનો હિસ્સો લાગે ? મારે એકલાને ઉપરોકત રકમ લઈ લેવાની કે પછી પાંચ બહેનોને પણ હિસ્સો આપવાનો ? જો હિસ્સો આપવાનો થાય તો મને કેટલા મળે ? અને બહેનોને કેટલા હિસ્સા મળે તે લખી જણાવશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما આપે સવાલમાં વાલિદૈનના તફાવતના નાંણામાં જે ઉલ્લેખ કર્યો છે તે તેઓને સરકાર તરફથી આપવામા આવતા પેન્શન નો જ એક હિસ્સો હોય તેના હકદાર તેઓ જ ઠેરવવામા આવ્યા છે. હવે જયારે તેઓ હયાત નથી. તો એ નાંણાં તેમના વારસદારોમાં શરઈરીત મુજબ વહેંચવામાં આવશે. અલબત્ત તે મેળવવા માટે પત્ર વ્યવહાર માટેનો જે કંઈ ખર્ચ આપે કર્યો છે. તે બાદ કરી બાકી બચતા નાંણાંના સાત–ભાગ કરી બે–ભાગ આપ લઈ લેશો અને પાંચ ભાગમાંથી દરેક બહેનને એક–એક ભાગ આપશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. મા બાપ ના નામ ઉપર બનાવવા કે ખરીદવામાં આવેલ મકાન કોનું ?

**સવાલ :–** હમો જયારે બધા ફેમીલીમાં સાથે રહેતા હતા ત્યારે લેસ્ટરમાં ઘરમાં તંગી પડવાથી મેં એક જુદુ મકાન લીધેલું, હમારા બાવા

અને માં સાહેબાના નામ ઉપર, જેની કિંમત ૮૬૦૦/– પાઉન્ડ હતી. જેમાંથી ૬૮૦૦/– પાઉન્ડ બેંકમાંથી લોન લિધેલા અને ૧૬૦૦/– પાઉન્ડ મારા મોટા બાવા પાસેથી ઉછીના લીધેલા અને મેં ૬૦૦/– પાઉન્ડ ખર્ચેલા સોલીસીટર વિગેરેના ખર્ચમાં. ત્યાર પછી હમારા બહેને પેલા ૧૬૦૦/– પાઉન્ડ ભરી દીધેલા. અને ફેમીલીએ ૨૮૦૦/– પાઉન્ડના હપતા બેંકમાં ભરેલા. ઉલ્મા હઝરાતે બેંકથી આવી લેવડ–દેવડ બરાબર નથી એવું કહેલું તો મેં બાકીના બેંકમાં ૪000/– પાઉન્ડ ભરીને ઘરને છોડાવી લીધેલું, મેં કંઈ પણ નિય્યત કરેલી નહિં કે ઘર મારૂ છે કે મારા બાવાનું. હવે આ ઘરમાં બાવા સાહબ એકલા જ રહે છે. માં સાહેબાના ગુજરી જવા પછી બાવા સાહેબ વિલ–વસીયત કરવા માંગે છે. તો કેવી રીતે વસીયત કરવી અને મારો અને મારા બહેનનો કેટલો ભાગ થાય ? બહેને પણ કોઈ નિય્યત કરેલી નહિં. કે ઘર મારૂં કે મારા બાવાનું ? તો આપ હઝરતથી ગુજારીશ છે કે આ ઘરની માલિકી કોની ? હમારો કેટલો હિસ્સો ? બાવા સાહેબ કેવી રીતે વસીયત કરે ? તે જણાવશો.

જવાબ :–حامداً ومصلياً ومسلماً આપણા સમાજના ઉર્ફ મુજબ જયારે સંયુકત કુટુંબમાં માં–બાપની સાથે રહેતા દિકરાઓ મા–બાપના નામ પર મકાન બનાવે અથવા ખરીદ કરે છે. તો તેનો મતબલ એ હોય છે કે આ મકાન માં–બાપનું જ છે. પોતાની આગવી મિલ્કત વસાવવાની નિય્યત હોતી નથી. અગર એવી નિય્યત હોય તો પહેલેથી માં–બાપ સાથે ખુલાસો કરી તે મુજબ ખરીદનાર અથવા બનાવનાર દિકરો પોતાના નામે તે મકાન

રાખે છે. જેથી પૂછેલી સૂરતમાં આપે જે મકાન લીધું હતું. તેના માલિક મા–બાપ જ ગણાશે. આપ જે લખો છો કે આપે કંઈ પણ નિય્યત કરેલી નહિં. તેનો મતલબ પણ એજ લેવામાં આવશે કે આપ આ મકાન સમાજના રૂઢિરિવાજ મુજબ લઈ રહયા છો. બહેને પણ જે રકમ ભરી હતી તેનો મતલબ પણ એજ સમજવામા આવશે.

બાવા સહેબ જે વસીયત કરવા માંગે છે તેમાં અગર તેઓ દિકરા–દિકરીઓમાંથી કોઈકના માટે વસીયત કરવા માંગતા હોય, તો શરઈરૂએ તેમની આ વસિય્યત વારસદાર માટેની હોવાને લઈ મોઅતબર ગણાશે નહિં. અલબત્ત અગર કોઈ નેક કામ માટે વસિય્યત કરી રહયા છે તો તે શરીઅતના કાનુન મુજબ એક તૃતિયાંશ ભાગમાં મોઅતબર ગણાશે ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. સરકારી રેકાર્ડ ઉપર કરેલી વારસાઈ નો કફ્ફારો :–

**સવાલ :–** મર્હુમાએ અવલાદ લડી ન મરે તેથી તેની હયાતીમાં સરકારી રેકાર્ડ ઉપર વારસાઈ કરી છે. હયાતી સુધી પોતે વહીવટ કરતી હતી. તો આવી હયાતીની વારસાઈ ચાલે કે કેમ ? અગર ના તો નાજાઈઝ વારસાઈનો ગુનોહ લાગુ પડશે કે કેમ ? તેનો કફ્ફારો જણાવવા મહેરબાની.

**જવાબ :–** حامدا ومصليا ومسلما માણસ જયાં સુધી હયાત હોય ત્યાં સુધી પોતાની બધીજ માલ–મિલ્કતોનો માલિક અને મુખ્તાર છે. તેના

સંભવીત વારસદારોનો એની એ મિલ્કતમાં કોઈ હિસ્સો નથી. જેથી મર્હુમહએ પોતાની ઝિંદગીમાં અવલાદ માટે સરકારી રેકાર્ડ ઉપર જે વારસાઈ કરી છે તે શરઈરૂએ વારસાઈ નથી માત્ર એક સરકારી વિધી છે. હવે જો સરકારી રેકાર્ડ ઉપર કરવામાં આવેલ એ વારસાઈ શરીઅત મુજબ હોય, તો તે દુરૂસ્ત છે. કિંવા વારસદારો શરીઅત મુજબ વહેંચણી કરી સરકારી રેકાર્ડ મુજબ નોંધણી કરાવી આપે અને જો તે શરીઅત મુજબ નથી, તો મરનારને વારસદારોના હક મારવાનો ગુનોહ અને તે ઉપર શરીઅતમાં આવેલ વઈદ લાગુ પડશે. એનો કફફારો એ છે કે વારસદારો શરીઅત મુજબ વહેંચણી કરી દરેક વારસદાર ને શરીઅત મુજબ મળતો તેનો હક આપે તો મર્હુમહ ખુદાઈ પકડથી બચી શકે છે. તેણી માટે દુઆએ મગફિરત પણ કરતા રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. આપસમાં મળી સમજી વહેંચણી કરી લીધા બાદ એક વારસદારનું જમીન નામ પર કરી લઈને ભાડું વસૂલ કરવું

**સવાલ :—** મારા દાદા નો ઈન્તેકાલ થયો ત્યારે તેમના વારસદારોમાં ૫ છોકરા નંબર (૧) ઝેદ, નંબર (૨) અમર, નંબર (૩) બકર, નંબર (૪) ખાલીદ, નંબર (૫) ઉમર, અને ૩ છોકરી નંબર (૧) બહેન સબીહા, નંબર(૨)બહેન જરીના, અને નંબર (૩) બહેન રહીમા.

મર્હુમની મીલકતમાં ઉપરના ૮ વારસદારોમાં વહેંચણી થઈ જેમાં નંબર (૩) બકરે મીલ્કત વહેંચણીમાં તોફાન ઉભું કરતાં પ્રથમ એમને ઘર

બાંધવાની જમીન તેમ આંબાવાડી તેમ ખેતીની જમીન આપી દીધી. બાકીના વારસદારોમાં ૪ ભાઈ અને ૩ બહેને આપસમાં જમીનની વહેંચણી કરી અને સાદા કાગળ પર લખાણ કર્યું જેમાં દરેકના ભાગે જમીનનના સર્વે નંબર – વીંઘાં–આકાર–કિંમત નો આંકડો જણાવ્યો. અને દરેકની કિંમતમાં તથા વીંઘા વિગેરેમાં ફરક રહયો અને એ કિંમત નો ફરકનો ફેસલો કેવી રીતે કર્યો તે મારી જાણમાં નથી. પરંતુ એજ પ્રમાણે દરેક વારસદાર પોતાના પાસે આવેલી મિલકતમાં વહીવટ કરતા આવ્યા છે. જેમાં નંબર (૪) ખાલીદ તથા નંબર (૧) બહેન સબીહા તેમ નંબર (૨) બહેન જરીના ના હિસ્સાની વહેંચણીના કાગળ નથી. હવે નંબર (૫) ઉમર ભાઈ પાસે હિસ્સામાં આંબાવાડી તથા એક નંબર ૭ વીંઘાનો ઘરવાડાનો આવ્યો. તેમાં ચાર ભાઈ અને ૩ બહેને એવું નક્કી કરેલું કે આંબાવાડીમાં કેરીમાં દરેક નો ભાગ તથા બીજા ભાઈઓની જમીનમાં આંબા હોય તેમાં પણ ૪ ભાઈ અને ૩ બહેને ભાગે કેરી ખાવી, જે નંબર (૫) ઉમરભાઈ પાસે આંબાવાડી હિસ્સામાં છે તે આંબાવાડીની કેરી ૧૯૩૯–૪૦ સુધી દરેક ભાઈ બહેન વહેંચીને ખાતા અને ૧૯૪૦ પછી એકલા નંબર (૫) ઉમર ભાઈ ખાય છે. પણ બીજા ભાઈની જમીનમાં આંબા છે તેની કેરી આજે પણ ભાઈઓમાં વહેંચાય છે. તેમ જે એક નંબર ૭ વીંઘાનો ઘર વાડા નો ઘર બનાવવા માટે જે ૪ ભાઈ, ૩ બહેન ના ઘરો બનાવવા નક્કી થયેલું તે ઘર બાંધવા માટેની જમીનમાં પહેલાં નંબર (૪) ખાલીદ ભાઈએ ૧૯૩૫ માં ઘર બનાવ્યું અને નંબર (૧) ઝેદ બર્માથી

૧૯૩૮માં આવ્યા તો તેમણે પણ નંબર (૪) ખાલીદ ભાઈના બાજુમાં ઘર બનાવ્વા લાકડા લાવ્યા, પણ નંબર (૫) ઉમર ભાઈએ બર્માથી તાર મારફતે જણાવ્યું કે નંબર (૪) ખાલીદ ભાઈના બાજુમાં નંબર (૩)બહેન રહીમાનું ઘર બનાવશું અને નંબર (૩) બહેન રહીમા ના બાજુમાં નંબર (૫) ઉમર ભાઈનું ઘર બનાવશું. આ ખબર મળતા નંબર (૧) ઝેદે નંબર (૪) ખાલીદ ના બાજુમાં ઘર બનાવ્યું નહીં અને નંબર (૧) ઝેદને નંબર (૪) તથા નંબર (૫) તથા નંબર (૩) બહેન મરયમના ઘરના પાછળની જમીન ઘર માટે દેવામાં આવી. તેમ નંબર (૧) ઝેદના બાજુમાં નંબર (૧) બહેન આઈશા ને ઘર માટે તેમ નંબર (૨) બહેન જરીનાને નંબર (૧) બહેન આઈશાના બાજુમાં તથા નંબર (૨) અમર ભાઈને નંબર (૨) બહેન ફાતમાના બાજુમાં ઘર બાંધવા જમીન દેવામાં આવી. અને દરેક ભાઈ બહેનોએ પોત પોતાનો કબજો પોતે લીધો અને હદ નક્કી કરી વાડ પણ કરી લીધી. નંબર (૫) ઉમર તથા નંબર (૩) બહેન રહીમાએ ૧૯૪૩માં ઘર બનાવ્યું. તેમ નંબર (૧) ઝેદ ને ઘર બનાવા જે જમીન આપેલી તે જમીન પાછલા ભાગમાં હોવાથી એ જગ્યાએ ઘર બાંધવાનો ઈરાદો પડતો મૂકયો અને એ આપેલી જમીનના આગલા ભાગે બીજી જમીન ખરીદ કરી ઘર બનાવ્યું અને ઘર માટે ફાળવેલ જમીનનો કબજો કરી ને એ જમીનમાં લાકડા વિગેરે બળદ ગાડા મૂકવાનો ઉપયોગમાં લીધો જે કબજો ૧૯૩૮માં લીધો તેમ નંબર (૧) ઝેદ નો ૧૯૪૨ માં ઈનતેકાલ થયો. તેમના વારસદારો માં ૮ છોકરા ને ૨ છોકરી અને એક ઔરત હતા. હું પોતે નંબર

(૧) ઝેદના વારસદારમાં છું. વાલીદ સાહબના ઈન્તેકાલ પછી એ ઘર બાંધવાની જમીન નો કબજો તેમ વહીવટ વારસદારો કરતા, જેમાં કોળયું બનોવેલું હતું જેમાં ઘોડા બાંધતા. વાલીદ સાહબના ઈન્તેકાલ પછી હમું પાંચ ભાઈ ૧ બહેન તથા મારી વાલેદહ નો વહીવટ નંબર (૫) ઉમર ભાઈ કરતા તે વખતે હમું ૫ ભાઈ ૧ બહેન સગીર હતા. છતાં ઘર બનાવવા માટે જમીનનો વહીવટ મારી વાલેદહ કરતા હતા. અને હમું સગીર મુકત થતાં ઘર બનાવવા માટેની જમીનનો વહીવટ હું મારી વાલેદહ સાથે કરતો અને વાલેદહ ના ઈન્તેકાલ પછી હાલ હું વહીવટ કરૂં છું. તેમ ઘર બનાવવાની જમીનમાં મેં ૧૯૭૨માં મરઘા ફાર્મ પણ બનાવ્યું અને તે આજે પણ મિલકત છે. જે જમીન ૪ ભાઈ ૩ બહેન ને ઘર બનાવા માટે આપી એ જમીન નંબર (૫) ઉમર ભાઈ ના નામે ૧૯૩૮ પહેલાથી ચાલે છે. તથા એ જમીન આજે પણ એમના નામે છે. અને સરકારી મહેસુલ નંબર (૫) ઉમરભાઈ પુરી જમીનનો ભરે છે. તેમ નંબર (૫) ઉમરે ભાઈઓ તેમ બહેનોના કબજામાં ઘર બનાવા જમીન આપેલી તેનું મહેસુલ માંગ્યું પણ નથી, અને કોઈએ જમીન પોતાના નામે કરવા તકલીફ લીધી નહી. દાદા ના વારસદારો પણ લાંબા ટાઈમથી ઈન્તેકાલ કરી ગયા અને ઈન્તેકાલ થયેલાના વારસદારો વહીવટ કરતા છે. નંબર (૫) ઉમરે એમના નામે જમીન ચાલતી હોવાથી જમીનનું કિરાયું મારી વાલેદહ પાસે લીધું જેમાં નંબર(૪) ખાલીદભાઈ હયાત હતા તે વખતે તેઓ મારી વાલેદહ ને કહેતા કે કિરાયું આપવું નહી એ જમીન તમારી જ છે. અને એ જમીન ઘર

બનાવા દરેક ભાઈ બહેન ને ફાળવેલી છે. પણ નંબર (૫) ઉમર ભાઈ હમારો વહીવટ કરતા હોવાથી જગડો ન થાય તે હિસાબે વાલેદહ કિરાયું આપતા પણ મારા વાલીદ સા. એ કોઈવાર કિરાયું આપયું નથી. તેમ અમૂકવાર બીજા મારા ફોઈના છોકરા પાસે તેઓને આપેલી જમીનનું કિરાયું લેતા, તે વગર બીજા કોઈ ભાઈઓએ કિરાયું આપયું નથી અને મેં મરઘાફાર્મ ૧૯૭૨ માં બનાવ્યું ત્યારથી મારા સાથે કિરાયા બાબત ઝગડો થતાં મેં પણ કિરાયું આજ સુધી આપ્યું નથી.

મૂખ્ય સવાલ એ છે કે નંબર (૫) ઉમર મારા કાકા થાય છે એમના છોકરાઓ મારા વાલીદ સા. ને ફાળે આવેલી જમીન જે ઘર બનાવા માટેની છે તેનો કબજો માંગે છે.જયારે મારા વાલીદ સા. હયાત હતા તે વેળા ફરી પાછળથી એજ જમીનમાં ઘર બનાવા ઈરાદો કર્યો. પણ વાલીદ સા. નો ઈન્તેકાલ થઈ ગયો એટલે ઘર બનાવી શકયા નહી. અને મારા મોટા ભાઈ ની ઔરત કહે છે કે વાલેદ સાહબે મારી તેમ વાલેદહ તેમ ફોઈમા ના રૂબરૂ મીસ્ત્રીને વાત કરી કે પાછળ મારૂ ડવું ઘર બનાવવા માટે છે. તેમાં મારા છોકરાઓ માટે એક માળ નું ઘર બાંધશું અને મોટા ભાઈની ઔરત હયાત છે તે વગર મારી વાલેદહ કહેતા કે નંબર (૫)ઉમરભાઈને મારી હાજરીમાં રૂબરૂ વાલેદ સાહબે કહયું કે ડવાવાળી જમીન જે મારા ઘર બનાવવા માટે છે, તેમાં મારા છોકરાઓ ઘર બનાવશે તે વખતે પણ ઉમર ભાઈએ કબૂલ કર્યું હતુ. જે મારી વાલેદહ એ હમુને વાત કરેલી, તેનો હું તથા મારી બહેન મૈમુના ગવાહ છે. તેમ વારંવાર મારી કાકીને મારી વાલેદહ કહેતા કે એ

ઘરવાળી જમીન આપણી હયાતીમાં નામ ફેરફાર કરી લઈએ પણ જવાબમાં કહેતા કે ઉમરભાઈને વાત કરો પણ આજ સુધી ફેરફાર કર્યું નહી.

હવે જયારે નંબર (૫) ઉમર ભાઈ ના છોકરાઓએ મારી પાસે જમીન નો કબજો માંગ્યો ત્યારે મેં મારા કાકા ઉમર ને પુછયું કે ઘર બનાવા જે જમીન હમારા હિસ્સે આવી છે તેમાં મારી વાલેદહ ની રૂબરૂ તમારી મારા વાલેદ સાહબ સાથે વાત થયેલી કે એ જમીનમાં મારા છોકરાઓ ઘર બનાવશે તો તમુએ કહયું કે હા હું કબૂલ કરૂં છું કે તે તમારા છોકરાઓના ઘર બનાવા માટે છે તો જવાબમાં મારા કાકા ઉમર કહે છે કે મને કાંઈ યાદ નથી. જમીન કાકા ના નામે હોવાથી એમના છોકરાઓ કબજો માંગે છે તો મારે શું કરવું ?

અને એજ રીતે નંબર (૨) અમર ભાઈ તથા નંબર (૧) બહેન સબીહા ને ઘર બાંધવા માટેની જમીન નો કબજો ૧૯૩૮ પહેલાંથી એઓના પાસે હતો.અને એમના ઈન્તેકાલ પછી એમના વારસદારો પાસેથી ૧૯૮૮ના ચોમાસા પહેલા ઝબર દસ્તી સરકારી દફતરે પોત પોતાનું નામ ચાલુ હોવાના આધારે લઈ લીધો છે. અને હવે દાનત બગાડી મારી જમીન ઉપર ઝબર દસ્તી કબજો કરવા માંગે છે.

મુખ્ય સવાલ એ છે કે એવી રીતે ઝબર દસ્તી કરી કોઈની જમીન ઉપર તરાપ મારી લઈ લેનાર માટે શું. વઈદ છે?

૪ ભાઈ અને ૩ બહેને જે ઘર બનાવા માટે જમીનની વાત નક્કી કરેલી તે જમીન નંબર (૫) ઉમર ના નામે છે. એ જમીન માં નંબર (૪)

ખાલીદ ભાઈનું ઘર બનેલુ છે. તથા નંબર (૫) ઉમર ભાઈનું ઘર બનેલું છે. તેમ નંબર (૩) બહેન રહીમાનું ઘર બનેલું છે. તથા નંબર (૧) ઝેદની જમીન માં મરઘા ફાર્મ બનેલું છે. તથા બીજા વારસદારોના કબજામાં જમીન હતી.

શું ભાઈ બહેનોની ભાગીદારી નો કબજો હું શરઈ રીતે આપી શકું યા નહી. અને મારા ભાઈઓ બાહર છે, તેમના ઉપર કાગળ લખતાં તેઓએ જવાબ આપ્યો કે જમીન આપણીજ છે એનો કબજો સોંપવો નહી. અને મારા કાકાની હયાતીમાં તેમના છોકરાઓને મારી પાસે શરઈ રીતે માંગવાનો અધિકાર ખરો ?

તેમ એ જમીનમાં મેં મારા હાથે ઝાડો રોપેલા છે. જેમાં વાંસઝાડ–પીપરડીના ઝાડો, બોરડી, લીમડો વિગેરે રોપેલા છે. તો શરઈ રીતે એ મારા રોપેલા ઝાડોનો હક કોનો થાય આપ તે પણ જણાવવા મહેરબાની કરશો.

તેમ અમારા સર્વે ભાઈ બહેનો અને મર્હુમ ભાઈના વારસદારોના રક્ષણ ના હેતુથીજ મારો કબજો ચાલુ રાખું અને એ માટે સરકારી કોર્ટ નો સહારા લઉ તો એ માટે શરીઅત મને ઈજાઝત આપે કે નહી. તેનો ખુલાશો લખશો.

**જવાબ :–** حامداً ومصلياً ومسلما આપે સવાલમાં લખ્યું છે " હવે નબર (૫) ઉમરભાઈ પાસે હિસ્સામાં આંબાવાડી તથા એક નંબર ૭ વિંઘાનો ઘરવાડાનો આવ્યો" એમાં " હિસ્સામાં આવ્યો " એ શબ્દોનું સ્પષ્ટીકરણ જરૂરી હતું કે તેનો શું મતલબ છે? આપના એ શબ્દનો એક મતલબ એ

થઈ શકે છે કે વહેંચણીમાં એ બન્નેવ મિલ્કતો એમને આપવામાં આવી અને બીજો મતલબ એ પણ થઈ શકે છે કે સરકારી દફતરે એ બન્નેવ મીલ્કતો એમના નામે રાખવામાં આવી. બન્નેવમાંથી જે મતલબ હોય તેની ચોખવટ જરૂરી હતી. અલબત્ત આપે આગળ જતાં જે હકીકતો લખી છે.તેને નજર સમક્ષ રાખતાં હું બીજો મતલબ સમજયો છું. અને તે મુજબજ જવાબ લખી રહયો છું. માટે એટલું યાદ રહે કે જો એ (આપના શબ્દોનો આ) મતલબ નથી બલ્કે પહેલો મતલબ છે તો હુકમ બદલાઈ જશે. હવે અસલ સવાલ નો જવાબ રજુ કરૂં છું.

આપની લખેલી હકીકત મુજબ જયારે મરહુમ દાદા ના વારસદારો એ મળી સમજી સૌ પ્રથમ એક વારસદાર છોકરા નંબર (૩) બકર ને તેમના વારસાઈ હક બદલ જમીન આંબાવાડીયું વિ. અલગ કરી આપ્યું. ત્યાર પછી બાકી રહેલ મીલ્કત ની સૌએ આપસમાં મળી સમજી વહેંચણી કરી દરેક ને માટે વ્યકિતગત રૂપે નક્કી કરેલ મીલકત તેમને આપી દીધી અને એક વાડામાં બાકી રહેલા સાત વારસદારો માટે ઘર બનાવવાનું અને આંબાવાડીયાની કેરીઓ સૌએ વહેંચીને ખાવાનું નક્કી કર્યું તો અગર તમામ વારસદારો આકિલ–બાલિગ હોવાની સાથે વહેંચણી વખતે હાજર હતા, અથવા જે વારસદાર હાજર ન હતા તેમના તરફ થી તેમના વકીલ કિંવા એમણે નક્કી કરેલ પાવરદાર હાજર હતા, અથવા ગેર હાજર વારસદારે પાછળથી તે વહેંચણીને માન્ય રાખી તો એમણે મળી સમજીને આપસમાં કરેલી આ વહેંચણી શરઈ રીતે સહીહ થઈ ગઈ. (દુર્રે–મુખ્તાર–શામી ૪/૫૩૬)

وصحت برضاالشركاء الا اذا كان فيهم صغير او مجنون لا نائب عنه او غائب لا نائب عنه لعدم لزومها حينئذ الاباجازة القاضى او الغائب او الصبى اذا بلغ او وليه(الدر المختار)(قوله صحت)ما مر فى القسمة بالجبر وهذا فى القسمة بالتراضى(شامى ٥/١٨٠)اخرجت الورثة احدهم عن التركة وهى عرض او هى عقار بمال اعطاه له او اخرجوه عن تركة هى ذهب بفضة دفعوها له او على العكس او عن النقدين بهما صح فى الكل صرفا للجنس بخلاف جنسه قل ما اعطوه او كثر الخ (الدر المختار على هامش الشامى ٤/٥٣٦)

ત્યાર પછી આપસમાં મળી સમજી દરેક વારસદારે પોત-પોતાની સગવડ મુજબ તે વાડામાંથી જમીનનો એક-એક ટુકડો ઘર બનાવવા માટે અલગ કરી લઈ લીધો.અને કેટલાકે એમાં ઘર બનાવી પણ લીધું. જયારે કેટલાકે એમાં ઘરતો ન બનાવ્યું પણ ઘર બનાવવા માટેની જમીનનો ટુકડો પોતાના કબજામાં લઈ તેના ઉપર સ્વતંત્ર વહીવટ કરવા લાગ્યા. તો આપસની સમજુતીથી સૌના ઘર બનાવવા માટે રાખવામાં આવેલ વાડાની વહેંચણીનું અમલી સ્વરૂપ નક્કી થઈ ગયું. હવે જો તે ટાણે કોઈ વારસદારે આ વહેંચણી ઉપર વાંધો નથી ઉઠાવ્યો તો દરેક ના કબ્ઝા-હિસ્સામાં આવેલ ટુકડો તે વારસદારનો થઈ ગયો. અને એના મૃત્યુ પછી તે મિલકત તેના વારસદારો તરફ ટ્રાન્સફર થઈ. (રસાઈલ ઈબ્ને આબેદીન ૨/૧૨૯)

فانهم صرحو بان التصرف القديم من اقوى علامات الملك وقال

الامام ابو یوسف فی کتاب الخراج ولیس للامام ان یخرج شیئامن ید احد الا بحق ثابت معروف انتھی(رسائل ابن عابدین ۲/ ۱۲۹)

તે વાડો માત્ર એક વારસદારના નામે ચાલતો આવેલો હોવાથી તે એક વારસદાર ને અથવા તેના પછી તેના દિકરાઓને એ હક નથી પહોંચતો કે બીજા વારસદારો અથવા તેમના મૃત્યુ પછી તેમના વારસદારો પાસેથી તે જગ્યા નું કિરાયું વસૂલ કરે. અથવા તે જમીન લઈલે. અને ઉપરોકત સમજાુતી તેમજ એક મુદત સુધી તે મુજબ અમલ થયા પછી જો કોઈ વારસદારના મૃત્યુ પછી સરકારી દફતરે જેનું નામ છે તે વારસદાર માત્ર એટલી બુન્યાદના આધારે મૃત્યુ પામનાર વારસદાર ના વારસદારો પાસેથી (તેઓના વહીવટ હેઠળ છે તે મજબુરીનો લાભ લઈ) કિરાયું વસૂલ કરશે તો ગુનેહગાર ઠરશે. અને જો વસૂલ કર્યું હશે તો તે પાછું આપવું પડશે. અને એજ આધારે જો તેમની પાસેથી જમીનનો જબરદસ્તી કબ્જો લઈ લેશે તો તે ગસબ કહેવાશે. જે શરઈ રૂએ ના જાઈઝ અને હરામ છે. અને હદીસે પાકમાં એના માટે સખ્ત વઈદ આવેલી છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે જેણે (કોઈની) એક વેંત જમીન પણ ઝૂલ્મથી લઈ લીધી તો તે જમીન નીચેની સાત જમીનો સહીત એના ગળામાં કિયામતના દિવસે પહેરાવવામાં આવશે. (મિશ્કાત શરીફ પેજ ૨૫૪) હવેજયારે એ જમીન આપના વાલીદ સાહબ તરફથી વારસાઈમાં આપ સૌ ભાઈ બહેનોને મળી છે. અને તે તમામ તરફથી આપે તે ઉપર કબ્ઝો રાખ્યો છે. તો તે સૌ વારસદારોની દિલી સંમતિ અને રજા વગર આપ કોઈને સોંપી કે દઈ શકતા નથી. અને એમાં રોપેલા ઝાડો

આપનાજ છે. અને જો આપના માટે આપના આ હકની જાળવણી સરકારી મદદ વગર અશકય હોય તો એ માટે આપ કોર્ટ નો સહારો પણ લઈ શકો છો. જો કે એમાં બન્નેવ પક્ષો માટે આબરૂ અને માલનું નુકશાન હોવાને લઈ બેહતર એજ છે કે આપસમાં મળી સમજી બીજા દીનદાર અને વગદાર વ્યકિતઓને વચ્ચે રાખી પતાવટ કરી લીઓ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. સહિયારી મિલ્કતોની વહેંચણીની રીત. વારસદારોને પુછવા વગર કરેલ વહેંચણી રદ બાતલ છે.

**સવાલ :–** અમારા વાલિદ સાહબનો ઈન્તેકાલ ૧૯૯૧ માં થયો હતો. ત્યાર પછી ૨૦૦૪ માં મા સાહેબા પણ અલ્લાહ તઆલાની રહમતમાં ચાલ્યા ગયા છે. અમે પાંચ ભાઈ અને અમારી પાંચ બહેનો છે. હવે ભાઈ નંબર બે અને ચારે મળી બાજીની મિલ્કતની વહેંચણી કરી છે. વહેંચણી કોઈ પણ ભાઈ બહેનના સંપર્ક અથવા સલાહ મશ્વેરા વિના જ કરી આપવામાં આવી છે. એક ભાઈ હોવાના નાતેથી મારો કોઈ સંપર્ક કર્યો નથી. જેના માટે હું બારી તઆલાની કસમ ખાઉ છું.

અમારા મર્હુમ બાજીનું એક ખેતર છે.આ ખેતરની કીંમત પણ આ બે ભાઈઓએજ મળીને આંકી પોતે બે ભાઈઓ એ કોઈ પણ ભાઈ બહેનનો મશવેરા વગર, પુછવા વગર વહેંચી આપ્યું છે.

ગયા વર્ષે જયારે હું અહિંયાં આવ્યો ત્યારે મને મારો વારસાનો હિસાબ ચાર વર્ષ પછી આપવામાં આવ્યો. હિસાબ જોઈ અને ખેતરની

આંકેલી કિંમત જોઈ હું એકદમ અચંબામાં પડી ગયો કે શું બાજીનું ખેતર જે એક સારુ, ખેતી લાયક અને આંબાના ઝાડો પણ આવેલા છે તેની આવી કીમત? ઓગણીસ વર્ષ પછી પણ કીમતમાં કોઈ તફાવત આવ્યો જ નહીં?

હવે સવાલો આ છે કે...

(૧) શું આવી રીતે આ બે ભાઈ અથવા ત્રણ ભાઈઓ જ અન્ય બીજા ભાઈ–બહેનો ને પુછવા અથવા સલાહ મશ્વરા વગર આપસમાં ખેતરની કિંમત આંકી એક બીજાને આપી દે, શરીઅતે મુતહહરાની નઝરમાં કયાં સુધી સહીહ છે? શું આ રીતની તકસીમ આપણી શરીઅત પ્રમાણે છે ? અને વાસ્તવિકતા આ છે કે આ બે ભાઈઓને અમારા મા–બાજી તરફથી વહેંચણી કરવા બાબત વકીલ બનાવવામાં આવ્યા નથી. અને ન અમે તેઓને વકીલ બનાવ્યા છે.

જવાબ :– حامداً ومصلياً ومسلماً શરઈરૂએ સહિયારી મિલ્કતોની વહેંચણી ની બે રીતો છે. (૧) ભાગીદારોની આપસની રજામંદી વડે વહેંચણી (૨) કાઝીના આદેશ વડે વહેંચણી (દુરરૂલ હુક્કામ ૩/૧૦૮)પહેલી વહેંચણીમાં આપસની રજામંદીથી વહેંચણી કરે અથવા કાઝી સમક્ષ વહેંચણી ઉપર પોતાની રજામંદી જાહેર કરે. બીજી વહેંચણીમાં કાઝી સમક્ષ કોઈ ભાગીદાર તરફથી અરજી વડે કરવામાં આવેલ માંગણી ઉપર કાઝી અદાલતી ફૈસ્લા વડે આદેશ આપી વહેંચણી કરે (દુરરૂલ હુક્કામ ૩/૧૦૮)

પહેલા પ્રકારની વહેંચણી જે ભાગીદારોની આપસની રજામંદીથી હોય તેમાં દરેકે દરેક ભાગીદારનું રાજી હોવું જરૂરી છે. અગર એક

ભાગીદાર પણ ગેર હાજર હશે તો આ વહેંચણી દુરૂસ્ત ઠરશે નહી. અગર ભાગીદારોમાં કોઈ નાબાલીગ હોય તો એનો વાલી અથવા વસી તેનો કાયમ મકામ કહેવાશે.અને જો એ નાબાલિગનો કોઈ વલી અથવા વસી ન હોય તો હાકિમ તરફથી તેના વાલી મુકર્રર કરવામાં આવશે અને વહેંચણીનું તેની જાણમાં હોવું જરૂરી ઠરશે. (દુરરૂલ હુક્કામ ૩/૧૨૨)

શરઈરૂએ કોઈ પણ સહિયારી મિલ્કતની વહેંચણી દુરૂસ્ત થવા માટે ઉપર જણાવ્યા મુજબની શરતો છે. આપે પોતાના સવાલમાં જે વિગત દર્શાવી છે તે જોતાં આપના બે–ભાઈઓએ બાપુકી મિલ્કતની વહેંચણી માટે જે કઈ નક્કી કર્યું હતું તેમાં ઉપર મુજબની શરતો ન હોવાથી શરઈરૂએ તે બધુંજ રદબાતલ છે. વળી ખરી રીતે જોતાં તો ભાઈઓએ મિલ્કતની વહેંચણી કરી જ નથી, બલ્કે પોતાની રીતે તેની કિંમત લગાવી પોતે જ તેના માલિક બની બેઠા, હાલાંકે આ સૂરતમાં તો અન્ય ભાગીદારોનો હિસ્સો તેઓ ખરીદી રહયા હોય જરૂરી હતું કે કિંમત ઉપર બન્નેવ પક્ષોની રજામંદી હોવાની સાથે સાથે વેચનાર પક્ષ પોતાની મિલ્કત વેચવા ઉપર રાજી હોય. જયારે કે આપના લખ્યા મુજબ એમાથી કંઈ પણ થયું નથી. જેથી વાલિદ સાહબે છોડેલી બધીજ મિલ્કતોની વહેંચણી ત્યારે જ દુરૂસ્ત ઠરશે જયારે બધાજ વારસદારો આપસમાં મળી બેસી આપસની રજામંદીથી વહેંચણી કરે. અને જો કોઈ એક અથવા વધુ વારસદારો કિંમત આપી તે મિલ્કત પોતે રાખવા ચાહતા હોય તો જે વારસદારોનો હિસ્સો તેઓ ખરીદી રહયા છે તે વારસદારો નક્કી કરેલ કિંમત તેમજ વેચવા ઉપર રાજી હોય. અગર તેઓ મિલ્કતમાંથી જ પોતાના હિસ્સા મુજબ ભાગ લેવા

ચાહતા હોય તો તેઓને તેમનો હિસ્સો વેચવા ઉપર મજબુર કરી શકાય નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. વાલિદ સાહબે છોકરાની રકમથી ઘર ખરીદયું તેનો માલિક કોણ ?

**સવાલ :–** ઈ.સ. ૧૯૬૮ થી લઈને ૧૯૭૭ સુધી મારા કામનો પગાર મારા બાજી મારા પાસેથી લઈ લેતા હતા. હું તે પગાર મારા બાજીને વાપરવાની નિય્યતથી દેતો હતો. પછી ૧૯૭૮મા બાજીએ મને ઘરમાંથી છૂટો કરી દીધો, જયારે ઘરમાંથી નીકળ્યો ત્યારે બાજીએ મને કંઈ આપ્યું ન હતું, મારી મા સાવકા હતા. મારી પોતાની મા જયારે હું નાનો હતો ત્યારે ગુજરી ગયેલા, વાતથી માલુમ થયું કે મારા પગારથી બાજીએ પોતાના ઘરનું કર્ઝ પુરૂ કરેલું હતું. મારા છોકરાએ બાજીને ઘરના બારામાં પૂછેલું તો જવાબ માં કહેલું કે મારા ઘરનું તમામ કર્ઝ તારા બાજી તેમ મારા કામના પૈસા સાથે પુરૂ કરેલું. ૧૯૮૫ માં મારા બાજીએ તે ઘર વેચી નાખ્યું અને બીજુ ઘર લીધેલું. હાલમાં તે ઘરની કિંમત તકરીબન (૩૫૦૦૦/–)પાંત્રીસ હજાર પાઉન્ડ છે અને મારા બાજીનો મિઝાજ સખત હતો એટલે પૈસા માંગવાની હિમ્મત ન થયેલી અને બાજીનો ઈન્તેકાલ ૧૯૯૭માં થઈ ગયેલો અને હાલમાં મારા બાજીના ઘરમાં સાવકીમા રહેતા છે. ૧૯૬૮ થી ૧૯૭૭ સુધીમાં મેં મારા આટલા પાઉન્ડ (૩૮૮૦૦/–) દિધેલા હતા બાજી જયારે ગુજરી ગયા ત્યારે એટલા પૈસા ન હતા. અને જે પૈસા હતા તે શરીઅતના હિસાબે જેનો ભાગ લાગતો હતો

તેને આપી દીધેલા. હાલમાં બાજી નું જે ઘર છે તે વેચીને મારા પૈસા લેવાય કે નહિં ? અથવા ઘર એટલાનું હોય તો ઘર લેવાય કે નહિં તેનો જવાબ આપશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلماً આપ જયારે આપનો પગાર બાજીને વાપરવાની ની નિય્યતથી આપી દેતા હતા અને તેજ રકમ થી બાજીએ ઘર નું કર્ઝ અદા કર્યુ છે. તો હવે આપને પોતાની તે રકમ વાપસ લેવાનો હક નથી એ ઘર બાજીની માલિકીનું છે. અલબત્ત જેવી રીતે બાજીની બીજી મિલકતમાં દિકરા હોવાની હેસિયતથી આપને વારસાઈ હક લાગે છે, બાજીના એ ઘરમાં પણ આપનો વારસાઈ હક છે. જેને આપ વસૂલ કરી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. શરઈ વસીય્યતનામું :–

**સવાલ :–** હું ૬૫ વર્ષનો નિવૃત શખ્સ છું. મારી એક પત્નિ અને તેના દ્વારા થયેલ ત્રણ દિકરીઓ અને બે દિકરાઓ ધરાવું છું. પાંચેય બાળકોના સારી રીતે લગ્ન કરાવી આપેલ છે. દિકરીઓને પણ દહેજ સારા પ્રમાણમાં આપેલ છે.

મારી રોકડ કોઈ સંપતિ નથી. બે દુકાનો છે. જેને દિકરાઓ અલગ અલગ ચલાવી પોતાની રોઝી કમાય છે. અને બે ફલેટો છે. જેમાં બંને દિકરા અલગ અલગ તેમના બાળ બચ્ચાઓ સાથે રહે છે.

મારી ત્રણેય દિકરીઓ સુખી છે. તેમજ સાહિબેમાલના ઘરમાં છે તે જાણશો.

હું શરીઅત મુજબ વસીયત કરવા માંગુ છું. માટે કઈ રીતે વસીયત કરવી તે જણાવશો.

**જવાબ :–** حامداً ومصلیاً ومسلما અગર આપના ઉપર લોકોના અથવા અલ્લાહ તઆલાના હકો બાકી નીકળે છે તો આપના ઉપર વસિય્યત વાજિબ અને જરૂરી છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નો ઈર્શાદ છે કે :

દરેક તે માણસ જે અલ્લાહ તઆલા ઉપર અને કિયામતના દિવસ ઉપર ઈમાન ધરાવતો હોય અને તેની પાસે કોઈ વાત વસીય્યત લખવા લાયક મવઝુદ હોય તો તેના માટે બે રાત્રીઓ પણ વસીય્યત લખવા વગર પસાર કરવી જાઈઝ નથી. (તિરમીઝી શરીફ ૨/૩૩)

લોકોના હકોમાં, તેઓ પાસેથી લીધેલું કરઝ, પુરી વિગત સાથે, અથવા ઉધાર ખરીદી કરી હોય તેનું દેવું બાકી હોય તેની વિગત, કોઈની પાસેથી કોઈક વસ્તુ વાપરવા લીધી હોય અને મૃત્યુ સુધી પરત નહી કરી હોય, કોઈએ આપના પાસે કોઈ રકમ અથવા વસ્તુ અમાનત રૂપે મુકી હોય, તેની વિગત સાથે, તેને પરત કરવા માટે વસિય્યત કરવું જરૂરી છે. કોઈની વસ્તુ તોડી ફોડી, ખતમ કરી નુકશાન પહોંચાડયું હોય તેની નુકશાની અદા કરવા, તેમજ કોઈકની વસ્તુ છીનવી લીધી હોય, ચોરી વિ.થી લીધી હોય તો તે વસ્તુ પરત કરવા અને જો વસ્તુ બાકી નથી રહી તો તેની કિંમત વિ. પરત કરવા માટે વસિય્યત કરવું જરૂરી છે.

અલ્લાહ તઆલાના હકોમાં કઝા નમાઝો, કઝા રોઝાઓનો ફિદયો કાઢવાની વસિય્યત, ફરઝ થયેલી ઝકાત બાકી રહી ગઈ છે તેની

અદાયગીની વસિય્યત, હજ ફરઝ થઈ ચુકી હતી અને બાકી રહી ગઈ છે, તે કરાવવાની વસિય્યત, મન્નત માનેલી નમાઝ–રોઝાનો ફિદયો કાઢવાની વસિય્યત, મન્નત માનેલો સદકો કાઢવાની વસિય્યત કુરબાની અથવા સદકએ ફિત્ર વાજિબ થયા હોવા છતાં અદા નથી કર્યા તેની વસિય્યત વિ. કરવું જરૂરી છે. (દુર્રે મુખ્તાર, શામી ૫/૪૧૫ ઉપરથી)

અલ્લાહ તઆલાના હકો બાબત કરવામાં આવેલી વસિય્યત મરનારે છોડેલી મિલ્કતમાંથી કફન/દફનનો મધ્યમસરનો ખર્ચ અને બંદાઓના તમામ દેવાઓ (કરઝો) અદા કર્યા પછી બચેલા માલના ત્રીજા ભાગમાંથી અદા કરવામાં આવશે. તેનાથી ઉપર જવાની સૂરતમાં વધારા બાબત વારસદારોની મરજી ઉપર અવલંબિત રહેશે. (દુર્રે મુખ્તાર, શામી ૨/૧૧૭–૧૧૯)

અગર આપના ઉપર બંદાઓ તેમજ અલ્લાહ તઆલાનો કોઈ હક બાકી નથી નીકળતો, તો આપના ઉપર માલ/મિલ્કતને લગતી કોઈ વસિય્યત કરવી વાજિબ (જરૂરી) નથી. અલબત્ત અગર નેકીના કામો માટે કોઈ વસિય્યત કરવા ચાહો તો કરી શકો છો. શરઈ રૂએ વસિય્યત ઉપર અમલ માટે ત્રણ શર્તો આવશ્યક અને જરૂરી છે. (૧) કોઈ ગુનાહિત કામની વસિય્યત ન હોય(જે કામો બિદઅત છે, તેનો પણ ગુનાહિત કૃત્યોમાં સમાવેશ થઈ જાય છે. દા. ત. ત્રીજા, ચાલીસા વિ. ની વસિય્યત) (૨) કફન–દફનના મધ્યમસરના ખર્ચ તેમજ દેવાઓને બાદ કરી બાકી માલના ત્રીજા ભાગની હોય. (અગર ત્રીજા ભાગથી વધુ હશે તો તે વધારો રદ–બાતલ ઠરશે.) (૩) જે લોકો એની માલ–મિલ્કતના શરઈ રૂએ

વારસદાર ઠરે છે, તેઓમાંથી કોઈના માટે ન હોય. (દુર્રે મુખ્તાર શામી ભાગ પાંચમો)

અગર કોઈ મરનાર વ્યકિતના શરઈ વારસદારો માલદાર છે અથવા એમને હિસ્સે જે વારસો જશે તેના વડે માલદાર બની જાય છે, કિંવા એમની જરૂરતો પૂરી થવા માટે કાફી છે, તો એવી વ્યકિત માટે ત્રીજા ભાગથી ઓછાની નેક કામો માટે વસિય્યત કરવું મુસ્તહબ છે, અને જો એવું નથી તો નહિં કરવું મુસ્તહબ છે, તે છતાં કરશે તો દુરૂસ્ત લેખાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

–: સમાપ્ત :–